જ્જનોના સંસર્ગથી અસંખ્યેય લાભો છે. સજ્જનનો સમ્બન્ધ દુઃખનાશક સુખસંપાદક છે. પરાર્થૈકફલગુણવાન્ મહાત્માઓ સર્વથા ઉપકારક જ છે. ભર્તૃહરિ નિર્દેશે છે કેઃ–

"अहह महतां निःसीमानश्चरित्रविभूतयः"। नीतिशतकम्.

'અહો મહાજનોનાં ચરિત્રોની વિભૂતિઓ નિઃસીમ છે.' એ સત્ય છે.

વિવેકી કવિઓએ, તારાહાર–મુક્તાહાર, રત્નમાલાઓ, આદિ દીર્ઘાયુષ્યપ્રદ અમૂલ્ય સુવિચારનાં આભૂષણો રચ્યાં હોય છે તે, નામશેષ મહાજનોનાં જીવનચરિતરૂપ સુંદર અંગો ઉપર વિરાજતાં તે ઉભય પરસ્પર અધિક રમણીય તથા આકર્ષક થઈ શોભાવે છે, એટલું જ નહિ, કિન્તુ તેઓનાં દર્શન કરનારને અનુકરણ કરવા પ્રેરી અન્તે તેવા પ્રશંસક સત્કારકોને પણ પ્રશસ્ય સમાન કરે છે. એવો તે ઉભયનો અલૌકિક મહિમા છે. સંક્ષેપતઃ સજ્જનોનાં સુચરિતો સર્વથા સમાદરણીયતમ છે. પ્રસ્તુત ચરિત્ર એવાં મનોહર આભૂષણોએ શૃંગારવાને પ્રસંગોપાત્ત પ્રયત્ન કર્યો છે, એ પ્રતીત થશે.

પશુધર્મી મટી પુરુષાર્થસાધક થનાર મનુષ્યે સજ્જનોનાં ભૂષિત પ્રાણપ્રદ સચ્ચરિતોથી અનુપ્રાણિત થઇને ચરિતાર્થ થવું, એ જ પુરુષાર્થની પ્રાપ્તિ અને જીવનની સફલતા છે. તો અભ્યુદયના ઉત્સુકોએ અનુસરણાર્થે સચ્ચરિતના જ્ઞાનના લોભી થવા પ્રયતમાન થવું એ સર્વ પ્રકારે ઇષ્ટાર્થ અને પરમોન્નતિપરિણામક છે.

લાઙ્ગ્ફેલો નામક અમેરિકન કવિ કવે છે કેઃ–

"Lives of great men all remind us,
We can make our lives sublime;
And departing, leave behind us
Footprints on the sands of Time."—LONGFELLOW

દોહરા.

મહજ્જનોનાં જીવનો સ્મરણ કરાવે સાર,
કરીં શકિયે નિજ જીવનને આપણ ઉચ્ચ ઉદાર;
પછી મૂકિયે પશ્ચાત્ ઇહ, સદ્ગતિ જ્યારે હોય,
સમયનાં સિકતા ઉપરે પદમુદ્રાઓ સોય.

કાર્લાઇલ ઉપદેશે છે કેઃ–

"They (great men) are the leaders of men,......the modellers, patterns, and in a wide sense creators, of whatso-

ever the general mass of men contrived to do or to attain; all things that we see standing accomplished in the world are properly the outer material result, the practical realisation and embodiment, of Thoughts that dwelt in the Great Men sent into the world: the soul of the whole world's history, it may justly be considered, were the history of these.........One comfort is, that Great Men, taken up in any way, are profitable company. We cannot look, however imperfectly, upon a great man, without gaining something by him. He is the living light-fountain, which it is good and pleasant to be near. The light which enlightens, which has enlightened the darkness of the world,.........in whose radiance all souls feel that it is well with them."

T. Carlyle, Lecture I, *On Heroes and Hero-worship*, p. 1.

"History is of three kinds. It either represents a time, or a person or an action......The first we call chronicle, the second lives, and the third narratives or relations. Lives if they be well-written propounding to themselves a person to represent, in whom actions both greater and smaller, public and private, have a commixture, must of necessity contain a more true, native and lively representation.

"They are more purely and exactly true than history of times, because they may choose an argument comprehensible within the notice and instructions of the writer."

Lord Bacon. Bk. II., 4, 7.

લાર્ડ બેકન લખે છે કેઃ—'ઇતિહાસના ત્રણ પ્રકાર છે,–સમયદર્શક, પુરુષદર્શક, વા કર્મદર્શક. પ્રથમ પ્રકારને કાલક્રમ–ઇતિહાસ–કહે છે, દ્વિતીયને જીવનચરિત કહે છે, તૃતીયને કથન વા નિરૂપણ કહે છે. કોઈ એક વ્યક્તિને દર્શાવવા તે મિશ્ર કર્મો–મહત્ વા સ્વલ્પ, પ્રસિદ્ધ વા અપ્રસિદ્ધ–ના પ્રતિપાદક થવા જેણે અંગીકાર કર્યું છે એવાં જીવનચરિત્રોમાં અવશ્ય કરી અધિક સત્યા, સહજા, અને તેજસ્વિની પ્રતિમા હોય છે. જીવનચરિત્રો કાલક્રમ–ઇતિહાસ–કરતાં અધિક નિર્મલ અને યથાર્થ સત્ય છે, કારણ કે લેખકના લક્ષ્યને અને અધ્યયનને અનુસારી વિચાર વિષય જીવનચરિત્રોમાં વરણ થાય છે.' એ યથાવત્ છે. જીવનચરિત અનેક પ્રકારે ક્લેશદાયક છે.

વિક્રમ સંવત્ ૧૯૩૭ ની પ્રથમાવૃત્તિ સહ પ્રસ્તાવના તથા અનુક્રમણી-સૂચિપત્ર–ન હતાં. તે આ દ્વિતીયાવૃત્તિમાં ઉમેર્યાં છે. ચરિતનિરૂપ્યના સંબન્ધમાં આવેલા બહુ જનોમાંથી કેટલાક મનુષ્યો વિદ્યમાન હોય ત્યાં સુધી તેઓ સંબન્ધમાં કંઇ વિરુદ્ધ ભાવનું હોય તે નામ સાથે લખવું એ શંકાસ્પદ હતું, તેથી તે વેળા તેવાનાં નામ આપ્યાં ન હતાં, તથા કેટલાક પ્રસંગો ઐતિહાસિક થાય ત્યારે જ પ્રસિદ્ધ કરવા યોગ્ય ગણાય છે, તેવા પ્રસંગો પણ પશ્ચાત્ રાખ્યા હતા. તેઓમાંના કેટલાક આ આવૃત્તિમાં આપ્યા છે, અને કેટલાક ભાગ વધાર્યા પણ છે. અર્થાત્ આ દ્વિતીયાવૃત્તિ શોધિતા વર્દ્ધિતા વાસ્તવી છે.

જીવનચરિત્રની સામગ્રીનો સંગ્રહ કરવામાં બહુ જનોના આશ્રયની અપેક્ષા હોય છે. તેમાં ચરિતનિરૂપ્યના સ્નેહિસંબન્ધીઓનો આશ્રય મુખ્ય છે. આ ચરિત્રનિરૂપણમાં ભાવનગરસ્થ રા. રા. ગૌરીશંકર ઉદયશંકર, સામલદાસ પરમાનન્દદાસ, જૂનાગઢસ્થ રા. રા. મથુરાદાસ ભગવાનદાસ બક્ષી, નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ, અન્યસ્થ–ઉનાના મણિલાલ રણછોડજી તથા સુરતના રા. રા. પ્રાણલાલ મથુરાદાસ, અને સોમનારાયણ નરનારાયણ, પોરબંદરના વ્યાસજી જયકૃષ્ણ જીવનરામ, જન્મભૂમિ નડિયાદના મણિભાઈ યશભાઈ, તથા હરિદાસ વિહારિદાસ આદિ સ્નેહીઓ અને જૂનાગઢસ્થ રા. સારંગધર મૂલશંકર, દ્વારિકાદાસ મથુરાદાસ આદિ સંબન્ધીઓ, એઓ પાસથી ચરિત્રનિરૂપ્યનાં પત્રો તથા વૃત્તાન્ત મળ્યાં હતાં, તે સારૂ તેઓનો આભાર છે. પ્રથમાવૃત્તિ વાંચીને સુજ્ઞ ગોકુલજીભાઈના સ્નેહિસંબન્ધીઓએ અને અન્ય દેશીય વિદેશીય વાચકોએ પત્રદ્વારા બહુ સન્તોષ દર્શાવી અનુમોદન આપ્યું છે તે સારૂ તેઓનો પણ આભાર ચયો છે.

'સર્વ (અહંકારાદિ ઉપાધિના) ધર્મોનો પરિત્યાગ કરી નિર્મમ નિરહંકાર થઈ, બ્રહ્મનિષ્ઠને શરણ જઈ, 'तत्त्वमसि। सर्वं खल्विदं ब्रह्म। नेह नानास्ति किञ्चन'। એવાં મહાવાક્યના અર્થના અનુભવજ્ઞાનથી 'ब्रह्मैवाहमस्मि'। એમ નિશ્ચય કરી, નિર્વિકલ્પ સમાધિએ જે સ્વતન્ત્ર વિચરે છે,......તે જીવન્મુક્ત યોગી પૂજ્ય બ્રાહ્મણ છે.' એવા કૃતાર્થ, પ્રાપ્તપરમપુરુષાર્થ, વ્યવહારપરમાર્થવિચક્ષણ, સુજ્ઞ ગોકુલજી જેવા અન્વર્થ બ્રાહ્મણો આ જગતમાં અનેક થાઓ એવી ઈશ્વરને પ્રાર્થના છે.

નડિયાદ–સંવત્ ૧૯૫૬ વૈશાખ વદિ ૮.

મ૦ સુ૦ ત્રિપાઠી.

# अनुक्रमणिका.


प्रकरण १.

પ્રવેશક, ૧. ત્રિગુણાત્મક સંસાર અને તદનુસાર કાર્યો, ૨. સુકૃતિ-ચરિત, ૩. સુરાષ્ટ્રમાં ગોકુલજી ઝાલાનું કુટુમ્બ, ૫.

प्रकरण २. (संवत् १८८०–१८९१.)

ગોકુલજીનું જન્મ, તેની સંસ્કાર્યમાણ અવસ્થા, ૭. ગોકુલજીના બાલમિત્ર દોલતરામ પણ્ડાજી, ૧૦. ગોકુલજીનાં માતાજી, ૧૧. માતાની પ્રીતિ અને મરણની ભીતિ, ૧૧. ગોકુલજીના કુટુમ્બનું અધિકારથી ઉતરવું, ૧૨. સંપત્તિવિપત્તિના સંસ્કાર, ૧૩.

प्रकरण ३. (संवत् १८९१–१९०९.)

ગોકુલજીની સંસ્કૃતા યુવાવસ્થા, ૧૫. ગાયત્રીપુરશ્ચરણ—જપનો મહિમા, ૧૮. શ્રીગોકુલજીનો પ્રવાસ અને તેમાં સમાગમ, ૨૦. વિદ્યાધનની પ્રધાનતા, ૨૨. રા. રા. ઇન્દ્રજીની સદ્‌ગતિ, ૨૩. શ્રીગોકુલજીમાં વેદાન્તસંસ્કારનો આવિર્ભાવ, ૨૪. શ્રીગોકુલજીનું પોરબંદર જવું, ૨૬. રામગુરુનાં દર્શન, ૨૮. પરમહંસ સચ્ચિદાનન્દનો સમાગમ, ૩૧. શ્રી ગોકુલજીના રાજ્યસંબંધનો સન્ધિ, ૩૩. સચ્ચિદાનન્દ સ્વામીનું ભાવનગર જવું, ૩૬. રા. ગોકુલજીનો રા. સામલદાસ સહ સંબંધ, ૩૭. સજ્જનોની મૈત્રી, ૩૮. સ્વાશ્રય પ્રમાણે પરાશ્રય કિંવા અન્તરાશ્રય પ્રમાણે બાહ્યાશ્રય, ૩૯. રામકૃષ્ણભારતીસ્વામી, ૪૦. રા. ગોકુલજીના રાજ્યપક્ષનું ત્રુટવું અને તેથી તેઓનું દૂર થવું, ૪૪. રા. ગોકુલજીના સંબંધમાં રા. પ્રાણલાલ મથુરાદાસનો અનુભવ, ૪૫. વિદ્યાર્થે વિદ્યોપાસન, ૪૭.

प्रकरण ४. (संवत् १९०९–१९१५.)

શ્રીગોકુલજીની સ્વાત્મસંમાનતા. ભીષ્મપિતામહનું પણ, ૪૯. રા. ગોકુલજી સંબંધમાં રા. સોમનારાયણે ભણેલું ભવિષ્ય, ૫૧. રા. ગોકુલજીનો પુનઃ રાજ્યસબન્ધ, ૫૩. કુલગુરુ આનન્દજીનું પરલોકગમન, ૫૫. જૂનાગઢ સંસ્થાનમાં અવ્યવસ્થા. મિ. ફાર્બસનું પોલિટિકલ એજન્ટરૂપે નિયોજાવું, ૫૬. શેઠ ડુંગરશી દેવશીનો કારભાર, ૫૭. રા. રા. નૃસિંહપ્રસાદ સાથે સંબન્ધ, ૬૦.

प्रकरण ५. (संवत् १९१५–१९१७.)

રા. રા. ગોકુલજીભાઈની સંસ્કર્ત્રી અવસ્થા—પૂજ્ય વ્યાસસ્થાન, ૬૧. રા. ગોકુલજીના મિત્ર પણ્ડા દોલતરામના પ્રયત્નથી અમદાવાદમાં

ધર્મસભા, ૬૨. પણ્ડ્યા દૌલતરામ અને આ લેખક, ૬૩. વિદ્યા, કૃષિ, વ્યાપાર, સેવા, ૬૬. જૂનાગઢમાં ફેરફાર, રા. રા. ગોકુલજીની સ્થિતિ, ૬૭. રા. રા. ગોકુલજી સંબન્ધમાં કેશવાશ્રમસ્વામી અને મણિલાલનો સંવાદ, ૬૭. રા. રા. ગોકુલજી તથા રા. સામલદાસનું પ્રથમ સમક્ષ મીલન, ૭૦. રા. ગોકુલજી ખાનગી કારભારી નિયમાયા, ૭૩.

प्रकरण ६. (संवत् १९१७–१९२२.)

રા. રા. ગોકુલજીનો સુરાષ્ટ્ર રાજ્યના પ્રધાનપદે વિનિયોગ, ૭૭. નવ્વાબ સાહબનું માજી સાહબાથી સ્વતન્ત્ર થવું, ૭૮. કર્નલ કીટિંજ પોલટિકલ એજંટ યોજાયા, ૮૦. રા. રા. ગોકુલજીભાઈ અને ક. કીટિંજ, ૮૨. ક. કીટિંજના કેટલાક વિચારો, ૮૫. રા. રા. ગોકુલજીભાઈનાં માતૃશ્રીની સદ્ગતિ, ૮૬. રા. રા. ગોકુલજીની પુત્રીઓના વિવાહ, ૮૯. રા. રા. ગોકુલજીના વેતનમાં વૃદ્ધિ, રાજકોટમાં મીલાપ, ૯૦. રા. રા. ગોકુલજીભાઈ અને ક્ર. રિગ્બીનો પ્રસંગ, ૯૧. રા. રા. ગોકુલજી મહાત્માને અન્વર્થ સુજ્ઞપદની ઉચિતતા, ૯૩. અભ્યુદય નિઃશ્રેયસસાધક વિવેકી વર્ણાશ્રમીઓએ સ્મરણીય શ્લોક, ૯૬.

प्रकरण ७.

આર્યશાસ્ત્રસંબંધી ઉપોદ્ઘાત, ૯૭. ષડ્દર્શન સારદર્શક સૂચીપત્ર, ૧૦૮–૧૦૯.

प्रकरण ८. (संवत् १९२२–१९२५.)

રા. રા. ગોકુલજીભાઈ રાજકોટની રાજસભામાં વક્તારૂપે ૧૪૦. રા. રા. ગોકુલજીભાઈનું મુંબઈમાં આગમન, ૧૪૦. સુજ્ઞ ગોકુલજીભાઈનું સ્વદેશગમન, ૧૪૭. સુજ્ઞ ગોકુલજીભાઈ લિખિત પત્રો, ૧૪૮. ક. કીટિંજ રજપુતસ્થાનમાં જતાં ત્યાં મળવા જવું. માનુગયા, ૧૫૭. સુજ્ઞ ગોકુલજીભાઈ લિખિત પત્ર, ૧૫૮. ઓખામણ્ડલના વાઘેરોનો પ્રસંગ અને રા. રા. ગોકુલજીભાઇ, ૧૬૬. સુજ્ઞ ગોકુલજીભાઈનું ભરૂચ પ્રદર્શન ઉપર આગમન, ૧૬૯. ગુરુ સચ્ચિદાનન્દના દર્શનાર્થ નાદોદનો પ્રવાસ ૧૬૯. રા. રા. ગોકુલજીભાઇની ઈચ્છાનુસાર રા. રા. સામલદાસજી સહ મીલન, ૧૭૧. રા. રા. સુજ્ઞ ગોકુલજીભાઈ લિખિત પત્ર, ૧૭૨. સુજ્ઞ ગોકુલજીભાઈની પ્રેરણાથી આ લેખકનો સુરાષ્ટ્ર રાજ્ય સહ સંબન્ધ, ૧૭૭.

प्रकरण ९. (संवत् १९२५–१९२६.)

રા. રા. ગોકુલજીભાઇનું રાજ્યકાર્ય સારૂ મુંબઇ આવવું, ૧૭૮. રા. રા. ગોકુલજીભાઇનું પુને પધારવું, ૧૭૯. ગવર્નરના કૌન્સેલર મિ.

માન્સફીલ્ડ સાથેનો પ્રસંગ, ૧૮૦. પુનામાંના અન્ય પ્રસંગો, ૧૮૧. મુંબઈ પ્રતિ આગમન, ડા. ભાઉ દાજી, રા. [illegible]નાથ, શેઠ મંગલદાસ, ૧૮૩. માનવસ્ત્ર સંબંધમાં એક પ્રસંગ, ૧૮૫. પ્રસંગોપાત્ત વાગ્વિનોદ, ૧૮૫. રા. રા. ગોકુલજીનું મુંબઈથી કાલિકામાતા પ્રતિ ગમન, ૧૮૭. રા. રા. ગોકુલજીભાઇનો ક્રોધ, ૧૮૮. રા. રા. ગોકુલજીનું શ્રીડાકોરજી થઈ નડિયાદાદિ પ્રતિ ગમન, ૧૮૯. જૂનાગઢના ખુ. નવાબ સાહબનું મુંબઈ આવવું, ૧૯૩. રા. રા. ગોકુલજીભાઇનો ગાનસંબન્ધી વિચાર, ૧૯૪. વિશ્વાસ તુટતાં તિરસ્કાર, ૧૯૬. મુંબઈથી પાછું જવું, ૧૯૭. સ્વામિશ્રી કૈલાસપર્વત, રા. રા. ગોકુલજીભાઈના પત્રો, ૧૯૮. સ્વામિશ્રી કૈલાસપર્વતોક્તિ–પ્રારબ્ધથી પુરુષકાર બલવત્તર, ૨૦૨.

प्रकरण १०. (संवत् १९२७–१९२८.)

ગવર્નર સાહબ કાઠિયાવાડમાં જતાં મેલો, ૨૦૩. સુજ્ઞ ગોકુલજીનાં આ લેખક પ્રતિ અને રા. મણિભાઇ પ્રતિ સ્નેહમમતા, ૨૦૪. રા. મણિભાઈનો તથા આ લેખકનો સુરાષ્ટ્ર-કચ્છમાં પ્રવાસ, ૨૦૫. રા. રા. ગોકુલજીભાઈની પુત્રીનો વિવાહ તથા તેઓનાં પત્ર, ૨૦૬. નિવૃત્તિ અર્થે પ્રવૃત્તિ. સ્વતન્ત્રતા, ૨૦૯. રા. રા. સુજ્ઞ ગોકુલજીભાઈ અને અગ્નિહોત્ર, ૨૧૦. જૂનાગઢ સંસ્થાનની વ્યવસ્થામાં વિઘ્નના પ્રયત્ન, ૨૧૨. રા. રા. ગોકુલજીભાઇની સદાચારમાં દૃઢતા, ૨૧૩. રા. રા. ગોકુલજીએ આપેલો નાણાંનો આશ્રય અને તેમાંથી પીડા, ૨૧૪. રાજ્યસ્થાનિક સભાપ્રસંગે રા. રા. ગોકુલજીભાઇનું મુંબઈ પધારવું, ૨૧૬. રા. રા. સામલભાઇ-લિખિત એ પ્રસંગનો વૃત્તાન્ત, ૨૧૭. રાજસ્થાનિક સભા સારૂ પુને જવું. અને મન્ત્રી મિ. વેડર્બર્ન, ૨૧૮. રા. રા. સામલભાઇનો ગુરુ-શિષ્યસંબંધી પ્રશ્ન, ૨૧૯. મુંબઇથી કાશીની મહાયાત્રાર્થે ગમન. પ્રયાગમાં રામલીલા, ૨૨૧. શ્રીકાશીમાં મહાત્માઓ આદિનાં દર્શન, ૨૨૨. રાજસ્થાનિક સભા સંબંધમાં ગવર્નર સાહબ સહ સંવાદ, ૨૨૬. રા. રા. ગોકુલજીભાઈની યોગ્યતા વિષે ગવર્નરનું મત. સંપનું બલ, ૨૨૮. રા. રા. ગોકુલજીભાઇ ઉપર પોલિટિકલ એજન્ટનો કોપ, ૨૩૦. સ્વદેશવત્સલ શેઠ દાદાભાઈ નવરોજી. ધી ઈસ્ટ ઇન્ડિઆ આસોસિએશન ૨૩૧. પ્રામાણિક શેઠ દાદાભાઈની દેશવત્સલતા, ૨૩૨. રા. રા. ગોકુલજીનું રા. હરિદાસને સ્વસંસ્થાનમાં નિયોજવા સંબંધી પત્ર, ૨૩૩. એકસંપી સભા, ૨૩૪. રા. રા. ગોકુલજીભાઈનું રા. રા. સામલભાઈ ઉપરનું પત્ર,. ૨૩૬. આ-લેખક સહ સ્નેહનું મૂલ બ્રહ્મવિદ્યા, ૨૩૯. રા.

ધર્મસભા, ૬૨. પણ્ડિત દોલતરામ અને આ લેખક, ૬૩. વિદ્યા, કૃષિ, વ્યાપાર, સેવા, ૬૬. જૂનાગઢમાં ફેરફાર, રા. રા. ગોકુલજીની સ્થિતિ, ૬૭. રા. રા. ગોકુલજી સંબન્ધમાં કેશવાશ્રમસ્વામી અને મણિલાલનો સંવાદ, ૬૭. રા. રા. ગોકુલજી તથા રા. સામલદાસનું પ્રથમ સમક્ષ મીલન, ૭૦. રા. ગોકુલજી ખાનગી કારભારી નિમાયા, ૭૩.

प्रकरण ६. (संवत् १९१७–१९२२.)

રા. રા. ગોકુલજીનો સુરાષ્ટ્ર રાજ્યના પ્રધાનપદે વિનિયોગ, ૭૭. નવ્વાબ સાહબનું માજી સાહબાથી સ્વતન્ત્ર થવું, ૭૮. કર્નલ કીટિંજ પોલિટિકલ એજન્ટ યોજાયા, ૮૦. રા. રા. ગોકુલજીભાઈ અને ક. કીટિંજ, ૮૨. ક. કીટિંજના કેટલાક વિચારો, ૮૫. રા. રા. ગોકુલજીભાઈનાં માતુશ્રીની સદ્‌ગતિ, ૮૬. રા. રા. ગોકુલજીની પુત્રીઓના વિવાહ, ૮૯. રા. રા. ગોકુલજીના વેતનમાં વૃદ્ધિ, રાજકોટમાં મીલાપ, ૯૦. રા. રા. ગોકુલજીભાઈ અને કે. રિગ્બીનો પ્રસંગ, ૯૧. રા. રા. ગોકુલજી મહાત્માને અન્વર્થ સુજ્ઞપદની ઉચિતતા, ૯૩. અભ્યુદય નિઃશ્રેયસસાધક વિવેકી વર્ણાશ્રમીઓએ સ્મરણીય શ્લોક, ૯૬.

प्रकरण ७.

આર્યશાસ્ત્રસંબંધી ઉપોદ્‌ઘાત, ૯૭. ષડ્‌દર્શન સારદર્શક સૂચીપત્ર, ૧૦૮–૧૦૯.

प्रकरण ८. (संवत् १९२२–१९२५.)

રા. રા. ગોકુલજીભાઈ રાજકોટની રાજસભામાં વકતારૂપે ૧૪૦. રા. રા. ગોકુલજીભાઈનું મુંબઈમાં આગમન, ૧૪૦. સુજ્ઞ ગોકુલજીભાઈનું સ્વદેશગમન, ૧૪૭. સુજ્ઞ ગોકુલજીભાઈ લિખિત પત્રો, ૧૪૮. ક. કીટિંજ રજપુતસ્થાનમાં જતાં ત્યાં મલવા જવું. માતૃગયા, ૧૫૭. સુજ્ઞ ગોકુલજીભાઈ લિખિત પત્ર, ૧૫૮. ઓખામણ્ડલના વાઘેરોનો પ્રસંગ અને રા. રા. ગોકુલજીભાઇ, ૧૬૬. સુજ્ઞ ગોકુલજીભાઇનું ભરૂચ પ્રદર્શન ઉપર આગમન, ૧૬૪. ગુરુ સચ્ચિદાનન્દના દર્શનાર્થ નાદોદનો પ્રવાસ ૧૬૯. રા. રા. ગોકુલજીભાઇની ઈચ્છાનુસાર રા. રા. સામલદાસજી સહ મીલન, ૧૭૧. રા. રા. સુજ્ઞ ગોકુલજીભાઈ લિખિત પત્ર, ૧૭૨. સુજ્ઞ ગોકુલજીભાઈની પ્રેરણાથી આ લેખકનો સુરાષ્ટ્ર રાજ્ય સહ સંબન્ધ, ૧૭૭.

प्रकरण ९. (संवत् १९२५–१९२६.)

રા. રા. ગોકુલજીભાઇનું રાજ્યકાર્ય સારૂ મુંબઈ આવવું, ૧૭૮. રા. રા. ગોકુલજીભાઇનું પુને પધારવું, ૧૭૯. ગવર્નરના કૌન્સેલર મિ.

માન્સફીલ્ડ સાથેનો પ્રસંગ, ૧૮૦. પુનામાંના અન્ય પ્રસંગો, ૧૮૧. મુંબઈ પ્રતિ આગમન, ડા. ભાઉ દાજી, રા. [illegible]નાથ, શેઠ મંગલદાસ, ૧૮૩. માનવસ્ત્ર સંબંધમાં એક પ્રસંગ, ૧૮૫. પ્રસંગોપાત્ત વાગ્વિનોદ, ૧૮૫. રા. રા. ગોકુલજીનું મુંબઈથી કાલિકામાતા પ્રતિ ગમન, ૧૮૭. રા. રા. ગોકુલજીભાઈનો ક્રોધ, ૧૮૮. રા. રા. ગોકુલજીનું શ્રીઠાકોરજી થઈ નડિયાદાદિ પ્રતિ ગમન, ૧૮૯. જૂનાગઢના મુ. નવ્વાબ સાહબનું મુંબઈ આવવું, ૧૯૩. રા. રા. ગોકુલજીભાઈનો ગાનસંબન્ધી વિચાર, ૧૯૪. વિશ્વાસ તુટતાં તિરસ્કાર, ૧૯૬. મુંબઈથી પાછું જવું, ૧૯૭. સ્વામિશ્રી કૈલાસપર્વત, રા. રા. ગોકુલજીભાઈના પત્રો, ૧૯૮. સ્વામિશ્રી કૈલાસપર્વતોક્તિ–પ્રારબ્ધથી પુરુષકાર બલવત્તર, ૨૦૨.

પ્રકરણ ૧૦. (સંવત્ ૧૯૨૭–૧૯૨૮.)

ગવર્નર સાહબ કાઠિયાવાડમાં જતાં મેળો, ૨૦૩. સુજ્ઞ ગોકુલજીને આ લેખક પ્રતિ અને રા. મણિભાઈ પ્રતિ સ્નેહમમતા, ૨૦૪. રા મણિભાઈનો તથા આ લેખકનો સુરાષ્ટ્ર-કચ્છમાં પ્રવાસ, ૨૦૫. રા. રા ગોકુલજીભાઈની પુત્રીનો વિવાહ તથા તેઓનાં પત્ર, ૨૦૬. નિવૃત્તિ અને પ્રવૃત્તિ. સ્વતન્ત્રતા, ૨૦૯. રા. રા. સુજ્ઞ ગોકુલજીભાઈ અને અગ્નિહોત્ર, ૨૧૦. જૂનાગઢ સંસ્થાનની વ્યવસ્થામાં વિઘ્નના પ્રયત્ન, ૨૧૨. રા. રા ગોકુલજીભાઈની સદાચારમાં દૃઢતા, ૨૧૩. રા. રા. ગોકુલજીએ આપેલે નાણાંનો આશ્રય અને તેમાંથી પીડા, ૨૧૪. રાજ્યસ્થાનિક સભાપ્રસંગે રા. રા. ગોકુલજીભાઈનું મુંબઈ પદ્ધારવું, ૨૧૬. રા. રા. સામલભાઈ લિખિત એ પ્રસંગનો વૃત્તાન્ત, ૨૧૭. રાજસ્થાનિક સભા સારૂ પુને જવું. અને મન્ત્રી મિ. વેડર્બર્ન, ૨૧૮. રા. રા. સામલભાઈનો ગુરુ શેષ્યસંબંધી પ્રશ્ન, ૨૧૯. મુંબઈથી કાશીની મહાયાત્રાર્થે ગમન. પ્રયાગ-

કર્ત્તાને કહિં કહિં તે રત્ન મળે છે; તેમ અસંખ્ય લોકોમાં કહિં કહિં મહાત્માઓ પણ હોય છે; અને તે કેવલ ભાગ્યશાલી પરીક્ષકોને જ મલે છે. અને જેને એવા મહાત્માનો સત્સંગ મળે છે તે પુરુષાર્થ સિદ્ધ કરી કૃતાર્થ તથા સુખી પણ થાય છે.

પરમેશ્વરની પ્રકૃતિ નામ વિકારકારણશક્તિ બે છે. સંસારહેતુત્વથી એકા ત્રિગુણાત્મિકા અષ્ટધા ભિન્ના અપરા પ્રકૃતિ; અન્યા જીવભૂતા ક્ષેત્રજ્ઞલક્ષણા ઈશ્વરાત્મિકા પરા પ્રકૃતિ. એ પ્રકૃતિદ્વયેકરી જગતનાં ઉત્પત્તિ-સ્થિતિ-લય એઓના હેતુત્વને ઈશ્વર પામે છે. તે અપરા-પરા પ્રકૃતિ-દ્વયને પ્રકૃતિ-પુરુષ પણ કહે છે. અને તે પ્રકૃતિ-પુરુષ એ આ સંસારનું કારણ છે. તેમાં પ્રકૃતિ ભોગ્યા છે અને પુરુષ ભોક્તા છે. પ્રકૃતિ-પુરુષનો અવિદ્યારૂપ સંયોગ થાય છે ત્યારે સુખદુઃખસંભોગરૂપ સંસાર થાય છે.

### त्रिगुणात्मक संसार अने तदनुसार कार्यो.

સત્ત્વ-રજસ્-તમસ્-ત્રિગુણાત્મિકા પ્રકૃતિ—માયા—તેથી સંભવતા સુખ-દુઃખ-મોહ-પ્રત્યયાકાર-પરિણત[1] ગુણો સર્વે દેહીમાં પ્રવર્તે છે. પ્રકૃતિના એ ત્રિગુણોમાંથી, જ્યારે જે દેહમાં સત્ત્વગુણ વૃદ્ધિ પામે છે ત્યારે જ્ઞાન—પ્રકાશ—ઉદ્ભવે છે, અને તે દેહીને વિષયભૂત સુખ સંગે તે બાંધે છે; જ્યારે જે દેહમાં રજોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે પ્રવૃત્તિ—સામાન્ય ચેષ્ટા—અને અપ્રાપ્ત સર્વ સામાન્ય વસ્તુવિષયા તૃષ્ણા ઉદ્ભવે છે, અને તે દેહીને કર્મોસાથે તે બાંધે છે; અને જ્યારે જે દેહમાં તમોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે પ્રવૃત્તિનો અભાવ ઉદ્ભવે છે, અને તે દેહીને પ્રાપ્ત કર્તવ્યના અકરણરૂપ પ્રમાદ સાથે તે બાંધે છે. એમ ત્રિગુણથી પ્રકાશ, પ્રવૃત્તિ, અને પ્રમાદ ઉદ્ભવી અનુક્રમે સુખ દુઃખ અને મોહરૂપ ફલ તેઓ આપે છે.

અવિદ્યાલક્ષણા પ્રકૃતિમાં સ્થિત પુરુષ (ચિદાભાસ) પ્રકૃતિથી જાત સુખ-દુઃખ-મોહાકારેકરી અભિવ્યક્ત ગુણોને ભોગવે છે. એ પ્રકૃતિસ્થત્વરૂપા 'અવિદ્યા' અને ગુણોમાં સંગરૂપ 'કામ'—એ અવિદ્યા-કામ ઉભય નિઃસાર સંસારનું કારણ છે;

---

૧. સુખના 'પ્રત્યયાકાર' નામ જ્ઞાનના આકારે પરિણામ પામેલા, દુઃખના જ્ઞાનના આકારે પરિણામ પામેલા, મોહના જ્ઞાનના આકારે પરિણામ પામેલા, ગુણો.

અને અધ્યાત્મજ્ઞાન સંસારની નિવૃત્તિનું કારણ છે. આત્માદિવિષય જ્ઞાનેકરી અવિદ્યાલક્ષણા પ્રકૃતિને નિવારી, અવિદ્યાએ પરિકલ્પિત દેહાદિઓના પ્રત્યગાત્મત્વેકરી સાક્ષાત્ આત્મભાવે પરમાત્માને જાણવારૂપ તે અધ્યાત્મ જ્ઞાન છે. એ જ્ઞાનવતે બ્રહ્માદિ સ્થાવરાન્ત વિભક્ત વિનાશી સમસ્ત પ્રાણીઓમાં એક અવિભક્ત અવિનાશી પરમેશ્વરને સમસ્થિતિકરતારૂપે જે જુવે છે તે સમ્યગ્દર્શી પુરુષ, મોક્ષાખ્ય પરમગતિને પામે છે. પ્રકૃતિ-પુરુષ સંબન્ધમાં એવા અનેક શાસ્ત્રીય વિચારો છે.

એક જ મનુષ્યમાં, વિલક્ષણ, અસંગત, અને વિરોધી અનેક સ્વભાવ જોવામાં આવે છે. કોઈ સમયે તે વિચારશીલ અને શાન્ત જણાય છે, કોઈ વેલા તે બહુ ચંચલ અને વ્યગ્ર જણાય છે, કોઈ કાલે તે મૂઢ અને મૂર્છિત જેવો દેખાય છે, અને બહુ વેલા થોડા થોડા અંશો અનેકા અવસ્થાના દેખાય છે. એ સર્વેનું કારણ ખોલતાં તે પૂર્વોક્ત ગુણત્રયને અંગે લાગે છે. દેહધારીમાં એ ત્રિગુણ સ્વાભાવિક હોવાથી સર્વદેહીમાં વસેલા છે. તેઓમાંથી જે મનુષ્ય સત્ત્વગુણને પ્રબલ કરેછે તે સુખી થાય છે. એક જ મનુષ્યમાં જ્યારે વિરોધી સ્વભાવ જોવામાં આવે ત્યારે, આમ સમજવું યોગ્ય છે, કેઃ-સારાસાર ગુણની પ્રધાનતાપ્રમાણે તેનો સારાસાર સ્વભાવ થઇ તેને અનુસરતાં સારાસાર કર્મો તેનાથી કરાયછે. પ્રસ્તુત વિષયમાં એ વિવેક લક્ષમાં રાખી લખવામાં આવશે. તેમાં સાવધાનતા સારૂ તમોગુણનાં કાર્યવિષયે સંક્ષેપમાં, અને સન્માર્ગે પ્રવૃત્તિ સારૂ રજોગુણનાં કાર્યવિષયે પણ લખવામાં આવશે; પરંતુ મુખ્યત્વે, સત્ત્વગુણનાં કાર્યો સુખદાયિ અને સર્વને અનુસરવા યોગ્ય છે તેથી તે વિષયે કઇંક વિસ્તરથી લખવામાં આવશે.

### सुकृतिचरित.

સુકૃતિ મહાત્માઓનાં પાવન ચરિતો બહુ ફલપ્રદ છે એથી સ્વહિતૈષીઓએ નિરન્તર આદરપૂર્વક તે અભ્યસનીય છે. શ્રીમહાભારતમાં પરમકારુણિક વ્યાસ ભગવાન્ વદે છે કેઃ—

"पुराणमितिहासाश्च तथाख्यानानि यानि च ।
महात्मनां च चरितं श्रोतव्यं नित्यमेव च ॥" महाभारत.

'પુરાણ ઇતિહાસો તથા જે આખ્યાનો અને મહાત્માઓનાં ચરિત છે, એઓ નિત્ય જ શ્રોતવ્ય છે.' એ યથાર્થ છે.

મહાજનોનાં ચરિતોની યથેચ્છમુદ્રા જેના અન્તઃકરણ ઉપરિ પડી હોય છે, અને તેના સારા સંસ્કાર સત્સમાગમથી પુષ્ટિ પામે છે, તેઓ પ્રતિભાનવાન્[1] થઇ મહત્ સત્ કાર્ય કરવા સમર્થ થાય છે. વ્યવહારકાલે, શ્રુત અને અશ્રુત ઉચિતાર્થનો શીઘ્ર પ્રતિભાસ તેને 'પ્રતિભાન' કહે છે. તે પ્રતિભાનવાલાને પ્રતિભાનવાન કહેછે. નિરૂપિતચરિત સજ્જનોની સુમતિ અને સુકૃતિ, સુચરિતજ્ઞોને સત્કાર્યો કરવામાં ઉત્તેજિકા થાય છે, અને અસત્કાર્યોની પ્રતિબંધિકા થાય છે. સજ્જનોનાં વિચારણ ઉચ્ચારણ આચરણ પ્રત્યેક સર્વ પ્રકારે ઉપકારક છે. અને તે તેઓનાં પાવક ચરિતોમાં પ્રકાશી રહે છે. તપ્ત લોહના પિણ્ડમાં અગ્નિ વ્યાપ્યો હોય છે તેમ, જે મહાજનના દોષરહિત દેહેન્દ્રિયના સંઘાતમાં આત્મચૈતન્યના આભાસે અનુવિદ્ધ અન્તઃકરણની વૃત્તિ જે ચેતના છે, તે ચેતનાએકરી પ્રકાશિત અને પ્રકાશક[2] જે મહાજનો, તે અન્વર્થે સચેતન ગણાય છે. તેઓ અસંખ્ય લોકનું કલ્યાણ કરવા સમર્થ થાય છે.

મનુષ્ય પ્રકૃતિ પુનઃ બે પ્રકારની કથી છેઃ—દૈવી તથા આસુરી. દૈવીપ્રકૃતિનો મનુષ્ય પુણ્યકર્મા હોય છે. જે શમ દમ દયા શ્રદ્ધાદિને આશ્રિત થઈ પરમેશ્વરને ઉપાસે છે તે દેવવર્ગી વદાયછે. આસુરી પ્રકૃતિના મનુષ્યો ક્રૂરકર્મા હોય છે. તેઓનું શીલ,—છેદો, ભેદો, પીઓ, ખાઓ, પરસ્વ (બીજાનાં ધનાદિ) હરો, એવું—પાપિ હોય છે. એ દૈવી વા આસુરી પ્રકૃતિ અનુરૂપ સદ્ગુણ વા દુર્ગુણ ઉપર રચિ રહી પુષ્ટિ પમાય છે. જે મનુષ્યમાં પુણ્યબુદ્ધિ અધિકા છે અને પાપબુદ્ધિ ન્યૂના છે તે મનુષ્ય દેવવર્ગી ગણાય છે. જે મનુષ્યોમાં પુણ્યબુદ્ધિ અને પાપબુદ્ધિ સમાના છે તેઓ મનુષ્યવર્ગી ગણાય છે. અને જેઓમાં પાપબુદ્ધિ અધિકા છે અને પુણ્યબુદ્ધિ ન્યૂના છે તેઓ પશુવર્ગી ગણાય છે. સુરત ગોકુલજી દૈવીપ્રકૃતિના દેવવર્ગી પુરુષ હતા.

વિદ્યાવ્યસની, ઉત્સાહી, સદાચારી, કુલીન, સ્વાશ્રયી, વિદ્વાન્, આમાયિક, અને જ્ઞાની ગોકુલજીના જીવનચરિત્રના કેટલાક

(૧.) 'प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभां विदुः'। (૨.) Man of light and lead.

પ્રસંગો લોકોને બહુ પ્રકારે ઉત્તેજક, બોધક, અને સુખદાયક થઈ રહે એવા છે. એક જ મનુષ્યના જીવનમાં કેટલા અવસ્થાભેદ થાય છે ! પ્રથમ ગર્ભશ્રીમાન્, પછી કુલપ્રાસો ચંચલા લક્ષ્મી ચલી જતાં રંક, ઉત્સાહી, ઉદ્યોગી, વિવેચ્છક, સ્વતંત્ર; મહાશયી અને કારભારી, રાજ્યભક્ત, લૌકિક વૈદિક કર્મનિષ્ઠ, તત્સંબંધમાં રજસ્તમોગુણી; તથા જ્ઞાની અને બ્રહ્મનિષ્ઠ. એવા અનેક ગુણોમાંના એકગુણયુક્ત મનુષ્ય હોય તેનો ઇતિહાસ બોધકારક થાય, તો જેનામાં એ બહુ ગુણોના અંશ હોય તેનો ઇતિહાસ સન્માર્ગદર્શક અને ઉપદેશક થાય એમાં શો સંદેહ. ગોકુલજીઝાલા એ વર્ગમાંના દેવપુરુષ હતા.

## સુરાષ્ટ્રમાં ગોકુલજી ઝાલાનું કુટુંબ.

સુરાષ્ટ્રદેશ પૂર્વેથી પ્રખ્યાત છે. પંદરમા શતકસુધી તેમાં ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા. રાયમંડલિકના વારામાં ક્રિશ્ચન સન ૧૪૭૩ માં મહમદ બેગડાએ સુરાષ્ટ્રનું સંસ્થાન લીધું. ત્યાંથી તે આજ સુધી તે સંસ્થાન મુસલમીન સરદારોના સ્વાધીનમાં છે. હાલના નવાબસાહેબ મહાબતખાનજી, કે. સી. એસ. આઈ, ના પૂર્વજમાં જાણીતા મૂલપુરુષ અફગાનીસ્થાનના બહાદુરખાનબાબી હતા. તે શાહજહાનના વારામાં (ઇસવી સન ૧૬૩૦–૫૪) સારા અધિકાર ઉપર આવ્યા. તેઓએ પોતાના પુત્ર શેરખાનબાબીને, શાહજાદા મુરાદબક્ષ ગુર્જરાતના પ્રતિનિધિ થઇને આવ્યા તેની સાથે, ગુર્જરાત મોકલ્યા. ત્યાં શેરખાન ચુંવાળના થાણદાર ઠર્યા. તેઓને ચાર પુત્ર હતા. તેમાંથી ત્રીજા પુત્ર જાફરખાનના વંશજોએ જૂનાગઢમાં બાબીવંશ સ્થાપ્યો જણાય છે. જાફરખાનને સફદરખાનનો ખેતાબ મળ્યો હતો, તેથી તે નામે પણ તેઓ ઓળખાતા.

તે જાફરખાન અથવા સફદરખાન સન ૧૬૯૦ થી ૧૭૨૫ સુધી હતા. પછી તેના પુત્ર સલાબતમહમદખાને પાંચ વર્ષસુધી ગુર્જરાત અને કાઠિયાવાડમાં અધિકાર ભોગવ્યો. એ સલાબત મહમદખાન બહુ બલવાન્ હતા. તેઓના આશ્રયથી એકવાર જામ તમાચીને જામનગરનું રાજ્ય સ્વાધીન થયું હતું; અને હલવદ (ધરાંગધરા)ના રાજે પોતાના સંબંધીમાંથી કોઈની કન્યા તેઓને આપી હતી. તેના પુત્ર શેરખાન. એ શેરખાન પ્રતાપી હતા. તેઓએ સન ૧૭૩૦ થી ૧૭૫૮ સુધી પોતાનાં બલબુદ્ધિથી ગુર્જરાત-

સુરાષ્ટ્રમાં સારો અધિકાર ભોગવ્યો જણાય છે. દીલ્હીથી મહારાજ અભયસિંહજી ગુજરાતના ઉપરાજ (Viceroy) રૂપે આવ્યા હતા તેઓસાથે તથા મહારાષ્ટ્ર લોકોસાથે તેણે પોતાનો સ્નેહ સંબંધ રાખ્યો હતો. તે વિલક્ષણ કાલની બહુ પ્રકારની ચડતી પડતી જોઇ અન્તે શેરખાનબાબીએ જૂનાગઢ જઇ રહેવાનો નિર્ણય કરી, સન૧૭૪૮ માં, તે ત્યાં ગયા, અને સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી, અને પોતે 'બાહાદુરખાન' એ નામ ધારણ કરયું. જૂનાગઢમાં પોતાનો અધિકાર સુસ્થ કરી પોતે વાડાસીનોર ગયા. તેવામાં વસંતરાય નામે પૂર્વદેશનો કોઈ પુરુષ બહુ બલવાન્ થઇ પડ્યો હતો, તેણે જૂનાગઢ સ્વાધીન કરી લીધું. તેનો અધિકાર તોડવા બહાદુરખાન સમર્થ ન હતા તેથી તેઓએ અમદાવાદના નાગરબ્રાહ્મણ રા. રા. દલપતરામને તેડાવી તેઓના આશ્રયથી વસંતરાયનું પારિપત્ય કર્યું.

એ રા. રા. દલપતરામ સાથે સુરાષ્ટ્ર સંસ્થાનમાંના ઝાલા કુલના મૂલપુરુષ જગન્નાથ મુરારજી ઝાલા, એક ઉપકારભારી રૂપે વિક્રમ સંવત્ ૧૮૦૫ સન ૧૭૫૦–૫૧માં આવ્યા. તે ઝાલાકુટુંબ, નાગરબ્રાહ્મણજ્ઞાતિ, આંગિરસ આયાસ્ય ગૌતમ ત્રિપ્રવરાન્વિત ગૌતમગોત્ર, ઋગ્વેદાન્તર્ગત શાંખાયનીશાખાધ્યાયી, નન્દાશર્મોવંશનું હતું. તેની પ્રથમ અવટંક 'કચોલા' ની હતી. તે કુલ ઝાલાવાડમાં રહેતું. તહિં કોઈ સંસ્થાનની સેવા કરવાથી તેનો સંબન્ધ તત્રસ્થ ધરાંગધરાના રાજ્ય સાથે થયો હતો. તેમાંથી એ જગન્નાથ મુરારજી ઝાલા જુનાગઢમાં ઉપકારભારી રૂપે આવ્યા. તેઓ આરબલોકના વકીલનું કામ પણ કરતા. તેઓ રાજનીતિકુશલ હતા તેથી રા. રા. દલપતરામના મરણ પછી તેઓ બહુ મહત્વને પામ્યા. તેને વિક્રમ સંવત્ ૧૮૦૬માં સુરાષ્ટ્રમાં જૂનાગઢ સંસ્થાનનો કાર્યભાર મળ્યો. તેણે આઠ વર્ષ સુધી તે કારભાર કર્યો. તે જગન્નાથઝાલાના ભાઈ રુદ્રજીઝાલા 'ખાનગી' કારભારી હતા. સંવત્ ૧૮૨૮ માં તેઓ મરણ પામ્યા. તે રુદ્રજીઝાલાના પુત્ર અમરજીઝાલા નામે હતા. તેઓ નવાબ હામિદખાનના ખાસ કબીલાના (રાજસ્ત્રીવર્ગના) સંવત્ ૧૮૪૭ માં કારભારી થયા. 'સારી નોકરીના બદલામાં સંવત્ ૧૮૫૩ માં નવાબસાહેબે ગાંગેચું ગામ તેઓને વંશપરંપરા આપ્યું છે.' અમરજીઝાલાએ સંવત્ ૧૮૭૪

સુધી કામ કર્યું. તેઓને ગોવિંદજી ઝાલા, ઇંદ્રજી ઝાલા, વલ્લભજી ઝાલા અને ત્રિકમજી ઝાલા[1] એમ અનુક્રમે ચાર પુત્રો હતા. સંવત્ ૧૮૮૦ માં નવાબ બહાદુરખાનના વારામાં રા. રા. ગોવિંદજી ઝાલા અને ઇંદ્રજી ઝાલા બન્ને ભ્રાતા પ્રધાન કિંવા મુખ્ય કાર્યભારી થયા. તે કાર્ય તેઓ બે જણે છ વર્ષ સુધી કર્યું અને પછી દૂર થયા; તોપણ રાજ્યના અનુભવી ગણી મહત્ કાર્યોમાં તેઓના વિચાર લેવામાં આવતા, અને રાજ્યમાં તેઓનો સત્કાર પણ સારો રખાતો. સંવત્ ૧૮૮૭ ના માર્ગશીર્ષ શુદિ ૩ ને દિને રા. ગોવિંદજી ઝાલા મરણ પામ્યા, તેથી રા. ઇંદ્રજી ઝાલાનો પક્ષ તુટ્યો, અને તેઓ એકલા પડ્યા. તોપણ તેણે કુટુંબનું ગૌરવ જાળવવા યત્ન કર્યો. રા. ઇંદ્રજી ઝાલાના પુત્ર રા. સંપત્તિરામ ઝાલા હતા. અને સંપત્તિરામ ઝાલાના કુલદીપક દેશદીપક પુત્ર આ જીવનચરિતના વિષયભૂત ગોકુલજી ઝાલા.

---

## प्रकरण २.

### गोकुलजीनुं जन्म. तेनी संस्कार्यमाणा अवस्था.

એ દેશદીપક ગોકુલજી વિક્રમ સંવત્ ૧૮૮૦ ના આષાઢ કૃષ્ણપક્ષની તૃતીયા, ઈસવી સન ૧૮૨૪ ના જુલાઇ માસની તારીખ ૨૩, ને દિને જુનાગઢમાં એ ઉચ્ચ ઝાલા કુલમાં અવતર્યા હતા.

એ કુલમાં ગોકુલજીના અવતાર સમકાલે તેના પિતામહ ઇંદ્રજી આદિને રાજ્યમાં પ્રધાનપદ મળ્યું તેથી તેનાં પગલાં શકુનિયાળ ગણાઈ કુંકુમે પૂજવા યોગ્ય મનાયાં. એવો સંયોગ મળેથી જેને પગલે કુટુંબમાં શુભ થયું હોય તેના ઉપર સર્વનો સ્નેહમમતાભાવ બહુ વધે છે એ સ્વાભાવિક છે. બાલક ગોકુલજી ઉપર ઇંદ્રજીનાં અને ગોવિંદજીનાં વાત્સલ્યભાવ અને સ્નેહમમતા બહુ હતાં. સંપત્તિરામનામાં કોઈ એવો ગુણ ન હતો દેખાતો કે જે

---

[1] રા. રા. ગોવિંદજી ઝાલાને પુત્રપ્રજા ન હતી. તેઓની પુત્રીના પુત્ર રા રાજારામ મોતીરામ નામે છે. રા. ત્રિકમજી ઝાલાના પુત્ર રા. ગિરિજાશંકર ઝાલા. તેને બે પુત્ર, તેમાં રા. રમાશંકર વિધમાન છે. રા વલ્લભજી ઝાલાના પુત્ર રા. સુન્દરજી ઝાલા. તેના બે પુત્રો રા. રા પુરૂષોત્તમરાય ઝાલા તથા નૃસિંહપ્રસાદ ઝાલા છે. તેઓને પણ પુત્રો છે.

ઉપરથી તેના ઉદયની આશા બંધાય. તેથી કુટુંબમાંના સર્વેનું મન ધન્યપાદના–ધાયણા પગલાંના–બાલક ઉપર ઠરતું. એમ સર્વેનો પૂર્વભાવ હતો અને તેમાં વળી તે બાલકની કાન્તિ સારી, તેથી સર્વે જન તેના વિષયે ભવિષ્ય સારૂં ભાખતાં. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય' એવી લોકોક્તિ છે. તેને અનુસરતું તે બાલકમાં સત્ત્વ, લોકોને પણ પ્રતીત થવા માંડ્યું. એ રીતિએ ગર્ભશ્રીમાન્ ગોકુલજીને જન્મસમયે બહુ શુભ તથા અનુકૂલ હતું. રા. સંપત્તિરામ તો મર્યાદા પાળી પુત્રને બોલાવતા નહિ. તેથી બાલક ગોકુલજીનું લાલન, પાલન, પોષણ, અને પ્રેરણ આદિ સર્વ, અનુભવી ઈંદ્રજીની દૃષ્ટિતલે હતું. જેને પગલે કુટુંબનો ઉદય ગણાયલો તે પનિતપનોતા-પુત્રને લાડ લડાવવામાં કંઈ મણા ન રહે એ તો સ્વાભાવિક જ છે.

પ્રતાપિ કુલમાં જન્મ અને વર્ધન એથી અનેક લાભ છે એ ખરૂં, પરંતુ આ જગતની સર્વ સ્થિતિમાં લાભહાનિ રહેલાં છે, તે તેમાં પણ છે. શ્રીમત્ કુલની સંપત્તિરૂપ વર્ષામાં વસી વધવાથી બાલકનું અંતઃકરણ રસાલ રહે છે, મન ઉચ્ચ ઉત્સાહિ થાય છે, બુદ્ધિ તીવ્રતા પામે છે, ચિત્ત અતિ સ્વાર્થિ થતું નથી; અને કુલનું અભિમાન મહાશયતા રખાવે છે. ઉચ્ચ સમાગમ રહ્યાથી કેટલુંક જ્ઞાન તો અનાયાસે જ થયાં જાય છે. તુચ્છ અને નીચ વિચાર કરવાનો પ્રસંગ ક્વચિત્ જ આવે છે. ગાંભીર્ય અને લાવણ્ય મુખ ઉપર રમી રહે છે. આચાર, રીતિ, મર્યાદા અને સંક્ષેપમાં સર્વ બાહ્યાચરણ દૃષ્ટિને આકર્ષે એવાં થાય છે. અભિજાત કુટુંબમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોની વાણીમાં બહુનાં મનને હરી લે એવી મનોહર મધુરતા વસે છે, જે, કુલીનનું મુખ્ય લક્ષણ અને મુખ્ય શસ્ત્ર ગણાય છે.

"न जारजातस्य ललाटशृंगं, कुलप्रसूतस्य न पाणिपद्मं ।
यदा यदा मुञ्चति वाक्यबाणं, तदा तदा जातिकुलप्रमाणं॥"

'નીચ કુલમાં થયેલાને કપાલે શીંગડુ નથી હતું, અને ઉચ્ચ કુલમાં અવતરેલાને હાથે કમલ નથી હતું. વાણીરૂપ બાણ જ્યારે જ્યારે મૂકે છે ત્યારે ત્યારે તેની જાતિનું અને કુલનું પ્રમાણ જણાઇ આવે છે.'

ઉચ્ચ કુલમાં ઉછર્યાનો એવો મહિમા છે. એ સત્ય છે. પરંતુ

સંપત્તિરૂપ જલસાથે વિદ્યાનો પ્રકાશ અને ઉદ્યોગની ઉષ્ણતા પણ અપેક્ષિત છે. એ સંયોગ હોય છે તો જ તે ઉચ્ચ કુલનો લાભ તેમાં વસન્તી પ્રજાને મળે છે. એકલા ધનની અનુકૂલતા કિંવા અધિકારની અનુકૂલતા હોય, તે ઉપરથી કુલને ઉચ્ચ ગણવું એ ભ્રમ છે. વિદ્યાના અને ઉદ્યોગના પ્રતાપવિનાના સંપત્તિયુક્ત કુલમાં જેઓ ઉછરે છે, તેઓ વર્ષાથી ક્લેદિત–કોહીગયેલા–છોડ જેવા હોય છે. તેઓને તે કુલમાં ઉછરવાનો લાભ નથી મળતો એટલું જ નહિ, કિંતુ વળી હાનિ થાય છે. તેવા મનુષ્યનું મન અને શરીર બન્ને નકામાં પડી જાય છે. જેનાં 'કર્મ કઠોર અને કાયા કોમલ' કહે છે, તેવા મનુષ્ય એ વર્ગમાંથી નીકળી દુઃખી થાય છે. સંપત્તિના સુખજલસાથે વિદ્યાઉદ્યોગના સૂર્યનો સુખદ પ્રકાશ અને તાપ-છાયા નહિ તો, વિપત્તિનો એકલો ઉત્તરાચિત્રાનો તાપ હોય તો તે પણ, તે રોપાની વૃદ્ધિ કરવામાં ઉપયોગી છે. નહિ તો કોહીને તે રોપાનો નાશ થઈ ન જાય તો, બોદાઇ તો જાય છે જ.

બાલક ગોકુલજીને એ ત્રણે પ્રકારની અવસ્થાનો અનુભવ થયો હતો. તેના શિરછત્ર રા. ઇંદ્રજીએ પોતાના પનિત પૌત્રને સર્વ રીતિએ કુલદીપક કરવાની ચિંતા રાખી જણાય છે.

નીતિશાસ્ત્રમાં કહ્યું છે, કેઃ–

" लालयेत्पंचवर्षाणि दशवर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् ॥ "

તે પ્રકારે ગોકુલજીને લાડમાં ઉછેરી, તેના ૪-૫ વર્ષના વયથી વિદ્યાભ્યાસનો આરંભ કરાવ્યો હતો. મધ્યકાલની રીતિ પ્રમાણે પ્રથમ અંક અને પછી ગૂર્જરાતી વાચનલેખન શીખવા તેને નિ-શાલે બેસાર્યા. તે સમયે ત્યાં જુનાગઢમાં ફારશી ભણતર ઉપયોગિ ગણાતું તેથી તે ભાષા શીખવવા એક કનોજવાસી રામદાસને ઉસ્તાદ (શિક્ષક) રૂપે પણ રાખ્યા.

નાગરબ્રાહ્મણોની ઉન્નતિ હતી અને કંઈક અંશે અદ્યાપિ રહી છે તેનું મુખ્ય કારણ, તેઓ પોતાની ગમે એવી ઉચ્ચા કે નીચા દશામાં વિદ્યાની ઉપાસના કરતા, તે જ છે. તેઓ દેશકાલને અનુસરીને વિદ્યાના આધારથી જ વૃદ્ધિ પામવા ઉપર પોતાનું લક્ષ રાખતા. બાલક ગોકુલજીએ ગૂર્જરાતી તથા ફારશી અભ્યાસ મન પ્રસન્ન થાય એમ કરવા માંડ્યો, તેથી તેનાં વ-

આણ થઇ ઉત્તેજન મળવા માડ્યું. તે સમયના નાગરો વ્યવહારકુશલ હતા, તે સાથે ધર્મનિષ્ઠ, ધર્માભિમાની અને શ્રદ્ધાવાન્ પણ હતા. તેઓ સંધ્યાવંદનાદિ બ્રહ્મકર્મ પોતે કરતા અને પોતાની પ્રજા તેમ કરે એમ ઇચ્છતા. એક દિવસ કોઈ સંધ્યાવંદનાદિ શીખેલો બાલક રા. ઇંદ્રજી ઝાલાપાસે આવ્યો. તે એક શ્લોક ભણ્યો તેથી પોતે બહુ પ્રસન્ન થયા, અને ગોકુલજીને કહ્યું કેઃ—' જો, આ બાલક કેવો ભણ્યો છે. તને તો એમાંનું કશું પણ આવડતું નથી. આપણે બ્રાહ્મણે એ શીખવું તો આવશ્યક જ છે.' બીજી સર્વવાર્તામાં પ્રશંસા થતી તેથી ઉત્સાહમાં રહેનાર બાલક ગોકુલજીને એ વચન વિષમ લાગ્યું. ' એ ન્યૂનતા પણ ન રહે તો જ હું ખરો,' એવો તેના મનમાં સંકલ્પઉદય થયો. નીચની પેઠે તે બાલક ઉપર ઈર્ષ્યા ન-આવી પણ ગોકુલજીના મનમાં સ્પર્ધા થઈ આવી કે એમાં પણ ' મારે એના સમાન થવું.'

### गोकुलजीना बाळमित्र दोलतराम पंडाजी.

જેની સાથે રાજવર્ગી ગોકુલજીને સ્પર્ધા થઇ તે પ્રતિસ્પર્ધી બાલક અમદાવાદવાળા સુશીલ અને પ્રખ્યાત વેદવર્ગી નાગર બ્રાહ્મણ પંડ દૌલતરામ વેકુંઠરામ હતા. પ્રતિસ્પર્ધી અથવા એકાર્થી પણ સબલ હોય છે તો બાલકોને બહુ લાભ થાય છે. દૌલતરામમાં પણ વિચક્ષણતાનાં ચિહ્ન પ્રથમથી જણાતાં હતાં. તેના કુટુંબને જુનાગઢ રાજ્યથી ગ્રાસ મળે છે તેથી તેઓ ત્યાં રહેતા હતા, અને તે જ કારણથી રાજ્યકારભારીને ત્યાં તેનું ગમનાગમન હતું. એ પ્રસંગથી એ ઉભય બાલકનાં મન એકેક પ્રતિ આકર્ષાયાં અને યુવાવસ્થામાં તેઓ મિત્ર થયા. બાલક ગોકુલજીએ પોતાના કુલગુરુ આનંદજી આચાર્ય પાસે સંધ્યાવંદનાદિ શીખવાનો આરંભ કર્યો. આનંદજી આચાર્ય જે શ્લોકનો પાઠ આપે તે ઘોષીને ગોકુલજી એવા પાઠ કરે કે તેથી ગુરુને બહુ સંતોષ થાય; અને તેનાથી પોતાના યજમાન ઇંદ્રજી આગળ કહ્યા વિના રહેવાય જ નહિ, કે, 'મહારાજ, આપના વૃદ્ધોના પુણ્યપ્રતાપથી આપના કુલમાં ગોકુલજી તો એક કુલદીપક ઉઠશે.' પવિત્ર પૌત્રની પ્રશંસાનાં આનંદજીનાં એવાં વાક્ય ઇંદ્રજીને આનંદ આપે એ તો સ્વાભાવિક છે.

એ રીતિએ બાલક ગોકુલજી અખિલ કુટુંબને સંતોષકારક થઈ રહ્યા.

### गोकुलजीनां माताजी.

તેનાં માતાજી સદાકુમારીના ભાગ્યનો તો પાર જ ન ગણાય. એવા સુપાત્ર પુત્રની માતાને મનમાં જે ગુપ્ત આનંદ થાય છે એ વર્ણી શકવા વિરલ કવિ જ સમર્થ હોય. પોતાની ઉન્નતિને લીધે તો સર્વને સારૂં લાગે છે, પરંતુ પરની ઉન્નતિ અને પ્રતાપનું પૂર્ણ અભિમાન અને આનંદ તે યોગ્ય રીતિએ માતાઓ જ પામી શકે છે. બીજાં સંબંધિ, સ્વાર્થના પ્રમાણમાં, પ્રીતિ કરે છે. માતાજી તો પુત્રની સુપાત્રતા અને પ્રતાપ માત્રથી પ્રસન્ના થઈ પ્રીતિથી ઉભરાઈ જઇ પોતાના જન્મને સાર્થક માને છે. ગર્ભધારણ પછીની પોષણાદિજનિકા અનેક પીડાઓને બહુ સુખરૂપ માની માતા સહન કરે છે. અગ્નિપુરાણમાં વદે છે કેઃ—

"गर्भधारणपोषाद्धि ततो माता गरीयसी।"

એ ન્યાય્ય છે.

અહો! માતાનું વાત્સલ્ય કેવું અલૌકિક છે. અને તેથી આપણા શાસ્ત્રમાં કથે છે કેઃ—

"गुरूणां चैव सर्वेषां माता परमको गुरुः।"

'સર્વ પૂજ્યોમાં માતા પરમ પૂજ્યા છે' એ યથાર્થ છે.

### मातानी प्रीति अने मरणनी भीति.

એ પ્રાણિમાત્રને સહજ, અનિવાર્યા અને એકવાર સમાના છે. પરંતુ પોતાની સમજપ્રમાણે પ્રત્યેક જન તેથી મળતાં સુખનો અને સાવધાનતાનો લાભ લઈ ફલ ભોગવે છે.

બહુકરી જે સમયે કોઇ અદૃષ્ટ કારણથી મનુષ્યો અંતરમાં સુખ ભોગવે છે, તે સમયે બહિરના લોકો તેને સુખી ગણતા હતા નથી; અને જ્યારે બહિરના લોક કોઈ મનુષ્યને કોઇ દૃષ્ટ કારણથી સુખી ગણે છે ત્યારે, તેવિષે તે મનુષ્યને અંતરમાં સુખ ભોગવવાનું બહુકરી નથી હતું. એમ બાહ્યાન્તરથી સુખી ગણાવું અને સુખ ભોગવવું, એ બહુ જ થોડા પ્રસંગોમાં અને બહુ જ થોડા ભાગ્યશાલીઓને પ્રાપ્ત થાય છે. સુપુત્રની પ્રાપ્તિથી માતાજી એ બાહ્યાન્તરનાં ઉભય સુખ એક જ અવસરે ભોગવે છે, લોક-

પણ તેને સુખી ગણે છે, અને અન્તરમાં પણ તેને સુખ હોય છે. ગોકુલજીનાં સુપુત્રવતી માતા પૂર્ણ ભાગ્યશાલિની ગણાવા લાગ્યાં.

**ગોકુલજીના કુટુંબનું અધિકારથી ઉતરવું.**

રા૦ ગોવિંદજી તથા ઇંદ્રજીનો કારભાર છ વર્ષ પછી ફરયો. તેથી અધિકાર અને આયપદ ઓછાં થયાં, પણ આડંબર તેટલો ને તેટલો રાખવો પડ્યો. એથી વ્યય ચાલતો રહ્યો.

એક કવિ કહે છે કેઃ—

"ધન બાઢે મન બઢ ગયો, ધન ઘટ મન ઘટ નો'ય,
જ્યોં જલ સંગ બઢે જલજ, જલ ઘટ ઘટે ન સોય."

સમૃદ્ધિ વધે સતે મન વધે છે, પછી સમૃદ્ધિ ઘટે સતે મન ઘટતું નથી; જેમ વર્ષાઋતુનું જલ આવે જલાશયમાં જલજંતુ વધે છે, પછી ઉષ્ણકાલમાં તે જલ ગયે તે જન્તુઓ, તરફડી મરી જાય છે, તેમ આવીને ગયેલી સમૃદ્ધિથી મનની દશા થાય છે.

ઇંદ્રજીના કુટુંબમાં તે જ પ્રમાણે કંઇક થયું હતું એમ રા૦ ગોકુલજીભાઇ કહેતા. મનનો સંકોચ વધ્યો ખરો પણ બહિરથી તેને અનુસરતો સંકોચ કરવાનું તત્કાલ સુઝ્યું નહિ. તેથી આવી દશા થવા માંડીઃ-

અંતર્ ખાલી અને બહિર્ લાલી.

એવી સ્થિતિ બહુ નિભવી કઠિન હોય છે. અને મમત કરી જે મનુષ્ય તેમ નિભાવ કરવા તરફડિયાં મારે છે તેને હાનિ અને હાંસી બેએ થાય છે. એવું સર્વના જોવામાં આવે છે, પરંતુ તેમ કરવા કાલ આવતાં તેમ કરી શકાતું નથી એ પણ ખરૂં છે.

**ગીતિ.**

હાલી લાલી અન્તે, અન્તર્ ખાલી પડી જાય કાલી,
સમજુ! વિવેક ઝાલી, ટાલો મમત રે' પ્રથમથી સંભાલી.

ધીરે ધીરે ઘરનાં પાણી ખૂટવા માંડે છે એટલે લોકનું દેવું કરવામાં આવે છે. લોક ધીરતા બંધ પડે છે, એટલે ઘરમાં જે શૃંગારાદિનો સંગ્રહ હોય છે તેને વટાવી કામ ચલાવવામાં આવે છે. પછી જખ મારીને સંકોચ કરવો પડે છે. એમ પ્રાયશઃ જોવામાં આવે છે.

### સંપત્તિવિપત્તિના સંસ્કાર.

૨૧. ગોકુલજીનું વય વધતું ગયું તેમ કુટુંબની દશા તેઓના સમજવામાં આવતી ગઈ. તેઓએ પ્રથમ સમૃદ્ધિનું સુખ પણ દીઠેલું, પછી વિદ્યાભ્યાસ અને ઉદ્યોગના કિરણો પણ તેઓના ઉપર પડેલા. પરંતુ જગત્‌માં પ્રવેશ કરતી વેલા તો વિપત્તિનો મહાતાપ જ તેઓએ દીઠો.

પાછળથી સુજ્ઞ ગોકુલજીમાં કોઇક કાલે જે તમોગુણ અને તેને અનુસરતા વિકાર-વિચાર, ઉચ્ચાર, અને આચાર-પ્રસંગોપાત્ત પ્રકટ થતા હતા, તેનું કારણ આ વેલાના વિપત્તિના તાપે કેટલાક કોમલ ગુણોને શુષ્ક કરીને, ઈષ્ટ નહિ એવા સંસ્કાર નાખ્યા હતા તે હતું, એમ પ્રતીત થાય છે.

કોઈ નવી રસવતી વાટિકા હોય તેમાં અનેક બીજ, રોપા, અને વૃક્ષો રોપ્યાં હોય, તે ઉપર વૃષ્ટિ થયે તેમાંનાં કેટલાંક અંકુરિત થાય; અને પછી તેના ઉપર એકપદે નિરંતર તાપ પડ્યા કરે તો તેમાંથી કેટલાંક અંકુરમાં જ કરમાઇ જાય છે, કેટલાંક સૂકાઈ જાય છે, કેટલાંક બલી પણ જાય છે; અને કેટલાંક વધી જાય છે, કેટલાંક પાકી જાય છે, અને જેનાં મૂલ ઊંડાં જઇ અંતરમાં વહતા રસને અડકયાં હોય તેવાં કેટલાંક સ્થિર અને દૃઢ પણ થઈ જાય છે. એ મહાતાપમાંથી જે વંચી જાય છે તે સુસ્થ થઈ તેની વૃદ્ધિ અને આયુષ્ય લંબાં થાય છે. એવાં સંકટમાંથી શેષ રહેલા રક્ષિત પદાર્થોને પછી ભય ઓછું રહે છે, એટલું જ નહિ પણ તેઓ બહુ બલવાન્ થાય છે. મનુષ્યોનાં અંતઃકરણ સંબંધમાં પણ એ જ રીતિએ છે. મનુષ્યની કિશોરાવસ્થાના ઉત્તર ભાગનું અંતઃકરણ નવી રસવતી વાટિકા જેવું છે. તેમાં થોડાક ગુણો તો છેક બાલ્યાવસ્થાથી અંકુરિત થયા હોય છે, તે કિશોરાવસ્થામાં સજ્જડ થઈ ઊંડાં મૂલ ઘાલે છે, કેટલાક ગુણ અંકુરિત થઈ વધે છે, અને કેટલાક કરમાઇ નાશ પણ પામી જાય છે.

ગર્ભશ્રીમાન્ ગોકુલજીના વિદ્યા અને ઉદ્યોગ એ બે ગુણ બાલ્યાવસ્થામાંથી જ અંકુરિત થઇ પોષણ પામ્યા હતા. તે બે શુભ ગુણોએ કિશોરાવસ્થાના ઉત્તર ભાગમાં ઊંડાં મૂલ ઘાલીને અંતઃકરણમાં વહતા સ્વાશ્રયરૂપ ગુપ્ત ઝરા સાથે સંબંધ કર્યો હતો.

તે ઉપર વિપત્તિનો મહાતાપ પડતાં તે બહુ બલથી વધવા માડ્યા; અને તેની છાયામાં આવેતા બીજા અંકુરિત થતા ગુણોનું રક્ષણ કરવામાં સાધનભૂત થયા. એ ભૂતાર્થ અગ્રે સ્પષ્ટ જોવામાં આવશે.

સમૃદ્ધિના બાહ્ય ઉપાધિમાં અન્તર પડી જઇ તે કરમાવા માડે છે તે બાલકોના સમજવામાં ત્વરિત આવતું નથી. વૃદ્ધો સમજે છે તોપણ તેઓથી આડંબર અને અભિમાન છોડાતું નથી તો બાલકોનો તો શો વાંક. નિર્દોષ બાલકોની દૃષ્ટિમાં સ્નેહભાવ વિના બીજું સર્વ સમાન લાગ્યાં જાય છે. માત્ર એક સ્નેહની અધિકતા ન્યૂનતા તેઓ તત્કાલ પરીક્ષી શકે છે. એ વિના જગતના અન્ય સર્વ પદાર્થ તેઓને સમાન લાગે છે. કંઇ અંતર હોય છે તો તે વિપરીતભાવનાનું હોય છે. તેઓને અગ્નિ અને જલ સમાન છે. એના પરિણામનો ભારે ભેદ છે તે જાણ્યા વિના સરખી રીતિએ તેઓને લેવા જાય છે. તેઓને મન સોનું, પિત્તલ અને પાકું પાન એ ત્રણે સમાન છે. તેઓને ખરા હાથીઘોડાથી આનંદ થાય તે કરતાં માટીનાં રમકડાંમાંના હાથીઘોડાથી અધિક આનંદ થાય છે. એવાં બાલક શું સમજે કે સંપત્તિ ઓછી થઈ છે માટે આપણે સંભાલી માગવું. સંપત્તિના સમયમાં, બાલકને જેનું સ્ફુરણ પણ ન થયું હોય, તેવા તેવા પદાર્થો ઉપર તેની વૃત્તિ કરાવવા સર્વે પ્રયત્ન કરે છે, અને નવા નવા ચમત્કારી પદાર્થો દેખાડી તેના ઉપર અનેક પ્રકારે મન ખેંચી તેની મનોવૃત્તિઓ વધાર્યાં જ કરે છે, એટલું જ નહિ પણ જ્યાં 'પાણી માગે ત્યાં દૂધ લાવી આપે,' એમ વિશેષ આપ્યાં જાય છે. સમૃદ્ધિથી અન્તર પડતાં માગેલું પણ મળવું કઠિન પડી જાય છે. તેથી રુદન—જે અબલનું મહાબલ છે—તેનો આશ્રય પકડવો પડે છે. કોઇ કોઈ કાલે રુદન પણ કંઇ વસ્તુ પ્રાપ્ત કરાવી રઢ ભાગી શકતું નથી. પછી વય વધતાં ધીરે ધીરે તેના મનની કેટલીક ઊર્મિઓ બલથી ઉઠતી બંધ થાય છે, પણ અજી એ સર્વ રૂપાન્તરનું કારણ શું, તે તેના સમજવામાં યથાર્થ આવતું નથી. બાલકની પોતાની ચંચલતા આગળ લક્ષ્મીબાઇની ચંચલતા સમજવાનો અવકાશ તેને મળતો નથી. સંસાર-

રૂપ યંત્રને ગતિમાં મૂકવા મુખ્ય સાધન ધન છે, એ વાર્ત્તા સમજતાં બાલકને બહુ વિલંબ થાય છે.

ગર્ભશ્રીમાન્ ગોકુલજીના અંતઃકરણમાં વિદ્યાના અને ઉદ્યોગના વૃક્ષ ફાલવા માંડ્યા હતા, તેથી લાડથી અને સ્વચ્છંદતાથી ઉત્પન્ન થતી મનની લાલસાઓ બહુ વધી ન હતી, એટલે તેની અતિપીડા થાય એમ ન હતું. તથાપિ વિદ્યાએ સારાસાર સમજવાની શક્તિને વધારી મનને કોમલ કરેલું તેથી, થોડી ટક્કર પણ મર્મ ભેદે એવી લાગે એ સ્વાભાવિક છે.

---

## प्रकरण ३.

### गोकुलजीनी संस्कृता युवावस्था.

ગર્ભશ્રીમાન્ ગોકુલજીની કિશોરાવસ્થા ગઈ અને યુવાવસ્થા આવી. તે સંધિમાં વિક્રમ સંવત્ ૧૮૯૬માં બાલપક્વતાને[1] લીધે તેઓની અવસ્થા સંસ્કૃતા અને બુદ્ધિ પ્રૌઢા થઈ હતી. પૂર્વાવસ્થામાં જે બહ્રી અનુકૂલતા હતી, અને મન કરાવી, મુખે માગે તેથી મહસ્ મળતું હતું, તેને ઠેકાણે અવશ્ય વસ્તુના પણ સાંસા પડવા માંડ્યા. તેનું મુખ્ય કારણ શું, તે તેઓના સમજવામાં આવ્યું હતું. તેથી પોતાના મનના મનોરથ તો મનમાં શમાવતા હતા; અને વિદ્યાભ્યાસનું પૂર્ણ વ્યસન લાગેલું તેથી તેમાં કાલક્ષેપ થતો, એટલે મનની વૃત્તિઓને અલભ્ય પદાર્થો ઉપર આકર્ષાવા અવકાશ થોડો મળતો. પરંતુ તે જ બાલપક્વબુદ્ધિએ એક વેદના ઉભી કરી હતી. અનેક પ્રસંગથી કુટુંબીઓનો મનોભંગ થાય, તેઓ ગુપ્ત ચિન્તા રાખે, અને વારંવાર તેઓનાં કોમલ હૃદય અનેક પ્રસંગોથી વિંધાય અને રુંધાય; એ સર્વ જો કે સમજુ વૃદ્ધ મનુષ્યો સંતાડી રાખવા પ્રયત્ન કરે છે, તોપણ સમજુ પ્રજાના આગલ તે પ્રયત્ન મિથ્યા જાય છે. તે વૃદ્ધો, લોક આગલ સાવધાનતા રાખી મુખ ઉપર સ્વસ્થતાનો અને કૃત્રિમ સુખનો રંગ ધારણ કરે છે, પરંતુ ગૃહમાં તેવી સાવધાનતા સદા રાખી શકાતી નથી. તેથી પ્રસંગોપાત્ત વાસ્તવિક ચિન્તાગ્રસ્ત મનની

---

[1] ન્હાનપણમાં જ મ્હોટા માણસ જેવી પાકી સમજણ.

છાયા મુખ ઉપર આવ્યા વિના રહેતી નથી; તેથી ગૃહના અંતરની અને બહિરની એ વિલક્ષણતાનો ભેદ અધિક અને ત્વરિત જણાઈ આવે છે. યુવક ગોકુલજીના જેવા સમજવામાં એવી વિપરીતા સ્થિતિ આવતાં તેઓના મનને બહુ ખેદ થવા માડ્યો. આ સન્ધિમાં ધનની મહત્તાવિષયની મુદ્રા તેઓના અંતઃકરણ ઉપર એવી ઊંડી બેશી ગઈ કે તેનો આકાર પ્રસંગવશાત્ સદા દેખાતો.
"यस्यास्ति वित्तं स नरः कुलीनः स पण्डितः स श्रुतवान् गुणज्ञः।
स एव वक्ता स च दर्शनीयः सर्वे गुणाःकाञ्चनमाश्रयन्ति ॥"
એ વાક્ય તેઓને બહુ બલવત્ અનુભવપ્રણીત લાગ્યું. લોકો વારંવાર કહેછે કેઃ—

वसु विना नर पशु.
जर चाहे सो कर, विना जर टयटय मर.

એવા એવા કથનોની અર્થવત્તા વાસ્તવિકા છે એમ તેઓને દૃઢ થવા માડ્યું. કોઇ પ્રસંગમાં કેટલાંક કારણોનો સંયોગ મનુષ્યોને કોઈ વિષયની ગણના એવી અમર્યાદિતા કરાવી દે છે કે, પછીથી તેનું યથાર્થ રૂપ જોવાના પ્રસંગ આવે તોપણ તે સુસ્થા ગણના મનમાંથી ખસતી નથી. એવી ગણના કોઈ વેલા હાનિકારિકા થઇ પડે છે; તે દ્વારાએ કેટલાક સદ્ગુણો ઉપરિ છાયા પડી તે નિસ્તેજ થઈ જાય છે; એ વૃત્ત–સત્ય–સમજવામાં આવે છે તે સતે પણ તેના બલવાન્ પંજામાંથી છૂટાતું નથી.

પોતાના કુટુંબનાં મનુષ્યોની વિપરીતદશા જાણી યુવક ગોકુલજીના મનમાં બહુ વિષાદ થવા લાગ્યો. તેઓનાં શિરશ્છત્ર સંપત્તિરામ આદિ હતાં એટલે તેઓને કુટુંબની દશાનું નગ્નરૂપ અનુભવવાનો કાલ ન હતો આવતો. સસારવ્યવહાર ચલાવવામાં જે ક્લેશકારક બાધ નડે છે તેનો માત્ર આભાસ જોવામાં આવતો. તે ઉપરથી મનમાં સંકલ્પવિકલ્પ કરી તે કષ્ટ દેખે ત્યાંસુધી વિષાદ થાય, પરતુ પાછું મન બીજા વ્યવસાયમાં પડે, ત્યાં તેમાં પરોવાઈ જાય, એટલે વલી તે વિષાદ નિર્બલ થઇ જાય.

વિદ્યાના વ્યસને અને ઉદ્યોગે એ સમયે તેઓને બહુ જ સાહાય્ય આપીને ઉપકાર કર્યો, એમ સુજ્ઞ ગોકુલજી શ્રીમુખે કહેતા. એવે પ્રસંગે જે મનુષ્ય વિષાદમાં બુડી રહે છે તે મહાદુઃખી થઈ

અન્તે નાશ પામે છે; પરંતુ વિપત્તિની સાથે જે મલ્લયુદ્ધ કરે છે તે મહાપ્રતાપી થઇ બહુ સુખસંપત્તિ ભોગવે છે. એક વિચારક કહે છે કેઃ–

"तावद्भयाद्धि भेतव्यं यावद्भयमनागतं।
आगतं तु भयं दृष्ट्वा प्रहर्तव्यमभीतवत्॥"

'જ્યાંસુધી ભય ન આવ્યું હોય ત્યાંસુધી ભયથી બીનવું યોગ્ય છે. ભયને આવેલું જોઇને તો અભીત જેવા થઇ તેને પ્રહાર કરવો જ યોગ્ય છે.' એ યથાર્થ છે. શ્રી ગોકુલજીએ કંઇક એવા પ્રભાવનો આશ્રય લીધો.

વિપત્તિના જેતાના પ્રતાપનું દૃષ્ટાંત સુજ્ઞ ગોકુલજી હતા. પ્રતિકૂલતાથી અને વિપત્તિથી મન ભગ ન કરતાં તેના સન્મુખ થવાનો દૃઢ નિશ્ચય તેઓએ કર્યો હતો. કુટુંબનો નિર્વાહ ચલાવવામાં અજી તેઓને યોજવાનો સમય ન હતો ગણાતો, તેથી તે ધુરાનો ભાર સ્કન્ધે આવી પડેથી જે પ્રયાસ કરવો પડે છે તેમાંથી તેઓ મુક્ત હતા. પોતાના મનમાં કુટુંબને સાહાય્ય કરવાના વિચારો સ્વતઃ થયાં કરે, પરતુ તેને આચારમાં લાવવાની આવશ્યકતા અજી આવી ન હતી. એથી વિચાર કરે, અને કંઇ યથાર્થ ન સૂઝે, એટલે પોતાના વિદ્યાવ્યસનઉપર ચિત્ત પાછું દોડે અને તેમાં રમમાણ થઈ જાય.

સુખદા, જીવદા, અને અમરા વિદ્યાના ભંડારની કુંચિકા જેને હાથ આવેલી તેને શી ન્યૂનતા રહે. તેઓના જાણવામાં આવેલું કેઃ—

"विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं।
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः॥
विद्या बंधुजनो विदेशगमने विद्या परं दैवतं।
विद्या राजसु पूजिता न हि धनं विद्याविहीनः पशुः॥"

---

"विद्वत्त्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते॥"

---

"विद्याधनं सर्वधनप्रधानं॥"

---

"उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः।
षडेते यत्र वर्तंते तत्र देवः सहायकृत्॥"

---

"उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः ॥"

સંસારવ્યવહારના સાગરમાંથી તારવા સારૂ જાણે વિદ્યા અને ઉદ્યમ એ રૂપી બે સબલ પક્ષ આવ્યા હોય એમ તેઓને થયું. તેઓનું સ્વાશ્રયિ અંતઃકરણ એ બે પ્રબલ પક્ષથી અધિક ઉત્સાહિ થતું ચાલ્યું. સત્વશાલીને દૈવ પણ સાહાય્ય કરે છે.

તેઓના પિતા રા. સંપત્તિરામે પોતાના કાકા અને પિતાના કારભારના વારામાં ચોરવાડના વહીવટકારનું અને પછી તલ જૂનાગઢની સાયરનું કામ કરયું હતું. વૃદ્ધોના કારભાર સાથે સંપત્તિરામનો નિયોગ અને જીવિકા પણ ગયાં હતાં તેથી તેઓ પણ નિરુદ્યમી હતા. સંવત્ ૧૯૫૨ માં કારભારની સ્થિતિ ન છતાં તેને અનુસરે એવો વિવાહ રા. ગ. ઇંદ્રજી ઝાલા લઈ બેઠા, અને વસાવડના વિઠ્ઠલજી ગોવિંદજીની પુત્રી અબાકુમારી સાથે રા. ગોકુલજીનું લગ્ન કરયું. જૂનાગઢમાં નાગરજ્ઞાતિનો સમુદાય, નાગરોએ વસાતાં બીજા સર્વ સૌરાષ્ટ્ર બાર ગ્રામ, ગૂર્જરાત બાર ગ્રામ અને છપોળો કરતાં અધિક છે. ત્યાં લગભગ બે હજાર મનુષ્યોનો સમુદાય છે. ત્યાં આવી રીતિ છે કે વિવાહમાં જે શ્રીમાન્ ગૃહસ્થ અગ્રણી થાય તેને ત્યાં જ જ્ઞાતિભોજન ચાલે. મહતી સંખ્યાનુ જ્ઞાતિભોજન ચાલે તેમાં ભારે વ્યય થઇ જાય એ કહેવું પડે એવુ નથી. એમ અનેક પ્રકારે વ્યય ચાલતો રહ્યો અને આય બંધ થયો. समृद्धिनी संवृद्धि किंवा तृष्णानी त्रूट એ બેમાંથી એક પણ હોય તો મનુષ્યોને સસારના તાપથી રક્ષે છે. પરતુ તે બેમાથી એકે નહિ, એટલું જ નહિ કિન્તુ તે બેના વિરોધી ભાવ જે મનુષ્યોમાં આવી પડે છે ત્યાં સંતાપની સીમા રહેતી નથી.

गायत्रीपुरश्चरणे-जपनो महिमा.

રા. રા. ઈંદ્રજી ઝાલાને સસિદ્ધિ અર્થે ગાયત્રીના પુરશ્ચરણમાં બહુ વિશ્વાસ હતો. ગુરુના સન્નિધિમાં કરેલ જપ તે પરમ મંત્ર

૧ "गायन्त त्रायते यस्मात् गायत्री तु ततः स्मृता"। गायत्रीकल्पे જેથી ગાનારને ત્રાય છે-પાયે છે, તેથી ગાયત્રી પુરશ્ચરણ-પુર નામ અગ્રે, चरण નામ મન્ત્રનો (૧) જપ, (૨) હોમ, (૩) તર્પણ, (૪) અભિષેક, તથા (૫) બ્રહ્મભોજન, એ પંચાગ કર્મોનું આચરણ. પૂર્વાભિમુખ વા ઉત્તરાભિમુખ સ્થિત થઈ પ્રાત:કાલથી મધ્યાહ્નપર્યંત જપ કરવો અમુક ઈષ્ટ મંત્રની જેટલી સંખ્યાનો જપ, તે જપ સંખ્યાનો દશાંશ હોમ, તે હોમની સંખ્યાનો દશાંશ તર્પણ, તે તર્પણ સંખ્યાનો દશાંશ અભિષેક, અને અભિષેક સંખ્યાનો દશાંશ બ્રહ્મભોજન. ઈત્યાદિ પુરાણોક્ત તથા તન્ત્રોક્ત સંપ્રદાય છે

ગણાય છે. તે પ્રમાણે બ્રાહ્મ મુહૂર્તમાં ચિરંજીવ ગોકુલજીને ઉઠાડી સ્નાનસન્ધ્યાવન્દનાદિ પશ્ચાત્ ગાયત્રીનું પુરશ્ચરણ વર્ણમાલાએ કરાવવા માડ્યું. યથોક્તકારી, બાલવિષયવિરક્ત, બ્રહ્મચર્યસત્યાદિસાધનયુક્ત, ધ્યાની ગોકુલજીએ તે યથેચ્છ કર્યું. જપપ્રકાર આ છેઃ—આલસ્યાદિના વર્જનપૂર્વક

"मनः संहृत्य विषयान्मन्त्रार्थगतमानसः ।
न द्रुतं न विलंबञ्च जपेत् मौक्तिकपङ्क्तिवत् ॥" तन्त्रसारे.

'વિષયોથી મનને પાછું વાળીને મન્ત્રના અર્થમાં ગયું છે મન જેનું એવો–મન્ત્રાર્થ ચિન્તન કરતો–મનુષ્ય, શીઘ્ર નહિ તેમ વિલંબ નહિ એમ, મોતીની હાર સમાન, (ઇષ્ટમન્ત્ર) જપે.' તેમાં [1]વર્ણમાલાનો જપ ઉત્તમ જપ કહેવાય છે.

એવો ઉત્તમ જપ ચિ. ગોકુલજીએ કર્યો. એ જપ યોગનું એક અગ છે, તે મન્ત્રયોગ કથાય છે. તેથી તેઓના અન્તઃકરણને વિમલતાનો અને નિશ્ચલતાનો અભ્યાસ થયો. તેથી વિદ્યાગ્રહણશક્તિ અધિકા થઈ. સાધ્યસિદ્ધિમાં એકાગ્રચિત્ત એ સમર્થ સાધન છે, એ સર્વમાન્ય છે. જપથી ફલસિદ્ધિ બહુ્ી થાય છે એ આ ભરતખણ્ડમાં તો પ્રસિદ્ધ છે. શ્રીમદ્ભગવદ્ગીતાના વિભૂતિયોગ નામે દશમાધ્યાયમાં શ્રીકૃષ્ણભગવાન્ વદે છે કે–"यज्ञानां जपयज्ञोऽस्मि" ॥ અ.૧૦–૨૫. 'બહુ પ્રકારના યજ્ઞોમધ્યે 'જપયજ્ઞ' હું છું.' જપનો મહિમા એમ ભગવાને શ્રીમુખે ગાયો છે. યુરોપખણ્ડમાં પણ તે જપનો મહિમા, વિચારશીલોમાં, ન્યૂન ગણાતો નથી. પ્રખ્યાત કવિ ટેનિસન સન ૧૮૭૪માં એક ગૃહસ્થને લખે છે કેઃ—

"I have never had any revelations through anœsthetico, but a kind of waking trance (this for lack of better name) I have fiequently had, quite up from boyhood, when I have been all alone. This has often come upon me through repeating my own name to myself silently, till, all at once, as it were,

---

[1] अ આદિથી તે क्ष અન્ત સુધી અને क्ष આદિથી તે अ અન્ત સુધી અનુલોમ વિલોમે કરી જે જપ થાય તે 'વર્ણમાલા જપ.'

out of the intensity of the consciousness of individuality, the individuality itself seemed to dissolve and fade away into boundless being, and this not a confused state, but the clearest, the surest of the sure, utterly beyond words, where death was an almost laughable impossibility, the loss of personality (if so it were) seeming no extinction, but only the true life. I am ashamed of my feeble description. Have I not said the state is utterly beyond words?" Page 123.

*Lord Tennyson—A Biographical Sketch* by
Henry J. Jennings.

એ જ રાજકવિ પોતાના 'The Ancient Sage' પ્રાચીન ઋષિ નામે કાવ્યમાં એ જ વિચારને આમ કહે છેઃ—

"For more than once when I
Sat all alone, revolving in myself
The word that is the symbol of myself,
The mortal limit of the Self was loosed,
And passed into the Nameless as a cloud
Melts into Heaven."

Tennyson. *The Ancient Sage.*

श्रीगोकुलजीनो प्रवास अने तेमां समागम.

[1]શ્રીગોકુલજીના વૃદ્ધો, સંવત્ ૧૮૯૧ માં યાત્રાર્થે પ્રભાસ પ્રાચી ગયેલા, તથા મહેતા રામજી ગુલાબની જાનમાં મહુવા-ગોપનાથ ગયેલા; સંવત્ ૧૮૯૨ માં શ્રીગોકુલજીનું પરિણયન થયું તે નિમિત્ત તે વરવધૂસહિત તે વૃદ્ધો ગિરિ-નારી, અંબા, દત્તાત્રેય, કમણ્ડલુ, હનુમાનધારા, ગએલા; સંવત્ ૧૮૯૬ માં તેઓના પિતૃવ્યક (કાકા) વલ્લભજી પોરબંદર ગયેલા; તે જ વર્ષમાં તેઓના પિતામહ ઇંદ્રજીને માણાવદરના ખાને કારભાર સારૂ બોલાવેલા ત્યાં ગયેલા; સં. ૧૮૯૭ માં દીવાન લક્ષ્મીશંકરની જાનમાં પાટણ-પ્રાચી ગયેલા, તેઓ શ્રીગોકુલજીને પણ તે તે સ્થલે લઈ ગયા હતા. પરંતુ સંવત્

૧. શ્રીગોકુલજીએ સ્વહસ્તે લખી રાખેલી સ્મરણીકપરથી એ ભાગ લીધો છે.

૧૮૯૬ સુધી મુખ્યત્વે કરી વિદ્યાભ્યાસમાં જ ગર્ભશ્રીમાન્ ગોકુલજીનો કાલક્ષેપ થતો.

રા. રા. ઇંદ્રજીઝાલાએ અરે તેને વ્યવહારમાં પલોટવા ધાર્યું. જૂનાગઢમાં તેવામાં જબરશેઠનો કારભાર હતો. પરંતુ પ્રભુત્વ અને અધિકાર સરવાણી નથ્થુખાન્ નામે દરબારના પ્રિય હતા તેને અધીન હતાં. સંવત્ ૧૮૯૭માં તેના નહાના ભાઇ હબીબખાં પાસે પ્રથમ રા. ગોકુલજીને રા. રા. ઇંદ્રજીઝાલાએ રાખ્યા. ત્યાં તેનું કાર્ય બહુ વિચક્ષણતાથી રા. ગોકુલજીએ કરવા માડ્યું, તેથી તે ઉપરી હબીબખાં પ્રસન્ન થયા. વિક્રમ સંવત્ ૧૮૯૮ ના અધિક ચૈત્રમાસમાં કંઇ કાર્ય પ્રસંગે રા. રા. ઇન્દ્રજીઝાલાનું તે વેલાના આકટિંગ પોલિટિકલ એજંટ કેપ્ટન લીગ્રાન્ડ જેકબની અશ્વારીમાં ફરવું થયું. ત્યાં જાણે પ્રવાસનો લાભ આપી વિદ્યાભ્યાસના વિચારોનું અનુભવજ્ઞાન કરાવવા સાથે રાખવાની ધારણા હોય, તેમ રા. રા. ઇંદ્રજીએ પોતાના પૌત્ર રા. ગોકુલજીને સાથે રાખ્યા. તેઓ માંગરોલ, કામનાથ, કોડીનાર, મહુવા, આદિ સ્થલે ફરી, પછી અમરેલી ગયા.

આ સ્થલે સુરાષ્ટ્રમાં પાછળથી બહુ માન અને કીર્તિ મેળવનાર, સુરાષ્ટ્રસસ્થાનોમાંના કાર્યભારીઓમાંના અગ્રેસર, પ્રામાણિક, બુદ્ધિશાલી, અને પ્રતાપી, બે નરો—રા. ગોકુલજી અને રા. રા. ગૌરીશકર ઉદયશંકર-એઓનું પ્રથમ મળવું થયું. પાછળથી અન્યોન્યઉપર પૂર્ણ સ્નેહમમતા રાખનાર અને એકસંપ થઈ સુરાષ્ટ્રના સંસ્થાનોના મુખ્ય સ્થંભ જેવા એ બે પુરૂષોનો એ સંધિમાં નિકટ સંબધ તો ન થયો, પરતુ સ્વાભાવિકરીતિએ પરસ્પર મન આકર્ષાયાં, અને ઉભય પુરુષોએ અન્યોન્યમાં ભવિષ્યમાં થનાર ઉદયનાં શુભ ચિહ્ન જાણે દીઠાં હોય, તેમ, તે જ વેલા તેઓએ ઇતરેતરને સંવૃદ્ધિપાત્ર ધાર્યા હતા.

પિતામહ અને પૌત્ર સુરાષ્ટ્રમાં પ્રવાસ કરી જન્મભૂમિ જૂનાગઢમાં પાછા આવ્યા. તે સમયે આજના જેવાં પ્રવાસનાં સાધન અને પરિચય ન હતાં તેથી એટલો પ્રવાસ પણ મ્હોટો ગણાતો.

રા. રા. ઇંદ્રજીઝાલાએ એ રીતિએ પોતાના પૌત્રને નિરંતર સહવાસમાં અને સમીપસ્થ રાખી વિદ્યાર્થીની અવસ્થાનું સમાવર્તન કરાવ્યું હોય એમ કર્યું.

### વિદ્યાધનની પ્રધાનતા.

પોતાના પુત્ર રા. સંપત્તિરામને રા. ઈંદ્રજીએ પોતાના કારભારમાં સારા આયપદનો અધિકાર આપ્યો હતો; અને પૌત્ર રા. ગોકુલજીને વિદ્યા આપી હતી. એ બેમાં શું અધિક ફલદાયક થયું, શું વિશેષ વાર પહોચ્યું, અને સુખદાયિ અને ઉત્તમ હતું એ, વિવેકી વાચકોના જોવામાં અનાયાસે આવશે. પોતાના વગથી અને પોતાના આશ્રયથી આપેલી રા. સંપત્તિરામની જગા પોતાના કારભાર સાથે ગઈ. પોતાની સાથે પોતાના પુત્ર પણ નકામા થઈ ઘરે બેઠા; એટલું જ નહિ પણ રા. સંપત્તિરામે સારી જગાને લીધે આગળનું પોતાનું હતું તે ખર્ચમાં ખોયું અને પાછળથી વ્યય વધારે રાખવા તેઓને અગતિ આવી પડી. પૌત્ર રા. ગોકુલજીને વિદ્યા સંપાદિતા કરાવી સ્વાશ્રયી અને સ્વતંત્ર કર્યા હતા. તેઓની પાસે વિદ્યા વિના કઈં જ ન હતું. પરંતુ તે સર્વે ધનમાં પ્રધાન વિદ્યાધનના બલથી રા. ગોકુલજી કેવો ઉદય પામી આખા સુરાષ્ટ્રમાં શ્રેષ્ઠપદ પામ્યા, અને મહાપુરુષ થયા, તે આપણસર્વેના જોવામાં આવશે. મહાપંડિત અને અનુભવી સમર્થ રાજનીતિજ્ઞ ચાણક્ય–જેને વિષ્ણુગુપ્ત વા સ્વામિન્ પણ કહે છે–તે પોતાના વૃદ્ધચાણક્ય નામે નીતિગ્રંથમાં વદે છે કેઃ—

"धनहीनो न हीनश्च धनिकः स सुनिश्चयः।
विद्यारत्नेन यो हीनः स हीनः सर्ववस्तुषु" ॥

'માત્ર ધનથી હીન તે હીન નથી જ, તે તો (શુભ ગુણવાન્ હોય તો) નિશ્ચય ધનવાન્ જ છે. વિદ્યારત્નથી જે હીન છે તે સર્વે વસ્તુ વિષે હીન છે.' અન્ય બહુ પદાર્થ હોય તોપણ વિદ્યા વિના તે અધમ છે. એ યથાર્થ વિચાર છે.

જગત્‌ની અવસ્થાનું અવલોકન કરનાર અને ઇતિહાસને જાણનાર પ્રત્યક્ષ દેખે છે કે, માત્ર ધનસંચય ઉપર કે અધિકારઉપર આધાર રાખનાર કુટુંબોની ભારે વિપરીતદશા ક્ષણવારમાં થઇ જાય છે. સ્વભાવથી જ ચંચલ ધનને અને અધિકારને, વિદ્યાના બંધન વિના, સરી જતાંવાર લાગતી નથી. એથી સમજુ માતાપિતાએ પોતાની પ્રજાના અચલ સુખ અર્થે તેઓને વિદ્યાનું સંપાદન કરાવી આપવાની જ ચિન્તા રાખવી એ યોગ્ય છે. ધનાદિનો સંચય આપના-

રની અને મૂકી જનારની પ્રજા નિર્ધના થઈ ગયેલી અને દુઃખને પામતી, અનેક સ્થલે જોવામાં આવે છે.

रा. रा. इन्द्रजीनी सद्गति.

રા. રા. ઇન્દ્રજીઝાલા સંવત્ ૧૮૯૯ ના કાર્તિક વદિ ૩ દિને સદ્ગત થયા. તેઓની ઉત્તરક્રિયા તેઓના શ્રદ્ધાલુ પુત્ર રા. સંપત્તિરામે સારા પ્રકારે કરી. તેથી લોકો તેઓને મ-હોડે તો સારાં વખાણ કરવા લાગ્યા, પરંતુ કુટુંબની દુર્દશા વધવા માડી. રા. સંપત્તિરામ શ્રીજગદંબાના ઉપાસક હતા. તેઓના પૂજનમાં તેઓ બહુ કાલક્ષેપ કરતા. અમદાવાદવાળા પંડ્યા જયરામ મંત્રશાસ્ત્રી હતા, તેઓની સાથે રા. સંપત્તિરામનું મન મળેલું હતું. તેઓ સંપત્તિ મેળવવાના મંત્ર કહાડી તેનો પ્રયોગ બતાવતા તે પ્રમાણે રા. સંપત્તિરામ મહાશ્રમથી પ્રયોગ કરતા. પરંતુ તે પ્રયોગમાંથી રા. સંપત્તિરામને સંપત્તિને સ્થાને નિષ્ફલતા અને નિરાશા માત્ર મળતી. તોપણ તેઓ સદાગ્રહથી તેમાં મચ્યા રહેતા. તેઓ જાતે સુશીલ, નૈષ્ઠિક, કુટુંબવત્સલ અને એકમાર્ગી હતા.

રા. રા. ઈન્દ્રજીઝાલા રૂપ સમર્થ શિરશ્છત્ર રા. ગોકુલજી ઉપર હતું તે આ જગતમાં પ્રવેશ કરવાના ખરા સંધિમાં ઉડી ગયું. સરવાણી નથુખાનના ભાઈને ત્યાં તેઓએ રા. ગોકુલજીને ટાળે વલગાડયા હતા. તે સરવાણીનું ગૌરવ પણ સંવત્ ૧૯૦૦ માં ત્રુટ્યું, એટલે રા. ગોકુલજીને પણ ગૃહે બેસવા વેલા આવી, એ નહાનું અવલંબન હતું તે પણ ગયું. એ જ વર્ષમાં મિસ્તર માલેટ, પોલિટિકલ એજન્ટ, જૂનેગઢ આવ્યા. તેઓની અ-શ્વારીમાં રાજ્યશ્રીયુત ગૌરીશંકર પણ હતા. તેઓને અને ચરિત્ર-નિરૂપ્ય ગોકુલજીને તે સમયે પરસ્પર વાગ્વિનોદ થતાં અન્યોન્ય વિષયે પ્રથમ જે સદ્ભાવ ઉદ્ભવ્યો હતો તે સબલ થયો. એ જ વર્ષમાં નવાબ હામિદખાનજીના વારામાં રા. રા. અનન્તજી જૂ-નાગઢના મુખ્ય કારભારી થયા. રા. રા. અનન્તજીને ઝાલા કુટુંબ ઉપર સ્નેહમમતાભાવ ન હતો. તેથી તેઓના વારામાં એ કુટુંબને કંઈ લાભની આશા ન હતી. ઉદ્યોગી ગોકુલજી બ-હિરથી એમ નિરાશ્રિત થઈ ગયા, પરંતુ અંતરમાં વિદ્યાનો આશ્રય તેઓને પૂર્ણ હતો, તેણે એ વિષમ સમયે બહુ જ સાહાય્ય આપ્યું. તેથી તેઓ અન્તરમાં ગુપ્ત મહાશય રાખી ઉત્સાહી

અને પ્રયત્નશીલ રહ્યા. તે સમય એવો હતો કે સ્વસંબંધીના પક્ષ વિના રાજ્યમાં પ્રવેશ થાય નહિ, અને હોય તો રહે નહિ. પોતાનો હતો તે પક્ષ તૂટયો એટલે તુરત બીજા પક્ષમાં ભળી જવું એ સ્વાર્થસાધકતા તેઓને સારી ન લાગી. એથી રાજ્ય આશ્રયનો પ્રયત્ન તે વેળા દૂર રાખી, વિદ્યાશ્રય અધિક લેવો ઉચિત છે એમ તેઓને અનેક કારણથી લાગ્યું તેથી તે પ્રમાણે વર્ત્યા.

પરંપરાથી કુટુંબમાં જગદંબાની ઉપાસના તો ચાલતી આવતી હતી. શ્રીવિદ્યાનો ઉપદેશ પણ રા. ગોકુલજીને તેઓના પિતામહના વારામાં જ થયેલો હતો. એટલે તે વિષેનું સામાન્ય જ્ઞાન તો તેઓને હતું. પરંતુ યથાર્થ વિશેષ જ્ઞાન મેળવવાને મંત્રશાસ્ત્ર અર્થ સહિત શીખવું આવશ્યક છે એમ તેઓને લાગ્યું. તેથી કુલગુરુ આનંદજી આચાર્ય પાસેથી અને પછીથી પંડ્યાજી જયરામ અમદાવાદવાસી વેદવર્ગીય નાગર બ્રાહ્મણ પાસેથી શ્રીગોકુલજીએ મંત્રશાસ્ત્ર શીખવા માંડ્યું. તેમાં જ્યોતિઃશાસ્ત્રની અપેક્ષા રહેતી; તેથી જ્યોતિઃશાસ્ત્ર પણ તેઓએ આરંભ્યું. તેનાં મૂલતત્ત્વો તો આનંદજી આચાર્યે જ શીખવ્યાં. પછી યાત્રાર્થે જીર્ણદુર્ગમાં પરદેશીય વિદ્વાનો આવતા તેઓનો સમાગમ રાખી તેઓ પાસેથી શ્રીગોકુલજી અધિક શીખી લેતા હતા. મંત્ર અને જ્યોતિષ્–એ ઉભય શાસ્ત્ર–માં તેઓએ સારી પ્રવીણતા મેળવી હતી.

### શ્રીગોકુલજીમાં વેદાન્તસંસ્કારનો આવિર્ભાવ.

વિદ્યાભ્યાસ કરતાં શ્રીયુક્ત ગોકુલજીને આમ લાગ્યું કે, બીજાં શાસ્ત્રો છે તે આ લોકમાંના અભ્યુદય સારૂ છે ખરાં, પરંતુ બુદ્ધિમાનોને પ્રિય પરમપુરુષાર્થપ્રદ જે નિઃશ્રેયસ તેનાં સાધન થાય, વા પરમ સુખ આપે, એવી અપૂર્વતા તેમાં પ્રત્યક્ષ પ્રતીતા થતી નથી. તેને સારૂ કંઈ અન્ય જ શિરોમણિ શાસ્ત્ર હોવું જોઈયે. એમ તેઓને સંકલ્પ સ્ફુર્યો. આનંદજી આચાર્યને એ વાર્ત્તા નિવેદિતા કરતાં તેઓએ શાસ્ત્રપ્રમાણે જણાવ્યું કેઃ—'વેદનો શિરોભાગ તો ઉપનિષદ્ ગણાય છે. તેને વેદાન્તશાસ્ત્ર પણ કહે છે.' એ જન્મસાર્થકકર પરમપુરુષાર્થપ્રદનું નામ શ્રવણગોચર થતાં જ કંઈક ચમત્કારિકરીત્યા એ પરમપુરુષાર્થ સંપાદન કરવા શ્રીગો

કુલજીના અન્તઃકરણમાં પ્રીતિપૂર્વક મહાભિલાષ ઉત્પન્ન થયો, અને કોઈ સ્વલ્પ પ્રતિબંધ હોય તે કિંચિત્ નિમિત્તે કરી દૂર થઇ જઈ પૂર્વસંસ્કારનો સંચય પ્રકટ થાય છે, એમ રા. ગોકુલજીના અન્તઃકરણમાં તે પરમપુરુષાર્થના પ્રવાહનો આવિર્ભાવ થઈ આવ્યો, અને તેઉપર અનિવાર્યા અભિરુચિ થઇ આવી. ઉત્તમ અધિકારી પ્રતિ પરમાર્થતત્ત્વનું ઉપદેશક, સદાત્મૈકત્વના નિર્ણયની તત્પરતાએ જ ઉપયુક્ત, નિરતિશય પરમાત્મતત્ત્વનું નિર્દેશક, વેદાન્ત છે. તેથી થતું નિરતિશયશ્રેયઃસાધક આત્મજ્ઞાન, અધિકારીને સ્વારાજ્યમાં અભિષેકે છે. એવા સામ્રાજ્યપ્રદ વેદાન્ત શાસ્ત્રમાં પ્રવેશ કરાવનાર યોગ્ય મહાપુરુષની અપેક્ષા છે, તેવા મહાપુરુષ તે સમયે તહિ દુર્લભ હોવાથી તેમાં પ્રવેશ ન થતાં પુણ્યપુંજપકવફલ શ્રીયુત ગોકુલજીની આદરપૂર્વક ઉત્કંઠા બહુ વધી. પોતાને અધ્યયન કરવાનાં પુસ્તકો ધનસંકોચને લીધે રા. ગોકુલજી સ્વહસ્તે જ ઉતારી લેતા. આનન્દજી આચાર્યે કહ્યું કેઃ–'અધ્યાત્મરામાયણ વેદાન્તશાસ્ત્રવિષયક છે.' તેથી તે પુસ્તક રા. ગોકુલજીએ વાચવા માડ્યું. અને પછી શ્રીગોકુલજીએ સ્વહસ્તે તે ઉતારી પણ લીધું છે.

સંપ્રદાય પ્રચલિત છે તેમ સંસ્કૃતવ્યાકરણગ્રંથ રા. ગોકુલજી પ્રથમ ભણ્યા ન હતા, પરંતુ જે પુસ્તક ભણતા કે શ્લોક સાંભળતા, તે અર્થસહિત સમજવાની આવશ્યકતા છે, એમ તેઓની સ્વાભાવિકી મતિ હતી, તેથી તેમ કરવા તેઓ પ્રયત્ન કરતા. એથી અર્થજ્ઞાન અને વ્યુત્પત્તિ થવા માડ્યાં હતાં. તેઓના બાલમિત્ર દૌલતરામ પંડ્યાજીને વ્યાકરણના સંસ્કાર પણ હતા, તેથી તેના સાહાય્યથી પણ કેટલુંક તેઓ સમજી લેતા. એમ અભ્યાસથી અને બુદ્ધિની તીવ્રતાથી સરલ સંસ્કૃતગ્રંથો સમજાવા માડ્યા, તેમ તેમ તેમાં અધિકાધિક રસ લાગવા માડ્યો. તેમાં દૌલતરામ પંડ્યાજી જેવા સહાધ્યાયી તેથી વિદ્યાનું વ્યસન એટલું વધ્યું કે મણા નહિ. હાલ શાલા અને પાઠશાલામાં અભ્યાસકર્ત્તા સારા વિદ્યાર્થીઓ ઉદ્યોગ કરે છે તેઓના કરતાં એ સ્વેચ્છાથી અભ્યાસકર્ત્તા બે વિદ્યાર્થીઓનો ઉદ્યોગ ન્યૂન ન હતો, કિન્તુ વિશેષ પ્રશંસનીય હતો. કારણ કે તેઓને બાહ્યનું ઉત્તેજન કઈ જ ન હતું, તેમ જેઓની સ્પર્દ્ધા કરે એવા બીજા સહાધ્યાયીઓ પણ ન હતા.

એઓને સંસ્કૃતઅભ્યાસની બહુવૃદ્ધિ ચાલી, તેમ કરતાં

પૂર્વે ફારસી ભણ્યા હતા તે વિસારી મૂક્યું ન હતું. અવકાશમાં સૌમ્યપ્રકૃતિના બક્ષીજી મથુરાદાસને ગુરુ (ઉસ્તાદ) સમ ગણી તેઓની સાથે ફારસી કિતાબો પણ વાચતા.

વિપત્તિમાં અને વિષમા અવસ્થામાં હતા અને તાત્કાલિક ફલની આશા ન હતી તે સતે યોગ્યતા મેળવવામાં શ્રીગોકુલજીએ કોઇ પ્રકારની ન્યૂનતા ન રાખી. વિદ્યાને અર્થે જ વિદ્યાની પ્રાપ્તિ કરવી એવો મહાશયી વિચાર વિરલ યુવકને હોય છે. બહુકરી ધન કિંવા અધિકાર આદિ અન્ય ફલની આશાએ લોકો વિદ્યાભ્યાસ કરે કરાવે છે. પરંતુ જે વિદ્યાનન્દના જ હેતુથી વિદ્યાભ્યાસ કરે છે તે ધન્ય છે. અન્ય ફલની આશાએ જે વિદ્યાભ્યાસ કરે છે, તેઓ પ્રાયશઃ તે ફલની સમીપ જાય છે એટલે તે સાધનભૂતા વિદ્યાને વિસારી મૂકે છે. તેથી ભારે હાનિ થાય છે. વિદ્યાના આનન્દ અર્થે જ જે વિદ્યાને સેવે છે તેને વિદ્યાના અલૌકિક આનન્દનો લાભ થાય છે, અને તેનાં સહભાવિ અન્ય ફલ તો એની મળે ખેંચાઇ તેની પાસે આવે છે. એમ મુખ્ય અને ગૌણ ઉભય લાભ તેને મળે છે. એ ભૂતાર્થની સત્યતા શ્રીમાન્ ગોકુલજીનું ચરિત્રનિરૂપણ વાચતાં સ્પષ્ટ થઇ આવશે. અધીર મનુષ્ય કરતાં ધીર યોગ્ય સત્ત્વવાન્ મનુષ્યની મનઃકામના સફલા થવાનો અધિક સંભવ હોય છે. યોગ્ય સત્ત્વવાનને ઈશ્વર પણ અભીષ્ટ આપે છે, 'એથી પ્રથમ યોગ્ય થઇ પછી આશા કરવી' એવું અનુભવીઓનું કથન છે તે યથાર્થ છે.

શ્રીમાન્ ગોકુલજીના અન્તઃકરણમાં પરમપુરુષાર્થ સંબંધી સંસ્કારનો આવિર્ભાવ થયો હતો એ તો પૂર્વે સૂચવ્યું છે. એ સંસ્કારબીજ બે ત્રણ વર્ષમાં અંકુરિત થઇ રહ્યાં હતાં. તેઓની વૃદ્ધિ થવાનો અત્રે અવસર આવ્યો.

સંવત્ ૧૯૦૨-૩ ના વર્ષમાં અધોક્ષજાશ્રમનામે સંન્યાસી,-જે પૂર્વાશ્રમમાં પંડાજી નિર્ભયરામ નામથી નગરના નાગરબ્રાહ્મણ હતા, તે-જૂનાગઢ આવ્યા. તેઓની સાથે સમાગમ રાખી રા. ગોકુલજીએ વેદાન્તશાસ્ત્રમાં પ્રવેશ કરવા માડ્યો.

### શ્રીગોકુલજીનું પોરબંદર જવું.

એ જ વર્ષમાં આનન્દજી આચાર્ય પોરબંદર ગયા. ત્યાંના રાણાજી આનન્દજીના ઉપરિ શ્રદ્ધા રાખતા હતા. આનન્દજીએ રાણાજી

પાસે પોતાના યજમાનના કુલમાંના બુદ્ધિમાન્ ગોકુલજીની બહુપ્રશંસા કરી. તેઓનો ગ્રહયોગ પણ બહુ સારો છે, આદિ વાર્તા કરીને રાણાજીનું મન લોભાવ્યું. રાણાજીએ શ્રીમાન્ ગોકુલજીને પોતાને ત્યાં રાખી લેવા ઇચ્છા બતાવી. તે ઉપરથી આનન્દજી આચાર્ય ગોકુલજીને પોરબંદર લાવ્યા. એ સમયે શ્રીગોકુલજી યુવાવસ્થાના પૂરમાં હતા. તેઓની કાન્તિ હૃદયંગમા હતી. બુદ્ધિની તીવ્રતા પણ તેવી જ મનોહરા હતી. વાણી પણ મધુરા, સશાસ્ત્રીયા અને સંસ્કારને પામેલી. બોલવાની છટા પણ ચિત્તાકર્ષિકા. વસ્ત્રાભૂષણ પણ સ્વચ્છ અને શોભન. એ સર્વેનો એવો પ્રતાપ પડ્યો કે રાણાજી મનમાં બહુ પ્રસન્ન થયા. લોકોનું એવું મત છે કે, રાણાજી બહુ પ્રકારે કુશલ અને સમજુ છે, પરંતુ તેઓનો સ્વભાવ ઉદાર નહિ કિન્તુ વ્યયશંકી છે. એ અનુદાર સ્વભાવે તેઓને યોગ્ય મનુષ્યોથી થતા અમૂલ્ય લાભથી સદા વિમુખ રાખ્યા છે. ગુણવંતોથી રાજ્યનું મહત્વ અને મહિમા કેટલાં વધે છે તે એવાઓ સમજતા નથી. પ્રમાણમાં બીજા રાજાઓથી અધિક ગુણવાન્ રાણાજીએ શ્રીયુત્ ગોકુલજી જેવાને રાજ્યસંબન્ધ કરાવી પુરુષપરીક્ષા કરી હત તો, તેવાના સમાગમથી ઉદારતાના સંસ્કાર થઇ, શક્તિમાન્ સજ્જનોનો સંગ્રહ ત્યાં થયો હત, તેથી તે રાજ્યનો આજ કેટલો પ્રતાપ વધ્યો હત તે કહી શકાતું નથી. શ્રીમાન્ ગોકુલજીને મળ્યા પછી પેલી અનુદારતાની પ્રજાએ રાણાના મનમાં આ આશયનો અર્થ લેવરાવ્યો કે,–'આ પુરુષનો આજથી જ એવો પ્રતાપ પડે છે, તો આગળ જતાં અધિકાર પામેથી અધિક પ્રતાપી થઇ મને છાયામાં નાંખશે, એની યોગ્યતાપ્રમાણે એને આપવામાં પણ પહોચી નહિ શકાય. આપણે તો આપણા જેવા સ્વભાવનો હોય તેની સાથે જ સારૂં.' એ આદિ રંકવિચારનો જન્મ રાણાજીના મનમાં થયો જણાય છે. તેથી ગોકુલજીની આગતાસ્વાગતા તો કરી, પરતુ કંઇ કાર્ય આપ્યું નહિ. થોડા માસ ત્યાં રહી કાર્ય ન આવ્યું એટલે ગોકુલજીએ આજ્ઞા માગી. રાણાજીએ વસ્ત્રાભરણ આપી તેઓનો સત્કાર કર્યો. પોરબંદરથી વિદાય થઇ જૂનાગઢ પ્રતિ રા. ગોકુલજીનું પુનરાગમન થયું. વેદાન્તના પ્રખ્યાત વક્તા વ્યાસ જયકૃષ્ણ સાથે આ સમયે પોરબંદરમાં શ્રીગોકુલજીનો પ્રથમ પરિચય થયો.

રા. ગોકુલજીને વિદાય કરવાનો વૃત્તાન્ત આચાર્ય આનન્દજીએ જાણ્યો ત્યારે રાણાશ્રીને તેઓએ આવા આશયનું કહ્યું કેઃ—'એ ભાગ્યશાલી કુલીન અને પ્રતાપી ગોકુલજી કોઇ સમયે સુરાષ્ટ્રના પ્રધાન થશે. આપના સુદામાપુરીના રાજ્યને એ યોગ્ય નથી. એનો તો અન્તે અભ્યુદય છે, પરંતુ આપે તો મણિતુલ્ય મૂલ્યના સહજ સુભગ પુરુષરત્નને ખોયું છે.' એપછી ૧૫-૨૦ વર્ષે રા. રા. ગોકુલજીભાઈ સુરાષ્ટ્ર રાજ્યના પ્રધાનરૂપે શ્રીપોરબંદર ગયા ત્યારે શ્રીરાણાજીએ સ્વમુખે એ વાર્તા તેઓને વિદિત કરી અભિનન્દન આપી આનન્દજી આચાર્યની વચનસિદ્ધિની પ્રશંસા કરી હતી.[1]

સુરાષ્ટ્રના વિદ્વાન્ પ્રધાનને પોરબંદરમાં ગમનાગમન એ મંગલસૂચક જણાય છે. પૂર્વે પણ પ્રખ્યાત અમરજી કુંવરજીના અમર પુત્ર વિદ્વાન્ રણછોડજી દીવાન પણ એકવાર વિપત્તિમાં આવતાં પોરબંદર સંચર્યા હતા. ત્યાં તે સમયના તત્રભવાન્ રાણાશ્રીએ અમરપુત્ર સ્વાશ્રયી રણછોડજીના સદભિમાનની પરીક્ષા સારૂ પ્રથમ કંઇક કૌતુક કરી પછી પ્રશંસાપૂર્વક તેઓનો આદરસત્કાર કર્યો હતો. પણ પછી જૂનાગઢમાં તેઓની આવશ્યકતા લાગ્યાથી તેઓને જૂનાગઢના રાજ્યકર્તાનું નિમંત્રણ ગયું. પોરબંદરથી અનુજ્ઞા લઈ જૂનાગઢના રાજ્યનું જયપૂર્વક અભીષ્ટ કાર્ય કરી તેઓ પણ પ્રધાનપદને પ્રાપ્ત થયા હતા.

**રામગુરુનાં દર્શન.**

વિ. સંવત્ ૧૯૦૪ ના વર્ષમાં મહાપ્રખ્યાત બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય

---

૧ એ વૃત્તાન્ત રા. રા ગોવિન્દજી ઝાલાના દૌહિત્ર રા રા રાજારામ મોતીરામે પોતે જ સાંભળ્યા પ્રમાણે કહેલો છે.

૨ રામબાવા.

દક્ષિણ દિશાના મધ્યગત શ્રીહરિદ્રાવાદ—હૈદરાબાદ—નગરમાં રાજાના મહામંત્રી યજુર્વેદી મહારાષ્ટ્ર બ્રાહ્મણને ત્યાં વિક્રમ સંવત્ ૧૮૪૦ માં રામ જન્મ્યા હતા. તે કુટુંબ રાજસંબંધવત્ તથા શ્રીમત્ હતું. રામબાવા પૂર્વના પ્રબલ સંસ્કારથી બાલ્યાવસ્થામાંથી દૈવીસંપત્તિ ધારણ કરતા હતા. યજ્ઞોપવીત સંસ્કાર અનન્તર સ્નાન, સંધ્યા, બ્રહ્મયજ્ઞાદિના અને અન્ય નિયમ આદિના શુભાચારવિષે પ્રવર્તતા હતા; અને સત્સમાગમ કરી શાસ્ત્રશ્રવણનું વ્યસન રાખતા.

૧૬ વર્ષના વયે કોઇ નિષ્ઠાવાન્ પંડિતના મુખથી શ્રીમદ્ભાગવત શ્રવણ કરતાં તીવ્ર વિરાગ ઉદ્ભવ્યો. તેથી કુટુંબની સર્વ વિભૂતિઓનો ત્યાગ કરીને

જ્ઞાની રામગુરુ કિંવા રામબાવા જીર્ણદુર્ગે પધાર્યા. તેઓની અનિવાર્યા બોધશક્તિની કીર્ત્તિ, કચ્છ, સુરાષ્ટ્ર, અને ગુર્જરાત્રમાં પ્રસરી

---

તીર્થયાત્રાર્થે તે નીકલ્યા; અને કાશી આદિ મહાશુભસ્થાનમાં વિચરવા માંડ્યું. તત્રસ્થ મહાત્માઓના મુખારવિન્દથી વેદાન્ત શ્રવણ કરતાં તત્ત્વબોધનો આવિર્ભાવ થયો, અને પ્રત્યગ્અભિન્નબ્રહ્મગોચર પ્રમાજ્ઞાન પ્રાપ્ત થયું. પશ્ચાત્ સ્વરૂપાનુસંધાનદ્વારા બ્રહ્માકાર મનોવૃત્તિરૂપ સમાધિનો અભ્યાસ આદર્યો. કેવલ કૌપીન, અચ્ચલો, કમંડલુ અને જટામાત્રને તે ધારણ કરતા. નિયમિત આચાર રાખી એક વાર આહાર, દ્વિવાર જલપાન, અને એક પ્રહર શયન કરતાં વ્યવહાર સંબંધી વાર્તાલાપ કોઈ સાથે કરતા નહિ, કિન્તુ સદા પરમ પાવન રામ નામની ધ્વનિ કરતા રહેતા. તે રામ નામનો અભ્યાસ એવો આરૂઢ થયો હતો કે, તેઓ સુપ્ત હોય ત્યારે પણ અન્તરૂમાં તેનો ધ્વનિ થતો, એમ કેટલાએક પરિચિત શિષ્યાદિઓની સાક્ષી મળી છે. ઇત્યાદિ ઉપરથી તેઓનું રામગુરુ કિંવા રામબાવા એ નામ પ્રચલિત થયું છે. રામનામની ધ્વનિ સાંભળી લોકો એકત્ર થતાં, પછી વેદાન્તની કથા કરતા. તેઓની બોધકશક્તિ અસાધારણી હતી.

નાસિક થઇ તેઓ મુંબઇ આવ્યા હતા. ત્યાં એક વર્ષ વસી વેદાન્તનું શ્રવણ તેઓએ કરાવ્યું. પછી તેઓ શ્રીદ્વારિકા ગયા, અને ત્યાંથી કચ્છમાં પ્રચલ્યા. ત્યાં તેઓનો બોધ શ્રવણ કરી બહુ જનોએ તેઓનામાં ગુરુભાવ કર્યો. કચ્છમાં એકદા श्रीअपरोक्षानुभूति માંના રાજયોગનું વ્યાખ્યાન કરતા રામગુરુ સમાધિસ્થ થયા. અષ્ટ દિવસ પર્યંત સમાધિથી ઉત્થાન થયું નહિ. તે સમયે શરીર કાષ્ઠવત્ અને નેત્ર અર્ધોન્મીલિત અને મન્દ મન્દ પ્રશ્વાસ પ્રતીત થતાં. રામગુરુના મુખ્ય શિષ્ય બાપુમહારાજ ગુરુસ્તુતિનું ગાન કરતા હતા તેવામાં શબ્દની કોઈ અસાધારણી શક્તિથી રામગુરુ પ્રશ્વાસન મૂકતાં ઉત્થિત થયા.

કચ્છથી સુરાષ્ટ્ર પ્રાંતમાં રામબાવા આવ્યા. ત્યાં સુદામાપુરી, જીર્ણદુર્ગ, આદિસ્થાનોમાં ઉતારો કરી વેદાન્તની કથા કરતા. સુરાષ્ટ્રમાં ભટ્ટ જયકૃષ્ણજી વ્યાસ અને સુજ્ઞ ગોકુલજી ઝાલા રામબાવાના અગ્રણી શિષ્યરૂપે પ્રસિદ્ધ થયા. पञ्चीकरण નામે એક પ્રબંધ શ્રીરામબાવાએ ગુર્જર ભાષામાં રચ્યો છે તે પ્રસિદ્ધ છે. તેઓએ ચતુર્થાશ્રમ-સંન્યાસાશ્રમ-ગ્રહણ કર્યો ત્યારે તેઓને 'અખણ્ડાનન્દ સરસ્વતી' એ નામ આપવામાં આવ્યું હતું. સુરાષ્ટ્રથી તેઓ ગુર્જરાત્રમાં આવ્યા. ત્યાં અમદાવાદમાં થોડું રહી વેદાન્તશ્રવણ કરાવ્યું. અમદાવાદથી વટપદ્ર-વડોદરે-આવ્યા.

વડોદરામાં જ્વરનો વ્યાધિ થઇ આવ્યો અને સંવત્ ૧૯૦૬ ના ભાદ્રપદ તૃતીયાને દિને "ब्रह्मैवाऽहं चिचोऽहं" એ શબ્દને ઉચ્ચારતા સ્વરૂપાવસ્થિતિમાં આરૂઢ થઇ પરમ બ્રહ્મભાવને પ્રાપ્ત થયા.

રહી હતી. તેની સુવાસના જૂનાગઢમાં પણ પ્રથમથી આવી હતી. તેઓના કૃપાકટાક્ષની સીમામાં જે મનુષ્ય આવતા તેઓનું કલ્યાણ થઈ રહેતું. તેઓના સાત્વિક અન્તઃકરણમાં સચ્ચિદાનન્દસ્વરૂપનો આવિર્ભાવ થયેલો તેના અંશો આરપાર નીકળી તેઓના મનોહર મુખ ઉપરિ પણ વિરાજી રહેતા. કોઇ પ્રવાસી ઉષ્ણ ઋતુના તાપથી તૃષે અને પ્રયાણથી થકિત થયો હોય, તે, અગ્રે સુંદર જલાશય ઉપર પ્રફુલ્લિત થયેલું આમ્રવૃક્ષ દેખી તેની છાયામાં જાય; અને ત્યાં તેના તાપ થાક શમે અને વલી મધુર ફલ પણ તે દ્રુમ ઉપરથી મળે તેથી તે સુખ પામે છે અને તૃપ્ત થાય છે. યોગ્ય ગુરુના આશ્રયથી આ સંસારતાપથી તપેલાં મનુષ્યોને એથી અધિક સુખ થાય છે. પરનાં દુઃખ દૂર કરવાં એ જેનો સ્વભાવ જ છે એવા શાંત મહાન્ પાવન પુરુષોની છાયામાં જતાં જ મનુષ્યોનાં અન્તઃકરણ નિર્મલ થઇ ઊર્ધ્વગામી થાય છે. અવલંબન આવે, કોઈ ખાડામાંથી ઉંચે ચઢતા હોય એવું તેઓને લાગે છે. એવા પ્રાજ્ઞ સમર્થ કૃપાનિધિ ગુરુઓથી મનુષ્યોના દુઃસ્વભાવ મહાભય પામી જાણે દૂર થતા ન હોય એમ થઈ જાય છે; અને સુસ્વભાવનો આવિર્ભાવ થાય છે. પ્રાજ્ઞ મહાત્મા પુરુષોની કારુણ્યરસાર્દ્રદૃષ્ટિથી યોગ્ય અધિકારી શિષ્યોને સહસા અભય પ્રાપ્ત થઈ આનન્દની અભિવ્યક્તિ થાય છે.

" स्वाराज्यसाम्राज्यविभूतिरेषा भवत्कृपाश्रीमहिमप्रसादात् ।
प्राप्ता मया श्रीगुरवे महात्मने नमो नमस्तेऽस्तु पुनर्नमोऽस्तु ॥"

विवेकचूडामणि. ૫૨૦.

(આપની કૃપારૂપ શ્રીમહિમાના પ્રસાદથી સ્વારાજ્યની અને સામ્રાજ્યની આ વિભૂતિ મને મળી, એથી તમને–મહાત્મા શ્રીગુરુને, વારંવાર નમોનમઃ છે). મુક્ત શિષ્યોના સાત્વિક અન્તઃકરણમાં ઉદ્-
...ઓનાં મુખારવિન્દમાંથી એવાં સ્વાભાવિક વાક્યો અના-
પ્રબલ સંસ્કારથી ... તે યથાર્થ છે. એવા મહાપુરુષો જે જે સ્થલે
પવીન સંસ્કાર અન... મહારમણીય થઈ રહે છે. તેઓનાં અન્તઃ-
આદિના શુભાચારવિધે... થયેલા અખંડ જ્ઞાનાનન્દનો સુખદ પ્રવાહ
...ને ...ન રાખતા. ...ના વચે કોઇ આચરણમાં પણ ઉભરાયાં કરે છે. તેના
નિકળે ... ઉદ્દમગ્યો. ત્યાં સર્વતઃ પણ સુખશાંતિ વર્તી રહે
છે તે તે સ...
માં અ...

છે. વિવેક, વિરાગ, શમાદિષટ્સંપત્તિ અને મુમુક્ષુતા જે વેદાન્ત વિદ્યાના અધિકારીનાં સાધન છે, તે મુક્તગુરુઓમાં લક્ષણરૂપે સ્થિત હોય છે. જેઓની સમીપ જતાં તમોનાશક અને આનન્દદાયક ઉપદેશભરિત વચનામૃત વિના ઇતર કશું શ્રવણગોચર થતું જ નથી; જેઓના મન્દિરમાં સ્વચ્છતા તો સ્વતઃ આવી પ્રસરે છે; જ્યાં વિદ્યાખચિત પુસ્તકોનાં બંધન છૂટી તેઓમાંના બહુ સુસ્વાદુ રસો અનેકના અન્તઃકરણના સુવિચારને પુષ્ટિ તુષ્ટિ આપે છે; જ્યાં સ્વતંત્રતા તો મૂર્તિમતી થઇ વસે છે; અને સંક્ષેપમાં રાજ્યમંદિરના કૃત્રિમ વૈભવો કરતાં, એવાં જ્ઞાનમંદિરના વૈભવો તેનો અનુભવ લેનારને બહુ ઉચ્ચ પ્રકારનાં સ્થાયિ સુખસંતોષ આપે છે.

શ્રીગોકુલજીએ પુસ્તકોમાં વાચીને, પ્રવાસમાં જોઇને, અને પોરબંદરના રાણાજીના સહવાસમાંના લોકની અને જૂનાગઢના રાજ્યવર્ગીય લોકની સ્થિતિથી તેઓની દશા અનુભવીને, જાણી લીધું હતું કે, તેવે સ્થલે માત્ર સુખાભાસ છે, તેને લોકો અજ્ઞાનથી સુખ માની તે પાછળ વલખાં મારે છે. વાસ્તવ સુખ તો કઇંક બીજે જ સ્થલે હોવું જોઇયે. એ વિચારનો પ્રત્યક્ષ અનુભવ જ્ઞાની રામબાવાનાં દર્શન થતાં શ્રીમાન્ ગોકુલજીને થયો, અને જે બ્રહ્મવિદ્યાના પ્રતાપથી એ વાસ્તવિક સુખ રામબાવા અનુભવતા પ્રત્યક્ષ થતા હતા તે વિદ્યા ઉપર તેઓને પ્રીતિ અતિશય વધી. પરંતુ જ્ઞાની રામબાવા માત્ર થોડા જ દિવસ જૂનાગઢમાં રહ્યા, તેથી ઉત્કંઠાના પ્રમાણમાં પ્રાપ્તિ થઇ નહિ. તથાપિ આદર અત્યંત વધીને તીવ્ર મુમુક્ષુતા આવી, તેથી એવા મહાપુરુષોના અન્વેષણમાં તત્પર થયા.

### परमहंस सच्चिदानन्दनो समागम.

ત્યાં વિ૦ સંવત્ ૧૯૦૫ માં સચ્ચિદાનન્દનામે પરમહંસ ગિરિનારની યાત્રા સારૂ જીર્ણદુર્ગ પ્રતિ આવ્યા. તેઓ સુંદર કાન્તિના અને ભરયુવાવસ્થામાં હતા. તેઓનો વિરાગ કઇંક અલૌકિક હતો. તેઓનાં દર્શન થતાં મુમુક્ષુ ગોકુલજીનો તેઓના ઉપર બહુ ભાવ થયો અને તેઓએ તે મહાત્માની સેવા કરવા માડી. પરંતુ તેઓ પણ થોડા દિવસ રહી કશું કહ્યા કહાવ્યા વિના અચિન્ત્ય ઉઠી ચાલતા થયા. શ્રદ્ધાલુ ગોકુલજીએ તેઓની પાછલ અનુસન્ધાન બહુ કરયું પણ પત્તો લાગ્યો નહિ. કેટલેક દિવસે સમાચાર મળ્યા કે તેઓ

ગિરિનારની ગુફાઓમાં અને તત્રત્ય ગહન માર્ગોમાં ભ્રમતા હતા. ભાવિક ગોકુલજીએ ગિરિનારથી ઉતરવાનું નાકું રોક્યું. ત્યાં નિત્ય જઈ નિરીક્ષા અને પૃચ્છા કરે. એમ કરતાં કરતાં એક દિવસ સચ્ચિદાનન્દને ગિરિનારથી ઉતરતા દીઠા. ત્યાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ગદ્‌ગદ્ કંઠે વિનતિપૂર્વક પ્રાર્થના કરી કે:– 'સ્વલ્પ પણ સૂચન કર્યા વિના આપ મહાત્મા એમના એમ પધારી ગયા તેથી મારા મનમાં અનેક સંકલ્પવિકલ્પ થયા અને ખેદવશ થઈ હું પોતાને દુર્ભાગી માનવા લાગ્યો હતો. ઈશ્વરેચ્છાથી ગઇ સંપત્તિની પુનઃપ્રાપ્તિ જેવું આજ મારે થયું છે. આજથી મારા ભાગ્યોદયનો અવસર હું માનું છું. મારા ઉપર કૃપાકટાક્ષ કરી આપ અત્ર નિવાસ કરો અને મને પરા વિદ્યા જે વેદાન્તજ્ઞાન છે તેનું પ્રદાન કરો એવી મારી અભ્યંતરથી યાચના છે. હું વેદાન્તવિદ્યાનો જિજ્ઞાસુ છું.' ઇત્યાદિ આશયનાં મધુર વચન સાંભળી પરમહંસસ્વામી પ્રસન્ન થયા અને વધા કે.–'તથાસ્તુ.'

"केषां न स्यादभिमतफला प्रार्थना ह्युत्तमेषु."

मेघदूत.

('ઉત્તમો વિષે કરેલી પ્રાર્થના અભિમતફલા–ઇષ્ટફલા–કોની ન થાય.')

એ પરમોપરિવિદ્યાના ઉપદેશસંબન્ધમાં મહાત્માઓનાં મતમાં ભેદ છે. કેટલાક મહાત્માઓનું મત છે કે,–એ ઉત્તમોત્તમ જ્ઞાનોપદેશ અધિકારી વિના કરવો નહિ, કારણ અનધિકારીને કરેલો ઉપદેશ નિષ્ફલ વા અનર્થકારી થાય છે. જ્ઞાન જેવા ઉત્તમોત્તમ વસ્તુને એમ અયોગ્ય સ્થાને વ્યર્થ નાંખી દેવું એ અવિવેક છે. ઇત્યાદિ. કેટલાક મહાત્માઓનું આમ મત છે કે:–સૂર્યનાં કિરણ અને વર્ષાદનું જલ યોગ્યાયોગ્ય સર્વ સ્થાને પડે છે, તેમાં પાત્ર હોય છે ત્યાં ફલદાયક થાય છે અને બીજે નિષ્ફલ પણ પ્રતીત થાય છે. એ દૃષ્ટાન્ત લક્ષમાં રાખી પરમ કૃપાલુ ગુરુઓએ વર્તવું. તેઓએ બોધામૃત વર્ષાવ્યાં જવું. પાત્ર હશે ત્યાં તે ફલદાયિ થશે જ. અપાત્ર વિષેની ચિન્તા રાખવીજ નહિ. ઇત્યાદિ.

સચ્ચિદાનન્દસ્વામીના વિચાર ઉત્તર મતના હતા. તેથી તેઓનો ઉદાર સ્વભાવ અપ્રતિબદ્ધ ઉપદેશ કરવાનો હતો, એટલું જ નહિ, કિન્તુ પ્રસંગોપાત્ત પરમ રહસ્ય અને ગૂઢ સિદ્ધાન્તો આરંભમાં પણ સ્પષ્ટ વદતા હતા. તેમાં આ પ્રસંગે તો પરમા-

દરવિશિષ્ટ પરમાતુર ગોકુલજી જેવા જિજ્ઞાસુ દીઠા ત્યાં ગાજવિજ સાથે વર્ષે એમાં શો સંદેહ? પરમહંસ મહારાજે તો સહસા વિવિધ સિદ્ધાન્તો ઉત્સાહથી જણાવી દેવા માડયા અને સંપ્રદાયપૂર્વક જ્ઞાન થવા સારૂ पंचदशी નામે શ્રીવિદ્યારણ્યસ્વામી તથા શ્રીભારતીતીર્થ એઓએ રચિત પ્રખ્યાત ગ્રન્થ છે તે પઠાવવા માડયો. તે પ્રમેય ગ્રંથમાં બહુપ્રક્રિયાઓ અને પરિભાષા આવે છે. તેથી તત્ત્વજ્ઞાનનો એ પ્રવેશક ગ્રન્થ ગણાયછે.

### श्रीगोकुलजीना राज्यसंबन्धनो सन्धि.

એ રીતિએ મુમુક્ષુ ગોકુલજીનું ચિત્ત તો તત્ત્વજ્ઞાન પ્રતિ એકાગ્ર થવા માડ્યું. બીજીપાસ વય પણ પચીશ વર્ષનું થયું. કુટુંબની સ્થિતિ છેક નિર્વિત્તા થયેલી. કુટુંબના મનુષ્યોએ પરસ્પર પ્રસંગોપાત્ત કહેવા માડ્યું કે,–‘ અવે તો ગોકુલજી કંઇ ઉદ્યોગે વળગે તો સારૂં. એના જેવડા જુવાનો તો કોઇને નહિ તો કોઇને પણ વળગી, ખુશામત કરી, કંઈ પેદા કરે છે; આ તો પુસ્તક પાનામાં જ લીન થઈ બેશી રહે છે અને નિરુદ્યમી દિવસ ગાળે છે; કારભારીને ઘરે જવું, કે કોઇની ખુશામત કરવી, એ તો સમજતા જ નથી;’ ઇત્યાદિ તેઓની સમજ પ્રમાણે કુટુંબના અને બીજા લોકોએ વાતો કરવા માડી.

તે દેશકાલની રીતિ એવી હતી કે તે કુટુમ્બના અને સંબન્ધિઓના સ્વપ્નમાં પણ ન આવે કે, શ્રીમાન્ ગોકુલજી કાર્યભારીઓની તો શું પણ રાજાઓની એ મહારાણી જે સરસ્વતી તેની સેવા પરમપ્રેમથી કરતા હતા; તેથી તેના વરદાયિ કરકમલથી તેને એવાં અમૂલ્ય ફલ મળશે કે મણા નહિ. ગમે તેવા મનુષ્યનો પક્ષ–પછી તે કારભારીનો હો કે રાજાનો હો પણ તે પક્ષ–ક્ષણિક છે. કયારે ત્રુટી જાય તે કહેવાય નહિ; પરંતુ સરસ્વતીનો પક્ષ અલૌકિક, બલવત્તર અને શાશ્વત છે. તે સરસ્વતીના ઉચ્ચકર પક્ષથી કેટલી ઉન્નતિ થાય છે એ તેઓની કલ્પનામાં પણ ન હતું. સરસ્વતીપક્ષનો સ્મૃતિમાત્રે કરી રિપુહૃદયવિદારણક્ષમ પૌરુષરૂપ પ્રતાપ એવો છે કે તે પક્ષવાન્ જ્યાં પ્રવેશ કરે છે ત્યાં વિઘ્ન દૂર કરી પાર જઇ ઉત્કૃષ્ટ સ્થાને વિરાજે છે.

સ્વસેવક ગોકુલજીનો સમાસ, સરસ્વતી સમજુઓના મનમાં કરતી હોય, એમ તે વેલા હતું. અથવા વિદ્યાવ્યસની ગોકુલજી-

નામાં સત્ત્વ જોઈ ગુણોન્મુખી રાજ્યશ્રીએ સરસ્વતીસહ સ્પર્ધા કરવા માંડી. એવા સંબન્ધમાં એક કવિ કહે છે તેમ એ સમયથી સરસ્વતી અને રાજ્યશ્રી એઓનો સીમાવિભાગનો કલહ આરંભાયો. તે સર્વોત્કર્ષનો હેતુ જે જ્ઞાન તે, જ્ઞાનવાન્ ગોકુલજીના શરીરપાત પર્યન્ત શાન્ત થયો ન હતો.

તે સમયે જૂનાગઢમાં નવ્વાબ હામદખાનજી બીજા રાજ્યકર્તા હતા. તેઓ બુદ્ધિમાન્, ગુણજ્ઞ, સમજુ, અને સ્વતંત્ર હતા. તેઓ પાસે રા. રા. અનન્તજી જેવા સમર્થ ગણાતા કારભારી હતા તોપણ નવ્વાબસાહબ ગુણી મનુષ્યોરૂપા સંપત્તિનો સંગ્રહ સ્વતંત્ર રીતિએ કરતા.

સંવત્ ૧૯૦૫ ના વર્ષમાં એક રાત્રે નવ્વાબ હામદખાન્ [1]અમાત્યમંડલમાં બેઠા હતા. ત્યાં લેખક-દફ્તરી-રા. ભગુમહત્તાજી જેનું મ્હોટું નામ રા.ભવાનીદાસ હતું તે આવ્યા. તેઓ વૃદ્ધ થયા હતા, તેથી આવીને પ્રાર્થના કરી કે,- ' સાહબ, મારાથી અત્રે યથેચ્છ કામ થઇ શકતું નથી, માટે કોઈ બીજા જુવાન પુરુષની યોજના કરો તો સારૂં. દેહનો ભરૂસો નથી. મને એમ લાગે છે કે કોઈ યોગ્ય મનુષ્યને મારા કામમાં નાંખી જાણીતો કરૂં તો પછી આપને નિવૃત્તિ.' ઇત્યાદિ કહેતાં નવ્વાબસાહબે ઉત્તર આપ્યું કે,-' તમારી નજરમાં જે લાયક લાગે તેને રાખી લ્યો.' રા. ભગુમહત્તાજીએ વિચાર કરી શ્રીમાન્ ગોકુલજીનું નામ દીધું અને કહ્યું કે,-' એણે વિદ્યા સંપાદન કરેલી છે, વળી કુલવાન્ છે, દેખાવમાં પણ પ્રતાપી છે, બુદ્ધિમાન્ પણ છે, એ છોકરો મારી દૃષ્ટિમાં આવે છે. થોડા સમય સુધી તેને કરી જોઇયે.' નવ્વાબસાહબે તે જ વેલા ચોબદાર મોકલી શ્રીગોકુલજીને તેડાવ્યા. તેઓ આવ્યા અને સવિનય નમન-કુરનસ-કરી પ્રણયપૂર્વક ઉભા રહ્યા. તેઓને જોઇ નવ્વાબસાહબ પ્રસન્ન થયા. અને તેજ સમયે માનવસ્ત્ર આપી પ્રતિવર્ષ કોરી ૬૦૦) આપવાનું કહી રાજ્યવિનિયોગ કરવા કહ્યું. એ આશ્રયે રૂ. ૧૪ વા ૧૫ નું માસિક વેતન ગણાય, તે બહુ ઓછું ખરૂં, તોપણ યાચના વિના આવી પડ્યું તે સ્વીકારવું ઉચિત છે; એમ ધારી શ્રીગોકુલજીએ નવ્વાબસાહબનું વચન ઉપકાર માની માન્ય કરયું. કામદારાએ દામણ કરી કૃપણિનું મન વશ કરે છે તેને પ્રાયશઃ

1 આસપાસ રહેનારાં ખાનગી મનુષ્યો, પાસવાનો, મુસાહીબો

ન્યૂનતા રહેતી નથી. શ્રીગોકુલજી પ્રથમ વિદ્યાભ્યાસથી પાત્ર થયા હતા તે, એ રીતિએ રાજ્યથીયુક્ત થયા. થોડા જ દિવસમાં તેઓએ પોતાનાં કાર્યમાં એવી નિપુણતા દેખાડી કે રા. ભગુમહુતાજી બહુ પ્રસન્ન થયા. નવ્વાબસાહબના આગળ રાજ્યશ્રીયુત ગોકુલજીની પ્રશંસા થવા માંડી. ગુણજ્ઞ નવ્વાબસાહબે તુરત જ વાર્ષિક વધારી ૧૦૦૦) કોરીનું કરી આપ્યું.

વિદ્યાભ્યાસના પ્રતાપથી રા. ગોકુલજીની ગ્રહણશક્તિ, સ્ફૂર્તિ, અને ક્રિયાશક્તિ એટલી બધી વધી હતી કે, જે કાર્ય બીજો મનુષ્ય જેટલા પ્રહરમાં કરી શકે, તે કાર્ય રા. ગોકુલજી તેટલી ઘટિકામાં કરી શકે, એટલું જ નહિ પણ તે વલી સમયચ્યુતિ વિના સુતર અને નિયમસર કરે.

અભિજ્ઞ કુશલ પુરુષ ઉચિત કર્તવ્ય ઉચિત સમયે અને ઉચિત સ્થાને કરે છે:—

'A man of tact does the right thing at the right time, and in the right place.'

નિયમજ્ઞ અને વ્યવસ્થાજ્ઞ બુદ્ધિમાનો વદે છે કે:—

"आदानस्य प्रदानस्य कर्तव्यस्य च कर्मणः ।
क्षिप्रमक्रियमाणस्य कालः पिबति तद्रसम् ॥"

'લેવાનું દેવાનું તથા કર્તવ્યનું કર્મ ત્વરાથી ન કરાતાં,– તેનો રસ કાલ પિયે છે,' અને તે કર્મ નીરસ-નિર્જીવ-થઈ જાયછે. અવ્યગ્ર રહી પ્રત્યેક કાર્ય યથાકાલે યથાદેશે કરેથી સાધ્યની સિદ્ધિ થાયછે. ઇંગ્લિશમાં પણ એવા જ આશયનાં વાક્યો છે કે:—

'Doing one thing at a time.'

'A time for everything, and everything in its time.'

'A place for everything, and everything in its place.'

એ રીતિએ રાજ્યકાર્યમાં પડ્યા ખરા, પણ વિદ્યાનું વ્યસન એમનું એમ અખણ્ડિત રહ્યું. વિદ્યાનું યથાર્થ રસપાન જેણે કર્યું હોય તેનું એ જ લક્ષણ છે. પરમહંસ સચ્ચિદાનન્દ પાસે પચદશી શીખતા તે અધ્યયનનો અભ્યાસ ચાલતો જ હતો. એઓની મેધા–ગ્રહણધારણશક્તિ–એવી સારી હતી કે ગુરુ પ્રસન્ન થયા વિના રહે જ

નહિ; તે સાથે ઊહાપોહ કરવાની શક્તિ પણુ તેવી જ વિચક્ષણુ હતી. તેથી વિરાગી પરમહંસબાવાનું અન્તઃકરણ પણ 'ગોકુલકી બુદ્ધિ દેખકે રાજિ હુવા.' સારા ગુરુ અને તેવા જ શિષ્યનો સંયોગ થાય ત્યાં શી ખામી રહે. રા. ગોકુલજીને તો પંચદશી જીહ્વાગ્રે થઈ રહી. સ્વતંત્ર પરિવ્રાજક પરમહંસસ્વામી એક દિવસ ન રહે એવા હતા, તે શિષ્યના ભાવને અધીન થઇ કેટલાક માસ જીર્ણદુર્ગમાં રહ્યા. પંચદશી સંપૂર્ણ કરાવી પછી તે મહાત્મા ચાલતા થયા.

રા. ગોકુલજીને તો સંવત્ ૧૯૦૫ નું વર્ષ સર્વ પ્રકારે લાભકારિ થઈ ગયું. પરમપુરુષાર્થદાયિની વિદ્યામાં યથાવિધિ યથાર્થ પ્રવેશ થયો અને તે સાથે અનાયાસે રાજદ્વારમાં પણ પ્રવેશ થયો. તેથી સ્નેહિસંબન્ધીનો પણ ઘંટીટંકારો મટ્યો. સર્વ કર્મના નિયમ તેઓએ બાંધ્યા. પ્રાતઃકાલમાં વિદ્યાનું ઉપાસન કરે; પછી રાજકીય કાર્ય નિયમસર કરે; અને સાયંકાલે બાલમિત્ર પંડ્યાજી દોલતરામની સંગતિમાં વાગ્વિનોદ થાય.

### सच्चिदानन्द स्वामीनुं भावनगर जवुं.

પરમહંસસ્વામી સચ્ચિદાનન્દ વિચરતા વિચરતા ભાવનગર પધાર્યા. ત્યાં રા. ગોકુલજીના જેવા જ ગર્ભશ્રીમાન્, બુદ્ધિમાન્, વિવેકી, અને વિદ્વાન્ સામલદાસને તે મહાત્માનો સમાગમ થયો. ગુણિજનોના ગુણરાગી રા. સામલદાસનો ભાવ પણ તે મહાત્મા પ્રતિ બહુ થયો. ભાવનગરમાં ચેષ્ટાનિરૂપણ કરવાનો અને પરીક્ષા કરવાનો અધિક ચાલ હતો. પરમહંસબાવા મહાત્યાગી અને તીવ્ર વિરાગી છે એવી ઉડતી વાર્તા ભાવનગરમાં આવી હતી. ભવ્ય દર્શનીય પરમહંસને જોઇ તે વાર્તામાં કેટલાકને સંશય પડવા માંડ્યો. સંન્યાસીઓને કસવાની કસોટી કનક અને કાન્તા છે. ભાવનગરમાંના કેટલાકે એ ઉભય મનોહર પદાર્થોથી પરમહંસબાવાને કસવાનું ધાર્યું. પ્રથમ કનકનો ઉપાય યોજ્યો તેમાં તો પરમહંસ ન લોભાયા એમ લાગ્યું ત્યારે, અન્તે એક વ્યભિચારિણી જુવાન રૂપવતી સ્ત્રી હતી તેને પરમહંસ એકાન્તમાં વિશ્રાન્તિમાં હતા ત્યાં મોકલી; અને શું બને છે તે કમાડની તડમાંથી જોવા લાગ્યા. તે

સ્ત્રીએ પોતાનાં સર્વ સાધનોથી પરમહંસને મોહ પમાડી છલવા પ્રયત્ન કર્યો, પણ તેઓ વિકારી ન થયા. અને હસીને બોલ્યા કે, "મૈયા! મેરી વૃત્તિમેં તો સર્વત્ર સચ્ચિદાનન્દ સ્ફુરણ હો રહા હૈ; વાં માંસચર્મકા અવકાશ નહિ હૈ. બેટા! તું ભી ઐસા દેખ." ઇત્યાદિ આશયનાં વાકયો સાંભળી તે સ્ત્રી તો ચકિતા જ અને સ્તબ્ધા જ થઈ પડી. અને ભાવનગરીઓએ તે સિદ્ધ મહાત્માનું 'સુવાનસ્વામી' નામ પાડ્યું અને તેઓને અલૌકિક મહાપુરુષ માન્યા.

એ મહાત્માએ રા. ગોકુલજીને અને રા. સામળદાસને બહુ પ્રકારે સમગુણી જોઈ એ ઉભયનો સંબન્ધ થાય એમ ઇચ્છયું. એવા મહાત્માની એ [1]સંવાદિઇચ્છા સિદ્ધ થાય એમાં તો સંશય જ શો.

### रा. गोकुलजीनो रा. सामलदाससह संबन्ध.

આ સંબન્ધવિષયે રા. રા. સામળદાસ આ લેખકને લખી જણાવે છે કેઃ—"સંવત્ ૧૯૦૬ ના આરંભમાં, હિંદુસ્થાનના પૂર્વભાગમાંથી સ્વામિ શ્રીસચ્ચિદાનન્દજી (જેઓ હાલ નાનોદના રાજ્યમાં બિરાજે છે તેઓ) ભાવનગર પધાર્યા હતા. તે સમયે મારે તેમનો કેટલોક સમાગમ રહેલો. તેઓની પાસે હું થોડાએક વેદાન્તશાસ્ત્રના નહાના નહાના ગ્રન્થો ભણતો, અને વેદાન્તશાસ્ત્ર સાંભળતો હતો. તે પ્રસંગમાં તેઓ–સ્વામિશ્રીએ રાજ્યશ્રી ગોકુલજીભાઈની સુબુદ્ધિની તેમ જ વેદાન્તશાસ્ત્રમાં તેમના પ્રચારની ઘણી પ્રશંસા કરી. તેઉપરથી એવા ગુણવાન્ પુરુષ સાથે સંબન્ધ કરવાનું મારા મનમાં આવ્યું. પછી પ્રથમ મારા તરફથી જ તેમના સમાગમની ઇચ્છા જણાવીને પત્ર લખ્યું હતું. તેના ઉત્તરમાં તેઓનું પત્ર ઘણું જ સંતોષકારક આવેલું. જેમાં વેદાન્તના સિદ્ધાન્તને અનુસાર મુખ્યત્વે એવાં વાકયો લખ્યાં હતાં કે—'તત્ત્વદૃષ્ટિથી વિચાર કરતાં ચૈતન્યાત્માની સર્વત્ર સામાન્ય વ્યાપ્તિ છે. તે દૃષ્ટિએ તો પરસ્પર ભિન્નતા ગણવા સરખું નથી. વળી વ્યાવહારિક દૃષ્ટિએ પણ એક વિદ્વાન્નું એવું મત છે કેઃ—

---

૧ સફલ પ્રવૃત્તિજનિકા, યથાર્થા.

"वने मयूरा गगने पयोदा लक्षान्तरेऽर्कश्च जलेषु पद्मम्।
चन्द्रो द्विलक्षे कुमुदानि चाधो यो यस्य चित्ते न स तस्य दूरे॥"

"ઉપર પ્રમાણે પ્રથમ પત્રથી જ તેઓએ ઉપદેશરૂપ વાક્યો લખવાની રીતિ રાખી હતી. તેમનું સમક્ષ મળવું સંવત્ ૧૯૧૭ ના વર્ષમાં થયું. તે સમયથી ઘણી વેલાએ વેદાન્તશાસ્ત્રની ચર્ચામાં, તેમ જ રાજ્યપ્રસંગી અને બીજી વ્યાવહારિકવાર્તા વગેરેના પ્રસંગમાં, ઘણાં વાક્યો-સ્તુત્ય અને ઉપદેશ લેવા યોગ્ય-પ્રમાણપૂર્વક કહેતા. તેનો ઘણો ભાગ તો મારા સ્મરણમાં પણ સ્પષ્ટ રહેલો નથી. પરંતુ માત્ર થોડું જે સહજ સ્મરણમાં છે તે લખું છું."

સજ્જનોની મૈત્રી.

એ પ્રકારે એ સજ્જનોના સ્નેહનો આરભ થયો; તે સ્નેહ, સજ્જનની મૈત્રીનાં લક્ષણ પ્રમાણે, અધિકાધિક રસવાન્ અને સદા વર્ધમાન રહ્યો.

"इक्षोरग्रात्क्रमशः पर्वणि पर्वणि यथा रसविशेषः।
तद्वत्सज्जनमैत्री विपरीतानां च विपरीता॥"

'શેલડીના અગ્રથી પેરાઇ પેરાઇએ આગળ વધતાં જેમ મિષ્ટરસ ક્રમે કરી અધિક અધિક મળે છે, તેના જેવી સજ્જનની મૈત્રી છે. સજ્જનથી વિપરીત (જે દુર્જનો) તેઓની મૈત્રી એથી વિપરીતા છે. (તેનો રસ મૂલથી પેરાઈ પેરાઇએ આગળ વધતાં ઓછો ઓછો થઈ મિષ્ટતા રહિત થાયછે.)'

એ સ્નેહબન્ધન કેવું દઢ થઇ પરિપક્વ થયું હતું તે આ ચરિત્રમાં પ્રસંગોપાત્ત જોવામાં આવશે. સમગુણશીલવ્યસનની સખાઓને પરસ્પરનો આધાર રહી અનેકપ્રકારે પુષ્ટિ મળી મનનું સુખ કેવું રહે છે, અને તેથી જગત્‌માં પણ કેવા લાભ થાય છે, એ વાર્તા, જેને એ મૈત્રીસુખનો અનુભવ છે તે જ જાણે છે.

---

૧. વનમાં મોરો અને ગગનમાં વાદલાં, જલોમાં કમલ અને લાખો (યોજન) દૂર સૂર્ય, નીચે કુમુદિની અને બે લાખ (ગાઉ) ઉપર ચન્દ્ર, (એમ છે તોપણ તેઓનો સ્નેહ છે તો પાસે જ હોય એવો આસર થાયછે માટે) જે જેના ચિત્તમાં છે તે તેના દૂર (દેશમાં) નથી.

નીતિજ્ઞ ચાણુક્ય વદે છે કેઃ—

"संसारकटुवृक्षस्य द्वे फले ह्यमृतोपमे ।
सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥"

'સંસારરૂપ કટુવૃક્ષનાં બે ફલ અમૃતની ઉપમાનાં છે. સુસ્વાદુ (સુરસ) સુભાષિત અને સુજન જનવિષે સંગતિ.'

"पुण्यैरेव हि लभ्यते सुकृतिभिः सत्संगतिर्दुर्लभा।" એ યથાર્થ છે.

જેમ જગતનાં મણિ આદિ રત્નો જે પાષાણખણ્ડો સાથે ભળેલાં અન્ધકારમાં હોય છે, તે રત્નો તે અન્ધકારમાં યદ્યપિ પાષાણસમાન જ પ્રતીત થાય છે, તથાપિ તેઓ ઉપર આકાશમણિ ભાસ્કરના–સૂર્યના–કિરણોનું પતન થાય છે ત્યારે તે રત્નો પાષાણથી વ્યાવૃત્ત થઇ પ્રકૃષ્ટ પ્રકાશિત પ્રતીત થાય છે; અને અધિક મૂલ્યવાન્ ગણાય છેઃ તેમ મનુષ્યસંબન્ધમાં પણ છે. જે દેશકાલમાં અવિવેકરૂપ અન્ધકાર હોય છે ત્યાંના ઉચ્ચાવચ સર્વ મનુષ્ય સમાન ગણાય છે. ત્યાં વિદ્યાવિવેકાદિવિશિષ્ટ દિવ્ય પુરુષનો પ્રકાશ પડે છે, ત્યારે ઉચ્ચ મનુષ્ય જે પ્રાયશઃ વિરલ હોય છે તે પ્રકાશ પામી તેજસ્વી અને મૂલ્યવાન્ ગણાતા થાય છે. કઇંક એ જ રીતિએ રા. ગોકુલજીભાઇના તથા રા. સામલદાસના સંબન્ધમાં થયેલું જણાય છે.

મહાત્મા સચ્ચિદાનન્દના જ્ઞાનકિરણોનો શક્તિપાત તે ઉભય ઉપર થતાં, તેઓની વિશેષતા પ્રકટિત થઇ ને તે સદા વર્ધમાના રહી હતી એ આ લેખ વાચતાં પ્રત્યક્ષ થશે.

"न भवति महतां हि क्वापि मोघः प्रसादः" । हरिविलासम्

'મહાત્માનો પ્રસાદ કહિં પણ મોઘ (નિષ્ફલ) થતો નથી.' એ યથાર્થ છે.

स्वाश्रय प्रमाणे पराश्रय. किंवा अन्तराश्रय प्रमाणे बाह्याश्रय.

વિ૦ સંવત્ ૧૯૦૯ ના વર્ષમાં રા. ગોકુલજીભાઇએ રા. ભવાનીદાસનો ભાર ધીરે ધીરે ઉતારી પોતા ઉપર લીધો અને તેઓ અધિષ્ઠિતા નિવૃત્તિમાં રહે એમ અનુકૂલ કરી આપ્યું. બુદ્ધિમાન્ મનુષ્ય નિયમસર કર્મ કરે છે, ત્યાં તે કર્મનો નિસ્તાર તુરત આવે છે. ચાલતું કર્મ કરતાં અવકાશ મળે ત્યારે જૂના લેખપત્રો વાચી રા. ગોકુલજીએ જાણીતા થવા માડ્યુ. જે મનુષ્યો પોતાનું કાર્ય યથાર્થ કરી પછી બીજા કાર્યમાં પણ સુજાણ થવા યત્ન કરે છે તેનો ઉદય વહેલો મોડો અવશ્ય થાય છે. જે પોતાના કાર્યમાંથી જ નથી પ-

રવારતા તે, જાણે પોતે પોતાની મેળે જ,–ઉંચે જવા યોગ્ય નથી,–એવું બતલાવતા હોય, એવા છે. તેઓએ લીધેલા કાર્યને જ તેઓ પહોચી ન શકે, ત્યારે તે કાર્યનાથી તેઓ નહાના છે અને તે સારૂ અયોગ્ય છે એમ સિદ્ધ થાય છે. જે પોતાનું કાર્ય કરી બીજા કાર્યમાં લક્ષ આપે છે તેઓ સ્પષ્ટ બતાવે છે કે, તે કાર્ય તેઓ અર્થે નહાનું છે અને તેઓ મ્હોટા છે. તેથી મ્હોટાં કાર્ય તેઓ સારૂ વાટ જોઈ બેશી રહ્યાં હોય એમ થાય છે. અન્તે તેઓનો અને યોગ્ય મહત્કાર્યનો યોગ થાય છે. જગત્માં બહુકરીને મનુષ્યો પ્રથમ પોતાની તુલના અને યોગ્યતા પોતે જ જાણે નિર્ણીત કરતા હોય, એમ પોતાનાં કામકાર્ય[1]થી પોતે ઠરે છે. જેમ પોતાની સ્થાપના પોતે પ્રથમ કરે છે, તેમ તેઓની બાહ્ય સ્થાપના બીજાઓ કરે છે. અર્થાત્ સ્વાશ્રયના પ્રમાણમાં પરાશ્રય, અથવા, અન્તરાશ્રયના પ્રમાણમાં બાહ્યાશ્રય મળે છે. ઉદ્યોગી બુદ્ધિમાનોનો અન્તે તેઓના યોગ્ય કાર્ય સંગાતે યોગ થાય છે; એથી આરંભમાં કદાપિ ગમે તેવું કાર્ય સંપાય, તે ઉપરથી મહેચ્છાવાનોએ નિરાશ થવું યોગ્ય છે નહિ. નદીનીપેઠે સર્વનો આરંભ અલ્પ જ હોય છે.

સંવત્ ૧૯૦૭ માં પણ રાજ્યકાર્યમાં વિશેષ જાણ સંપાદન કરી રા. ગોકુલજીએ પોતાનો એવો સમાસ કર્યો કે તેઓના વિના ચાલે જ નહિ એવી સ્થિતિ તે દફતરી ખાતાની થઈ.

### रामकृष्णभारतीस्वामी.

એ જ વર્ષમાં ભાવનગરવાળા પ્રખ્યાત રામકૃષ્ણભારતી જીર્ણદુર્ગમાં આવ્યા. રા. ગોકુલજી શ્રીસચ્ચિદાનન્દપાસે પંચદશી વેગથી શીખી ગયા હતા. એવા વિચારભરેલા ગ્રંથોનું પુનરાવલોકન અવશ્યનું છે. પુનરાવર્ત્તન કરતાં જ જે જે સ્થલે મહામૂલ્ય રત્નો હોય છે તે યથાર્થ રીતિએ દૃષ્ટિગોચર થાય છે; નહિ તો તેઓ કોઇ સહજ અન્તર્પટમાં રહી શંકાસ્પદ થાયછે. પંચદશીનું પુનરાવર્તન કરતાં રા. ગોકુલજીને કેટલેક સ્થલે શંકાઓ ઉત્પન્ન થઈ હતી. તેઓનું યથાર્થ સમાધાન કરે એવો કોઈ પુરુષ જીર્ણદુર્ગમાં ન હતો. ઈશ્વરકૃપાથી સાત્ત્વિકી માર્ગણી પ્રતિ સંપૂર્તિનો[2] યોગ થઈ આવે છે. તે સન્ધિમાં શ્રીરામકૃષ્ણભારતી પધાર્યા. તેઓનો સત્સંગ

---

૧ કામકાજ–ઇચ્છા અને કાર્યે. ૨. Demand and supply.

રાખી તે શંકાઓનું સમાધાન શ્રેયઃસાધક ગોકુલજીએ કરી લીધું.– તેમાં મુખ્ય,

"नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम्।
असंगाऽऽनन्दताऽऽद्येवं कूटस्थेऽपि तिरोहितम्" ॥३५॥

એ પંચદશીના ચિત્રદીપ નામે પદ્યપ્રકરણનો પાંત્રીશમો શ્લોક છે. તે વિષયે યથાર્થ સમાધાન કરી લીધું હતું. જે શ્લોકમાં–ભ્રાન્તિસમયે કૂટસ્થમાં સામાન્ય સચ્ચિત્અંશની પ્રતીતિ અને વિશેષ જે આનન્દ અને અસંગતાદિ અંશ તેઓની અપ્રતીતિ રહે છે તે વિષયે સ્પષ્ટીકરણ કરેલું છે. અકસ્માત્ એક કાલે કોઈ અપૂર્વ મહાલાભ થાય છે ત્યારે મન વ્યગ્ર થઈ જાય છે. રા. ગોકુલજીને તત્ત્વજ્ઞાનનો પરમ લાભ એકપદે થયો હતો તેથી તેઓની દશા પણ જરા વ્યગ્ર થઈ હતી, એમ તેઓના કેટલાક સમવયસ્ક લોકો કહે છે. પરંતુ ઈશ્વરકૃપાથી ત્વરિત જ ભારતીસ્વામી આવ્યા, તેઓએ રા. ગોકુલજીની સ્થિતિને યોગ્ય ઉપદેશ કરીને તેઓના મનનાં કેટલાંક સમાધાન કરી તેઓને સ્વસ્થ કરી દીધા.

એ જ વર્ષના આષાઢમાસમાં નવ્વાબ હામદખાનજી હક થયા. તેથી આષાઢ સુદિ ૧૩ શુક્રવાર તા. ૧૧ મી આગષ્ટ ઇ. સન ૧૮૫૧ ને દિને હાલના નવ્વાબસાહબ મહાબતખાનજી, કે. સી. એસ. આઈ., ગાદિયે આવ્યા. તે પ્રસંગ ઉપર પોલિટિકલ એજન્ટ લાંગ સાહબ જૂનાગઢ આવ્યા હતા. તેઓની સાથે રા. ગૌરીશંકર પણ હતા. તેઓ આ લેખકને લખે છે કેઃ—

"રા. ગોકુલજીભાઈની સાથે એક મહિનાસુધી સહવાસ રહેલો હતો અને નિરન્તર રાત્રિએ વેદાન્તપ્રકરણમાં મનોહર સ્વામીનાં પદ વગેરે વાચવાનું ચાલતું હતું."

વિ. સંવત્ ૧૯૦૮ ના વર્ષમાં જામનગરના જોધપુર ગામના વાસી એક વિઠ્ઠલવ્યાસ નામે શાન્ત અને નૈષ્ઠિક પુરુષ જૂનાગઢ આવ્યા. તેઓ વેદાન્તશાસ્ત્ર પણ જાણતા. શાસ્ત્રાનુસાર તેઓના શુદ્ધ આચાર વિચાર જોઈ રા. ગોકુલજી પ્રસન્ન થયા. અને તેઓનો સત્સંગ કરવા માડયો. જેમાં તેવી જ શાન્ત પ્રકૃતિના બક્ષી મથુરાદાસજી સામીલ હતા. તેઓ સાથે મળી વેદાન્ત વિચારતા અને તે જ પ્રસંગની ચર્ચા કરતા. એ વર્ષમાં શ્રીગોકુલજી

કુટુંબસહિત ગિરિનારી ઉપર ગયા હતા. સહવાસાર્થે વિઠ્ઠલ વ્યાસને પણ સાથે રાખ્યા હતા.

નવ્વાબસાહેબ મહાબતખાનજીનું વય ચઉદ પંદર વર્ષનું હતું. તેઓને વિદ્યાભ્યાસ કરાવવા સારૂ મુંબઈથી રા. પ્રાણુલાલ મથુરાદાસ, પોલિટિકલ સાહેબ દ્વારા નિયમાયા હતા. તેઓ આશ્વિન માસમાં જૂનાગઢ આવ્યા. તેઓ રાજકોટમાં રા. રા. ગૌરીશંકરને મળી જૂનાગઢના વૃત્તાન્તવિષે જાણીતા થયા હતા. એ પ્રસંગવિષે લખતાં રા. રા. પ્રાણુલાલભાઈ આ લેખકને લખે છે કેઃ—

"હું પ્રથમ મુંબઈમાં હતો......બોર્ડ આવ એડ્યુકેશને મને જુનાગઢના નવાબસાહેબ મહાબતખાનજી ન્હાની ઉમરના હતા તેમના શિક્ષક તરીકે નીમ્યો. અને કાઠિયાવાડ જઈને પ્રથમ મેહેરબાન પોલિટિકલ એજન્ટ લાંગ સાહેબને મળવું એમ હુકમ મળવાથી, હું પ્રથમ, મેહેરબાન લાંગ સાહેબનો મુકામ રાજકોટમાં હતો ત્યાં ગયો......ત્યાં મેહેરબાન ગગાભાઇ સાહેબ (ભાવનગરના દિવાન) રાજકોટમાં હતા તેમની સાથે વાતચીત કરવાથી એમ માલમ પડ્યું કે જુનાગઢમાં રા. મથુરાદાસ બક્ષી તથા ઝાલા ગોકુલજી એ બે ગૃહસ્થો ઘણા લાયક છે. તે બન્નેના રા. મથુરાદાસ બક્ષીજીના ઉપર ગગાભાઇ સાહેબે મેહેરબાની કરી ઓળખાણનો કાગળ લખી આપ્યો. તે કાગળ જુનાગઢ જઈ બક્ષીજીને મેં આપ્યો. બક્ષીજી તથા ઝાલા ગોકુલજી બન્ને એક બીજાના મિત્ર હતા. તે કાગળઉપરથી બક્ષીજીએ ઝાલાની સાથે મને ઓલખાણ કરાવી. ઝાલાજી તે વખ્તમાં હજુર દફતરીના હાથ નીચે કામદાર હતા. તેમની સાથે વાતચીત કરતાં તેઓ ઘણા બુદ્ધિમાન્ લાગ્યા. તથાપિ બક્ષીજીની સાથે જેટલો પ્રસંગ સમાગમ થવા લાગ્યો તેટલો પ્રસંગ તેમની સાથે કેટલીક મુદત સુધી થયો નહિ. કેમકે બક્ષીજી ફારસીમાં ઘણા પ્રવીણ છે. ઈંગ્રેજી ભણવાની આતુરતા છતાં કોઈ તેવો ભણાવનાર મળેલો નહિ તેથી તેમણે મારી પાસે ઈંગ્રેજી ભણવું વગર ઢીલે શિરૂ કરવું; અને મને ફારસી ભણવાનો શોખ થયાથી બક્ષીજી મને ફારસી ભણાવવા લાગ્યા. અમારા બન્નેના સમાગમના દરમિયાનમાં ઝાલાજી અમારી પાસે વખ્તે વખ્ત આવવા

લાગ્યા. તેમાં ઈંગ્રેજી પુસ્તકો તથા ઈંગ્રેજી ન્યુઝપેપરોમાંથી અમે દેશ રીવાજની તથા કલાકૌશલ્યની અને નીતિની બાબતો કાહાડતા હતા, તે (ઝાલાજી) સાંભળતા હતા અને વચમાં વચમાં પ્રશ્ન કરતા હતા. તેનો ખુલાસો હું આપતો હતો. એવા તેમના પ્રશ્નો ઉપરથી તેમની શક્તિ બલવાન્ હતી એમ મારા મનમાં ભાસ વધારે થવા લાગ્યો. ઈ. ઇ. ઈ.

"ભવાનીદાસ કરી વૃદ્ધ દફતરી તે ઝાલાજીના ઉપરી હતા. તેમનો ઝાલાજી ઉપર પૂર્ણ ભરૂસો હતો. એ દફતરી ખાતું ગોયા એકાઉન્ટન્ટ જનરલના દરજ્જાનું હતું. ...... સઘળી વાત ઝાલાજીના જાણ્યા બાહાર રેહેતી નોહતી. ઝાલાજીનો પગાર, એવા મ્હોટા જોખમના ખાતામાં છતાં, બહુ જ હલકો હતો. હું ભૂલતો ન હઉં તો વર્ષે દહાડે એક હજાર કોરીનો હતો. તે છતાં તેમની દયાનતદારી શ્રેષ્ઠ હતી તે ટકાવી રાખી." ઇ.

ઈંગ્લિષ ભણેલા દેશીયગૃહસ્થ સાથે રા. ગોકુલજીને આ પ્રથમ મિલન થયું. રા. પ્રાણુલાલજી પણ ગંભીર સ્વભાવના અને પ્રતાપ પડે એવા તેથી, રા. ગોકુલજીના મન ઉપર તેઓના વિ-ષયે સારી મુદ્રા પડી. રા. ગોકુલજીના જોવામાં આવ્યું કે–જગત્ વિષે અનેક વૃત્તાન્તો જાણવાનાં સાધન ઈંગ્લિષ ભાષામાં અધિક છે; યૂરોપમાં નવી વિદ્યાઓ તથા નવી કલાઓ અને અપૂર્વઘ-ટનાઓ વધ્યાં જાય છે. તેમાંના વિચારો દેશકાલની સ્થિતિને અ-ધિક અનુકૂલ પડે એમ છે; ઈંગ્લિષ ભાષા ઉપયોગિની છે એમ સૌરાષ્ટ્ર દેશના લોકોના સમજવામાં અજી નથી, પરતુ વેલા વીતે એ રાજ્યભાષાનો પ્રચાર થશે, અને કદાપિ ઉપયોગિની પણ થશે; વિદ્યાનો પાર નથી એમ પંડિતો વદે છે તે યથાર્થ છે. એ આદિ વ્યાવહારિક વિચારો રા. પ્રાણુલાલજીના સમાગમથી રા. ગોકુલજીને આવવા માંડયા. અવકાશ મળતાં વાર તેઓ રા. પ્રાણુલાલજીસહ સંગતિ કરે, અને જેમ જેમ અનેક વિષયોપર ચર્ચા કરે અને સંવાદ કરી જાણ મેળવે, તેમ તેમ તે અપરા વિદ્યા ઉપર પણ વિશેષ ભાવ વધે. રા. રા. ગોકુલજીભાઈ પા-છળથી કહેતા કે,–'તે સમયે જો પરદેશ જવાનો ચાલ હત

અને જૂનાગઢની ગુફામાંથી બહિર્ પરચા હત, અથવા ઇંગ્લિષ ભણેલા પરદેશીય મનુષ્યોનું જૂનાગઢ પાસ ગમનાગમન થતું હત, અથવા પોલિટિકલ એજંટને ત્યાંથી ઇંગ્લિષજ્ઞને ઉત્તેજન હત, તો એ વિદ્યાનો ઉપયોગ અવશ્ય જોવામાં આવત, અને તેમ થાત તો, અન્યપ્રવૃત્તિ પડી મૂકી ઇંગ્લિષ ભાષા ભણી લેત. તે સમયે કોઇની કલ્પનામાં પણ ન આવેલું, કે થોડાં જ વર્ષમાં ઇંગ્લિષ ભાષાનો પ્રચાર આટલો બધો વિસ્તરશે.' તે સમયે ઇંગ્લિષ ભાષાનું સંપાદન ન કરાયું તે વિષે પ્રસંગોપાત્ત પોતે પશ્ચાત્તાપ કરતા.

રા. રા. પ્રાણલાલજી' સાથે સમાગમ વધતો ચાલ્યો. અને પરસ્પરની મમતા વધી.

रा. गोकुलजीना राज्यपक्षनुं तुटवुं अने तेथी तेओनुं दूर थवुं.

વિ. સંવત્ ૧૯૦૯ ના વર્ષમાં દિવાન રા. રા. અનન્તજીને અને નવ્વાબ સાહબનાં માજી તથા તેની વિશ્વાસપાત્રા ચઈતીબૂને વિરોધ થઇ રાજ્યમાં બે પક્ષ થયા.

જે ખાતામાં રા. ગોકુલજી હતા તે 'દફતરખાતું' પૂર્વેથી જ ખાનગી ખાતા સાથે સંબન્ધ રાખતું આવે છે. નવ્વાબ સાહબ તરફના સર્વ લેખ, ધનસંબન્ધિવ્યવસ્થાના લેખ, અને સંક્ષેપમાં મુખ્ય રાજ્યકાર્ય, એ દફતરખાતે હોય છે. લેખો ઉપર હજુરનાં મોહોર (મુદ્રા) સ્વાદ (સહિનું ચિહ્ન) થવાનાં, તે એ દફતર દ્વારા જ થવાનાં, તેથી તે ખાતાને ખાનગીમાં સંબન્ધ વધારે રહે છે. રા. ભવાનીદાસને પણ તેમ જ હતું. તેથી રા. ગોકુલજી પણ તે જ પક્ષમાં હતા. રા. રા. અનન્તજીનો તેઓના ઉપર અભાવ હતો, એ વાર્તા રા. ગોકુલજીના સમજવામાં હતી. રા. રા. અનન્તજી ધારે તે કરી શકે એવો તે વેલા તેઓનો પ્રતાપ હતો; તેથી રા. ગોકુલજીને કાર્યકરના સ્થાનથી દૂર કરશે એમ લોકો કહેતા, અને રા. રા. અનન્તજીના આશ્રિતોમાંથી કોઇએ રા. ગોકુલજીને તે પક્ષમાં રહેથી ભય અને અનન્તજીના પક્ષમાં આવેથી લાભ, એ બે પણ બતાવેલાં ખરાં. પરંતુ રા. ગોકુલજી દૃઢ હતા. સ્વાર્થ સારૂ પ્રામાણિકતા મૂકી સ્વપક્ષથી ચલવું એ નીચ મનુષ્યનું લક્ષણ છે, એમ તેઓનો વિચાર હતો; તેથી નિર્બલપક્ષમાં રહ્યાથી

જે પરિણામ થવાનાં તે સર્વ દીઠાં તે છતાં, તે સહન કરવાનો સ્વીકાર કરી એવે અણીને સમયે અચલ રહી કુલીનતા દેખાડી.

"क्षीणोपि न त्यजति शीलगुणान्कुलीनः"

(ક્ષીણ હોય તોપણ કુલીન મનુષ્ય શીલગુણો ત્યજતો નથી.) તદનુસાર રા. ગોકુલજી સ્વપક્ષમાં સ્થાયી રહ્યા. એ નિષ્ઠાથી રા. રા. અનન્તજીના ક્રોધનો પાર ન રહ્યો. અનન્તજીનો ક્રોધ તે, તે કાલે, સર્વથી વિરોધ જેવો ભયંકર ગણાતો હતો.

નવ્વાબ સાહબ બાલ્યાવસ્થામાં હતા તેથી જૂનાગઢનું રાજ્ય પંચદ્વારા ચાલતું. તેમાં પોલિટિકલ એજન્ટની અધ્યક્ષતા નીચે તે પંચમાં રા. અનન્તજી પ્રમુખ હતા. રા. રા. અનન્તજીએ પોલિટિકલ એજન્ટને કંઇક સમજાવી રા. ગોકુલજીને અને તેના ઉપરીને 'બરતરફી' અપાવી. સ્થાનથી દૂર થવાનું આજ્ઞાપત્ર આવતાં એ ખાતાના આસનસ્થાનના દ્વારની કુંચિઓ માજીસાહબાને આપી રા. રા. ભવાનીદાસ અને તેઓના અવ્યભિચારી ઉપકાર્યકર રા. ગોકુલજી ચાલતા થતા હતા; તે સન્ધિમાં માજીસાહબા અને ચાઇતીબૂ પોતાના પક્ષ ઉપરની તેઓની દૃઢ ભક્તિ જોઇ પ્રસન્ન થયાં અને તેઓના સ્વામિધર્મની બહુ પ્રશંસા કરી કહ્યું કેઃ—'ચિંતા રાખશો નહિ, બુન્નવ્વાબ સાહબના થાળ સાથે તમારો નિર્વાહ છે.' એવા આશયનાં વચન કહી બહુ ઉત્તેજન આપ્યું. રા. ગોકુલજીને પછી નવ્વાબ સાહબની હજુરમાં રાખ્યા. એક અમાત્ય(ખાનગી, પાસે રહેનાર)રૂપે રા. ગોકુલજીએ નવ્વાબસાહેબ પાસે રહેવા માડ્યું. રા. રા. પ્રાણલાલજી પાસે નવ્વાબ સાહબ ગુજરાતી શીખતા ત્યાં રા. ગોકુલજીને પાસે રહેવાના કાર્યમાં નિયોજ્યા. એ સમયસમ્બન્ધમાં રા. રા. પ્રાણલાલજી લખે છે કેઃ—

રા. ગોકુલજી સંવન્ધમાં રા. પ્રાણલાલ મથુરાદાસનો અનુભવ.

"દફતરખાનામાંથી ઝાલાજીને નિકળવું પડ્યું. પછી નવાબ સાહેબ મહાબતખાનજીની પાસે મુસાહેબો મધેના એક મુસાહેબ તરીકે (ઝાલાજીને) રાખવામાં આવ્યા. તે મુસાહેબો, નવાબ સાહેબ મારી પાસે અભ્યાસ કરવા બેસે તે વખ્તે નજર રાખવા બેસતા હતા દરમિયાનમાં નવાબ સાહેબ થોડી ફુરસદ લેતા

હતા તે વખ્તમાં ઝાલાજી ઈંગ્રેજી તથા ગણિતનો અભ્યાસ કરવા લાગ્યા. ગણિતમાં તેમની શક્તિ મહાભારત જણાઈ,—એકવાર અંકગણિતનાં પ્રકરણોની રીતિ સમજાવી અને એક દાખલો બતાવ્યો (એટલે) તે પછીના દાખલા પોતાની મેળે જ સમજી જતા. એ રીતે અંકગણિત (જેને પ્રથમ ભાગ કેહેતા હતા) નું પુસ્તક થોડો થોડો વખ્ત મળ્યાં છતાં થોડા કાળમાં લગભગ પૂરૂં કર્યું. તેમજ થોડી થોડી મિનિટ ઈંગ્રેજી ભણવાને મળતી હતી, તે છતાં આશરે મેકેલકની પેહેલી, બીજી, અને ત્રીજી ચોપડી પૂરી કરી. તેથી મને સાનન્દાશ્ચર્ય લાગ્યું કે એ મહા-સમર્થ માણુસ છે. કેમકે જે ઈંગ્રેજી પાઠ અમે એકવાર તેમને વંચાવ્યો અને અર્થ પૃથક્કરણથી તથા મેળવણી (એકીકરણ) કરી સમજાવ્યો કે તેમના મનમાં ઠશી જ ગયો, અને બીજે દાહાડે આવે એટલે આગલા દાહાડાનો થયેલો પાઠ બરોબર સમજાવી બતાવે અને છૂટા છૂટા અર્થ પણ કરી બતાવે. તેઓ કેહેતા કે ઘરમાં ઈંગ્રેજી ચોપડી અથવા ગણિતના દાખલા હું જોતો નથી. કેમકે ઘરના વખ્તમાં સ્નાનસંધ્યા કરવાં અને જમવું તથા વાળું કરવું તે શિવાય વેદાન્તનાં પુસ્તકનું વિવેચન કરવું એટલે એવો બીજો અભ્યાસ કરવાને બનતું નથી.

"હું પ્રથમ હવા ખાવા જતો હતો ત્યારે મારી સાથે જુ-નાગઢનો કોઈ ગૃહસ્થ આવતો નહિ. પણ પછવાડેથી મારા કેહેવાથી ઝાલાજી આવવા લાગ્યા, અને પછી તેઓ ઘણું કરીને રોજ સાંજના પાંચ સાડાપાંચથી તે સાત ઈયા આઠ વાગ્યા સુધી આવતા. તે બાહાર ફરવામાં વખ્ત સારો મળતો. તે વેળા ન્યુઝપેપરોમાંની વાતો કરતા. હવા ખાવા ઘણું કરી કાલવા
... આગળ સ્વામીનારાયણના મંદિરની પાસે "અધડ'
ન્તજી ધ. 'લ છે, ત્યાં જતા. રશિયા એક તરફ અને તુરકી,
રા. ગોકુલજી ... એ સામી તરફ—એ લડાઈ તે વખ્ત ચાલતી
અને રા. રા. ... નકશા પણ તેમને બતાવ્યા. કેમકે ન્યુઝપેપ-
તે પક્ષમાં રહેથી ... ન આવે ત્યારે નકશા જોવા જોઈએ, તેથી
એ બે પણ બતાવેલા, દેખાડો.
—દરવાજે માણિકતા ...
કરીને સ્વભાવ તેઓનો ? તેમને બાહુ જ શોખ હતો. તેથી ઈંગ્રેજી

નીતિના ગ્રંથવિષે હું તેમની સાથે વાતો કરતો હતો; તેની સાથે તેઓ સંસ્કૃત ગ્રંથની નીતિની તુલના કરતા હતા. કેમકે ઝાલાજી સંસ્કૃત વાંચી સમજી જાણતા હતા. તેમને પૂછતાં તેઓ, (કેહેતા કે) સંસ્કૃત વ્યાકરણ શીખ્યો નહિ હતો. પણ ગ્રંથો, પંડિતો મને અર્થ સાથે સમજાવતા હતા, એમ કરતાં કરતાં મને હવે, સંસ્કૃત ગ્રંથ સમજાય છે.

"અમારા સમાગમમાં કોઈ કોઈવાર ફારશીવિષે વાતો થતી. પણ (બહુકરી) હું ઇંગ્રેજી ગ્રંથોવિષે ચર્ચા કરતો-જેવી કે રસાયણશાસ્ત્ર, સિદ્ધપદાર્થવિજ્ઞાન (નાચરલ ફિલાસાફી) યંત્રશાસ્ત્ર, નીતિગ્રંથ, અર્થશાસ્ત્ર (પોલિટિકલ ઇકાનામી) તર્કશાસ્ત્ર (લાજિક).

"જ્યારે કંઇ દૃષ્ટાન્તમાં કવિતાથી સારી રીતે અસર થાય એવી કોઇ કવિતા આવતી ત્યારે તે કવિતા પણ બોલતા. પણ તે ક્વચિત્ જ.

"ઝાલાજી નીતિના અને વેદના વિષયની બહુ શોખથી વાત કરતા હતા."

રા. ગોકુલજી સંબન્ધના પૂર્વોક્ત પ્રસંગો ઉપરથી અને રા. રા. પ્રાણુલાલજીએ આપેલા ઉપરના વૃત્તાન્ત ઉપરથી આ વાચનારના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થઇ કેટલાક બોધ સહજ મળે એમ છે.

અનિષ્ટ માર્ગની આજીવિકા કરતાં પ્રામાણિક ન્યાયાચારને અને એકનિષ્ઠાને વહાલી કરનારના અન્તઃકરણમાં જે સંતોષાનન્દ થાય છે, એ તો તેના અનુભવી જાણે છે, પરંતુ સદ્‌વિચારથી અને સદાચારથી અન્તે પ્રસિદ્ધ લાભ પણ કેવા થાય છે, એ આ જ ચરિત્ર વાચતાં આગળ પ્રત્યક્ષ થશે.

### વિદ્યાર્થે વિદ્યોપાસન.

વારંવાર વદતાં દોષ નથી કે,-વિદ્યામાં રસ પડ્યાનું વિદ્યાવ્યસન થયાનું પ્રમાણ તેમાં અખણ્ડરુચિ રહે એ છે. આજીવિકાનું સાધન મળેથી બહુ મનુષ્ય વિદ્યાને વિસારી મૂકે છે. તે પ્રથમ ગમે તેટલા ભણ્યા હોય, ભલે તેઓ પણ્ડિત, શાસ્ત્રી, એમ, એ, કે એવાં જ બીજાં પદ પામ્યા હો, પણ તેઓની વિદ્વાનમાં ગણના યથાર્થ નથી. મધ્યકાલમાં ઇંગ્લિશ વિદ્યાનો પ્રચાર ન

હતો ત્યારે પણ વિદ્વત્તાનું માપ વિદ્યાવાનની અખણ્ડ અભિરુચિ ઉપરથી થતું હતું, તો આ સમયે તો વિશેષે કરીને તેમ થવું જોઇયે. આજીવિકા સારૂ વિદ્યાને સાધનરૂપ જેઓ કરે છે, તેઓને વિદ્યાનો જે અપૂર્વ આનન્દ છે તે સ્વપ્નમાં પણ નથી સમજાતો.

પકવાન્ન અને પાયસાન્ન આદિમાં જડ–કડછા કડછી તવેથા ઝારા પ્રથમથી તે સમાપ્તિ સુધી ફર્યાં કરે છે, પરંતુ તેને તેઓમાંનો કશો સ્વાદ નથી; વિવેકી ભોજન કરનારા જ તેઓનો મિષ્ટ સ્વાદ લે છે. આજીવિકા સારૂ વિદ્યા ભણનારા એ જડ કડછા-કડછી જેવા છે. તેઓને વિદ્યાનો અલૌકિક સ્વાદ આવતો નથી. વિદ્યામૃતનો પરમપ્રિય સ્વાદ માત્ર વિદ્યાર્થે જ વિદ્યાની ઉપાસના કરનારા વિરલ મનુષ્યો પામી શકે છે.

રા. ગોકુલજીને વિદ્યા ઉપર બહુ જ પ્રીતિભાવ હતો. એ વિદ્યા પ્રતિના પ્રીતિભાવે તેઓની બુદ્ધિ અને ગ્રહણશક્તિ પણ એવી સમર્થ અને બલવતી કરી હતી કે અનવધિ. રા. રા. પ્રાણલાલજી, જેઓ મુંબાઈની પાઠશાલામાં પૂર્ણ અભ્યાસ કરીને જૂનાગઢ ગયેલા, અને જેઓએ બહુ વિદ્વાનો અને અભ્યાસીઓ જોયલા, તેઓના જેવા પણ રા. ગોકુલજીની બુદ્ધિ જોઈ કેવા સાનન્દાશ્ચર્ય પામ્યા તે આપણે તેમના જ શબ્દોમાં ઉપર વાંચ્યું છે. વિશેષ આશ્ચર્યની વાર્તા તો આ છે કે, રા. ગોકુલજીને કશા પ્રકારનું એ વિદ્યાવૃદ્ધિ સંબન્ધમાં ઉત્તેજન ન હતું–ન હતો તે દેશમાં [illegible]નો પ્રચાર, કે ન હતી વિદ્યાની પરીક્ષા; ન હતું અન્ય રોજ સાંજના [illegible] પ્રાન્ત, કે ન હતાં વિદ્યા સંપાદિતા કરવાનાં સાધન; સુધી આવતા. તે [illegible]ની અનુકૂલતા કે ન હતી સારી આજીવિકાની ન્યુઝપેપરોમાંની વાર્ પણ વિદ્યાઉપર તેઓની અપૂર્વ પ્રીતિ હતી, [illegible] આગળ સ્વતન્ત્રના કેવા અસંખ્ય લાભ થયા હતા તે [illegible] છે, ત્યાં જ તેઓ પોતે વિદ્યાના પ્રભાવથી સુખી રા. ગોકુલજી [illegible] એ સાંચિરંજીવ રહી તેઓનું ચરિત્ર બહુ જનોને [illegible] રા. રા. [illegible] નકશા પણ સુખી કરશે. એથી સારી માનપાત્રતા [illegible] દક્ષમાં રહેથી [illegible] ન આવે [illegible]

સાથે તુલના કરતાં રા. ગોકુલજીનું સુચરિત્ર પ્રથમ વર્ગના પુરુષોના ચરિત્ર જેવું તેને લાગ્યું છે. અને આશા છે કે વિવેકી વાચકોને પણ તેમ લાગશે. એક કવિ કહે છે કેઃ—

"स्वदेशजातस्य नरस्य नूनं गुणाधिकस्यापि भवेदवज्ञा।
निजाङ्गना यद्यपि रूपराशिस्तथापि लोकः परदारसक्तः॥"

(પોતાની સ્ત્રી જો કે રૂપનો પુંજ (ઢગલો) હોય તોપણ (તેને ન ગણી) લોક પરસ્ત્રીમાં આસક્ત થાય છે, તેમ સ્વદેશમાં થયેલા નરના ગુણ અધિક હોય તોપણ તેની અવજ્ઞા થાય છે, (અને પરદેશીયો ઉપર આસક્તિ–મોહ–થાય છે.)

કવિએ ઉપર જે વ્યભિચારી લોકોનું દૃષ્ટાન્ત આપ્યું છે તેવા દોષથી દૂષિત આ લેખને વાચનારા ન હો, એમ ઇચ્છાશા છે.

## प्रकरण ४

### रा. गोकुलजीनी स्वात्मसंमानता. भीष्मपितामहत्वं पण.

રા. ગોકુલજીને રા. રા. અનન્તજીએ દૂર કર્યા ખરા, પણ તેના જેવો પ્રવીણ બીજો ગૃહસ્થ તે કાર્ય કરવા મળવો કઠિન પડ્યો. રા. રા. અનન્તજીના મનમાં આમ હતું કે, રા. ગોકુલજીને નિરાધાર કરી નાંખેથી અન્તે અન્ય સાધારણ મનુષ્યોનીપેઠે તે શરણ આવશે. પરંતુ એ અનુમાન નિર્મૂલ હતું. રા. ગોકુલજીના કેવા ઉચ્ચ અને કુલીન વિચાર હતા એનો ભાસ પણ રા. રા. અનન્તજીના મનમાં આવવો દુર્લભ હતો. દફતરખાતાનું કામ બરાબર ચાલવા ન માડ્યું અને તેમાં ગુંચવારો વધવા માડ્યો, અને અવ્યવસ્થા થઈ રહી. રા. રા. અનન્તજી બુદ્ધિમાન્ હતા તેથી ગુણની પરીક્ષા કરી શકતા. તેને ઇચ્છા થઈ કે, કોઈ પ્રકારે પણ સ્વપક્ષમાં રા. ગોકુલજી આવે તો સુતર થાય. તેથી તેઓએ અનેકદ્વારા રા. ગોકુલજીનાં સ્નેહિસંબન્ધીને કહેવરાવવા માડ્યું કે,–'રા. ગોકુલજીની આડાઈનાં તેને કડવાં ફલ ચાખવાં પડશે. અજી પણ આડાઈ તજી મારીપાસે આવે તો હું તેને ઉપરિની જગા અપાવું' ઇત્યાદિ.

પરંતુ યોગભ્રષ્ટ રા. ગોકુલજીનો સ્વભાવ, દૃઢનિશ્ચય, અને ટેક કંઈ વિલક્ષણ જ હતાં. મૂલ કુલવાન્, વલી વિદ્યાવાન્, અને નીતિમાન્, સદ્‌ગુણનું મૂલ્ય પણ જાણે; અને સદ્‌ગુણની સંપ-

ત્તિનું સદભિમાન પણ શોભા આપે એવું યથાર્થ રાખતા તે, રા. રા. અનન્તજી ગમે તે પ્રકારની યુક્તિઓ કરે તેથી, કેમ લલચાય? સ્નેહિસંબન્ધિઓએ બાહુ ભાર દઈ રા. ગોકુલજીને ચલાવવા પ્રયત્ન કર્યો, પણ કોઈનું વળ્યું નહિ. તેઓની દૃઢતાને કોઈ પણ બલ ચલાવવા સમર્થ ન હતું. યોગ્ય આત્માભિમાન કિંવા ટેક જે સદ્ગુણી રાખે છે તેને ઈશ્વર પણ સહાય થાય છે.

મહાભારતમાં એ વિષયે એક સુંદર પ્રસંગ શ્રીવ્યાસનારાયણે લખ્યો છે કેઃ—

સર્વમાન્ય સર્વોપરિ શ્રીકૃષ્ણ ભગવાનને પાણ્ડવપક્ષમાં રહેવાનું અનુમત મળ્યા પૂર્વે એ કુટુંબકલેશના યુદ્ધ સંબન્ધમાં શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞા કરી હતી કે,–'હું શસ્ત્રધારણ નહિ કરૂં.' એ વાર્તા પ્રસિદ્ધ હતી. ભીષ્મપિતામહે, દુર્યોધનની આતુર પ્રાર્થનાથી પછી, આવું 'પણ' લીધું હતું કે,–'કાં તો શ્રીકૃષ્ણની પ્રતિજ્ઞા મુકાવી શસ્ત્ર ધરાવું, વા કાં તો પાણ્ડવનો નાશ કરૂં.' ભીષ્મને કૃષ્ણઉપરિ ઈશ્વરભાવ હતો, તે સતે પોતાના સદભિમાન અને ધર્મઉપરિ આધાર રાખી એવું દુર્ઘટ 'પણ' લીધું, તેનું પરિણામ આ થયું કે, અન્તે શ્રીકૃષ્ણભગવાનને પોતાની પ્રતિજ્ઞા ભગ્ન કરવી પડી અને ધર્મદૃઢ ભીષ્મપિતામહની પ્રતિજ્ઞા સત્ય થઈ. શ્રીકૃષ્ણને શસ્ત્ર ઝલાવ્યું ત્યારે ભીષ્મપિતામહ શાન્ત પડ્યા. એ પ્રસંગની કથા શ્રીમદ્ભાગવતમાં પણ છે ત્યાં ભીષ્મપિતામહે શ્રીઈશ્વરની કૃષ્ણરૂપે સ્તુતિ કરી છે, ત્યાં વદ્યા છે કેઃ—

"स्वनिगममपहाय मत्प्रतिज्ञामृतमधिकर्तुमवप्लुतो रथस्थः ।
धृतरथचरणोऽभ्ययाच्चलद्गुर्हरिरिव हन्तुमिभं गतोत्तरीयः" ॥

'રથસ્થ જે કૃષ્ણ તે મારી પ્રતિજ્ઞાને સાચી કરવા પોતાના વચનનો ત્યાગ કરીને રથમાંથી કુદી પડેલા એવા, પછી રથનું ચક્ર ધરીને એવા, અને વળી જેનું ઉપરનું વસ્ત્ર પડી ગયું છે એવા, જેમ હાથીના બાલકને હણવાને કોઇ સિંહ જતો હોય તેમ, પૃથ્વીને ચલાવતા મારા સંમુખ આવ્યા, તે કૃષ્ણને હું નમું છું.

એ સર્વનો સાર આ જ છે કેઃ–ઈશ્વર પણ સદભિમાનીને (ટેકીને) સહાય થાય છે; એટલું જ નહિ પણ કોઈ પ્રસંગે તેના સદ્ભાવથી પ્રસન્ન થઈ, પોતાનો સંકલ્પ અફલ જવા દે છે, અને તેવા યોગ્ય સદાગ્રહીની પ્રતિજ્ઞા સફલ કરે છે.

રા. રા. અનન્તજીએ અનેક પ્રકારે રા. ગોકુલજીને સન્તાપીને પીડા કરવા માડી પણ તે ચલ્યા નહિ. રા. રા. અનન્તજીએ દફ્તરીનું કાર્ય રા. ગોકુલજીના સ્નેહી જ રા. બક્ષીજી મથુરાદાસજીને સોંપ્યું. સુશીલ બક્ષીજીને તો ધર્મસંકટ આવી પડ્યું. ઉપરિની આજ્ઞા ન માને તો, તે એવા હતા કે તુરત બિચારા બક્ષીજીને સંતાપે, વા અપરાધી ઠરાવી ગમે એવી શિક્ષા કરી દે: અને આજ્ઞાપ્રમાણે કરે તો રા. ગોકુલજી જેવા સાત્ત્વિક સ્નેહીના મનમાં શંકા આવે. એ આદિ સંકલ્પવિકલ્પ સરલ બક્ષીજીના મનમાં થવા માડ્યા. શુદ્ધ બક્ષીજીનાં ઇંગિતઉપરથી રા. ગોકુલજીના વરતવામાં આવ્યું કે બક્ષીજી સૂક્ષ્મસંદેહમાં (Dilemma) આવી પડ્યા છે.

રા. રા. બક્ષીજી કહેતા કે:—"આપણા ગોકુલજીભાઈએ કહ્યું કે:—'ગમે તેને એ સ્થાનકે બેસારત, તેના કરતાં તમે મારા સ્નેહી બેસશો તેથી મને સારૂં લાગશે. રાજ્યપ્રસંગમાં એમ થયાં જાય છે. પ્રપઞ્ચના—આકાશાદિદેહાન્તજગત્-વિસ્તારના–ખેલ એવા જ છે. માટે તમારે મનમાં કિંચિદપિ સંકુચાવું નહિ. આપણો પરસ્પર સ્નેહ એ ઉપાધિથી સ્વતંત્ર છે, તેનો સ્થાનકસાથે 'સંબન્ધ નથી.' એ આદિ અનેક પ્રકારે મનનું સમાધાન કરાવવા તેઓ પ્રયત્ન કરતા, પરં તુ મારા મનમાં એ વાત ખુંચ્યાં કરતી. અન્તે દફ્તરીની જગ્યા લેવી પડી. પણ તે સ્થિતિમાં, ઉંચી જગ્યા મળ્યાનો સંતોષ તો ક્યાંથી જ થાય, પણ રા. ગોકુલજીભાઈને યોગ્ય જે જગ્યા મેં લીધી તેનું શૂલ મનમાં રહ્યાં કર્યું; પરં તુ ગોકુલજીભાઈના સ્નેહમમતાભાવમાં કિંચિત્ પણ ન્યૂનતા મેં દીઠી ન હતી."

રા. ગોકુલજી સંબન્ધમાં રા. સોમનારાયણે ભણેલું ભવિષ્ય.

વિ. સંવત્ ૧૯૧૧ માં પણ નવ્વાબસાહબના અમાત્યરૂપે જ રા. ગોકુલજી હતા. તે વર્ષમાં રા. રા. પ્રાણલાલજીને બીજી જગ્યા મળ્યાથી તેઓની જગ્યાએ સુરતના વેદવર્ગીય નાગરબ્રાહ્મણ સોમનારાયણ નરનારાયણ નિયમાયા. તેઓનો અભ્યાસ રા. પ્રાણલાલજીથી ઓછાં વર્ષનો હતો. રા. સોમનારાયણ જૂનાગઢ કાર્તિક માસમાં આવ્યા. તેઓની સાથે પરિચય થઈ તેઓની રુચિ જાણતા સુધી રા. ગોકુલજીથી ઇંગ્લિષ અભ્યાસ કરવો બની શકે એમ ન

હતું; તેથી તેઓએ ફારસી અભ્યાસ વધારવા માડ્યો. પછી ધીરે ધીરે રા. સોમનારાયણ સાથે સહવાસ થતાં સ્નેહ થવા માડ્યો. રા. સોમનારાયણ વિદ્યાભ્યાસથી થકિત થઈ ગયા હોય એવી સ્થિતિમાં હતા, તેથી અવકાશ મલતાં વાન્ત ફરવા જવા ઉપર અને હાસ્યવિનોદની વાર્ત્તાઓઉપર તેઓનું લક્ષ વધારે રહેતું. રા. ગોકુલજીને તેની રુચિ પ્રમાણે વર્તવાની અગત્ય હતી, એટલે ઇંગ્લિશ અભ્યાસ વધારવાનું બની શક્યું નહિ. એ સમયચ્યુતિ સારૂ રા. રા. ગોકુલજીભાઇ પ્રસંગોપાત્ત પશ્ચાત્તાપ કરતા.

રા. રા. સોમનારાયણ, રા. ગોકુલજી, અને પણ્ડ્યાજી દૌલતરામ એ ત્રણનો સમાગમ બહુ વાર રહેવા માડ્યો. એ ત્રણ જનો સાયંકાલે મજેવડી દરવાજે કે કાળવા દરવાજે ફરવા જતા. વારપર્વેના અને અનધ્યાયના દિવસોમાં તેઓ એકસ્થ થઈ સમ્ભોજન (ઉજાણી) કરતા. તેસારૂ તેઓ આસપાસનાં નહાનાં ગામડાઓમાં જતા; કોઈ વેલા કોઈ વાડીમાં જતા; અને કોઈ સમયે ત્રિવેણીઉપર પણ જતા. પ્રસંગવશાત્ અનેક વિષયોઉપર વાર્તા અને ટીકા કરતા. તેમાં મુખ્યત્વે કરીને રા. રા. સોમનારાયણ આ લેખકને કહે છે કેઃ—'ઇંગ્રેજી રાજ્ય, દેશી રાજ્ય, અને નીતિશાસ્ત્ર તથા વેદાન્તશાસ્ત્રઉપર સારો સંવાદ થતો.' પણ્ડ્યાજી દૌલતરામનું ઘર સારા સ્થાનમાં હતું, તેથી ત્યાં પણ બહુ વાર મળવું થતું. ત્રણે જન મળે ત્યારે બહુકરી અવકાશનો સર્વ કાલ ખેલમાં અને વિનોદમાં જ ગાળી દેતા. કેટલોક કાલ ગયાપછી રા. સોમનારાયણને ફારસી ભણવાઉપર રુચિ થઈ. મૌલવી મહમદઅલ્લીને ઉસ્તાદ કરી તેનીપાસે રા. સોમનારાયણે ફારસી ભણવા માડ્યું. રા. ગોકુલજીનો અભ્યાસ તો ચાલતો જ હતો. રા. પ્રાણલાલજીનીપેઠે રા. સોમનારાયણને પણ રા. ગોકુલજીની બુદ્ધિશક્તિ, મહાશયતા, વિદ્યામાં રુચિ, શાસ્ત્રમાં પ્રવીણતા, આદિ ગુણ બહુ ચમત્કારી લાગ્યા. રા. સોમનારાયણને તેઓના ગુણોનાં ચિહ્ન એવાં આશાજનક લાગ્યાં કે તેઉપર વારંવાર તેઓના મનમાં વિચાર આવવા લાગ્યા. તે વિચાર પક્વ થતાં તેઓને આમ લાગ્યું કે, રા. ગોકુલજી કોઈ દિવસ પ્રધાન થશે.

રા. સોમનારાયણ કહે છે કે,—"મારા અન્તઃકરણમાં એ વાત

રહી નહિ, તેથી એક પ્રસંગે મેં ગોકુલજીભાઈને કહ્યું કે,–'હું એક ભવિષ્ય કહુંછું તે સાંભળો. તમે કોઈક દિવસ જુનાગઢના દિવાન થશો.' એ વાત જો કે તે વેલા અસંભવિત જેવી હતી તેથી તેઓએ હસી કહાડી; પરંતુ મારા મનમાં તો, જેમ જેમ તેમનો વિશેષ સહવાસ રહ્યો તેમ તેમ, તે વાત દૃઢ થતી ગઈ." ઇત્યાદિ. રા. સોમનારાયણનું ભવિષ્યકથન રા. ગોકુલજીના સંબન્ધમાં અન્તે યથાર્થ ઠર્યું એ વાચનારના જોવામાં આવશે જ. રા. સોમનારાયણની એક વાણી ફલી એટલે તેઓએ બીજી વાણી પણ નિર્લેપતાથી ભાખી જણાય છે. રા. સોમનારાયણ કહે છે કે,— "એ જ રીતે રા. રા. નહાનાભાઈ હરિદાસને પણ એક પ્રસંગે મેં કહ્યું હતું કે 'તમે હાઈકોર્ટના જજ્જ થશો.' ઈશ્વરે એ ભવિષ્યકથન પણ સફલ કર્યું છે." કોણ વાચકો નહિ ઇચ્છે કે રા. સોમનારાયણના મુખમાંથી એવી યોગ્ય દેશીયોના અભ્યુદયની વાણી વારંવાર નીકળો, અને સફલા થાઓ.

એ જ વર્ષમાં નવ્વાબસાહબને ત્યાં યુવરાજ બહાદરખાનજી, જેઓને બાપુમિયાંસાહબ પણ કહેછે, તેઓનો જન્મ થયો.

### रा. गोकुलजीनो पुनः राज्यसंबन्ध.

'सत्यमेव जयते' કહેવાય છે એ યથાર્થ છે. રા. ગોકુલજીની પ્રામાણિકતા અને યોગ્યતાની વાર્તા અન્તે પોલિટિકલ એજન્ટ લાંગ સાહબને કાને ગઈ. प्रसंगरत्नावलिમાં કહ્યું છે કેઃ—

"गुणाः कुर्वन्ति दूतत्वं दूरेऽपि वसतां सताम्"

તે યથાર્થ છે. ગુણી મનુષ્યો દૂર વસતે સતે પણ તેઓના ગુણો (તેઓનું) દૂતત્વ કરે છે, એટલે કે ચાકરનીપેઠે તે ગુણો દૂર જઈ–ગુણોની કીર્તિ વિસ્તરી–તે ગુણીનો સમાસ સામાના મનમાં કરાવે છે. રા. ગોકુલજીને એ પ્રસંગે એમ થયું હતું. પોલિટિકલ એજન્ટના મનમાં તે ગુણોએ જઇ એવું બલ કર્યું કે, તેણે તુરત રા. ગોકુલજીને શાસનલેખકનું (દફતરીનું) કાર્ય સોંપવા આજ્ઞા લખી. તે વેલા રા. ભવાનીદાસનો દેહ છૂટી ગયો હતો તેથી રા. ગોકુલજીને પૂર્વે હતું તેથી પણ ઉચ્ચ મુખ્ય અધિકારીનું જ સ્થાન આવી મળ્યું.

રા. રા. બક્ષીજી મથુરાદાસજી કહે છે કેઃ—' એ ઠરાવ મારીપાસે રાત્રે આવ્યો. તે જ વેલા કુંચિ લઈને ગોકુલજીભાઈને આપવા ગયો. તે વેલા જાણે મારાઉપરથી અસહ્ય ભાર ઉતરીને મને વિશ્રામ મળ્યો હોય, એમ મારા મનને લાગ્યું.' જગ્યા ખોઈને આનન્દ પામવો એવા વિપરીત પ્રસંગનો અનુભવ સરલ બક્ષીજીને પ્રથમ તે જ વેલા થયો.

સ્વસદભિમાનનો મહિમા ઈશ્વરે રાખ્યો. રા. ગોકુલજીના મનમાં સદ્ગુણ, સદાચરણ, પ્રામાણિકતા અને સ્વાશ્રયની તથા તજ્જન્ય સ્વતંત્રતાની બહુ ગણના અને સ્થાપના તો હતી જ. પણ તે એ પ્રસંગથી સુદૃઢ થઈ, અને તેણે એવાં મૂલ નાખ્યાં હતાં કે પછી તે કોઈ કાલે પણ હાલી ન હતી.

આ ઉપરિ સ્થાન મળે કાર્ય બહુ કરવાનું આવ્યું. સાવધાનતા પણ તેવી જ રાખવાની અગત્ય હતી. કારણ રા. રા. અનન્તજી જેવા સામા હતા. જે મનુષ્ય ન્યાયાચારી હોય છે તેને કર્તવ્ય વિના બીજા કશાસારૂ ચિન્તા રાખવી પડતી નથી. કાર્ય કરવાની વ્યવસ્થા રા. ગોકુલજીને અચ્છી રીતિએ આવડતી હતી. નિયમપૂર્વક કાર્ય કરવા કરાવવા માડચું તેથી કાર્યનો ગુંચવારો ન થતાં ઝરિતિ ઉકેલ આવવા લાગ્યો. ત્યાં અનિયમિત પ્રકારે સવારથી તે રાતસુધીમાં ગમે ત્યારે આવી પોતાનું કાર્ય કરવાની રીતિ ચાલતી હતી તે ફેરવી, દશ વાગેથી તે ચાર વાગ્યા સુધી એક ચિત્તે પોતે કાર્ય કરે; અને બીજાપાસે કરાવે. પછી નવરા થઈ ઘરે જાય. એ રીતિએ નિયમપુરઃસર કાર્ય કર્યાથી તે કાર્ય શીઘ્ર સુસંપાદ્ય થતાં, અને અવકાશનો શેષ અવસર રાજમાન્ય રાજ્યથી ગોકુલજી નિજપ્રિય વિદ્યાવિષયોની ઉપાસનામાં વાવતા.

એ વર્ષમાં વ્યાસજી જયકૃષ્ણ જીર્ણદુર્ગ આવ્યા હતા. તેઓના મુખથી 'અધ્યાત્મભાગવત'[1] નામે ગ્રન્થ શ્રવણ કરવા માડ્યો. પણ્ડ્યાજી દૌલતરામ અને રા. સોમનારાયણનો સહચાર પણ હતો તેમનો તેમ જ રહેતો.

ચાલતું કાર્ય કિંવા નિત્યકર્મ કર્યાપછી અવકાશ મળે તેમાં

1. શ્રીરામબાવાએ શ્રીમદ્ભાગવતમાંથી તત્વજ્ઞાનસંબન્ધી ભાગ વીણી લઈ સંગ્રહીત કર્યો છે તે જ ગ્રન્થ એ હશે.

રા. રા. ગોકુલજી જૂનું નામું જોતા. ઘણા વર્ષની શિરોવહીઓ નિકળેલી નહિ અને લેણેદેણ કશું જણાય નહિ, એવી નામાની અવ્યવસ્થા તેઓએ પ્રત્યક્ષ દીઠી. એ અવ્યવસ્થા કારભારીએ જાણી જોઇને થવા દીધી છે, કિંવા કર્તવ્ય વધ્યાથી થઇ છે, એ તેઓના સમજવામાં આવ્યું નહિ. તે પ્રકટ કરવા પોતાને કારભારીએ સૂચના કરેલી નહિ તેથી પોતે પોતાનું ચાલુ કાર્ય ચોખ્ખું રાખતા. જૂનાની માત્ર જાણ મેળવતા.

સંવત્ ૧૯૧૩ માં તેઓને સોંપેલા કાર્યની વ્યવસ્થાને અને સ્વચ્છતાનેલીધે તેઓનું વર્ષાશન વધારી કોરી ૧૮૦૦) નું કરવામાં આવ્યું, બીજો વ્યવહાર તો નિત્ય નિયમપ્રમાણે જ ચાલ્યો જતો હતો.

### कुलगुरु आनन्दजीनुं परलोकगमन.

વિ. સંવત્ ૧૯૧૪ના કાર્તિક વદિ ૪ને દિને તેઓના કુલગુરુ આનન્દજી આચાર્ય પરલોક પામ્યા. તેઓનાઉપર રા. ગોકુલજીની બહુ જ આસ્થા હતી. પાછળથી પ્રસંગોપાત્ત તે આચાર્ય સંબન્ધમાં વાર્તા કરતા ત્યારે રા. રા. ગોકુલજીભાઈ કહેતા કે, 'આનન્દજી આચાર્ય સિદ્ધપુરુષ હતા. તેના શુદ્ધ અન્તઃકરણમાંથી વાક્દ્વારા જે વચન નીકળતું તેપ્રમાણે પછી થતું, એવાં દૃષ્ટાન્ત ઘણાં દીઠાં છે.' ઇત્યાદિ. આનન્દજી આચાર્ય પણ રા. ગોકુલજી પ્રતિ પિતાવત્ પ્રીતિ રાખતા. રા. ગોકુલજીના અભ્યુદય થવાઉપર તેઓએ પોતાના બહુ સકલ્પ સિદ્ધ કરવાનો આધાર રાખ્યો હતો. તેઓના મનમાં નિશ્ચય હતો કે રા. ગોકલજીનો અભ્યુદય થશે જ. પોતે મન્ત્રશાસ્ત્ર પણ જાણતા હતા તેથી રા. ગોકુલજીના અભ્યુદય સારૂ અનુષ્ઠાન પણ કરતા હતા. આનન્દજી આચાર્યને અગ્નિહોત્ર લેવાની બહુ ઇચ્છા હતી. રા. ગોકુલજીનો અભ્યુદય થયા પછી તે અગ્નિહોત્ર લેવાનો સકલ્પ હતો. અને એક બે બીજા પણ સકલ્પ હતા. તે રા. ગોકુલજીને કહ્યા હતા. પાછળથી રા. રા. ગોકુલજીએ અગ્ન્યાધાન કરયુ તેમાં ગુરુ આનન્દજીનો સંકલ્પ પોતે સિદ્ધ કરવો એ પણ એક હેતુ હતો. આનન્દજી આચાર્યે એક પ્રસંગે કોઇ ધર્મકર્મના કામમાં થોડાં નાણ માગ્યાં હતાં, પણ તે વેલા પોતાની નિર્ધનતાને લીધે રા. ગોકુલજી આપી શકયા ન હતા. તેવિષે પાછળથી પશ્ચાત્તાપ કરતા.

जूनागढ संस्थानमां अव्यवस्था. मि. फार्बसनुं पोलिटिकल एजन्टरूपे नियोजावुं.

વિ. સંવત્ ૧૯૧૫ ના વર્ષે પહેલાંના ૪-૫ વર્ષથી નવ્વાબસાહબનાં માજી અને તેની વિશ્વાસુ ચાહતીબૂ તથા કારભારી અનન્તજી વચ્ચે બહુ મતભેદ પડી વૈમનસ્ય ચાલતું હતું. રા. રા. અનન્તજી બહુ પ્રકારે સમર્થ હતા. બ્રિટિષ સરકારમાં પણ તેનો પ્રતાપ પડી બહુ પ્રભાવ રહેતો હતો. તે વેલાના યુરોપીય અધિકારી તેઓની બુદ્ધિ જોઇ આશ્ચર્ય પામતા, અને તેઓના ઉપર વિશ્વાસ અને મમતા રાખતા. આણી પાસ નવ્વાબસાહબનાં માજીએ રા. રા. ભગવાનલાલને પોતાના ખાનગી કારભારી કરી રા. રા. અનન્તજીને દૂર કરવા પ્રયત્ન કરવા માડ્યો. એથી કલેશ બહુ વધી પડ્યો. એ સન્ધિમાં અનુભવી પોલિટિકલ એજન્ટ કર્નલ લાંગ કાઠિયાવાડમાંથી ગયા હતા. કૅપટન બારના હાથમાં અને પછી કૅપટન શૉર્ટના હાથમાં એજન્સીનો અધિકાર આવ્યો હતો. ઉત્તર ભરતખણ્ડમાં બલવો અજી પૂરો બેઠો ન હતો, ત્યાં જૂનાગઢની અવ્યવસ્થા જોઇ; અને વાઘેરોનો ગડબડાટ ચાલતો હતો તેથી, નવા પોલિટિકલ એજન્ટને ભય લાગ્યું કે, રખે જૂનાગઢમાં મુસલમાનો બલવો કરે. એ ઉપરથી મુંબઇ સરકારમાં તેવા આશયનું લખાણ કરવું. તેવામાં મુંબઈના ગવર્નર લૉર્ડ એલ્ફિન્સ્ટન હતા. તેણે ગુર્જરાતના પ્રિય ફાર્બસને (જે તે સમયે ખાનદેશ ધુળિયે ન્યાયાધીશ હતા) તારમાં લખ્યું કેઃ—

"તમારી ઈચ્છા જાણી લીધા વિના તમને કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટનો અધિકાર ચલાવવા નિયોજવાની મને અગત્ય પડી છે. જેમ બને તેમ સત્વર તમારે એ સ્થાન સ્વાધીન લેવું એ બહુ અગત્યનું છે. કૃપા કરી મુંબઇ આવતાં જરા વિલંબ કરશો નહિ. ટપાલદ્વારા લખ્યું."[1]

---

1. "I have been obliged to appoint you to act as Political Agent in Kathiavad without consulting your wishes on the subject. It is of great importance that you should take up the appointment as soon as possible. Pray lose no time in proceeding to Bombay. I write by post." *22nd Sep. 1859.* ELPHINSTONE.

ફાર્બસસાહબે વિના વિલંબે તા૦ ૧૧ મી અક્ટોબર ઇ. સન ૧૮૫૯ ને દિને સૌરાષ્ટ્રમાં જઈ પોલિટિકલ એજન્સીનો અધિકાર સ્વાધીનમાં લીધો. તેઓ જૂનાગઢ આવ્યા અને સર્વ સમાધાન ઉપર લાવ્યા. ત્યાં સારા સારા ગૃહસ્થોની સાથે મેળાપ કરી પ્રથમ જાણ મેળવતા. એક વેળા રા. સોમનારાયણ સાથે રા. બક્ષીજી મથુરાદાસ ફાર્બસસાહબને મળવા ગયા. ત્યાં નમ્ર અને મૃદુ બોલનાર બક્ષીએ સાહબના કોઇ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું કે, 'સાહેબ ગુસ્સે ન થાય તો હું કહું.' એ સાંભળી સાહબ હસીને બોલ્યા કે 'ગુસ્સો છે એ નબલા મનુષ્યનું હથિયાર છે. હું બલવાન બ્રિટિશ સરકારનો અધિકારી છું. મારે ગુસ્સે થવાનું કંઈ કારણ નથી. માટે નિર્ભય રહી સત્ય હોય તે કહો.' પછી બક્ષીએ નિવેદન કરવાનું હતું તે કરયું.

ગુણરાગી ફાર્બસસાહબે પણ કેટલાક ગૃહસ્થોને મુખેથી રા. ગોકુલજીના ગુણની પ્રશંસા સાંભળી તેથી તે રા. ગોકુલજી ઉપર બહુ રાજી હતા.

ફાર્બસસાહબે જોયું કે રા. રા. અનન્તજીનો કારભાર અવે નિભી શકે એમ નથી; તેથી તેને ખસવાની સૂચના કરી બીજા કારભારીનું નામ માજીસાહબા પાસે માગ્યું. તેણે રા. ડુંગરશી દેવશી શેઠનું નામ આપ્યું. ફાર્બસસાહબે તેને કારભારી થવા દેતાં કંઈ બાધ ન જોયો. તેથી તે કારભારી નિયમાયા.

### શેઠ ડુંગરશી દેવશીનો કારભાર.

આ ફેરફારના સમયમાં દફતરી રા. ગોકુલજીને માજીસાહબા તથા ચાહતીબૂની સમક્ષ બહુવાર જવું થતું. અને તેઓને પણ પ્રથમથી જ રા. રા. ગોકુલજી ઉપર બહુ ભાવ અને વિશ્વાસ હતો, તેથી તેઓ તેના વિચાર પૂછતાં. રા. રા. ડુંગરશી દેવશી દિવાન થયા, તેણે હુજૂરની મોહોર પોતાની પાસે રહે એમ માગ્યું. માજીસાહબા અને ચાહતીબૂએ એ સંબન્ધમાં રા. રા. ગોકુલજીનું મત પૂછ્યું. તેઓએ કહ્યું કે,–'તમને પૂરો ભરોસો હોય તો ભલે મોહોર આપો, પણ પછી તમે જાણો કે આપણું ધારયું જ બધું થશે તો તે આશા ન રાખશો.'

બવાટારથી અન્તે મોહોર આપવી પડી, પણ તે સારૂ પાછળથી બહુ પશ્ચાત્તાપ કરવો પડ્યો તેથી વારવાર રા રા ગો કુળજીની દીર્ઘદૃષ્ટિ અને તેઓના વચન સભારી માજીમાહબા અને ચાહતીબૂ તેઓના બહુ વખાણ કરતા

દરબારના–જનાનખાનાના–બે પ્રીતિપાત્ર માણસો,–કેશવજી અને વીરજી નામે લવાણા હતા તે,–હતા તેથી તેઓનુ પ્રબળ બહુ હતુ અન્તે તેઓને અને રા રા ડુગરશીને વિરોધ થવા માડ્યો

રા રા ગોકુળજી તટસ્થ રહી એ સર્વ જોયા કરતા હતા કેવલ પોતાના કાર્ય વિના બીજા કશામા પડતા નહિ

રા રા ગોકુળજીએ સર્વને ચક્રે ચઢેતુ જોયુ કોઈ સ્થળે સ્થિરતા ન દીઠી રા રા. અનન્તજીને દૂર કર્યાથી સુખ થશે એવી જે આશા બાધી માજી આદિ ખાનગીવાળાએ પ્રયત્ન કરેલો, તે નિષ્ફળ થઇ, ત્યા દેટ ના રાજા જેવી સ્થિતિ થઈ રા ગ અનન્તજીને મારા કટેનગવે એવા રા ગ ડુગરશી ખાનગીવાળાને લાયા રા રા ડુગરશીને પણ કારભારમા સ્વાદ ન આ પો ખાનગીખાતુ વિરુદ્ધ તેથી તેનાથી પણ જપી કારભાર થાય એમ ન રહ્યુ

જ્યા સુધી રાજાના ગૃહસેવકો રાજ્યના કાર્યમા વચ્ચે આવવા લાલચ કરે, અથવા ગ જ્યકારભારી રાજાના ગૃહકર્મમા ચિત્ત રાખે, ત્યા સુધી રાજાને કે કારભારીને સુખ થાય, કે રાજ્ય સારી રીતિએ ચાલી રાજાપ્રજાનુ હિત થાય, એ પ્રકૃત સમયાચાર ઉપર દૃષ્ટિ કરતા, અસભવિત છે એ બે ભાગ કેવન જુદા પાડી રાખવા જોઇયે જો કે એ કાર્ય કઠિન છે ખરૂ, તથાપિ તેમ ન થાય, ત્યા સુધી કોઇનુ હિત થાય, કે રાજા અને પ્રકૃતિ (અર્થાત્ કારભારી અને પ્રજા) સુખી થાય, એવી આશા જ ન રાખવી એમ બહુ જનનુ મત છે હાલના રાજકુમારોને વિદ્યાભ્યાસ ચાલે છે, તેથી કદાચિત્ તેઓનામા સમજ અને વિવેક આવે, અને પોતાના અનુભવથી ચેતી પોતાના ગજકુમારોને યથાર્થ માર્ગે પ્રેરે ત્યારે કઇ સારૂ થાય તો થાય, એમ દૂરની આશા બધાય છે બાકી હાલની સ્થિતિ તો બ[illegible] રી ગર્વન ખેદકારક છે એમ કહિયે તો ગાલે હાલના પરમ્પરના ગૃહારભને લીધે રાજાની અને પ્રકૃતિની એવી

દુઃખદાયિકા અવસ્થા છે કે, કોઈ વિચારવાન્ પુરુષને, એ જ સ્થિતિમાં રહેવાના બન્ધન સાથે, રાજ્ય આપવા કહે તો, તે રાજ્ય તે અંગીકાર કરે, એ માનવું દુર્ઘટ છે.

માજીસાહબા આદિએ પાછા રા. અનન્તજીના સાહ્યથી રા. ડુંગરશીને દૂર કરવાના પ્રયત્નો કરવા માંડ્યા. એ પરિવર્તન રા. રા. ગોકુલજી સાક્ષીવત્ રહી જોયાં કરતા હતા. પરંતુ તેની અપેક્ષા ઉભયપક્ષને રહેતી, તેથી તેઓનો પ્રભાવ બહુ વધવા માંડ્યો. તેઓનાં ન્યાયાચાર, પ્રામાણિકતા, તથા બુદ્ધિમત્તા પૂર્ણ પ્રસિદ્ધ થયાં હતાં. તેથી ઉભયપક્ષવાળા તેઓના ઉપર વિશ્વાસ રાખી શકતા હતા.

રા. રા. અનન્તજીના ઉપર કેટલાક આરોપ મૂકવામાં આવ્યા હતા; તેવિષે, અનન્તજીના કારભારના નામાનું નિરીક્ષણ કરી, તેનો નિર્ણય કરવો એમ પોલિટિકલ એજંટે ઠરાવ્યું હતું. તે કાર્ય સ્વાભાવિક રીતિએ રા. રા. ગોકુલજીના હસ્તકમાં આવ્યું. એથી રા. રા. ગોકુલજીના સમભાવની રા. રા. અનન્તજીને ગરજ પડી. જે પ્રતાપી અનન્તજી રા. ગોકુલજીને નમાવવા ઈચ્છતા હતા, તેજ અનન્તજીને રા. રા. ગોકુલજી પ્રતિ નમવાની વેલા આવી. અહહા! કાલચક્રનો મહિમા કેવો છે! અતિ ચંચલ અધિકારને કે સમૃદ્ધિને પામી જે મનુષ્યો, અન્યથી અધિક છું એમ ગર્વી થઇને ઉદ્ધત થાય છે તેઓએ કેટલો બધો બોધ લેવાનો છે. હસી હસીને જે અયોગ્ય કર્મ કર્યાં હોય છે તે રોઇ રોઈને ભોગવવાં પડે છે, એ નિઃસંશય છે. એક અનુભવી પુરુષ ઉપદેશે છે કેઃ—

"आपद्गतं हससि किं द्रविणान्ध मूढ
लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम्।
एतान्प्रपश्यसि घटान् जलयन्त्रचक्रे
रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः॥"

એ યથાર્થ છે. લક્ષ્મી ચચલા છે. જલમાં ચાલતી ઘટમાલાવત્ જે ઘડો ભરાયો તે ખાલી થાયછે, અને ખાલી હોય છે તે ભરાય છે.

રા. રા. ગોકુલજી આગળ દીનતા જેવું બતાવી રા. રા. અનન્તજીએ સૂચવાવ્યું કેઃ-'મને સંભાળી લેજો.' રા. રા. ગો-

કુલજીની પ્રકૃતિ ઉદારા અને સાત્ત્વિકી હતી; એટલે શત્રુવધાદિમાં બુદ્ધિરૂપ દ્વેષનો ત્યાં લેશ ન રહેતો. તેથી રા. રા. અનન્તજીને કોઈ પ્રકારની અયોગ્ય પીડા નડે એમ તેઓએ ન કરયું.

મૃચ્છકટિકનાટકમાં કથેછે કે:—

"शत्रुः कृतापराधः शरणं समुपेत्य पादयोः पतितः ।
शस्त्रेण न हन्तव्यः कर्तव्यस्तूपकारहतः ॥" અં. ૧૦.

'કરેલો અપરાધ છે જેણે એવો શત્રુ પણ શરણે આવીને પાદોમાં પડતાં તે શસ્ત્રે કરી હણાવા યોગ્ય નથી પણ (તેના ઉપર ઉપકાર કરીને) ઉપકાર વડે હત કરવો એ (સજ્જનને) યોગ્ય છે.'

## रा. रा. नृसिंहप्रसादसाथे संबन्ध.

આપણે અત્યાર સુધી જાણ્યું છે કે, જૂનાગઢમાં રા. રા. ગોકુલજીના મિત્રવર્ગમાં માત્ર પણ્ડ્યાજી દોલતરામ વૈકુંઠરામ તથા બક્ષીજી મથુરાદાસ ભગવાનદાસ અને પરદેશીયમાં રા. રા. પ્રાણુલાલ અને સોમનારાયણ હતા. તેમાં આ વર્ષમાં એક સંબન્ધી સ્નેહીનો વધારો થયો. તે બુદ્ધિમાન્, પ્રખ્યાત, અને સ્નેહિસંબન્ધી ઉપર પૂર્ણમમતા રાખનાર રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચ હતા. તેઓનું વય રા. રા. ગોકુલજી કરતાં ત્રણ ચાર વર્ષ નહાનું હતું. તેઓની બુદ્ધિશક્તિ, તેઓની ઉદારતા, તેઓનો પ્રતાપ, નવીન પ્રસંગમાં તેઓનો પ્રવેશ, એ કંઈ સામાન્ય ન હતાં. આ વર્ષમાં તેઓ પોલિટિકલ એજન્સીમાં સારા અધિકાર ઉપર હતા, અને તેની કુશલતાની સર્વત્ર પ્રશંસા થતી. તેનો અને રા. રા. અનન્તજીનો પુત્રપિતાવત્ નાતો હતો; એથી અનન્તજીના રક્ષણસારૂ તેઓ સદા તત્પર રહેતા. રા. રા. ગોકુલજી વિરુદ્ધ પક્ષમાં તેથી તેઓનાઉપર રા. રા. નૃસિંહપ્રસાદનો પૂરો ભાવ નહતો, પરંતુ તે બેનોસંબન્ધ નિકટ હતો. રા. રા. નૃસિંહપ્રસાદના 'પિતામહ અંબારામ'ની પુત્રીની પુત્રી 'બેન સદાકુમારીના' રા. ગોકુલજી પુત્ર થાય. તેથી રા. રા. નૃસિંહપ્રસાદ રા. રા. ગોકુલજીના માતુલ-મામા–થાય. રા. નૃસિંહપ્રસાદના પિતા રા. હરિપ્રસાદનો રા. ગોકુલજી ઉપર પ્રીતિભાવ હતો. રા. હરિપ્રસાદે જેયું કે:–મામા ભાણેજનો સન્ધિ કરાવવાનો એ અવસર સારો છે. એક કુટુંબના

બે આશાજનક યુવકોની પરસ્પર પ્રીતિ થાય તો તેમાંથી સારો લાભ થશે. તેથી એક દિવસે રાત્રિએ રા. ગોકુલજીને પોતાને ત્યાં બોલાવ્યા. એક હિંદોલા ઉપર રા. હરિપ્રસાદ પોતે બેઠા હતા. ત્યાં બે પાસ બંનેને-રા. ગોકુલજીને તથા નૃસિંહપ્રસાદને-બેસાર્યા. પછી એકતામાં—સંપમાં—સુખ કેટલું છે, એવિષયે સમજણ આપી કહ્યું કે,–'તમારો બેનો સબન્ધ અનુચિતતા રાખવા જેવો નથી, માટે તમે બે એક થઇ જાઓ.' હિતેચ્છક વૃદ્ધનું વાક્ય બંને યુવકોએ અંગીકાર કરયું. એ પ્રકારે ઉભયમાન્યા અને શુભકરા રીતિએ સુરાષ્ટ્ર (જૂનાગઢ) સંસ્થાનનાંબે રાજ્યચક્રનો સન્ધિ થયો. અને તેથી રાજ્યપ્રકરણમાં રા. રા. ગોકુલજીનો થતો પક્ષ સબલ થવા માંડ્યો. એ સન્ધિથી સુરાષ્ટ્ર રાજ્યને તેમ જ શક્તિમાન્ એ ઉભય આશાજનક યુવકોને બહુ લાભ થયો. તેઓ બે જે કર્તવ્યમાં એકમત થતા તે કાર્યની સિદ્ધિમાં સુગમતા આવતી. 'બેનું પણ એક ચિત્ત થયે શું અસાધ્ય છે.'

"एकचित्ते द्वयोरेव किमसाध्यं भवेदिति।"

કવિ દલપતરામ 'દલપતકાવ્ય' પુસ્તક. ૧. પૃષ્ઠ. ૨૦૬ માં 'જૂનાગઢ સબન્ધિ કવિતા'માં નાગરોના ગુણ ગાતાં લખેછે કે:—

"શીતલતાઈ, સુગન્ધ, ક્ષમાગુણ, તે ત્રણતો મલયાગરમાં છે,
સંપ, સુબુદ્ધિ, સ્વરૂપ શરીરનું, તે ત્રણ તો ગુણ નાગરમાં છે." ૩૧

"संप तहिं जंप, कुसंप तहिं कंप."

એ યથાર્થ છે.

## प्रकरण ५.

### रा. रा. गोकुलजीभाइनी संस्कर्त्री अवस्था-पूज्य व्यासस्थान.

એમ રાજ્યમાં પ્રભાવ વધવા માંડ્યો પર તુ પરમપ્રિયવિદ્યાનું સુવ્યસન રા. ગોકુલજીને જે હતું તેમાં કિંચિત્ પણ ન્યૂનતા થઈ નહિ. આજ સુધી તો મુમુક્ષુદશા રાખી શ્રોતારૂપે તેઓ શ્રવણ જ કરતા હતા. આ વર્ષથી તેઓએ વ્યાસાસનસ્થ થઇ વક્તાનું મહાકલ્યાણકારિ અને પરોપકારિ પરમ સુકૃત કરવાનો શુભારમ્ભ કર્યો. અર્થાત્ સસ્કાર્યમાણા તથા સસ્કૃતા અવસ્થામાંથી સસ્કર્ત્રીઅવસ્થામાં તેઓએ પ્રવેશ કર્યો.

"उपार्जितानां वित्तानाम् त्याग एव हि रक्षणम्"।

'સંપાદન કરેલા ધનનું દાન કરવું એ જ રક્ષણ છે.' એ

દાવાદમાં આવીને પ્રખ્યાત શુકદેવશાસ્ત્રીપાસે सिद्धान्तकौमुदीનું અધ્યયન કરવા માડ્યું હતું. કોઈ પ્રકારે લોકોને ધર્મસંબન્ધી જ્ઞાન મળે તો સારૂ, એવી તીવ્ર ઈચ્છા તેઓમાં હતી. તેઓના આચાર-વિચાર-બહુ સારા હતા અને પ્રભાવ પણ તેવો જ હતો. તેથી તે ઈચ્છાને અનુસરનાર મનુષ્યો આવી મળતાં વાર લાગી નહિ. તેઓએ સંવત્ ૧૯૧૩ ના આષાઢ શુકલા ૧૩ રવિવારને દિને "धर्मसभा" નામે એક મણ્ડલી સ્થાપી. ત્યાં નાગરઆદિ જ્ઞાતિના લોકો એકત્ર થઇ ધર્મવિષયક પ્રકરણોના સંવાદ સાંભળતા, અને બાલકોને સંધ્યાવંદનાદિ શીખવવામાં આવતું. એ વાર્ત્તા પ્રસિદ્ધ થતાં અન્ય ગૃહસ્થોની રુચિ પણ તેમાં થઇ. સંવત્ ૧૯૧૫ માં ધર્મનિષ્ઠ રા. રા. ભોલાનાથ સારાભાઈ તથા રા. રા. રણછોડલાલ છોટાલાલ આદિ ગૃહસ્થો તેમાં સામીલ થયા, અને ધર્મસભાનું કાર્ય બહુ સારૂં ચાલવા માડ્યું. ત્યાં શાસ્ત્ર વંચાય, ઉપદેશ થાય, ભાષણો કરાય, અને તે ઉપર પ્રશ્નોત્તર તથા ચર્ચા પણ થાય. એમ કરતાં કરતાં સંવત્ ૧૯૧૫ ના માઘ વદિ ૧૦ ની સભામાં આપણા પ્રખ્યાત પ્રિય ગ્રંથકર્તા રા. રા. રણછોડભાઈ ઉદયરામની સૂચના ઉપરથી "धर्मप्रकाश" નામે માસિકપત્ર પ્રવર્તાવવાનો વિચાર થયો. તેના તંત્રી આપણા શુદ્ધ સુંદર ગુર્જરાતી લેખક શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસ અને ઉપતંત્રી આ લેખક નિયોજાયા. ધર્મસભાના મંત્રી પણ્ડાજી જ રહ્યા.

એ 'धर्मसभा' ના 'धर्मप्रकाश' નામના પત્રના મુખપત્ર ઉપરિ જે નીચેનો દુહરો છે તે આ લેખકરચિત છે.

"मनुष्यवृक्षनुं धर्म मूॅल थड नीति सत् डाल,
पत्र पुण्य फल मुक्ति छे, मूल सिंचो वृद्ध बाल."

તેનો શોધિત પાઠ આ છેઃ—

"मनुष्यवृक्षनुं धर्म मूॅल, स्कंध सत्य नीति डाल,
ज्ञान पुष्प, फल मुक्ति छे, मूल सिंचो आबाल."

## पण्डाजी दौलतराम अने आ लेखक.

પણ્ડાજી દૌલતરામ અને આ લેખકના વયમાં યદ્યપિ અન્તર હતું, તથાપિ પણ્ડાજી વિદ્યાર્થીઓ ઉપર બહુ પ્રેમ રાખતા. આ

લેખક તે સમયે અમદાવાદમાં ભણતો હતો, તેથી તેને તેઓના સમાગમનો લાભ મળવા માંડ્યો.

વિદ્યાર્થીઓના અન્તઃકરણમાં કેવાં મનોરાજ્ય હોય છે, તે વિષયે સ્મરણસ્થાનમાં એક પ્રસંગની મુદ્રા પડેલી તે અદ્યાપિ ત્યાં નવી જેવી છે, તે કેટલાંક કારણથી બહિર્ પ્રદર્શિતા કરી અત્ર ઉતારવામાં આવે છે. એવા મનસ્તરંગ બહુ વાચકોને તેઓના બાલવયમાં થયા હશે. તે આ પ્રસંગની સંગતિથી સાંભરી આવી મનને ગમત આપશે. એક પ્રસંગે પણ્ડાજીએ આ લેખકને પુછ્યું કે, 'તમે ભણીને શો ઉદ્યોગ કરવા ધારોછો?' આ લેખકના મન ઉપર તેવામાં પ્રથમ જ વિદ્યાનો પ્રકાશ પડવા માંડ્યો હતો. તેના સહચર–સહવાસીઓ–સારૂં વાંચી સમજી જાણતા. તેઓ અનેકવાતો કરે તેઉપરથી, તથા કોઈ કોઈ અન્ય પણ ભાગ્યા ત્રુટ્યા સમન્તય તે ઉપરથી, તેના મનમાં આવેલું કે 'ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, અને કનિષ્ઠ સેવા' કહે છે તે ખરૂં છે. એ વિના બીજા પણ કેટલાક પરકીય વિચારોથી મન અંજાઈ જઈ અનેક તરંગમાં પડી, અસ્થિર છતાં સ્થિર માની, મિથ્યાભિમાની થઇ ગયેલું. સુંદર વિચારો યથાર્થ સમજાયલા નહિ, તો પણ તે સમજાયા છે એવું મને માનવા માંડેલું, એટલુંજ નહિ પણ બીજાના કરતાં સારા સમજાયા છે એટલે સુધી, પોતાની અજ્ઞાનતાને લીધે પોતે બ્રાન્તિમાં પડવા માંડેલું. 'ડાહાપણ અંધારે વહેંચ્યું છે' એમ વૃદ્ધજનોનું અનુભવવાક્ય છે તે ખરૂં છે. અન્ધકારમાં પદાર્થનું યથાવત્ ભાન થતું નથી; પોતાની પાસેના પદાર્થના પણ રંગાદિ જણાતા નથી. માત્ર સ્પર્શથી છિન્ન ભિન્ન ભાન થાય છે. અન્યની પાસે શું છે અને કેટલું છે, એ તો અન્ધકારમાં ક્યાંથી જ જણાય. તેથી મન ઉપર પણ અન્ધકાર રહી, પોતાના જેવું બીજા પાસે નથી, એમ બહુ કરી માની લેવામાં આવે છે. તેથી સર્વે એમ સમજે છે કે મારૂં ડાહાપણ સર્વોપરિ છે. તેમાં પણ *જેનામાં ઓછો અનુભવ, ઓછું જ્ઞાન, અને ઓછી દક્ષતા–ડાહાપણ,*–તેને પોતામાં સર્વેથી વધારે ડાહાપણ છે, એમ વિપરીતભાવના થઇ, તેને મનોવિલાસ અધિક રહે છે. એવો કોઈ વિલક્ષણ ખેલ ડાહાપણ સંબન્ધમાં જોવામાં આવે છે.

"यदा किञ्चिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवम्
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ।
यदा किञ्चित्किञ्चिद्बुधजनसकाशादवगतं
तदा मूर्खो ऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः" ॥

'જ્યારે હું છેક જ થોડું જાણતો હતો ત્યારે, હાથીના જેવો મદાન્ધ થયો હતો; અને તે વેલા 'સર્વજ્ઞ છું' એમ મારૂં મન અવલિપ્ત-ગર્વિત-થયું હતું. પરંતુ પછી જ્યારે બુદ્ધિમાનો પાસેથી જરા જરા જાણ્યું ત્યારે તો, હું મૂર્ખ છું, એમ જાણ્યું; અને જે પૂર્વે મદ થયો હતો તે તાવની પેઠે નાશી ગયો.' એ ભર્તૃહરિ જેવા રાજકવિનું કથન યથાર્થ છે.

જેમ અજ્ઞાનાંશ અધિક તેમ જ્ઞાનગર્વ અધિક, અને યથાર્થદર્શનાંશ ન્યૂન, અને જેમ જ્ઞાનાંશ અધિક તેમ યથાર્થદર્શનાંશ અધિક, અને ગર્વાંશ ન્યૂન, એમ જણાય છે. મૂર્ખતા મિથ્યા પૂર્ણતા બતાવે છે, અને બુદ્ધિમત્તા વાસ્તવિક ન્યૂનતા બતાવે છે, એમ વિલક્ષણ પરિણામ છે. પરંતુ એ જ્ઞાનજાતા ન્યૂનતાના રત્નને એ અજ્ઞાનજાતા પૂર્ણતાનો પ્રસ્તર પહોચી શકતો નથી.

આ લેખક પાસે તે વેલા તસુએ ભૂમિ ન હતી, કશુંએ નાણું ન હતું, અને પશુએ સેવા કરવા ન હતો. પણ સ્વચ્છન્દમાં ને સ્વચ્છન્દમાં પણ્ડાજીના પ્રશ્નનું ઉત્તર આપ્યું કે:-' ઉત્તમ કર્મ જ કરવું, તેનો યોગ ન થાય તો પછી મધ્યમ કરવું. પરંતુ કનિષ્ઠ કર્મ તો કરવું જ નહિ.' કૃપાલુ પણ્ડાજીએ એ ઉત્તરને પણ ઉત્તેજન આપ્યું અને કહ્યું કે-' મારા એક મિત્ર જૂનાગઢમાં છે. તેઓના વિચારો ઘણા સારા છે. તેઓ સારા વિચારને ગ્રહણ કરી લઈ તે માર્ગે ઉદ્યોગ કરવા બહુ સમર્થ છે. તેઓની બુદ્ધિ કઇંક અસાધારિણી છે. તમે સુરાષ્ટ્રમાં આવો તો આપણને ત્યાંની પડતર ભૂમિ બહુ મળે એમ છે. તે ઉપર ઉદ્યોગ કરિયે.' ઇત્યાદિ કહ્યું. તેઉપરથી, અસંખ્યગુણિત કરી આપનાર ભૂમિવિષે અને કૃષિકર્મ-ખેતીવાડી-વિષે કેટલાક વિચારોની ચર્ચા પરસ્પર કરવા માડી. એવામાંતુરત જ પણ્ડાજી અને આ લેખકનો વિયોગ થયો. અને એવી મહતી વાર્તા વાતોમાં જ અટકી પડી. પણ્ડાજીએ જે પોતાના જૂનાગઢના મિત્રની પ્રશંસા કરેલી તે રા. રા. ગોકુલજી જ

હતા. પરંતુ તે વિષયે તે સમયે કિઞ્ચિત્ પણ જાણ કે કલ્પના આ લેખકને ન હતી. પછી પણ્ડાજી સાથે થયેલી વાર્તા બીજા તરંગોથી એવી બુડી ગઈ હતી કે, તેનું અસ્તિત્વ હતું એ પણ, બહુ વર્ષે પ્રસંગ આવ્યો ત્યારે સ્ફુરીને સ્મરણમાં આવ્યું.

विद्या, कृषि, व्यापार, सेवा.

**सर्वोत्तमा विद्या, उत्तमा कृषि, मध्यम व्यापार, कनिष्ठा सेवा.** એ સંબન્ધમાં વિશેષ વિચાર કંઈક આવા છે. વિદ્યા સર્વોત્તમા વદાય છે તેનું કારણ આ છે. અલ્પ સાધનથી અધિકફલદાત્રી માત્ર વિદ્યા જ છે. તે પુનઃ અચિર કાલમાં સાધ્યા છે અને ચિરકાલ સ્થાયિની છે. અર્થાત્ અન્યકાર્યાર્થે નિરુપયોગિની પૂર્વાવસ્થામાં માત્ર બુદ્ધિ અભ્યાસાદિ સાધનથી તે પ્રાપ્ત થઇ વર્ધમાના થયાં જાય છે, અને જીવનપર્યન્ત સ્થાયિની રહી પુરુષાર્થફલદાત્રી છે. વિદ્યાભ્યાસનું સાધન જે બુદ્ધિ આદિ, તે અભ્યાસથી નિર્બલ થતાં નથી કિન્તુ અધિકાધિક બલવાન્ થાય છે. એવો તેનો વિલક્ષણ મહિમા છે.

કૃષિ 'ઉત્તમા' કથાય છે તેનું કારણ આ છેઃ-તેમાં બીજ, ક્ષેત્ર, જલાદિ સાધનની અપેક્ષા છે. તે સાધનોનો કંઈક વ્યય થાય છે, પણ સાધનથી બહુગુણિત ફલ તે આપે છે, તે ચાતુર્માસમાં, કિંવા અમુક માસમાં કરાય છે. તેનાં ફલ દ્વાદશ માસ-વર્ષ-પર્યન્ત ઉપયોગિ થાય છે. કોઈ તેને 'ઉદ્યમ' થી સધાય તે ખેતી એમ ગણી 'ઉત્તમ'ને સ્થાને 'ઉદ્યમ' ખેતી પણ કહે છે.

વ્યાપાર 'મધ્યમ' કહેવાય છે. કારણ તેમાં ધન પદાર્થાદિ અનેક સાધનોની અપેક્ષા છે, તે સાધનો બીજાઓને આપવાં પડે છે, તે ફરી વલવાની શંકાનું ભય રહી, તેઓને સાટે કંઈક ફલ મળે છે. યથેચ્છ વ્યાપાર આઠમાસ થઇ શકે છે, તેનું ફલ વર્ષ પર્યન્ત ઉપયોગી ગણાય છે. કોઈ તેને 'મહસ્' ધનથી, સધાય તે વ્યાપાર એમ ગણી 'મધ્યમ'ને ઠેકાણે 'મસધન વેપાર' એમ પણ કહે છે.

સેવા 'કનિષ્ઠા' ગણાય છે. કારણ તેમાં આખા અંગને શ્રમ આપવો પડે છે. તેનું મન બંનેનાં દુઃખ સહન કરવાં પડે છે ત્યારે સેવાનું કંઈક ફલ મળે છે. અને તે સેવા બારે માસ કરવી પડે છે. કોઇ 'કરનિષ્ઠા' હાથપગના બલથી સધાય તે ચાકરી એમ ગણી 'કનિષ્ઠ'ને ઠેકાણે 'કરનિષ્ઠ ચાકરી' એમ કહે છે.

### जूनागढमां फेरफार. रा. रा. गोकुलजीनी स्थिति.

સંવત્ ૧૯૧૬ ના વર્ષમાં રા. રા. ડુંગરશીનો કારભાર ડગમગવા માંડ્યો. દરબારના પ્રિય કેશવજીએ અને વીરજીએ રા. અનન્તજીનું સાહાય્ય લઈ તેને દૂર કરવા પ્રયત્ન ચલાવ્યો.

એ સમયે રા. રા. ગોકુલજીની આસ્થા, જ્યોતિષ્ઉપર, મંત્રશાસ્ત્રઉપર, અને ગુરૂ આનન્દજીના વચનઉપર, દૃઢ થવાનો એક અસાધારણ સંભવ બન્યો. રા. રા. ગોકુલજી સ્વતંત્ર અને નિઃસ્પૃહ સ્વભાવના હતા, તેથી તેઓએ 'સમયસેવક' થવું એ તો અશક્ય જ હતું. પ્રતાપપૂજક લોકની પેઠે સેવકીવૃત્તિ રાખી, કારભારી પાસે કે બીજા રાજભારી પાસે કામ વિના જઈ તેઓની આરાધના-ઉપાસના કરે એવા રા. રા. ગોકુલજી ન હતા. તેઓ પોતાનું કાર્ય યથેચ્છ કરી દૂર રહેતા. તેથી કારભારી ડુંગરશી કે રાજભારી કેશવજી-વીરજી એઓની પાસેના 'ખુશામતીખોર'ની પંક્તિમાં તેઓ ન હતા, એટલે તેઓનાઉપર બેમાંથી કોઈ વર્ગની પણ મમતા ન હતી; તેમ કોઇનો અભાવ પણ ન હતો. તે નિઃસંગ અને મધ્યમ સ્થિતિમાંથી તેઓની વૃદ્ધિ થવાનો તે વેલા કશો સંભવ ન હતો, એટલે તે કાલના ગડબડાટમાં તેનું નામ પણ કોઇને કોઈ કારણથી પણ સ્મરણમાં આવવા જેવું ન હતું. ઉદાસીનવત્ એક કોરે પડી રહ્યા જેવા તેઓ લોકોને દિસતા હતા.

### रा. रा. गोकुलजी संबन्धमां केशवाश्रम स्वामी अने मणिलालनो संवाद.

એ સન્ધિમાં પ્રભાસપત્તનમાં એક કેશવાશ્રમ નામે દણ્ડી સ્વામી આવ્યા હતા. એક મણિલાલ રણછોડજી[1] નામે નાગર તે સ્વામી પાસે જતા આવતા અને સેવા કરતા. પ્રભાસપત્તન જૂનાગઢ સંસ્થાનના અધિકાર નીચે હોવાથી, જૂનાગઢની અવ્યવસ્થાની વાર્તા પણ તે સ્વામી આગળ મણિલાલ કહાડતા. એક દિવસ તે સ્વામીએ મણિલાલને પ્રસંગોપાત્ત કહ્યું કેઃ—'એક વર્ષમાં અને

---

૧. એ મણિલાલ રણછોડજીએ વિ. સંવત્ ૧૯... માં શ્રીનર્મદાતીરે સંન્યસ્તાશ્રમ ગ્રહણ કર્યો અને 'ચન્દ્રશેખરાશ્રમ' નામ ધારણ કર્યું. પછી કાશીવિશ્વેશ્વરાદિ મહાયાત્રાએ જઈ ત્યાં વસી વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ કર્યો. અને પછી આ દેશમાં આવી બોધ કરવા માંડ્યો. નર્મદાતીરે વ્યાસતીર્થમાં તે સમાધિસ્થ થયા.

ગોકુલજી જૂનાગઢના કારભારી થશે. તારે તેની સાથે પરિચય હોય તો તેને વધામણીના સમાચાર કહે અને તારૂં સારૂં સાધી લે.' મણિલાલે કહ્યું કે,—'મહારાજ! એ વાત અસંભવિત છે, ગોકુલજીને કશો આધાર નથી. બીજા સમર્થ અને નામાંકિત પુરુષો ત્યાં એટલા બધા છે કે તેઓનાં નામ આગળ ગોકુલજીનું નામ દેતાં જ હાંસી થાય.' ઇત્યાદિ કહેતાં તે મણિલાલ કહે છે કે, 'કેશવાશ્રમ હસી પડ્યા. અને કહ્યું કે એ વાતમાં તું નહિ સમજે. જો તને મારા વચનઉપર આસ્થા હોય તો તું જા, અને તેને સમાચાર કહી તારા રાજ્યસંબન્ધનું સાધન સિદ્ધ કરી લે. ગોકુલજીને કહે કે આજથી અનુષ્ઠાન કરાવે.' મણિલાલે કહ્યું કે, 'મહારાજ! અનુષ્ઠાનથી થવાનું હોય તો જેને કારભાર મળવાનો સંભવ છે તેવા એક બેને કહું કે તેથી બધાએ અર્થ સિદ્ધ થશે.' કેશવાશ્રમ કહે કે, 'અનુષ્ઠાનથી કંઇ થવાનું નથી. માત્ર એવે પ્રસંગે મનુષ્યો લાભની આશાએ પુણ્યકર્મ રાજી થઈ કરે છે, માટે તેઓને તે માર્ગે પ્રેરી સદ્વ્યય કરાવવું એટલો જ ઉદ્દેશ છે. ગોકુલજીને કારભાર મળવાના બીજાં કારણ છે. અનુષ્ઠાન કરો વા ન કરો પણ તેને કારભાર મળશે. પરંતુ અનુષ્ઠાનથી તેને ઉત્તેજન મળશે. તેને આશા થઇ આશાનુરૂપ ફલ મેળવવા તે પ્રયત્ન કરશે અને સદ્વ્યય થઈ લોકોપકાર થશે.' એવો પરસ્પર સંવાદ ચર્ચો. મણિલાલ સ્વાર્થી અને વિચક્ષણ યુવક હતા. તેને પૂરો વિશ્વાસ તો ન આવ્યો. પણ કદાપિ મહારાજનું વચન ફલે તો સ્વાર્થ સરે એમ ધારી, કેશવાશ્રમની આજ્ઞા લઇ રા. રા. ગોકુલજી પાસે ગયા અને વિસ્તારીને વાર્તા કહી. કાલિદાસ શકુન્તલામાં કહે છે કે:—

"भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र।"

(અવશ્ય) ભાવિ હોય છે તેઓનાં પ્રવેશસ્થાનો સર્વ-દશે-દિશામાં થાય છે.

રા. રા. ગોકુલજીએ પોતાની જન્મપત્રિકા બહુ લક્ષપૂર્વક જોઈ, ત્યાં આચાર્ય આનન્દજીના આશીર્વચનનું પણ સ્ફુરણ થઈ આવ્યું. મંત્રશાસ્ત્રઉપર તો તેઓને શ્રદ્ધા હતી જ. પોતાની સમૃદ્ધિ અને અભ્યુદયની વાર્તા પ્રિયા લાગતાં અને તેને મનમાં માનતાં કોને વાર લાગે છે!

મણિલાલને તો તેઓએ નમ્રતાથી ઉત્તર આપ્યું કેઃ–'અજી મારે અને કારભારને ઘણું છેટું છે. તમે હસવા જેવી વાત કહો છો.' મણિલાલ કહે કે,–'કેશવાશ્રમસ્વામી ચમત્કારી પુરુષ છે. તેનાં વચન સિદ્ધ થાય છે, તેથી તમે અવશ્ય પ્રયત્ન કરો. અને તમારૂં કલ્યાણ થયે મારૂં કલ્યાણ કરવાનું વચન આપો.' ઇત્યાદિ ચર્ચા થઈ.

કેશવાશ્રમમાં મનુષ્યપ્રકૃતિવિષેનું જ્ઞાન અને અનુભવ કંઈ અસાધારણ હતાં. તેની ઈશ્વરપ્રેરિતા કલ્પનાપ્રમાણે જ થયું. રા. રા. ગોકુલજીનામાં મહેચ્છા પ્રદીપ્ત થઈ, અને ઉત્સાહથી પ્રયત્ન કરવા મંડ્યા. અન્તઃકરણનો આશય તો ગુપ્ત રાખ્યો પરંતુ અનુષ્ઠાનનો આરંભ કરાવ્યો. અનુષ્ઠાન ચાલ્યું, એ વાર્ત્તા જાણવામાં આવતાં તે જાણનારા અનેક તર્ક કરવા લાગ્યા. પરંતુ રા. રા. ગોકુલજીની સ્થિતિ એવી હતી કે, જે ખરી કામના–ખરો આશય–કારભારી થવાનો હતો–તે તો કોઈની કલ્પનામાં આવ્યો જ નહિ. ભિક્ષાવૃત્તિ કરનાર અહુણાના બ્રાહ્મણો આશીર્વાદ દેવામાં ઉદાર હોય છે. તેઓ એક પૈસાની દક્ષિણામાં પ્રમાણવિનાનું 'અષ્ટપુત્રનું' કે 'મહાયાત્રાનું' કે એવું જ કંઈ મહત્ ફલ કહે છે. તેઓ પોતે દરિદ્રતારૂપ સ્ત્રીને વરેલા હોય છે, તેથી વચનની દરિદ્રતા રાખતા નથી. એક ગૌરીશંકર ડીંડવાણું નામે વેદવર્ગીય-નાગરબ્રાહ્મણ છે. તે જાતે ભોળો છે. તેણે આવીને એ સન્ધિમાં રા. રા. ગોકુલજીભાઈની સ્ત્રીને કહ્યું કે 'મહેતીજી! જો મારી માતાને તમે રૂપાની એક નહાની વાટકી કરાવી આપવાનું કહો તો તમારો ધણી કારભારી થાય.' એ ડીંડવાણું બ્રાહ્મણ કહેતો હતો કે 'મારી માતાએ ગોકુલજીને કારભાર આપ્યો અને તેની સ્ત્રીએ વાટકીને ઠેકાણે રૂપાનો એક મહોટો થાળ કરાવી આપ્યો.'

એ જ સંવત ૧૯૧૬ ના વર્ષમાં વ્યાસજી જયકૃષ્ણ જીર્ણદુર્ગમાં હતા. તેઓ રાત્રિએ શ્રીમગવદ્ગીતા શંકરાનન્દીટીકાસહિત રા. રા. ગોકુલજીના સમક્ષ વાચતા. તેમાં અનેક પ્રસંગો ચર્ચાઈ વિદ્યાનન્દ વ્યાપી રહેતો. વ્યાસજી કહે છે કે,–"તે સમયે કોઈ મનુષ્ય રાજ્યપ્રસંગના કામની વાર્તા કરે કે લાવે તો, તેને વારી ગોકુલજીભાઈ સ્પષ્ટ કહેતા કે, 'આ સમય તે કામ કરવાનો નથી.'"

રા. રા. ગોકુલજી તથા રા. રા. સામલદાસનું પ્રથમ સમક્ષ મીલન.

સંવત્ ૧૯૧૭ ના માર્ગશીર્ષ વદિ ૧૩ ને દિને રા. રા. ગોકુલજીએ મેજર શૉર્ટ આ. પોલિટિકલ એજન્ટને સમક્ષ મળવું એમ જૂનાગઢમાં ઠર્યું. તે પ્રમાણે તેઓ ભાવનગર ગયા, ત્યાંથી માઘ માસમાં જૂનાગઢ પાછા આવ્યા. ભાવનગર જતાં સિહોર ગ્રામમાં એક રાત્રિ રા. ગોકુલજીભાઈનું રહેવું થયું હતું. તે સંબન્ધમાં ભાવનગરવાસી શાસ્ત્રી નિર્ભયરામ રણછોડજી જાની કહે છે કેઃ–'સુજ્ઞ ગોકુલજીભાઈ સિહોરમાં આવ્યા ત્યારે ત્યાં કોણ વિદ્વાનો છે એની પ્રથમ પૃચ્છા કરી. શાસ્ત્રી નિર્ભયરામના પિતા શાસ્ત્રી રણછોડજીને મલ્યા. તેઓને ગ્રન્થોવિષયે પૂછ્યું. 'વેદસ્તુતિ ઉપરિ ચક્રવર્તિ નામિકા ટીકા હતી તે રણછોડજી શાસ્ત્રીએ તેઓને આપી. તે રાત્રિએ જ વાચી પ્રાતઃકાલે પાછી આપી. પછી ભાવનગર જવા નીકળ્યા. રણછોડજી શાસ્ત્રી પણ ભાવનગર જતા હતા. માર્ગમાં તેઓ મલ્યા. રણછોડજી શાસ્ત્રીને પોતાની ગન્ત્રીમાં–શીઘ્રામ ગાડીમાં–બેસવા કહેતાં શાસ્ત્રીજી સંકોચાયા. ત્યાં સુજ્ઞ ગોકુલજીભાઈએ આવા આશયનું કહ્યું કે, 'વિદ્વાનોને હું શ્રેષ્ઠ ગણું છું. અને વિદ્વાનોથી રાજપુરુષોને શોભા મલે છે એમ માનું છું. એથી આપ સુખે મારી સાથે ભાવનગર પધારો.' શાસ્ત્રીજીને રાજપુરુષોથી એવો સત્કાર અપરિચિત હતો. તેથી સાશ્ચર્ય આનન્દ પામી સાથે ભાવનગર ગયા. ભાવનગરમાં સુજ્ઞ ગોકુલજીભાઈ રા. રા. સામલદાસજી આદિપ્રતિ પઞ્ચદશીનું વ્યાખ્યાન કરતા તેથી શ્રોતાજનોનાં મન બહુ રંજિત થતાં. એ વક્તાના વ્યાખ્યાનના એવા ઉત્તમ સંસ્કાર થયા હતા કે, તે પ્રસંગોપાત્ત સ્મરણવિષય થતાં, રા. રા. સામલદાસજી વારંવાર પ્રશંસાપૂર્વક આનન્દ પામતા.

રા. રા. સામલદાસસાથે સમક્ષ સમાગમ પ્રથમ જ એ સમયે થયો. તે સંબન્ધમાં રા. રા. સામલદાસ લખે છે કેઃ—

"રાજશ્રી ગોકુલજીભાઈને કાર્યભારની જગો મળ્યા પૂર્વે સંવત્ ૧૯૧૭ માં વાતપ્રસંગમાં એક વેલા મેં એવું કહેલું કે,–'કાઠિયાવાડમાં કોઈ કોઈ કારભારી એવા જોવામાં આવે છે કે, જેને માત્ર ગુજરાતી ભાષામાં સાધારણ કાગળપત્ર પણ બરાબર લખતાં અથવા બરાબર વાચતાં આવડતા નથી. તેવા માણસો

અમુક રાજ્યના કારભારી કહેવાય છે; અને બીજા એવા જ કેટલાક શ્રીમન્તો છે. એ વાત કેવી આશ્ચર્ય ઉપજાવનારી છે?' તેના ઉત્તરમાં તેઓએ કહેલું કે, 'એ પ્રસંગને લાગુ પડે એવું વાક્ય ફારશી ભાષાના પ્રખ્યાત કવિ શેખસાદીનું છે કેઃ—

"અગર રોજી બદાનશ બરફ્ જુદે,
જે નાદાં તંગતર રોજી નબુદે;
બનાદાં આં ચુનાં રોજી રસાનદ,
કેદાના અંદરાં હેરાં બ માનદ.[1]"

અર્થઃ—(કદાપિ મનુષ્યની સંપત્તિ બુદ્ધિપ્રમાણે વૃદ્ધિ પામતી હત તો બુદ્ધિ વિનાના માણસને ગુજરાન અતિશય કમી મળત. પણ ઈશ્વર તો બુદ્ધિવિનાને એવી સંપત્તિએ પહોચાડે છે કે જેથી બુદ્ધિમાન્ પુરુષો તો એ જોઈ હેરાન જ રહ્યાં કરે છે.)

"આઉપરથી કાંઈ પૂર્વેથી જ એ ચાલતો નિયમ હોય એવું લાગે છે. માટે અહુણા પણ એવિષે કાંઈ આશ્ચર્ય માનવા જેવું નથી.' ઇત્યાદિ રા. ગોકુલજીભાઈએ કહ્યું હતું.

"ઉપરપ્રમાણે વાત થયા ને છ મહિના પણ ગયા નહિ હતા, તેટલામાં જુનાગઢના ખુદાવંદ નવ્વાબસાહબે પોતાના સ-

---

૧ એવા જ આશયનું આપણા દેશના કવિઓનું **सभातरंगमांनुं** કથન છે તે અત્ર ઉતાર્યું છેઃ—

**लक्ष्मीने प्रश्न.**

"पद्मे ! मूढजने ददासि द्रविणं विद्वत्सु किं मत्सरो

**लक्ष्मीनुं उत्तर.**

नाऽहं मत्सरिणी न चाऽपि चपला नैवाऽस्ति मूर्खे रतिः ।
मूर्खेभ्यो द्रविणं ददामि नितरां तत्कारणं श्रूयताम्
विद्वान् सर्वजनेषु पूजिततनुर्मूर्खस्य नाऽन्या गतिः" ॥ **सभातरंग.**

(ઉપરના શ્લોકનો અનુવાદ.) મદનગ્રહા છન્દ.
"ધિક્રે રત્નાકરની દિકરી, સ્થિરતા પણ ડાપણ દૂર ધરી ફરતી જ ફરી;
વળી પંડિતને ગણ્યોં શત્રુ અખંડિત મૂર્ખ અપણ્ડિત મિત્ર કરી તે ઠામ ઠરી,

**લક્ષ્મીનું ઉત્તર.**

"નહિ હું ફરતી નહિ પંડિત પણ રિપુ, મૂરખ મિત્ર કરી ન વરી, ખાંતે જ ખરી;
પણ પંડિત તો પોસાય, પછી શું ખાય અપંડિત પેટ ભરી, તે દેખી ઠરી."
**કવિ દલપતરામ.**

લાહકારો વગેરેના સંમતથી રાજશ્રી મોસુફને પોતાના મુખ્ય પ્રધાનની જગો આપી. આ જોઈયે તેવી યોગ્ય ગોઠવણ થયાનો વૃત્તાંત સાંભળીને મેં એ બાબતની મુબારકી તરીકે તેઓ રાજશ્રીને પત્ર લખેલું, તેના ઉત્તરમાં પોતે એવા આશયનું લખ્યું હતું કે,–'આ ઓહદ્દાની જગો કબુલ કરવામાં મારે બે પ્રકારની ગુંચવણી આવી હતી. તેમાં એક તો–જો આ જોખમ ભરેલો ઓહદ્દો કબુલ કરૂં નહિ તો, જે દફ્તરખાતાની નોકરી હતી તે પણ રહે નહિ (એમ હતું),–અને બીજી–જો એ ઓહદ્દો કબુલ કરૂં તો સામા પક્ષમાં મહાશક્તિ ધરાવનારા શત્રુતા રાખનારા હતા. તે લોકો અનેક પ્રકારની ખટપટ કરી પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવાનું પૂરૂં યત્ન કરે,–તેથી એ બે પ્રકારના માર્ગમાંથી કયો માર્ગ પકડવો તેવિષે યથામતિ વિચાર કરતાં વાલ્મિકીય રામાયણનો એક શ્લોક–રાવણ અને મારીચરાક્ષસના સંવાદનો–સાંભરી આવ્યો. રાવણે મારીચને કહ્યું કે–'કપટથી હરણનો વેશ ધારણ કરી શ્રીરામચન્દ્રને અને સીતાને ભૂલાવો પડે એમ યુક્તિ કર્ય. જો તેમ નહિ કરે તો તને મારી નાંખીશ.' (એ ઉભય રીતે નાશ થવાનો પ્રસંગ જોઈ) તે વેલાએ મારીચ રાક્ષસે વિચાર કર્યો તે શ્લોકઃ—

"रामादपि च मर्तव्यं मर्तव्यं रावणादपि ।
उभयोरपि मर्तव्यं वरं रामो न रावणः ॥"[1]

(મારીચ વિચાર કરે છે કે, કપટ કરી હરણ થઈને જઈશ તો રામથી મરવાનું છે, અને તેમ થવા ના કહીશ તો રાવણથી મરવાનું છે. એમાંથી એકને હાથે તો અવે મરવાનું છે, તો રાવણ કરતાં રામ જેવાના હાથથી મરવું એ વધારે સારૂં છે.)

"એ શ્લોકના અર્થપ્રમાણે મેં (ગોકુલજીએ) પણ એ જ નિશ્ચય કર્યો કે રાજ્યનું કામ માથે લેવું એ પક્ષ ઉત્તમ છે. તેમ કરવાથી કદાપિ પ્રારબ્ધયોગે–દ્વેષી બુદ્ધિઓની અનૃત ભરેલી ખટપટથી–હાનિ થવાની હોય તો થાઓ. એમ ધારેલું છે. આ કાર્યભારનું કામ કંઈ ઉત્સાહથી માગી લીધેલું નથી. પરં તુ ફરજ આવી પડવાથી તે બજાવવી દુરસ્ત ધારૂં છું. ઈત્યાદિ."

---

૧ બીજો પાઠ એવો સાંભળ્યો છે કેઃ—
'उभाभ्यामपि मर्तव्य रामाद्दि मरण वरम्.'

### रा. गोकुलजी खानगी कारभारी नियमाया.

એ જ ૧૯૧૭ ના લાભકારી વર્ષમાં રા. રા. અનન્તજીના કારભારનું સંવત્ ૧૯૦૦ થી સંવત્ ૧૯૧૬ સુધીનું પોલ વર્ષનું નામું રા. રા. ગોકુલજીએ તયાર કરયું. એ તેઓના ઉદ્યોગથી ઉપરિઓ પ્રસન્ન થયા અને તેને કોરી ૪૦૦૦ નું વર્ષાશન કરી આપ્યું.

માજીસાહબા અને ચાહતીબૂની મમતા રા. રા. ગોકુલજી ઉપર દિનપ્રતિદિન વધ્યાં જતી હતી. રા. રા. ગોકુલજીએ ભવિષ્ય વ્યાવર્તી જે જે વચનો પ્રથમથી કહેલાં તે પ્રમાણે પછીથી થવા માડ્યું; એથી તેઓની દૂરદષ્ટિ અને શુદ્ધબુદ્ધિવિષયે એ રાજ્યલોભી જોડાને બહુ જ ઉચ્ચ મત થયું હતું; તેથી તેઓએ પોતાના ખાનગી કારભારી રા. રા. ગોકુલજીને નિયમ્યા.

એ વેલા પોલિટિકલ એજન્ટની અશ્વારી ભાવનગરમાં હતી. તેથી પૂર્વે લખ્યાપ્રમાણે એ ખાનગી કારભારના સંબન્ધમાં રા. રા. ગોકુલજીભાઈનું ત્યાં જવું થયું હતું. ત્યાં રા. રા. સામલદાસ સાથે પ્રથમ જ સમક્ષ મળવું થયું. રા. રા. ગૌરીશંકરને અને તેઓને તો આગળનો જ પરિચય હતો. એ વેલાના સહવાસમાં રા. રા. ગૌરીશંકરજી લખે છે કેઃ—"એ સમયે પણ વેદાન્તપ્રકરણસંબન્ધી વાતચીત થતી." એ જ વર્ષના ચૈત્ર સુદિ ૧૫ મે રા. ડુંગરશી દેવશીનો કારભાર ત્રુટ્યો.

અવે કોને કારભારી નિયમવો એ મહોટા વિચારની વાત થઈ પડી. તે વેલા સ્વાર્થ શ્રેષ્ઠતાએ વર્તતો હતો તેથી વિલક્ષણ ગુણવાન્ મનુષ્યનો ખપ હતો. રાજ્યમાં જે પ્રબલ પક્ષ હતો તેના સ્વાધીનમાં તે કારભારી રહે, અને વળી સરકારમાં સ્વતંત્ર દેખાય; તે પક્ષનો સ્વાર્થ સાધવાનું સાધન થવામાં નિપુણ, પણ પોતાનો સ્વાર્થ સાધી ન જાણે; બ્રિટિપ સરકાર અનુમતિ આપી માન્ય કરે, એવો પ્રતિષ્ઠિત, અને તેને ઓથે પોતે ધારણ કરી શકાય એવો નિર્બલ; પોતાનો પ્રિય પણ તેને બીજુ કોઈ પ્રિય હોય નહિ એવો; એ આદિ અસંગત ગુણવાળો કારભારી ખોળવા માડ્યો. ત્યાં પ્રથમ દષ્ટિ "પોતાના" કેશવજી અને વીરજી લવાણાપર પડે એ સ્વાભાવિક હતું. પણ તે કેવલ નિરક્ષર અને અયોગ્ય હતા. બ્રિટિપ સરકારમાં તેઓનું નામ દેવા પોતાનું જ મન પ્રથમ ન વધે, તો તે નામ સરકાર સ્વીકાર કરે એવી આશા પણ કેમ બંધાય. સરકાર-

વત્તર છે.' એમ પોતાની સમજણ પ્રમાણે અનેક પ્રકૃતિના અનેક સ્વાર્થવાળા મનુષ્યોએ અનેક કારણ સાથે તેની યોજના કરી. એ વિષયની. તાણ-ખેંચ અને ઘડ-ભાંગ લોકમાં જેમ થતી હતી તેમ રા. રા. ગોકુલજીના મનમાં પણ થતી હતી. તેવામાં કેટલાક મનુષ્ય હર્ષ કરવા, કેટલાક અભિનન્દન આપવા, કેટલાક મનોભંગ કરવા, અને કેટલાક ચિકિત્સા જોવા, આવવા માડ્યા. કેટલાક સેવકી વૃત્તિવાળા મનુષ્યો આવી વાલા થવા ચાડી કરવા લાગ્યા કે,–'અમુક મનુષ્યો તમારી ભાગતિમાં છે, અમુક માણસ તમને પાશમાં નાખવા ધારે છે, અમુક જન તમારેવિષે અમુક વાત કરતા હતા.' એવા અનેક સંશયો અને વહેમો મનમાં નાખી, મનને ડોળી નાખવા માડ્યું. મ્હોટા લાભનો ઉત્સાહ નિર્મલ ન રહ્યો. તે મહાલાભની આશાની મિષ્ટતા સાથે તે લાભમાં વિક્ષેપ-પડશે તેની ભીતિની કટુતા ભેળાવા માડી. આશા દૂર હતી તેને જોઈ જે સુખ થતું તે સુખ, આશા ફલોન્મુખા થઇ પાસે આવતાં થતા સુખ કરતાં, બહુ સારૂ હતું એમ દિસવા લાગ્યું.

એવા અસાધારણ સૂક્ષ્મ સમયે બુદ્ધિમાન્ શિક્ષિત સ્નેહી બહુ પ્રકારે સાહાય્યકારી થઇ શકે છે. તેવો રાજનીતિજ્ઞ કુશલ સ્થાનિક સ્નેહી રા. રા. ગોકુલજીને ન હતો, જેને અન્તરનો આશય દર્શાવીને બાંધ-છોડ કરી, પક્ષ પ્રતિપક્ષ વિમર્શી–અર્થાવધારણલક્ષણ નિર્ણય થાય. વિચારના અને સન્દેહના ઉપરિઉપરિ ઓઘેઓઘ ઉદ્ભવવા માટે, તેથી અન્તઃકરણ આકુલ વ્યાકુલ થાય એ સ્વાભાવિક છે. પરંતુ બ્રહ્મવિદ્યાના પ્રતાપથી સુજ્ઞ ગોકુલજીનું અન્તઃકરણ સાત્ત્વિક-લઘુ-પ્રકાશિત-થઇ તેમાં એવું ઉચ્ચગમન તથા ગામ્ભીર્ય આવ્યું હતું કે એવા અસાધારણ વ્યાવહારિક પ્રસંગના બલવત્તર વિકારો પણ માત્ર નીચે બાહ્યભાગ ઉપર જ ઉદ્ભવે. અને વસ્તુના યથાર્થ દર્શનને બાધ ન થાય એવા સન્દેહપદ પ્રસંગમાં સત્પુરુષોને અન્તર્યામી પરમેશ્વર જ સહાયભૂત થાય છે. સત્પુરુષોનાં અન્તઃકરણ નિર્મલ તથા નિશ્ચલ હોવાથી તેમાં વસ્તુનું યથાર્થ ભાન થાય છે. એ ભૂતાર્થ લક્ષમાં લાવી કાલિદાસ કહે છે કેઃ–

"सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः॥"

शाकुन्तल, अंक १–१९.

'સન્દેહપદ વસ્તુઓમાં સત્પુરુષોને (પોતાના સાત્ત્વિક) અન્તઃકરણની પ્રવૃત્તિઓ જ પ્રમાણરૂપ થાય છે.'

" For, in conflicting doubts,
The secret promptings of the good man's soul
Are an unerring index of the truth."

S'akuntalâ, Act 1-19.

પૂર્વોક્ત ન્યાય અનુસાર રા. રા. ગોકુલજીએ અન્તર્યામી પરમેશ્વરની પ્રેરણા પ્રમાણે એ અપ્રાર્થિત અપ્રયાસે પ્રાપ્ત પ્રધાનપદને સ્વીકાર કરવાનો નિર્ણય કર્યો.

## प्रकरण ६.

### रा. रा. गोकुलजीनो सुराष्ट्रराज्यना प्रधानपदे विनियोग.

અન્તે રા. રા. ગોકુલજીને કારભારી નિયમ્યાનો લેખ લખાયો. અને તે લઈ જૂનાગઢસંસ્થાનના વકીલ રા. રા. ગોવિંદજી પોલિટિકલ એજન્ટ મેજર બાર પાસે ગયા. તેઓએ રા. ગોકુલજીને પિંડે જોવાની ઈચ્છા બતાવતાં ફાલ્ગુન વદિમાં ધામળેજ ગામમાં સાહબ હતા ત્યાં રા. રા. ગોકુલજી ગયા. તે પોલિટિકલ એજન્ટને લાગ્યું કે, રા. રા. ગોકુલજી જેવા કુલીન, વિદ્વાન્ અને સરલપ્રકૃતિના મનુષ્ય કારભારી થાય એ ઉત્તમ છે, પરંતુ તે ટકી શકશે નહિ. તો પણ એ વાતનો અનુભવ થયા વિના વિચાર બાંધવો એ સારૂ નહિ: એમ માની સરકારમાં તા૦ ૬ ઠી મે સન ૧૮૬૧ ને દિને ચોરવાડથી, એવા આશયનું લખ્યું કે,–'રા. રા. ગોકુલજી કુલવાન્ અને સારા ગૃહસ્થ છે; તેનું બલ જૂનાગઢની સ્થિતિ અને રાજમંડલીમાં ચાલશે કે નહિ તેવિષે શંકા છે. રાજ્યના ખર્ચ ઉપર તો તેનો અધિકાર ચાલી શકશે નહિ. તો પણ તે મનુષ્ય સારો છે, તો સરકારે તેને કારભારી થવામાં અનુમત આપવું. જૂનાગઢનું રાજ્યમંડલ સૂચના કરે છે કે, અને રાજ્યમાં મ્હોટો બાધ આવે તો સરકારને યોગ્ય લાગે તેમ વ્યવસ્થા કરવી.'[1] સરકારે કર્નલ બારનું લખવું પ્રમાણ કરવું, અને રા. રા. ગોકુલજી વિક્રમ સંવત્ ૧૯૧૭ ના વૈશાખ સુદિ ૧૩ ગુરુવારને

૧ ઇંગ્લિષ ભાગમાં એ મૂલ લેખ પૃષ્ઠ ૧૧ મે છે.

દિને સુરાષ્ટ્રરાજ્યના મુખ્ય પ્રધાન નિયોજાયા; અને કોરી ૧૨૦૦૦ નું તેઓનું વર્ષાશન બંધાયું, તથા રીતિ પ્રમાણે મશાલ, સીબંદી આદિ રાજ્યચિહ્ન તેઓને મળ્યાં. તેઓના મનમાં એ પ્રસંગ સમયે શું હતું, તે તો રા. રા. સામલદાસને તેઓએ લખેલા શ્લોક ઉપરથી આપણે જોયું છે.

કારભારીનું પદ મળ્યું અને નામ લખાયું, પણ તેનો યોગ્ય અધિકાર તો રાજ્યધારિણીના માનીતા લવાણા કેશવજી–વીરજીના હાથમાં જ રહ્યો. રા. રા. ગોકુલજીભાઈ પોતાને સોંપે તે કાર્ય યથાવિધ કરી વિદ્યાના આનન્દમાં મગ્ન રહે. આસક્તિ કિંવા રાગદ્વેષ રાખી પ્રપંચમાં પડવાની સ્પષ્ટ ના કહે. તે કાલે જૂનાગઢના રાજ્યની સ્થિતિ એવી તો ક્ષોભિતા આકુલવ્યાકુલા અને અસ્તવ્યસ્તા હતી કે તેમાં ગમે તેવો પડે તે વિભ્રમમાં આવી બૂડે. રા. રા. ગોકુલજીભાઇના વિદ્યાનેત્રે એ સંભવ દૂરથી સ્પષ્ટ દેખાડ્યો હતો. તેથી તેઓ તટસ્થ રહેતા હતા. પરંતુ લોકો તેઓની એ સૂક્ષ્મદૃષ્ટિ અને ચાતુર્ય સમજી શકતા ન હતા. તેથી તેને તેઓ સમર્થ કારભારી ગણતા ન હતા. કારભારના સ્વાદની તાણ-ખેંચ નિરક્ષર કેશવજી–વીરજી અને પ્રવીણ અને પ્રખ્યાત અનન્તજી વચ્ચે થયાં જતી હતી; અને તે ઝપાટામાં ફરી પડનારા મનુષ્યો પીડાતા હતા.

એ કુદિનોમાં જૂનાગઢમાં રહેવા કરતાં પોલિટિકલ એજન્ટની પાસે રહેવું એ નિર્ભય અને હિતકારિ લાગ્યું, તેથી રા. રા. ગોકુલજીભાઇએ તો બહુ કરી ત્યાં જ રહેવા માડ્યું. જૂનાગઢ તલના ગૃહસ્થો કરતાં અધિક પ્રવીણ પુરુષો ત્યાં હતા, અને રા. રા. ગોકુલજીભાઇને વિદ્વાન્ અને બુદ્ધિમાન્ ગૃહસ્થોની સંગતિ બહુ રુચિકરા હતી. રા. રા. પ્રાણલાલજી તેવામાં આખા સુરાષ્ટ્ર દેશના (કાઠિયાવાડના) શિક્ષણશાખાના ઉપનિરીક્ષક–ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર–થયા હતા; તે પણ ત્યાં જ હતા. સર્વ રીતિએ એજન્ટની પાસે રહેવું તેઓને અનુકૂલ હતું.

### नव्वाब साहबनुं माजी साहबाथी स्वतंत्र थवुं.

જૂનાગઢમાં તે વર્ષમાં ઉત્પાતનાં બીજ નખાતાં હતાં. ખુ. નવ્વાબસાહબને માજીસાહબા અને ચાહતીબૂ પોતાના અધીનમાં

રાખતાં. તેઓથી તેને સ્વતંત્ર કરવા સારૂ બ્રિટિષ સરકાર અને જૂનાગઢ રાજ્યનાં મનુષ્યો ઇચ્છતાં. એ ઇચ્છા પૂર્ણ કરવા અનેક પ્રકારના ગુપ્ત ઉપાયો ચાલતા. રા. રા. ગોકુલજીભાઈ તે પ્રસંગથી દૂર હતા.

સંવત્ ૧૯૧૮ ના વર્ષમાં પો. એજન્ટની અશ્વારી જેસર ગામમાં આવી. રા. રા. ગોકુલજીભાઈ કોઈ સીમાડાની વ્યવસ્થા કરવા પંચ હતા, તેથી તેઓ પણ ત્યાં આવ્યા. તેઓનો અને રા. રા. ગૌરીશંકરજીનો અત્ર પુનઃ સમાગમ થયો. ત્યાંથી પાલીતાણાના વાવડી ગામમાં અશ્વારી ગઈ. રા. રા. ગૌરીશંકરજી લખે છે કેઃ-"એ સમયે ત્યાં વેદાન્તપ્રકરણની ચર્ચા ચલાવતા હતા."

એ વર્ષના જ્યેષ્ઠ સુદિ ૫ ને દિને ખુ. નવ્વાબસાહબ, વજીર બહાવદ્દીનભાઇને સાથે લઈ, વનથલીમાં મિ. કાઉલસન, આસિસ્ટન્ટ પોલિટિકલ એજન્ટની અશ્વારી હતી ત્યાં, ગુપ્ત રીતિએ ચાલ્યા ગયા. અને માજીથી સ્વતંત્ર થવા ઇચ્છા બતાવીને તે સાહબનો આશ્રય માગ્યો. તેને તો તે કર્તવ્ય જ હતું. એટલે ઇચ્છેલો આશ્રય આપી માજીસાહબાથી ખુ. નવ્વાબસાહબને દૂર રાખ્યા. માજીસાહબાને એ ભૂતાર્થ જાણ થતાં, તે ત્યાં ધાઈ આવ્યાં, પણ તે બેનું મળવું થવા દીધું નહિ. તેવિષે મ્હોટો વિવાદ થયો.

તે જ સન્ધિમાં કેશવજી–વીરજી ઉપર વાઘેરોને આશ્રય આપ્યાનો અપરાધ મૂકાઈ તેના ઉપર કામ ચાલતું હતું. તેનું રક્ષણ કરવા મુંબઇથી 'મુંબઈ ગેઝેટ'ના તંત્રી મિ. કાનન બારિસ્ટરને ભારે દિનૈયું આપવું કરી માજીસાહબાએ બોલાવ્યો હતો. તેના લેખથી અને પરાક્રમથી ભારે ચર્ચા ઉઠી, દેશપરદેશમાં કોલાહલ થઇ રહ્યો હતો. પરતુ ખુ. નવ્વાબસાહબના જૂદા પડવાથી અન્તે પોલિટિકલ એજન્ટ બારને (suspension) 'બરતરફી' મળી, અને મિ. કાનનને પણ ત્યાંથી ઘરે આવવું પડયું.

રાજ્યમાંના એ પરિવર્તનથી બહુ જનોને લાભ-હાનિઓ થઇયો. પરંતુ રા. રા. ગોકુલજીભાઇ તો પોતાની દૂરદષ્ટિથી અને બીજાં કારણથી તટસ્થ રહ્યા હતા, તેથી તેઓ પોતાના સ્થાનકે સુસ્થ રહ્યા. મુખ્ય પ્રધાનરૂપે નામ રા. રા. ગોકુલજીભાઇનું હતું, પણ તેનું કામ અને રાગદ્વેષ રા. રા. અનન્તજીભાઇએ માથે ઓઢી

રાખ્યાં હતાં. તે એવા પ્રતાપી હતા કે કોઇ પણ મ્હોટું કાર્ય કરવું હોય તો તેને સામીલ કર્યા વિના ચાલે જ નહિ. તેનો રાજ્યલોભ અમર્યાદિત હતો; અને તે ગમે તે સાધનથી તૃપ્ત કરવાની તેને રીતિ પડી હતી, તેથી તેઓના ભયને લીધે સર્વએ પ્રીતિ દેખાડવી પડતી.

स्वमित्र दौलतरामने सहायभूत करवा राज्यसंबन्ध.

એ રાજ્યપરિવર્ત્તન અને તેથી ઉપજેલા વિકારોની શાન્તિ થઇ. રા. રા. ગોકુલજીભાઈ પોતાને સ્વાધીન આવેલું કાર્ય કરતા જાય. વેગમાં આવી રાજ્યભાર વહેનારાની આડે ન આવવાની પોતે સંભાળ રાખતા, એટલે કોઇની ઈર્ષ્યાના પાત્ર થયા ન હતા. તેમ પોતાનું પ્રાપ્તકાર્ય અને ધારચાં કામ ન હતા કરતા તેમ પણ ન હતું. જગતમાં સારા મનુષ્યો વિરલ જ હોય છે. તેઓ સારાના જ સંગી હતા, તેથી તેઓના મમતાપાત્ર ગૃહસ્થોના મંડલની સીમા બહુ થોડી હતી. તેઓના ખરા મિત્ર પણ્ડ્યાજી દૌલતરામ હતા, એ આપણા જાણ્યામાં છે. પોતાને અધિકાર મળતાં, તે પણ્ડ્યાજીના જેવા યોગ્ય મિત્રની બુદ્ધિનો અને સહાયનો લાભ લેવો એ સહજ મનમાં આવે જ. પણ્ડ્યાજી જેવા વિદ્વાન્, સદાચારી પ્રામાણિક અને લોકહિતેચ્છક પોતાના સહાયમાં હોય તો કેટલો બધો આશ્રય અને શોભા મળે એ પોતે સારી રીતિએ સમજતા. તેથી સંવત્ ૧૯૧૮ માં પણ્ડ્યાજીને પ્રથમ કુતિયાણાના વહિવટકાર કર્યા. એ સ્થાનકે અનુભવ મેળવી રાજ્યકાર્યમાં પ્રવીણ થયે તેઓને કોઇ ઉચ્ચ અધિકાર આપવાનો પોતાના મનમાં સંકલ્પ હતો.

મિ. કિન્લોક ફાર્બસે પોતાના વારામાં સુરાષ્ટ્રપ્રાન્ત વિષયે એક સૂચનપત્ર સરકારમાં લખી મોકલ્યું હતું. તેમાં એ પ્રાન્તમાં વર્ગીકરણ કરી કેટલીક વ્યવસ્થા કરવા સરકારને સૂચવ્યું હતું. સરકારને તેમાંના વિચારો યોગ્ય લાગ્યા હતા. તે વિચારોને યોગ્ય આચારમાં આણે એવો અધિકારી સરકાર ખોળતા હતા.

कर्नल कीटिंग पोलिटिकल एजन्ट थोआया.

સંવત્ ૧૯૧૯, સન ૧૮૬૩ ના ફેબ્રુઆરીમાં, કર્નલ કીટિંજને સુરાષ્ટ્ર પ્રાન્તના પોલિટિકલ એજન્ટ નિયમ્યા. આગલા પો. એજન્ટોની રાજનીતિમાં ફેરફાર કરવાનો નિર્ણય સ્વીકારી તે આવ્યા હતા. તેઓ

સત્યવાદી હતા અને સત્યવાદીને ચહાતા હતા. તેઓ સૈનિક હતા અને તેના મનમાં અધિકારનું બલ અને તેનું અભિમાન એટલું બધું હતું કે રાજપ્રપંચને તેઓ ધિક્કારતા. કુટિલ રાજનીતિને દૂર રાખી મન, વાણી, અને કર્મ એક જ પ્રકારનાં રાખતા. મનમાં હોય તેવું સ્પષ્ટ કહેતા અને કહેતા તેવું જ કરતા. તેમાં કોઈને સમવિષમ લાગશે કે કોઈનું મન દુઃખાશે એવો સંકલ્પ વિકલ્પ કે ચિન્તા કરતા દેખાતા નહિ. બ્રિટિષ સરકારનું પ્રબલ અને પ્રતાપ, સર્વે સમજુના જાણવામાં આવ્યાં હતાં. આરંભમાં પો. એજન્ટો બહુ નર્માશથી ભયપ્રીતિ ઉભય દેખાડી કામ કાર્ય લેતા. પણ ક. કીટિંજે તો અનુપદે તેમાં ફેરફાર કરી દેવા માંડ્યો. તેથી લોકોને વિષમ તો બહુ લાગવા માડ્યું પણ તેઓને અન્તે લાભ છે એમ દર્શાવી કર્નલ કીટિંજ દૃઢ રહ્યા. પ્રથમ બહુ વિચારીને જ વિચાર દર્શાવવા આજ્ઞા કરે, પણ એક વેલા આજ્ઞા થઈ તેમાં પછી બીજા મથી મરે પણ ફેરફાર થાય જ નહિ. એવી પદ્ધતિ રાખી. જૂની રીતિ અને જૂના કારભારીઓનો સ્વભાવ એથી વિપરીત હતો. તેઓને એકાએક નવી રાજનીતિને અને પદ્ધતિને અનુસરવું કઠિન પડવા માડ્યું. ક. કીટિંજ એવો આડંબર રાખતા કે સામાન્ય મનુષ્યથી તો તેની પાસે જ જવાય નહિ. રાજ્યપ્રસંગના વિચાર કરવાના હોય તે, તે તે સંસ્થાનના મુખ્ય કારભારી સાથે જ કરતા. કારભારીઓ પોતાના સંસ્થાનની વાત મૂકી કોઈ બીજા સંસ્થાનની કોઈ પ્રકારની પણ વાત કરવા જાય તો તેઓને તુરત વારતા. અને સ્પષ્ટ કહેતા કે,–'જી, આપકા સંસ્થાનકી જ બાત કરના, દુસરાકી બાત પૂછે બિના બોલના, એ અચ્છા ગૃહસ્થકા કામ નહિ.' એકવાર વાત કંઈ કરી હોય અને બીજી વાર તેમાં કંઈ અન્તર પડે તો તુરત તે પકડી કહેતા કે, ફરીથી એમ થશે તો આપના બોલવા ઉપર વિશ્વાસ નહિ રહે અને તેથી તમને અને સંસ્થાનને હાનિ થશે.

ક. કીટિંજના પ્રતાપની અને આડંબરની અનેક ખોટી સાચી વાતો જૂનાગઢ પહોંચી હતી. તેથી રાજવર્ગ સર્વે ભય પામ્યો હતો. એ સિંહ જેવા સાહબ પાસે કોને મોકલવો એ વિષે અનેક ઘડભાંગ અને વિચાર કરી અન્તે રા. રા. અનન્તજીભાઇને મોકલવા

રાજભારીઓએ ઠરાવ્યું. રા. રા. અનન્તજીભાઈ રાજકોટ આવ્યા. ક. કીટિંજને મળ્યા. બંનેનો સ્વભાવ એકબીજાથી વિપરીત. પ્રથમના મીલનની વાતોમાં જ રા. રા. અનન્તજીભાઇને બહુવાર ક. કીટિંજે વારવા પડ્યા. રા. રા. અનન્તજીમાં જે ગુણ ગણાતા, તે સ્થિત્યન્તર થતાં, દોષરૂપ થઈ પડ્યા. રા. રા. અનન્તજીભાઇની છેલી મુલાકાતમાં ક. કીટિંજે સૂચવ્યું કે ફરી પ્રસંગ આવે ત્યારે જે કાર્યભારી હોય તેણે જ અત્ર આવવું.

### रा. रा. गोकुलजीभाइ अने क. कीटिंज.

બીજા પ્રસંગે રા. રા. ગોકુલજીભાઇને મોકલવાની અગત્ય પડી. રા. રા. ગોકુલજીભાઈનામાં જૂનાકારભારીના સંસ્કારનો ક. કીટિંજને પ્રતિકૂલ પડે એવો લેશ પણ ન હતો, એટલું જ નહિ પણ વિદ્યાથી તેઓનામાં ગુણો આવી સ્વભાવરૂપ થયા હતા. પરંતુ જે ગુણ ત્યાં સુધી અનુપયોગી પ્રતીત થતા હતા, તે સર્વે એ પ્રસંગે અત્યુપયોગી થઇ વિરાજ્યા. પ્રથમ દર્શનમાં જ કર્નલ કીટિંજનું મન પ્રસન્ન થયું. રા. રા. ગોકુલજીભાઈ ફારશી જુબાન અચ્છી તરેહ જાણતા હતા, તેથી હિંદુસ્થાની છટાથી બોલી શકતા. ક. કીટિંજ સાથે હિંદુસ્થાનીમાં ક્ષોભ પામ્યા વિના મહા પ્રતાપ સાથે પણ નમ્રતાપૂર્વક વાર્તા ચાલી. રા. રા. ગોકુલજીભાઇની રાજ્યસબન્ધના વિષયોમાં કુશલતા, તેઓની સપ્રમાણ સંવાદ કરવાની રીતિ, તેઓના દૃઢ ઉચ્ચ વિચાર, મિતા અને સારવચનરૂપા વાગ્મિતા, એ આદિ જોઇ જાણી ક. કીટિંજને આશ્ચર્ય લાગ્યું અને બહુ પ્રસન્ન થયા. ક. કીટિંજે તે પૂર્વે જે જે કાર્યભારીઓ સાથે વાતો કરેલી તેઓ પૂર્વસંસ્કારાનુસાર વાર્તા કરતા. ક. કીટિંજને તે ઉપર પ્રથમથી જ અભાવ હતો. રા. રા. ગોકુલજીનામાં ક. કીટિંજને અનુકૂલ-અપૂર્વતા પ્રતીતા થઈ, તેથી બહુ આકર્ષાયા; અને રા. રા. ગોકુલજીભાઇના અધિક સમાગમની બહુ ઉત્કણ્ઠા ઉદ્ભવી. પછી તેઓના વિષેનો વૃત્તાન્ત જાણવા પૃચ્છા કરી, તેમાંથી પણ મમતા વધવાનું કારણ મળ્યું. એ પ્રકારે રા. રા. ગોકુલજીભાઈના ગુણો અને પૂર્વ વૃત્તાન્તથી ક. કીટિંજનું મન બહુ રંજિત થયું. કોઇ મહોટા રાજ્યકાર્યવિષયે અભિપ્રાય કરવો હોય, પોતાના કામકાર્યના ગુણદોષ જાણવા હોય, કંઈ નવી રાજ્ય-

નીતિરીતિ સ્થાપવી હોય, કોઇના વિષયે મત બાંધવું હોય, એવા અનેક પ્રસંગમાં ક. કીટિંજ રા. રા. ગોકુલજીભાઈનું મત પૂછવા લાગ્યા. તેમાં રા. રા. ગોકુલજીભાઈનાં રાગદ્વેષરહિતા બુદ્ધિ, સ્વતંત્રતા, ઉચ્ચ વિચાર આદિ અનુભવતાં ક. કીટિંજની અભિરુચિ રા. રા. ગોકુલજી પ્રતિ વધી અને પરસ્પર પૂર્ણ વિશ્વાસ અને સ્નેહમમતા એ રીતિએ બંધાયાં, તે અન્તે એટલે સુધી વધી ગયાં કે જ્યારે રા. રા. ગોકુલજીભાઈ રાજકોટમાં હોય ત્યારે ક. કીટિંજ પોતાના અવકાશના સમયમાં તેઓની સાથે સમાગમ રાખવા ઇચ્છતા. સાંજરે ફરવા જાય ત્યારે પોતાની ઘોડાગાડીમાં રા. રા. ગોકુલજીભાઇને સાથે લઈ અનેક વિષયો ઉપર વાગ્વિનોદ કરતા.

કર્નલ કીટિંજ સુરાષ્ટ્રમાં આવ્યા ત્યારે ભાવનગર થઇને આવ્યા હતા. નાગરજ્ઞાતિ સંબન્ધમાં કોઈ ઇંગ્રેજે તેઓને ખોટો અભિપ્રાય કરાવ્યો હતો. નાગરો બુદ્ધિમાન્, સુશિક્ષિત, રાજ્યભક્ત અને સ્વતંત્ર હોવાથી, જેઓ મન્દબુદ્ધિ, નિર્બલ, સ્વાર્થી, અને અભિમાની હોય છે તેઓને નાગરો પ્રતિ અભાવ રહે છે. તેવાઓ નાગરના વિરુદ્ધ વિચારો પ્રસરાવે છે. જેઓ બુદ્ધિમાન્, સબલ, ગુણજ્ઞ, અને ઉદાર હોય છે, તેઓ ગુણવાનોના રાગી હોય છે. અને તેઓ સહ સમભાવ તથા આદરભાવ રાખે છે. ક. કીટિંજ ભાવનગરમાં જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેણે નાગરો બહુ દીઠા. પછી ઇંગ્લિષ નિશાલમાં પરીક્ષા લેવા ગયા. ત્યાં પણ પ્રથમવર્ગમાં આદિથી તે અન્ત સુધી, માત્ર વચ્ચેના એક બે વિદ્યાર્થીઓ વિના, નાગરના પુત્રો દીઠા. તેથી તેને બહુ આશ્ચર્ય લાગ્યું, અને મનમાં નખાયલો દ્વેષી વિચાર જણાઈ આવે એવો ઉદ્ગાર આવ્યો તે બોલી બેઠા. તેનું ઉત્તર એક નાગરપુત્રે સમયોચિત પણ સ્વતંત્રતાદર્શક એવું આપ્યું કે તેથી પ્રસન્ન થયા વિના રહેવાય જ નહિ. પણ તેથી નાગરોના ઉપર પોતાની કઠોરદૃષ્ટિ હતી તેમાં તે વેલા કંઇ ન્યૂનતા થઇ નહિ. પરંતુ રા. રા. ગોકુલજીભાઇ, રા. રા. ગૌરીશંકરજી અને રા. રા. દુર્લભજી આદિનો વિશેષ સમાગમ થયો ત્યારે તેઓને સ્વાનુભવથી લાગ્યું કે સુરાષ્ટ્રપ્રાન્તમાં બુદ્ધિમન્ત, વિદ્યાવન્ત, રાજ્યકાર્યસમર્થ અને બહુપ્રકારે યોગ્યતાવાળા નાગરો જ છે.

રા. રા. ગોકુલજીભાઇનું અને ક. કીટિંજનું પાસુ બહુ ગોઠતું આવ્યું. અને ક. કીટિંજનો સ્નેહભાવ રા. રા. ગોકુલજીભાઇ

ઉપર બહુ છે એ વાર્તા અનાયાસે સહસા પ્રસિદ્ધ થઇ. એથી જૂનાગઢમાં રા. રા. ગોકુલજીભાઈનું માન અને અધિકારબલ વધે એ તો સ્વાભાવિક અને આવશ્યક સહભાવિ હતું.

રા. રા. ગોકુલજીભાઈનો એ રીતિએ બહુ પ્રકારે અભ્યુદય થવા માંડ્યો અને લોકોમાં તે સુખી અને બહુ ભાગ્યશાળી ગણાવા લાગ્યા. પરંતુ સાંસારિક સુખસમૃદ્ધિ કોને પરિપૂર્ણ હોય છે? કંઈ નહિ તો કંઈ પણ વિઘ્નો તેમાં સદા મિશ્રિત હોય છે અને હોય છે જ. સંસારનું બાહ્યાન્તર સુખ તો કોઇને જ નથી. સંસારનું ઉત્તમોત્તમ સુખ એ કંઈ જ નથી પણ વાસ્તવ સુખનો આભાસ માત્ર છે.

प्रसन्नराघवમાં કહે છે કે:—

"मधुरविधुरमिश्राः सृष्टयो हा विधातुः॥"

(અરે! વિધાતાની સૃષ્ટિઓ–રચનાઓ–મધુર વિધુર (મીઠાઈ કડવાઈએ) મિશ્ર છે.) એ સત્ય છે. રા. રા. ગોકુલજીભાઈ એ સત્યતા જાણતા હતા. તેથી તેઓની પરમપ્રીતિ, નિર્વિઘ્ન અને સત્ય સુખદ વિદ્યાનન્દ અને જ્ઞાનાનન્દ પ્રતિ જ હતી. નિર્વાહના સાધનરૂપ સંસારનાં અવશ્ય કર્મ કરી પોતાનું લક્ષ સદા પરા વિદ્યાના જ્ઞાનથી પ્રાપ્ત થતા સુખ પ્રતિ જ રાખતા. સત્સમાગમ સારૂ પ્રખ્યાત જયકૃષ્ણ વ્યાસને જીર્ણદુર્ગ બોલાવ્યા હતા. પ્રાતઃકાલે माण्डूक्योपनिषद्‌નું શ્રવણ અને રાત્રિએ વેદાન્તના પ્રકરણ ગ્રંથો વાચવાનું ચાલતું હતું.

એ જ સંવત્ ૧૯૧૯ ના વર્ષના શ્રાવણ વદિ ૭ મી ને દિને રા. રા. ગોકુલજીભાઇના પરમમિત્ર રાજશ્રીયુત પણ્ડાજી દૌલતરામે દેહ છોડ્યો. તેથી પક્ષ તુટો હોય એમ થઈ, રા. રા. ગોકુલજીને ભારે સ્નેહધક્કો લાગ્યો. એવા સદ્‌ગુણી સ્નેહીના વિયોગથી કોને અનુકૂલન્ય ન થાય? રા. રા. ગોકુલજીભાઇનો સ્નેહિવર્ગ અને રા. રા. ગોકુલજીપણ તેઓનો સ્નેહ ગાઢ–ઉંડો–અને બલવાન્ ભાઇની પછી તેઓના પછી પણ જ્યારે પ્રસંગોપાત્ત એ પણ્ડાજીને શોક મ્હોટા પતા વધતલો ત્યારે સશોક પ્રેમપૂર્વક તેઓની વિસ્તીર્ણ ન હતો સન્તાપ ગુણો અનેગાનુવાદ કરતાં કોઈ કોઈ સમયે ગદ્‌ગદ હતો. કેટલાંક વર્ષ મ્હોટા પુરુષો સાથે જ અમે સ્નેહ બાંધિયે વીત્યા ગુણદોષ બોલતા.

એ જ વર્ષમાં રા. રા. નૃસિંહપ્રસાદજી બ્રિટિષ રાજ્યની નોકરી છોડી જૂનાગઢ સંસ્થાનમાં એક મન્ત્રદરૂપે રહ્યા. રાજપ્રકરણમાં રા. રા. ગોકુલજીભાઈને તેઓનું બહુ પ્રકારે સાહાય્ય મળતું થયું તે આગળ જોવામાં આવશે.

સંવત્ ૧૯૨૦ ના વર્ષમાં ક. કીર્ટિંજની સૂચનાથી જૂનાગઢ સંસ્થાનમાં નવી રીતિપ્રમાણે ન્યાયવ્યવસ્થા-'ફોજદારી તથા દીવાની કામ'-ચલાવવાનો આરંભ થયો. વેરાવલ બંદરે ડકો અથવા નાવાધાર બાંધવાનું કાર્ય પણ એ જ વર્ષમાં આરંભાયું.

ક. કીર્ટિંજ વૃદ્ધિ પામતા દેશોની અનેકવાતો રા. રા. ગોકુલજીને કહેતા અને તેવાં સારાં કાર્ય જૂનાગઢ સંસ્થાનમાં કરાવવા સૂચના કરી તેથી થતા લાભ સમજાવતા. રા. રા. ગોકુલજીભાઈએ પોતાની સ્થિતિના યથાર્થ રૂપની, તથા રાજા અને રાજભારીના મનમાં ભાવ થયા વિના, એવાં કાર્ય માત્ર કાર્યભારીથી થવાં દુર્લભ છે, એ વાતની સમજણ ક. કીર્ટિંજને બરાબર પાડી હતી.

### क. कीर्टिंजना केटलाक विचारो.

ક. કીર્ટિંજને પણ તે યથાર્થ લાગ્યું હતું. અને પ્રસંગોપાત્ત તેને અનુસરી રાજ્યોમાં સુધારા કરાવતા. ક. કીર્ટિંજે એક વાર એવી સૂચના કરી કે, કોઈ સારા ઇંગ્લિષ ભણેલાને રાજ્યમાં રાખવો જોઇયે, તેથી બહુ લાભ થશે. સરકારમાં ગુજરાતી લખાણ જાય છે તે કરતાં ઇંગ્લિષ લેખ જાય તો અધિકારીઓના સમજવામાં યથાર્થ આવે, અને તેથી થતા સર્વ લાભ મળે. ઇત્યાદિ કહેતાં એ સૂચના રા. રા. ગોકુલજીભાઈને બહુ ગમી. રા. રા. પ્રાણલાલજી સાથે તેઓને પ્રથમથી જ પરિચય હતો, તેથી તેઓને રાખી લેવા અનુમત માગ્યું. ક. કીર્ટિંજના એ સંબન્ધમાં વિચાર કંઈક વિલક્ષણ હતા. તેઓ માનતા કે શાલાઓ સાથે સંબન્ધ રાખનારા ગૃહસ્થોથી રાજ્યપ્રકરણીય કાર્ય થાય જ નહિ. એટલે તેણે રા. રા. પ્રાણલાલજીને રાખવામાં અનુમત ન આપ્યું. કેટલાક માસ ગયા પછી ડેપ્યુટી પો. એજન્ટ રા. રા. મુકુન્દરાય મણિરાયની સૂચનાથી 'કરણઘેલા' ના રચનાર રા. નન્દશંકર તુલજાશંકરને, યોગ્ય ગણી તેઓને રાખવામાં સમ્મતિ માગી. તેઓ પણ તે વેલા સુરતની ઇંગ્લિષ શાલામાં શિક્ષક હતા, તેથી

ક. કીટિંજે તેને પણ માન્ય ન કર્યા. એટલે એ વાર્તા તે વેલા પડી ગઈ. વળી ક. કીટિંજે મુંબઈમાં એક પ્રતિનિધિ રાખવાને પણ સૂચના કરી, એટલે રા. રા. પ્રાણલાલજીની પ્રેરણાથી તેઓના બાંધવ રા. રા. ધીરજલાલ મથુરાદાસ જેઓ સદર અદાલતના વકીલ હતા તેની યોજના કરી.

તે કાલે સમયપાલનનો અભ્યાસ સુરાષ્ટ્ર દેશમાં બહુ ન હતો. ક. કીટિંજે પોતાના વારામાં લોકોને સમયપાલક થવાની અગત્ય પાડી: રા. રા. ગોકુલજીભાઇને એ બહુ અનુકૂલ હતું. તેઓ વિદ્યાવ્યાસી હતા તેથી નકામો કાલ ગાલવો એ તેઓને ગમતું નહિ. ક. કીટિંજ પોતાના સંબન્ધમાં આવતા મનુષ્યોને અમુક સમયે આવવા કહેતા. એક સમયે એક મ્હોટો અધિકારી વહેલો આવ્યો. તેને ક. કીટિંજે જાણી જોઈ બહિર્ બેસારી રાખ્યો. બરાબર સમયે અંદર બોલાવી કાર્ય કરી રહ્યા પછી કહ્યું કે,– 'જેમ મોડા આવ્યામાં સમયપાલકતા નથી, તેમ વહેલા આવ્યામાં પણ સમયપાલકતા નથી. બરાબર સમય ઉપર આવવું તેનું નામજ 'વેલાસર' આવવું અથવા 'સમયપાલન' કહેવાય.'

રા. રા. ગોકુલજીભાઈ તથા રા. રા નૃસિંહભાઈ એ વર્ષથી સહકારી થયાથી પરસ્પર સ્નેહમમતામાં વૃદ્ધિ થઈ તેઓનો વિશેષ સહવાસ રહેવા માંડ્યો. જવા આવવામાં અને રાજ્યસંબન્ધી સર્વ કર્મમાં રા. રા. નૃસિંહભાઈ તેના સહાય થયા. સંક્ષેપમાં એ બે ગૃહસ્થો વચ્ચે સિદ્ધ સાધક જેવો નિકટ સંબન્ધ બંધાયો.

*રા. રા. ગોકુલજીભાઈનાં માતૃશ્રીની સદ્ગતિ.*

રા. રા. ગોકુલજીભાઈનાં પૂજ્યા માતૃશ્રી અખણ્ડસૌભાગ્યવતી સદાકુમારી એ જ વર્ષમાં પરલોક પામ્યાં. સુપુત્રનો પૂર્ણ ઉદય જોઇ, આશાનુરૂપ ફલ પામી, પોતાનો વિસ્તાર મૂકી, સફલ થયાં તેથી તેઓ તો ભાગ્યશાલિની ગણાયાં. તેઓની તો સદ્ગતિ થઈ પરં તુ સુપુત્રને ઇષ્ટાદિવિયોગનિમિત્ત માનસસન્તાપરૂપ બહુ શોક થાય એ સ્વાભાવિક છે.

માતાનો કેવો અપ્રતિમ પ્રેમ છે! પુત્રપરિવારને મૂકીને મરવું ઇચ્છે, અને તેમ થયે પોતે પોતાને ભાગ્યશાલિની માને અને લોકમાં સુભગા ગણાય. 'જીવથી-જીવતરથી પણ વિશેષ વાહું'

એ વાક્ય છે તે માતાપિતા અને પ્રજાના સંબન્ધમાં સાર્થક થાય છે, એ બહુ પ્રકારે સ્પષ્ટ જણાય છે.

શાસ્ત્રોમાં ભૂતાર્થવાદ લખે છે કેઃ—

"उपाध्यायाद्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितुर्माता गौरवेणातिरिच्यते ॥ मनु०
नास्ति मातृसमं दैवं नास्ति पितृसमो गुरुः ।
तयोः प्रत्युपकारोऽपि न कथंचन विद्यते ॥"

कौर्मे उपविभागे अ. ११.

એ યથાર્થ છે.

અહાહા! માતાનું કરવું જગત્‌માં કોણ કરી શકે એમ છે? 'માની ગાળ તે ઘીની નાલ' એમ કથન છે એ સત્ય છે. માતાના રોષ સાથે પણ અન્યજ સંતોષ તુલના નથી કરી શકતો. માતાના અસંખ્યેય ઉપકાર વાળવા કોણ સમર્થ છે? માતાના પવિત્ર પ્રેમ પાસે સર્વ અન્ય પ્રેમનો અવધિ છે. પ્રજા પ્રતિ માતાનો ઉમળકો, માતાનો ઉમંગ, અને માતાના ઉપકાર એ કંઈ અનુપમજ છે. એક કવિ કવે છે કેઃ—

"सुधामधुविधुज्योतिर्मृद्वीकाशर्करादितः ।
वेधसा सारमुद्धित्य जनितं जननीमनः ॥"

એ યથાર્થ છે–'અમૃત, મધ, ચંદ્રમાનું તેજ, દ્રાક્ષા અને સાકર આદિમાંથી સાર સાર લઈને વિધાતાએ માતાનું મન ઉપજાવ્યું છે.'

"जननी जन्मभूमिश्च जाह्नवी च जनार्दनः ।
जनकः पंचमश्चैव जकारा पञ्च दुर्लभाः ॥"

'આ જગત્‌માં પાંચ જકાર દુર્લભ છે. ૧ જનની (માતાજી), ૨ જન્મભૂમિ ૩ જાહ્નવી (ગંગાજી) અને ૪ જનાર્દન (પરમેશ્વર) અને ૫ જનક (પિતા).' એ નિર્વિવાદ છે. કેટલાંક કારણથી પૂજ્યા માતાજીની સેવા તથા માતાજીને સંતોષ યથેચ્છ થઈ શકયાં ન હોતાં એવું રા. રા. ગોકુળજીભાઈ માનતા હતા, તેથી માતાજી વહેલાં સદ્‌ગત થયાં એમ માની, પોતાને દુર્ભાગી સમજી, પ્રસંગે તેઓ બહુ અસંતોષ દેખાડતા. કુટુંબસંતોષ, વ્રત, યાત્રા, પુણ્યદાનાદિ કરાવી, માતાજીના મનોરથ પૂરા કરી પૂર્ણસંતુષ્ટ કરવાં એવો તે

ઓનો અભિલાષ હતો. તે સંબન્ધમાં માતૃશ્રીના એ વર્ષમાં મરણને લીધે 'મનકી મનમેં રહી' એમ થઈ ગયું. પરંતુ તેઓની ઉત્તરક્રિયામાં યથાવિધિ કર્મ અને બ્રહ્મભોજનાદિ કરી તેઓના સંપૂર્ણ શ્રેયઃ સારૂ ઈશ્વરને પ્રાર્થતા. અજ્ઞાતાર્થજ્ઞાપક શાસ્ત્રની જે જે આજ્ઞાઓ તેઓના જાણવામાં આવેલી તે પ્રમાણે વર્ત્તી, માતાજીનો સ્વર્ગે વાસ રહી અનુક્રમે મોક્ષ થાય એમ ઇચ્છતા અને તે માર્ગે પ્રયત્ન કરતા; અને તે જ કારણથી સિદ્ધપુરમાં માતૃગયા ગણાય છે ત્યાં જઈ બહુ શ્રદ્ધાથી શ્રાદ્ધાદિ કરી આવ્યા હતા.

પરમપૂજ્ય માતાપિતા આદિની ઉત્તરક્રિયા સંબન્ધમાં આપણા ભરતખણ્ડમાં બહુ પ્રશંસનીય વિચાર પ્રચલિત છે. એ ઉત્તરક્રિયાઓ કૃતજ્ઞતાની ઉત્તમ દર્શિકાઓ છે. અસંખ્યેય ઉપકારોએ આભારી કરી ગયેલા સ્નેહિસંબન્ધીઓનું વારંવાર સ્મરણ થવું એ કૃતજ્ઞલોકોનો સ્વભાવ છે. તેવા સ્મરણાર્થે દેશદેશમાં અનેક પ્રકારના સંપ્રદાય હોય છે. તેમાં શ્રાદ્ધનો સંપ્રદાય બુદ્ધિમાનોને શ્રેષ્ઠ પ્રતીત થાય છે. શ્રાદ્ધને એક મુખ્ય કર્તવ્ય ગણી તે સંપ્રદાય સંબન્ધે આપણાં ગૃહ્યસૂત્રોમાં અને સ્મૃતિ ઇતિહાસ-પુરાણાદિમાં બહુ વિસ્તૃત સલ્લેખ છે. તેને ધર્માંગ ગણી તેની પ્રશંસા કરી છે. गोभिलगृह्यसूत्रमां વદે છે કે:–'જ્યાં શ્રદ્ધાએ કરી જે દેવાય તે જ કર્મ શ્રાદ્ધશબ્દ નામે છે.'

"यत्रैतच्छ्रद्धया दीयते तदेव कर्म श्राद्धशब्दाभिधेयम्।"

"प्रेतं पितॄंश्च निर्दिश्य भोज्यं यत्प्रियमात्मनः।
श्रद्धया दीयते यत्र तच्छ्राद्धं परिकीर्त्तितम्॥"

'મૃત માતાપિતાને નિર્દેશીને યોગ્ય બ્રાહ્મણોને તથા સ્નેહિસંબન્ધીઓને શ્રદ્ધાસહિત આત્માને પ્રિય એવું જે ભોજન દેવાય એ શ્રાદ્ધ છે.' સુપુત્રનાં લક્ષણસંબન્ધમાં એક શ્લોક ધર્મનિષ્ઠ ગોકુલજીભાઈ વદતા કે:—

"जीवतो वाक्यकरणात् मृताहे भूरिभोजनात्।
गयायां पिण्डदानेन त्रिभिः पुत्रस्य पुत्रता॥"

'માતાપિતા જીવતાં હોય ત્યારે તેઓનાં વાક્ય (આજ્ઞાનુસાર કાર્ય) કરવાથી, તેઓના મરણ દિવસોએ શ્રાદ્ધાદિમાં યોગ્ય બહુ બ્રાહ્મણાદિઓને ભોજન કરાવ્યાથી, અને શ્રીગયાજીમાં શ્રાદ્ધાદિ પિણ્ડદાને કરી, એ ત્રિણેકરી સુપુત્રની સુપ્રતા છે.'

એમ આ દેશના વિચારો તો છે જ, પરંતુ એનો ઉત્તમ આશય જે વિદેશીય વિચારકો સમજે છે તેઓ પણ તેની સ્તુતિ ગાય છે. ભટ્ટ મોક્ષમૂલર ભણે છે કે —

'Such charitable gifts flowed most naturally and abundantly at the time of a man's death or whenever his memory was revived by happy or unhappy events in a family

"Its more important character was charity bestowed in memory of others . The motive was excellent It was simply a wish to benefit others, arising from the conviction felt more strongly in the presence of death than at any other time that as we can carry nothing out of this world we ought to do as much good as possible in the world with our worldly goods .

They (Srâddhas) alone seem still to impart to their life on earth a deeper significance and a higher prospect I could go a step further and express my belief, that the absence of such services for the dead and of ancestral commemorations is a real loss in our own religion

"Almost every religion recognises them as tokens of a loving memory offered to a father to a mother or even to a child and though in many countries they may have proved a source of superstition there runs through them a deep well of living human faith that ought never to be allowed to perish ' Max Muller's *India What can it Teach Us?*

pp 235.236 242

### रा रा गोकुलजीनी पुत्रीओना विवाह

એ જ સં. ૧૯૨૦ ના વર્ષમાં પોતાની બે પુત્રીઓ મંગલકુમારી અને સૂર્યકુમારીનાં લગ્ન રા. રા. ગોકુલજીભાઇએ કર્યાં. જૂનાગઢમા નાગરજ્ઞાતિની સખ્યા બહોળી છે. ત્યાં વિવાહમાં જે અગ્રણી હોય તેને ત્યાં, જ્ઞાતિભોજન થાય છે. બીજાને ત્યાંનાં લગ્ન તે મુખ્ય ગૃહસ્થના અન્તર્માં થાય છે. એ વર્ષના વિવાહમાં, કારભારી હોવાથી, રા. રા. ગોકુળજીભાઈ, અગ્રણી થયા, અને ઉદાર મનથી વ્યય કરી જ્ઞાતિને સતુષ્ટ કરી. 'કુલદીપક પુત્ર થયા અને પૂર્વજનું નામ તાર્યું' એ આદિ લોકો વદવા લાગ્યા.

વિશનું વર્ષ એ રીતે એ સુખદુઃખની અને લાભહાનિની આવૃત્તિઓમાં વીત્યું.

મહારાજાધિરાજ ભર્તૃહરિ वैराग्यशतकમાં વદે છે કેઃ—

"क्वचिद्वीणावाद्यं क्वचिदपि च हाहेति रुदितम्
क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहः ।
क्वचिद्रामा रम्याः क्वचिदपि गलत्कुष्ठवपुषो
न जाने संसारः किममृतमयः किं विषमयः ॥ १२ ॥"

'(આ અસાર સંસારમાં) કહિં વીણાનું વાદ્ય (ગાન તાન) છે, કહિં હાહા એમ રુદિત (હાય હાય એમ રડવું કુટવું) છે; કહિં વિદ્વાનોની ગોષ્ઠી-સારી વાતો-છે, કહિં સુરામત્તકલહ-દારૂ પીને મત્ત થયેલા જીવોની મારગાલ-છે; કહિં રમ્યા રામા-મનોહર સ્ત્રીઓ-છે, અને કહિં (સ્ત્રી) ગલત્ કુષ્ઠવપુષ-ગલતકોઢશરીરવાળી છે. (ઇત્યાદિ સુખદુઃખની વિપરીત દશાઓ જોઈ આશ્ચર્ય પામી) હું નથી જાણતો કે સંસાર અમૃતમય છે કે વિષમય છે.'

એ સિદ્ધ અર્થ છે.

रा. रा. गोकुलजीना वेतनमां वृद्धि. राजकोटमां मीलाप.

સંવત્ ૧૯૨૧ ના વર્ષમાં રા. રા. ગોકુળજીભાઈનું વર્ષાશન વધી કોરી ૧૭૦૦૦ નું થયું. તેઓનું માન અને અધિકારબલ દિનદિન વધવા માડયું. ક. કીટિંજના તો તેઓ અગ્રકર ગણાવા લાગ્યા.

રા. રા. ગોકુળજી આખા સુરાષ્ટ્રપ્રાંતમાંનાં પ્રથમ વર્ગનાં સંસ્થાનોમાંના પણ આદિસંસ્થાનના મુખ્ય પ્રધાન, તથા સર્વોપરિ રાજ્યના અધિકારી અને વળી સમર્થ ક. કીટિંજના માનીતા, વિદ્વાન્, સત્યવાદી, ન્યાયાચારી, પ્રામાણિક, વિનયી, સુશીલ, નિરભિમાની, અદીન, માનદ, પ્રતાપી, અને પ્રસન્નપ્રકૃતિમાન્, એટલે તેઓના પ્રતિ આદરસત્કારપૂર્વક સર્વનાં મન આકર્ષાય એ સ્વાભાવિક હતું.

ક. કીટિંજ દેશીય ગૃહસ્થોના વિનોદસારૂ મેળા કરતા. યૂરોપીયો અને દેશીયોમાં પરસ્પર સ્નેહ મમતા વધવાસારૂ તેવાં કર્તવ્યોમાં ઉત્તેજન આપતા. અને અનેક વાગ્વિનોદ અને ઉપયોગિની ચર્ચાઓ ચલાવવાનું શીખવતા.

તે સમયે રાજકોટમાં સારા ગૃહસ્થોનું મંડલ એકઠું થતું હતું. રા. રા. ગૌરીશંકર, ગોકુલજીભાઇ, નૃસિંહભાઈ, દુર્લભજી, બાપુભાઇ દયાશંકર, મુકુન્દરાય મણિરાય, ગિરિધરલાલ ઉલટરામ, જયાશંકર, મણિશંકર જટાશંકર કિકાણી,આદિ ગૃહસ્થો ભેળા થઇ અનેક ઉપયોગી વિષયો ઉપર વિચાર કરતા. તેમાં રા. રા. કૃષ્ણાજી લક્ષ્મણ, જામનગરના ભગવાનજી કામદાર, પોરબંદરના કબાગાંધી અને કેટલાક બીજા ગૃહસ્થો પણ સામીલ રહેતા. સત્યતા અને બુદ્ધિમત્તા હોય તો નિર્ભયતા, સ્વતંત્રતા અને મહત્તા આવે છે અને મળે છે, એ વાર્ત્તાનો પ્રથમ અનુભવ ત્યાં થવા માડ્યો. કેટલાક અસહ્ય યુરોપીય અધિકારીના નામથી સર્વે ત્રાસતા હતા, તેથી પરસ્પરમાં અન્તર વધતું હતું ત્યાં અબે સારા દેશીય ગૃહસ્થોનું માન વધવા માડ્યું. યુરોપીય અને દેશીય વચ્ચેના વર્ણભેદથી જે અન્તર રહેતું તે ઘસાઈ જવા માડ્યું; અને ગુણ પ્રમાણે ઉચ્ચ નીચ ગણાઇ યુરોપીયની અને દેશીયની સમાનતા જણાવા લાગી. કેટલાક યુરોપીયને પોતાવિષે ઉપરિનું સારૂં મત થવા સારા દેશીયોની સહાયતા લેવા અગતિ પડવા માડી.

### रा. रा. गोकुलजीभाइ अने कॅ. रिग्बिनो प्रसंग.

વડોદરા સંસ્થાન અને જૂનાગઢ સંસ્થાન વચ્ચે ગિરનાં અને બીજા કેટલાંક ગામના સ્વામિત્વવિષે વિવાદ ચાલતો હતો. તેનો નિર્ણય કરવા કૅપ્ટન્ રિગ્બિ નામે એક અંગ્રેજને સરકારે અધિકારી નીમ્યો હતો. માણકવાડામાં તે કામ ચલાવતા હતા. ક. કીટિંજે કૅ. રિગ્બિને ગૃહસ્થ ધારી, એક વેલા રા. રા. ગોકુલજીભાઇને એમ સૂચના કરી કે,–અવકાશ મળે એકવાર માણકવાડે જઇ કૅપ્ટન્ રિગ્બિને મળવું, અને તેને કાર્યની યથાર્થ સમજણ આપવી; જેથી તેને એ વિષયનું જ્ઞાન થાય અને પછી નિર્ણય કરતાં બાધ ન આવે. રા. રા. ગોકુલજીભાઈ તેપ્રમાણે કરવા માણકવાડે ગયા. કૅ. રિગ્બિનો સહવાસ સામાન્ય મનુષ્યો સાથે હતો. પોતે બહુ મિથ્યાભિમાની અને પ્રમાદી હતા. સારા દેશીય ગૃહસ્થો સાથે મળવાનો, અને તેઓ કેવા હોય છે તે જાણવાનો, પ્રસંગ જ તેને ન હતો આવ્યો જણાતો. સહુને એક અસ્ત્રે મુંડવાની તેનામાં રીતિ પડી હતી. રા. રા. ગોકુલજીભાઇએ ત્યાં જઇ, મલવાસારૂ તેઓનો અનુકૂલ અવકાશ પ્રથમ પૂછાવ્યો. તેનું ઉત્તર પણ તેણે

ઉપહાસ કરી આપ્યું. આપેલા સમયે ગોકુલજીભાઈ ગયા, તો સાહબ સજ્જ ન થયેલા. રા. રા. ગોકુલજીભાઈને બે ત્રણ ઘડી બેસારી રાખ્યા, પછી મળ્યા. કાર્યચર્ચા ચાલી તેમાં પોતે કઈ સમજે નહિ અને કહે તે ઉપર ધ્યાન પણ ન આપે. પ્રશ્ન તો પૂછે જ શાનો. ગર્વથી બોલે અને અનાદર બતાવે. થોડીવાર થઈ એટલે કૅપ્ટન રિગ્બિએ કહ્યું કે,–'હાલ મને અવકાશ નથી, ફરી આવજો.'

રા. રા. ગોકુલજીભાઇએ એવું અપમાન અને અસભ્ય આચરણ પૂર્વે જોયું ન હતું. ક. કીટિંજ જેવા સ્થાનિક સર્વોપરિને ત્યાં તેઓએ સત્કાર અને આદર દીઠેલા, તેથી અહિયાંની અનાર્યતા તેને બહુ વિષમા લાગી. તેઓ માણુકવાડા છોડી તુરત ચાલતા થયા. અને જે બન્યું તે યથાર્થ ક. કીટિંજને જાણ કર્યું. પોતાના પ્રેરેલા ગોકુલજીભાઈ જેવા ગૃહસ્થને તે કૅ. રિગ્બિએ એવી અયોગ્યકૃતિ અને અવિનય દેખાડ્યો જાણી ક. કીટિંજને બહુ માઠું લાગ્યું. કૅ. રિગ્બિ ઉપર ક્રોધ આણી પત્રિકા લખી બહુ જ ઠપકો આપ્યો અને રા. રા. ગોકુલજીભાઈ પાસે કૃત અપરાધની ક્ષમા માગવાની તેને અગતિ પાડી.

કેટલાક માસ પછી કૅ. રિગ્બિને તે કાર્યસ્થાનથી દૂર કરાવી તે કાર્ય કર્નલ લેસ્ટર જેવા સુશીલ ગૃહસ્થને અપાવ્યું.

ખુ. નવ્વાબસાહબની ઇચ્છા હતી કે, રાધનપુરવાળાં બીબી જેને પોતાનો પુત્ર ઠરાવવા ઇચ્છતાં તે ખોટું ગણી, લાડલીબૂના પુત્ર બાપુમિયાં સાહબને યુવરાજપદે બ્રિટિષ સરકાર માન્ય કરે. ખુ. નવ્વાબસાહબના અંગીકૃતોએ અત્યાગ્રહથી એ કામ સફલ કરવા રા. રા. ગોકુલજીભાઇને સૂચના કરી હતી, તેથી તેવિષેનો પ્રયાસ ચાલતો હતો. તેનું ફલ આ વર્ષમાં મળ્યું. બ્રિટિષ સરકારે ખુ. નવ્વાબસાહબની ઇચ્છાનુસાર ઠરાવ કર્યો. એ કાર્યસિદ્ધિથી ગોકુલજીભાઈ ઉપર ખુ. નવ્વાબસાહબનો અને તેઓના વજીર બહાવદ્દીનભાઈ જે યુવરાજ બાપુમિયાંના મામા થાય તેનો ભાવ બહુ વધ્યો.

સંવત્ ૧૯૨૨ ના કાર્તિકમાં કર્નલ કીટિંજ માણુકવાડે આવ્યા. ખુ. નવ્વાબસાહબ પણ તેઓને મળવા સારૂ ત્યાં ગયા હતા. તે સમય સુધી દેશીય રાજ્યોમાં આવી રીતિ હતી કે ખુરશીઉપર રાજા બેસે, અને સામાન્ય પદવીનો બ્રિટિષ સરકારનો અધિકારી હોય

તે બેશી શકે, પણ રાજાના પોતાના મુખ્ય પ્રધાન જેવા અધિકારીને પણ પોતાના રાજ્યકર્ત્તા સમક્ષ ખુરશિયે બેસવા છૂટ નહિ. એ રીતિને અનુસરી ખુ. નવ્વાબસાહબનું અને ક. કીટિંજનું મળવું થયું. તે મીલનમાં ક. કીટિંજે ખુ. નવ્વાબસાહબને કહ્યું કે, તમારા મુખ્ય અધિકારીઓને બ્રિટિષ સરકાર જેવા સાર્વભૌમ રાજા માન આપી ખુરશી આપે છે, તો તેને તમારે તો અમારા દેખતાં અવશ્ય માન આપવું જોઇયે. માન આપવાથી રાજાની મહત્તા ઓછી થતી નથી પણ સામી વધે છે. રાજા છે એ માનનું મૂલ છે. માનનો ઝરો ત્યાંથી નીસરે છે, તેમાંથી બીજાને માન મળે તો જ તેને શોભા છે. એવા આશયનું કહેતાં ખુ. નવ્વાબસાહબે ઉત્તર આપ્યું કે,–'હું તો સર્વેને માન આપવા રાજી છું. યોગ્ય ગૃહસ્થોને સંમાન આપવું એ રાજ્યકર્ત્તાનો ધર્મ અને શોભા છે. અહુણાં જ 'ખુરશી આપવા હું ખુશી છું.'

કારભારીઓને પોતાના રાજાસમક્ષ ખુરશીઉપર બેસવાનો આરંભ અહિંથી થયો.

रा. रा. गोकुलजीमहात्माने अन्वर्थे सुज्ञपदनी उचितता.

સુરાષ્ટ્રરાજ્યના પ્રધાન રા. રા. ગોકુલજીભાઇએ અભ્યુદયનો હેતુ પ્રવૃત્તિલક્ષણ ધર્મ તેનું અનુષ્ઠાન કરીને તે દેશકાલમાં શક્ય એવા સર્વોપરિ अभ्युदये કરી તે સંપન્ન થયા. તેનો વિક્રમ સંવત્ ૧૯૨૨ પર્યન્તનો સંક્ષિપ્ત વૃતાન્ત અપાયો. અવે આ સન્ધિમાં નિઃશ્રેયસનો હેતુ નિવૃત્તિલક્ષણ ધર્મ તે સંબન્ધમાં અપિ તે મહાત્મા ગોકુલજી કેવા પરમપુરુષાર્થે કરી સંપન્ન હતા તેનું સંક્ષિપ્ત સમાલોચન અત્ર સમર્પાય છે.

મનુષ્યનાં અનેક પ્રકારનાં જીવન હોય છે. આન્તરજીવન, બાહ્યજીવન, ગૃહજીવન, રાજ્યજીવન, લોકજીવન, દેહસ્થજીવન, નામશેષજીવન, ઇત્યાદિ.

એ અન્તર્ બહિર્ આદિ જીવન, એઓ સ્વસંવેદ્ય, અન્તર્યામિવેદ્ય, કિંવા ઈશ્વરવેદ્ય છે. ગૃહજીવન સંબન્ધિવેદ્ય પણ છે. રાજ્યાદિજીવન લોકવેદ્ય પણ છે. દેહસ્થદશાનું જીવન વિદ્યમાન લોકોને ઉપકારક છે. નામશેષજીવન ભવિત્રી પ્રજાને ઉપકારક છે. મહાત્માઓનાં જીવનચરિતનો અપૂર્વ મહિમા છે. તેઓ દેહસ્થ—વિદ્યમાન—હોય છે ત્યાં સુધી તેઓનો પ્રભાવ દેશીય પરદેશીય બાહુ

લોક ઉપર પડે છે એટલું જ નહિ, પણ તેથી બહુગુણિત પ્રભાવ, તેઓના સ્થૂલ શરીરનો અભાવ થઈ તેઓ નામશેષ થયે ઉદ્ભવે છે. તેઓનાં નામ તથા ચરિતો, તેની સીમામાં આવતા બહુ લોકોને, ઉપકારિ અને કલ્યાણકારિ થાય છે. તેના આપ્તપ્રમાણાર્થ મહાભારતમાં પરમ કારુણિક વ્યાસ વદે છે તે વચનામૃત પુનઃ સ્મરાય છે કે,—

"महात्मनां च चरितं श्रोतव्यं नित्यमेव च।"

શ્રીમદ્ભાગવતમાં પુનઃ વદે છે કેઃ—

"एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा॥" ૩૫

दशमस्कन्ध-पूर्वार्ध अध्याय २२

'અહિં દેહીઓના જન્મનુ એટલુ જ સાફલ્ય છે કે જે, પ્રાણો, ધન, મન, વાણી એઓએ કરી દેહીઓ વિષે સદા શ્રેય જ આચરે.'

રા. રા. ગોકુળજીભાઇએ પરાવિદ્યા સંપાદિતા કરી હતી, એ આપણે જાણતા આવ્યા છિયે. તેઓને વિદ્યાનું વ્યસન જ થયું હતું તેથી સદ્વિદ્યાને તેઓ અખંડ સેવતા. નિરંતર દીર્ઘકાલના સત્કારપૂર્વક અભ્યાસથી તેમાં એટલો બહુ પ્રવેશ અને પ્રેમ થયો હતો કે, તેનો પ્રસંગ નીકળતા તેમાં તન્મય થઈ દીપતા. અધિકારીને પ્રમિતિનો જનક વેદ છે એમ વદાય છે એ સત્ય છે. સુજ્ઞ ગોકુળજીભાઇને વેદવેદાન્તના સમ્યક્જ્ઞાને જનિતા પ્રમિતિ યથાવત્ હતી. તેમાં અભ્યાસ એ જ બળવત્ કારણ ગણાય છે. તે અપિ તેઓને પૂર્ણ રહેતો. જે વિદ્યાનુરાગના લક્ષણને લીધે પ્રાચીન અર્વાચીન કાલમાં દેશપરદેશમાં વિદ્યાના ઉપાસકને વિદ્વાન્, પણ્ડિત, તત્ત્વજ્ઞાની, 'ફિલસુફ,' કે 'ફિલાસોફર'નું બહુ માનપ્રદ નામ અપાય છે તે વિદ્યાનુરાગ રા. રા. ગોકુળજીભાઈમાં પૂર્ણ હતો. તત્ત્વજ્ઞાનના તે એવા ભક્ત અને જ્ઞાતા હતા કે તેઓને तत्त्वज्ञानीનું કે સુજ્ઞનું વિશેષણ યોજવું એ યથાર્થ જણાયા વિના રહે જ નહિ. સર્વથી શ્રેષ્ઠ વિશેષ ગુણલક્ષણ એ જ એઓમાં હતું. આ લેખકની તે મહાત્મા પ્રતિ આસક્તિ અધિકાધિકા રહેવાનું મુખ્ય કારણ તેઓની એ સુજ્ઞતા હતી તે જ હતું. તે સુજ્ઞતા એવી તો વાસ્તવિકા હતી કે જેમ જેમ પરિચય અને સહવાસ વધતો ગયો, તેમ તેમ તેનું સાત્વિક સ્વરૂપ વિશેષ વિશેષ સુંદર લાગવા માંડ્યું.

એવા એક શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાપુરુષના વિચારો અને અનુભવો જિજ્ઞાસુ પુરુષોને બહુ ઉપયોગી થાય એ નિઃસંશય છે. તેઓએ સંપ્રદાયપૂર્વક સંપાદિત કરેલો જ્ઞાનસંગ્રહ અનુક્રમે પદ્ધતિપૂર્વક લખાયો હોત તો, તે બહુ ઉપયોગી થાત. યદ્યપિ તેમ તો બની શકયું નથી. તથાપિ તેઓએ પ્રસંગોપાત્ત સ્વપત્રોમાં કેટલાક શાસ્ત્રના સિદ્ધાન્તો સપ્રમાણ લખેલા છે. તે પત્રો જેઓના ઉપર લખેલાં તેઓમાંથી કેટલાક સદ્‌ગૃહસ્થોએ કૃપા કરી આ લેખકની પ્રાર્થનાથી તેને મોકલ્યા છે. તે અત્ર પ્રસિદ્ધ થશે. તેમાંનો ઉત્તમવિષય સમજવા સારૂ આપણા ધર્મશાસ્ત્રવિષયના અને તત્ત્વજ્ઞાનવિષયના થોડા સંસ્કારની પણ અપેક્ષા છે. કારણ કે,-સુજ્ઞ ગોકુલજીભાઇએ જે ગૃહસ્થો ઉપર તત્ત્વજ્ઞાનવિષયક પત્રો લખ્યાં છે, તે ગૃહસ્થોને તે જ્ઞાનના સંપૂર્ણ સંસ્કાર છે એમ માનીને લખ્યાં પ્રતીત થાય છે; એટલે કેટલાક અપેક્ષણીય વિચારો તેઓમાં પ્રકટ કર્યા નથી. તેવા કેટલાક વિચારો અને તેની મહત્તા અત્ર સંક્ષેપમાં ઉપોદ્ઘાતરૂપે આપવા, એ ઉપયોગી થશે એમ માની તેમ કરવા પ્રયત્ન કર્યો છે.

---

अभ्युदयनिःश्रेयससाधक विवेकी वर्णाश्रमीओए स्मरणीय श्लोकः—

यदिते ऽभ्युदये कामः श्रीरामचरितं पठ ।
सदाचारसदुच्चारविचाराणां महालयम् ॥ १ ॥
यदि निःश्रेयसे कामः शंकरोक्तिं समाश्रय ।
ब्रह्मात्मैकत्वविज्ञानां परमानन्ददायिनीम् ॥ २ ॥
उभयोर्गुरुवैद्याद्धि गृहीत्वोचितमौषधम् ।
संप्राप्य स्वास्थ्यसंसिद्धिं कृतकृत्यो भव प्रिय ॥ ३ ॥

'જો અભ્યુદયને વિષયે તારો 'કામ' નામ ઈચ્છા હોય તો, સારા આચાર (કૃતિ), સારા ઉચ્ચાર (વાણી), અને સારા વિચાર (અન્તઃકરણ), એઓનું મહાલય (રહેવાનું વિશાલ સ્થાન) એવું જે શ્રીરામનું ચરિત, તેને પઠ (અભ્યાસ કર)૧. જો 'નિઃશ્રેયસ' નામ પરમાર્થવિષયે (પણ) તારી ઇચ્છા હોય તો, બ્રહ્મ અને આત્માના એકત્વનું 'વિજ્ઞાન' નામ અનુભવયુક્ત શાસ્ત્રીય જ્ઞાન છે જેમાં એવી, તથા પરમાનન્દને આપનારી શંકરોક્તિ (શંકરની વાણી નો આશ્રય કર. ૨. (રામચરિત અને શંકરોક્તિ) એ ઉભયમાંથી અને ગુરુરૂપ વૈદ્યકનેથી (તે તે રોગને નિવૃત્ત કરવા યોગ્ય) ઉચિત (ઉપદેશરૂપ) ઔષધ લઈ, સ્વાસ્થ્ય (નીરોગતા--સ્વરૂપાવસ્થિતિ)રૂપ સંસિદ્ધિને પામી, હે પ્રિય કૃતકૃત્ય થા.' ૩

અર્થાત, આ સંસારમાં પ્રાપ્ત થતા અનેક આધિ-ઉપાધિ રોગોને નાશ કરવા સમર્થ તથા અન્તઃકરણને પુષ્ટિતુષ્ટિ અર્પનાર અનેક ઔષધો, રામચરિત અને શંકરવાણી, એ બે મહાલયોમાં છે. તેમાંથી, ગુરુરૂપ વૈદ્ય, ત્રિગુણાત્મક રોગીની પ્રકૃતિ અનુસાર, 'ઉચિત' નામ યથાયોગ્ય ઔષધ આપી તેથી મૂલસ્વસ્થતાને પ્રાપ્ત કરાવે છે, અને તે સુખી-સંતોષી થાય છે.

## प्रकरण ७.

### आर्यशास्त्रसम्बन्धी उपोद्घात.

આપણા સાત્ત્વિકી વૃત્તિના મહાજનોએ અસંખ્ય સૂક્ષ્મ વિચાર નિરંતર કરી કેટલાક સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્તો એવા સપ્રમાણ સિદ્ધ કર્યા છે કે न भूतो न भविष्यति. પશ્વાદિ પ્રાણીઓમાં અને મનુષ્યપ્રાણીમાં શા કારણથી ભેદ કિંવા અન્તર છે, અથવા કયા માનુષત્વને લીધે આપણે મનુષ્ય કહેવાઇયે છિયે તેવિષયે મહાત્માઓ કહે છે કેઃ—

"आहारनिद्राभयमैथुनानि सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः॥"

'આહાર, નિદ્રા ભય, અને મૈથુન, એઓ નરોને પશુઓ સહ સામાન્ય છે,-(જેમ પશુઓ ખાયછે, ઉંઘેછે, બીહેછે, અને સંભોગ કરે છે, તેમ માણસો કરે છે. ત્યારે મનુષ્યોમાં શું વિશેષ છે કે જેથી મનુષ્યો પશુઓથી સુતર વધારે સારાં ગણી શકાય?) ધર્મ એ જ તે નરોને (મનુષ્યતા આપનાર) અધિક વિશેષ (ગુણ) છે. (અન્ય પ્રકારે પશુ જેવા આપણે તે ધર્મથી જ મનુષ્ય કહેવાઇયે છિયે.) ધર્મે કરી હીન (મનુષ્યો) પશુઓ સમાન છે.'

ધર્મ—નો 'યૌગિક' અર્થ આમ લેખે છેઃ-ઉત્ ધરાય છે જેણે એવો ધારણ કર્તા, અર્થાત જે (કર્મ તેના કર્તાને સંસારદુઃખથી) ઉદ્ધારે છે તે ધર્મ. અથવા પડતાં મનુષ્યોનો આશ્રયભૂત થઇને તેઓને ધરી અથવા ઝાલી રહે છે તે ધર્મ. ધર્મશબ્દનો રૂઢ અર્થ આમ છે કેઃ-જેનું અનુષ્ઠાન કરેથી આ લોકમાં તથા પરલોકમાં અનિષ્ટ નાશ થાય છે; અને ઇષ્ટની પ્રાપ્તિ થાય છે-તે ધર્મ.

એ ધર્મસમ્બન્ધિ જ્ઞાન થવા આપણ ભરતખંડીય આર્યોના અર્થે જે શાસ્ત્રો છે તે ત્રિપ્રકારનાં છે. श्रौत, आर्ष, અને पौरुषेय.—

૧. श्रौतशास्त्रनाम શ્રુતિ કિંવા વેદ. તે ચાર છે,-ऋग्, यजुः, साम, અને अथर्वण. તે પ્રત્યેકની સીમા-संहिता, ब्राह्मण, आरण्यक, उपनिषद्, અને परिशिष्ट, એઓ અવધિ ગણાય છે. તે સમગ્રનું અપર નામ शाखा પણ છે. ધર્મબ્રહ્મપ્રતિપાદક મંત્રબ્રાહ્મણાત્મક વેદ अपौरुषेय ગણાય છે.

आर्षशास्त्र—નામ ઋષિઓએ ગ્રથિત શાસ્ત્ર. તેમાં वेदचतुष्टयના उपवेद, वेदाङ्ग, उपाङ्ग, तथा धर्मशास्त्र, અન્તર્ગત થાય છે. आयुर्वेद, धनुर्वेद, गान्धर्ववेद, तथा अर्थवेद[1] એ ચાર વેદના उपवेद છે. शिक्षा, कल्प (सूत्रो), व्याकरण, निरुक्त, छन्द, ज्योतिष्, એ વેદનાં અનુક્રમે ઘ્રાણ, હસ્ત, મુખ, શ્રોત્ર, પાદ, ચક્ષુઃ-સ્થાનીય षड् अङ्गो ते वेदाङ्ग છે. सांख्य, योग, न्याय, वैशेषिक, पूर्वमीमांसा અને उत्तरमीमांसा એ षट्शास्त्रो કિંવા षड्दर्शनो એ વેદનાં उपाङ्ग છે. वेद, उपवेद, वेदाङ्ग, उपाङ्ग, એઓનું અધ્યયન-પઠન-તે स्वाध्यायनुं अध्ययन વદાય છે. તેનું અધ્યયન એ સાંગોપાંગ વેદોપવેદાધ્યયન છે. એવું અધ્યયન કરે તે જ विप्र કિંવા ब्राह्मण તેના યોગ્ય અર્થમાં કહેવાય. धर्मशास्त्रમાં स्मृतिओ तथा पुराणो तथा उपपुराणादि ગણાય છે. नीतिशास्त्र, भक्तिशास्त्र, अलंकारशास्त्र, पाकशास्त्र, कामशास्त्र, मंत्रशास्त्र, तंत्रशास्त्र, अर्थशास्त्र એ આદિનો પણ आर्षशास्त्रમાંજ કેટલાક સમાવેશ કરે છે.

પૂર્વોક્ત શાસ્ત્રોને કેટલાક 'विद्यानां अष्टादश प्रस्थान,' એવું નામ આપે છે. અને તેમાં ૪ वेद, ૪ उपवेद, ૬ वेदांग, तथा ૪ उपांग (પુરાણ, ન્યાય, મીમાંસા, અને ધર્મશાસ્ત્ર) એમ અષ્ટાદશ (૧૮) ગણે છે.

२ पौरुषेय ग्रंथः—નામ ઋષિઓના સમય પશ્ચાત્ રચિત ગ્રંથો. તેને નિબંધ, વિદ્યા, વાદ, સિદ્ધાન્ત, અર્ક, દર્પણ, મયૂખ, રત્ન, રહસ્ય, રાજ, વિવેક, સંગ્રહ, ઇત્યાદિ નામ અપાય છે.

એ સર્વે લેખોમાંના વિચારોમાંથી જે સાત્વિકી વૃત્તિના વિચારો છે તે યથાર્થ સત્ય છે. અને રાજસી અથવા તામસી વૃત્તિમાં થયેલા વિચારો યથાર્થ નથી. એ વાર્તા સદા લક્ષમાં રાખવાની છે.

---

૧. શિલ્પવેદ. જેને અર્થશાસ્ત્ર કિંવા સ્થાપત્ય પણ કહે છે.

૨. કેટલાકો શાસ્ત્રના બે માર્ગ ગણે છે. અને પછી પૂર્વોક્ત ત્રણે શાસ્ત્રને दक्षिणमार्गशास्त्र ગણે છે, બીજા માર્ગને उत्तरमार्ग અથવા वाममार्ग કહે છે. તે વામમાર્ગી લોકો શાસ્ત્રના બે ભાગ કરે છેઃ—એક નિગમ નામ વેદ અને બીજો આગમ નામ તંત્ર. એ ઉભયને સમાન ગણી વૈદિકી શ્રુતિ અને તાન્ત્રિકી શ્રુતિ એવાં નામ તે વામમાર્ગી આપે છે.

**ધર્મનો** પક્ષાન્તરે પ્રકાશિત અર્થ આમ છેઃ—વેદશાસ્ત્રવિહિત વિધિ, અથવા શ્રુતિસ્મૃતિમાં કથિતા જે-(કંઈ કરવાની)-આજ્ઞા, તે **ધર્મ**. તેમાં, મનુષ્યનું ન્યાય્ય અને સદાચારલક્ષણવત્ જે કર્તવ્ય છે તેનો સમાવેશ છે.

આપણા દેશના કોઈ મનુષ્યને કોઈ પૂછે છે કે, તમારો ધર્મ કિયો? લોકો અનેક રીતિએ તેનું ઉત્તર આપે છે. કોઈ 'હિંદુ-ધર્મ' કહે છે, કોઈ 'વેદધર્મ' કહે છે, કોઇ આર્યધર્મ કહે છે; કોઈ શિવ, કોઇ વિષ્ણુ, કોઈ શક્તિ, એમ અનેક નામ દઈ તે 'ધર્મી,' 'માર્ગી,' કે 'પંથી,' શું, એમ કહે છે. પરંતુ આપણા વિદ્વાન્ પૂર્વજોના સંપ્રદાયાનુસાર ઉત્તર આપવું હોય તો, આપણે આવું ઉત્તર આપવું યોગ્ય છે કેઃ—અમારો **વર્ણાશ્રમધર્મ** છે.

**વર્ણાશ્રમધર્મ**—ની સમજ આમ છે કે,-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, એમ-કર્મ પ્રમાણે ચાર-**વર્ણ** છેઃ અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને ભિક્ષુ (સંન્યાસી), અથવા વર્ણી, ગૃહી, વની તથા યતિ, એમ ચાર **આશ્રમ** છે. તદનુસાર વર્ત્તવાનો ધર્મ તે **વર્ણાશ્રમ ધર્મ**. પરંતુ અહુણાં એ '**વર્ણ**'નો સંકર (અયોગ્ય ભેલશેલ) થઈ ગયો છે, અને '**આશ્રમો**' પણ યથાર્થ પળાતા નથી.

મનુષ્યોની પ્રકૃતિ, તેઓની વિકાસરૂપા બુદ્ધિ, શિક્ષણ, વિદ્યાભ્યાસ, અવસ્થા, અને સંગતિ, આદિ સંપત્તિના પ્રકાર પ્રમાણે પૂર્વોક્ત શાસ્ત્રોમાંથી કોઇએ પ્રદર્શિત માર્ગે, કે કોઈ પરદેશીય નવા વિચારોમાંથી કોઈ મત પકડી લઈ, તેણે દર્શિત માર્ગે, મનુષ્યો વળી જાય છે. એ સર્વ ઉપર વિચાર કરતાં આપણા તત્ત્વવેત્તા મહાત્માઓએ મનુષ્યપ્રકૃતિ ઉપર આધાર રાખી પ્રકારાન્તરે જે બે વર્ગ કરયા છે, તે વર્તમાન દેશકાલઅધિકારી પ્રતિ અધિક અનુકૂલ પ્રતીત થાય છે.

તે વર્ગદ્વયને 'અભ્યુદય હેતુ **પ્રવૃત્તિલક્ષણધર્મ** તથા નિઃશ્રેયસ હેતુ **નિવૃત્તિલક્ષણધર્મ** એવી સંજ્ઞા છે. પ્રવૃત્તિલક્ષણધર્મમાં પ્રવર્તતા લોકના પુનઃ બે વિભાગ છેઃ—**નિષ્કામકર્મકાર** અને **સકામકર્મકાર**. પ્રથમ વર્ગમાં બહુ જ થોડા મનુષ્યો આવી શકે છે. બહુ વિશેષ ભાગ બીજા વર્ગમાંના મનુષ્યોનો છે.

ફલની કામના-ઇચ્છા-વિના સત્કર્મો કરવાં તે **નિષ્કામકર્મ**

કહેવાય છે. અને તે નિવૃત્તિલક્ષણધર્મનું સાધન છે. આ લોકના તથા પરલોકના સુખભોગની કામના રાખી પ્રવૃત્તિ કરવી અર્થાત્ 'કર્મ' કરવાં તે સકામ કર્મ કહેવાય છે. અને તે પ્રવૃત્તિલક્ષણધર્મનું અંગ છે.

વેદનો **પૂર્વભાગ** પ્રવૃત્તિલક્ષણધર્મના વિધિનો પ્રેરક છે. તેને **કર્મકાણ્ડ** કહે છે. અને તેનું મુખ્ય શાસ્ત્ર **પૂર્વમીમાંસા** ગણાય છે. તેને **કર્મમીમાંસા** અથવા **ધર્મમીમાંસા** પણ કહે છે. તેમાંનાં વચન મુખ્ય કરી 'કર્તવ્યકર્મ' અને 'ધ્યેય બ્રહ્મ'નું બોધન કરે છે. પરંતુ સર્વ-શ્રૌત, આર્ષ અને પૌરુષેય-શાસ્ત્રમાં એવિષયે અવિચ્છિન્ન લેખ હોય છે.

વેદના **ઉત્તરભાગમાં** નિવૃત્તિલક્ષણધર્મનો અને પરમેશ્વર સમ્બન્ધિ જ્ઞાનનો બોધ છે. તેને **ઉત્તરકાણ્ડ**, **જ્ઞાનકાણ્ડ**, અથવા **વેદાન્ત** વદે છે; તેમાં મુખ્યત્વે '**જ્ઞેય બ્રહ્મ**'નું બોધન છે. અને તેનું મુખ્ય શાસ્ત્ર **ઉત્તરમીમાંસા** અથવા **બ્રહ્મમીમાંસા** કથાય છે. તેનાં-**ઉપનિષદો**, **બ્રહ્મસૂત્ર**, અને **ભગવદ્ગીતા**-એ **પ્રસ્થાનત્રય** છે.

અનાદિ સાન્ત અવિદ્યાજનિત સંસારની અચિન્ત્યા રચનામાં આત્મા-અનાત્મા, ચેતન-અચેતન, અથવા ચેતન-જડ, એ ઉભયમિશ્રિત પ્રાણીમાત્ર પ્રવૃત્તિમાં મગ્ન પ્રતીત થાય છે. પ્રયોજન-અર્થ-વિના પ્રવૃત્તિ હોતી નથી, એ નિયમ છે. તો સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિઓનું પ્રયોજન હોવું સિદ્ધ છે. એ પ્રયોજન-'મને દુઃખ ન હો અને સુખ હો'-એવી અપવાદરહિતા ઉત્કટેચ્છા સર્વને હોય છે, તે છે. એ પ્રયોજનથી પ્રેરિત પ્રાણીમાત્ર પ્રવૃત્તિમાં સંલગ્ન થાય છે. એ પ્રયોજનની જ શાસ્ત્રમાં પુરુષપ્રયોજન કિંવા **પુરુષાર્થ** એ 'પરિભાષા' છે. ત્રિગુણાત્મિકા માયાનું કાર્ય આ સંસાર-જગત્-એ વિચિત્ર છે. તેમાંના પ્રાણીઓ તો અતિ વિચિત્ર છે. તેઓનાં અસંખ્યેય અન્તઃકરણો અનુસાર તેઓની બુદ્ધિ, પુરુષાર્થ સંબન્ધમાં, અત્યંત વિચિત્રા થાય છે. તેનાં અસંખ્ય મિશ્રણો જોઈ, શાસ્ત્રકારોએ તેની વ્યવસ્થા સારૂ પ્રધાન ભાગ પ્રમાણે તેના ચાર વર્ગ કર્યા છે. (૧) કોઇ પ્રાણી ધર્માસક્ત હોય છે. (૨) કોઈ પ્રાણી અર્થાસક્ત-ધનાસક્ત-હોય છે, (૩) કોઈ પ્રાણી કામાસક્ત-ભોગાસક્ત-હોય છે, અને (૪) કોઈ વિરલ વિદ્વાન્ વિવેકી પુરુષ મોક્ષાસક્ત હોય છે. શાસ્ત્રકારોએ ગૌણ અ-

સંખ્ય અંશોમાં પ્રધાન અંશને તથા અધિકારના તારતમ્યને લક્ષમાં રાખી, ધર્મ–અર્થ–કામ–મોક્ષ, એ ચતુષ્ટયમાં સર્વ પુરુષાર્થનો સંગ્રહ કર્યો પ્રતીત થાય છે.

સત્કર્મવશાત્ જે મનુષ્યને, સદ્બુદ્ધિ પ્રકટે છે, વા સત્સમાગમ થાય છે, વા સત્કુલમાં, સદ્દેશમાં, સત્કાલમાં જન્મ થાય છે, ઇત્યાદિ સત્સંગો આવી મલે છે, તે મનુષ્ય ઉત્તરોત્તર ઊર્ધ્વગતિમાન્ થઈ પરમ પુરુષાર્થને પ્રાપ્ત થાય છે. કુકર્મ કરનાર મનુષ્યને કુબુદ્ધિ આદિ વિપરીત પ્રસંગો આવી મળે છે, અને તે પ્રાણી અધોગતિને પામે છે. એ સર્વનું સદ્–અસત્–પ્રવૃત્તિ એ જ મુખ્ય કારણ છે. અર્થાત્ અવિદ્યાજન્યસંસારી મનુષ્યતું પ્રવૃત્તિ એ મૂલ છે. અને તે સત્યપ્રવૃત્તિ હોય તો, તે મૂલ ઉપર ધર્મ, અર્થ, અને કામ, એ સાધનરૂપ ત્રિવર્ગ છે તે,–સ્કન્ધ, શાખા, અને પત્રો જેવા છે. અને પછી જ્ઞાનપૂર્વકનિવૃત્તિરૂપ પુષ્પમાંથી સાધ્ય મોક્ષરૂપ ફલ થાય છે. એમ સર્વ અવયવો પરિપૂર્ણ થઈ મોક્ષરૂપ ફલ આવે છે ત્યારે મનુષ્યનું જીવન સફલ થયું ગણાય છે. અને તેનું નામ જ **પરમપુરુષાર્થની**[1] **સંપ્રાપ્તિ** છે. સાધનીય મોક્ષરૂપ અનુપમ ફલ સારૂ અનેક સાધનની આવશ્યકતા છે. તે સાધનો અસંખ્ય શાસ્ત્રોમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં લખ્યાં છે. તેમાં મતભેદ પણ બહુ છે. વાદવિવાદ પણ પારવિનાના છે. તેના વિચારમાં પડેથી આરો આવે એમ નથી. તેમ અહુણાં ભરતખણ્ડમાં તેમાંનાં મુખ્ય સાધન જે यज्ञादि કર્મ છે તેનો લોપ થયા જેવું છે; તથા નવા નવા વિચારો અને આચારોની ઉત્પત્તિનાશ–ઘડભાંગ–થયા જાય છે, તેથી એ સાધનકોટિવિષયે મુખ્ય શાસ્ત્રોનાં નામાદિનું સ્મરણ કરી અત્ર જ સમાપ્તિ કરવી સુતર છે. સત્સંગ રાખી, તે શાસ્ત્રોમાંથી પ્રકૃતિ અનુસાર કોઈ સત્સાધનનું અવલંબન કરી, સદા સત્સમાગમ રાખવો, એ જ પુરુષાર્થપ્રાપક મુખ્ય સિદ્ધ સાધન છે. '**सतां हि संगः सकलं प्रसूते।**' એ સત્ય છે.

કર્મકાણ્ડ જેટલો જ્ઞાનકાણ્ડ સંબન્ધમાં મતભેદ નથી. જ્ઞાન અથવા તત્ત્વના સૂક્ષ્મ વિચારો, અખિલ જગતના વિદ્વાનોના,

---

૧ પ્રકારાન્તરે પુરુષાર્થના આમ વિભાગ પણ કરાય છે. धर्म અને अर्थ એ સાધન ગણાય છે; અને તે अर्थથી काम, અને धर्मથી मोक्ष, પ્રાપ્ત થાય છે, તેથી काम અને मोक्षએ સાધ્ય ગણાય છે.

પાસે પાસે આવે છે. વિભ્રમ-વિભેદ-સાધનકોટિમાં પડી રહી, સાધ્યકોટિમાં યથાર્થતા-સમતા-આવે છે.

પ્રવૃત્તિલક્ષણધર્મનાં ઈશ્વરાર્પિત નિષ્કામ સત્કર્મોથી અન્તઃકરણની શુદ્ધિ થાય છે. અને પરમેશ્વરના ઉપાસનથી અન્તઃકરણ એકાગ્ર થાય છે. કર્મ-ઉપાસનનો એક કાલમાં અનુષ્ઠાનરૂપ સમુચ્ચય શક્ય છે. કર્મ-ઉપાસનથી અન્તઃકરણના મલવિક્ષેપરૂપ દોષ દૂર થાય છે. તેમ થયે 'અન્તઃકરણમાં સારાસારનો-નિત્યાનિત્યનો-વિવેક ઉદ્ભવી, ઇષ્ટ પરમેશ્વર પ્રતિ સંમુખ થવા તે અન્તઃકરણ જ્ઞાનપ્રાપ્તિને યોગ્ય થાય છે. પ્રશ્ચાત્ કર્મઉપાસનનો તથા જ્ઞાનનો ભિન્નકાલઅનુષ્ઠાનરૂપ ક્રમ-સમુચ્ચય શક્ય થાય છે.

" ज्ञानमुत्पद्यते पुंसां क्षयात् पापस्य कर्मणः ।"

'(મલવિક્ષેપરૂપ) પાપનાં કર્મનો ક્ષય થયેથી પુરુષોને જ્ઞાન ઉત્પન્ન થાય છે.' મલવિક્ષેપરહિત અન્તઃકરણમાં શેષ જે આવરણરૂપ દોષ તે જ્ઞાને કરી ભગ્ન થાય છે. તે બ્રહ્માત્મૈકત્વજ્ઞાનેકરી આવરણભગ થયે સતે, સદાપ્રાપ્ત સચ્ચિદાનન્દ પરમાત્મસ્વરૂપ પ્રકટે છે, એ જ મોક્ષ છે, કારણ અજ્ઞાનયોગથી અવિદ્યાકલ્પિત દેહબન્ધન છે તેથી મુક્તિ, એ જ મોક્ષ છે.

ચિદાભાસયુક્ત અન્તઃકરણ સહિત કૂટસ્થ ચૈતન્ય,એ કર્તા ભોક્તા સુખી દુઃખી આદિનો અભિમાની જીવ છે. એ જીવને જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ એ અવસ્થાત્રયદ્વારા વિષયો સહ સંબન્ધથી બન્ધ કિંવા સંસારની પ્રાપ્તિ થાય છે. એ સંબન્ધ જાગ્રતઅવસ્થામાં[1] ઇન્દ્રિયજન્ય, અને સ્વપ્નઅવસ્થામાં ઇન્દ્રિયઅજન્ય 'અન્તઃકરણના' પ્રકાશકપરિણામરૂપ વૃત્તિએ કરી થાય છે. અને સુષુપ્તિઅવસ્થામાં 'અજ્ઞાનના' પ્રકાશક પરિણામરૂપ વૃત્તિએ કરી થાય છે. સંસારદશામાં વૃત્તિનું પ્રયોજન વ્યવહારની સિદ્ધિ છે. જીવને પરમપુરુષાર્થની પ્રાપ્તિ અપિ પૂર્વોક્ત વૃત્તિએ કરી જ થાય છે. તેથી વૃત્તિનું પરમ પ્રયોજન,–'अहंब्रह्मास्मि' એ વૃત્તિએ કરી કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિ (કિંવા એ 'अहंब्रह्मास्मि' વૃત્તિરૂપ પ્રમાજ્ઞાનદ્વારા વિષયસહિત અપ્રમાજ્ઞાનરૂપ બન્ધની નિવૃત્તિ,) અને પરમાનન્દની પ્રાપ્તિ થાય છે,–એ છે. અને એ જ મોક્ષ છે.

---

૧. કાલમાં.

પ્રકારાન્તરે અવિદ્યોપાધિ જીવને તમઃપ્રકાશસમ વિભક્ત જડચૈતન્યનો અવિવેક, એ જ બન્ધનું કારણ છે. તે બન્ધ, આત્મા-અનાત્માના પ્રત્યક્ષ વિવેકજ્ઞાનથી દૂર થઈ, આત્માનુસન્ધાન થાય, એ મોક્ષ છે.

એનું જ નામ **પરમપુરુષાર્થ** છે. એ પરમપુરુષાર્થ પ્રાપ્ત કરવા સર્વ મનુષ્યને સહજવૃત્તિ હોવી જોઇયે. પર તુ અજ્ઞાનાદિના આવરણને લીધે તે ઉત્તમવૃત્તિ ઢંકાઈ રહે છે.

પુણ્યપુંજના પક્વ ફલથી જેનાં અંતઃકરણ નિર્મલ તથા નિશ્ચલ થઇ, જેમાં વિદ્યાના સંસ્કાર થાય છે, અને જે સારાસારનો વિવેક કરી વિચાર કરી શકે છે, તેવા સાત્ત્વિક અન્તઃકરણવાન્ વિરલ પુરુષોને જ પ્રાપ્ત થઈ શકે એવો વેદના શિરોભાગમાં ઉત્તમોત્તમ જ્ઞાનકાણ્ડનો બોધ છે, તે વિષયમાં આત્મહિતાર્થે વિચાર કર્તવ્ય છે તેનું દિગ્દર્શન અત્ર માત્ર સ્વલ્પ અર્પાયું છે. એક મહાત્મા વદે છે કે:—

"प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् ।
न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥"

'ઉત્તમ જન્મ પામીને, વળી સારાં ઇંદ્રિય છતાં, પણ જે આત્માનું હિત નથી જાણતો તે આત્મઘાતક થાય છે.'

ક્ષણભંગુર સ્થૂલ શરીર સારુ સર્વે મનુષ્યો નિરન્તર પ્રયત્નવાન્ હોય છે. પર તુ પોતાના અમર આત્મા સંબન્ધમાં પ્રમાદ રાખે છે, એ કેવું શોકજનક આશ્ચર્ય છે? બુદ્ધિમાને અવશ્ય સાવધાન થવું અતિ યોગ્ય છે. એ આત્મહિતના પ્રથમારભમાં પ્રથમ ચરણ, અન્તર્ગત થઈ સ્વપરીક્ષણ કરવું એ છે. એક બુદ્ધિમાન્ અનુભવી વિદ્વાન્ તે અન્તર્દૃષ્ટિનો પ્રકાર આમ લખે છે:—

"प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किन्नु मे पशुभिस्तुल्यं किन्नु[1] सत्पुरुषैरिति ॥" उपदेशरत्नाकरः

'પ્રતિદિવસ મનુષ્યે આત્માનાં ચરિત પ્રતિ (લક્ષ દઈ) જોવું કે:-'શું મારું (ચરિત-આચાર-વિચાર) પશુઓ સહ તુલ્ય છે, વા સત્પુરુષો સહ (સમાન છે)'.

---

[1] किंवा પાઠાન્તર.

પૂર્વોક્ત પ્રકારે આત્મપરીક્ષાના કર્તાને સ્પષ્ટ પ્રતીત થશે કે, પ્રાયશઃ પશુતુલ્ય વિષયવૃત્તિઓ અતિ બલવતી પ્રવર્તે છે. તે અન્તે બહુ દુઃખપ્રદા વૃત્તિઓનો જય કરી, કલ્યાણકારિણી દૈવી સદ્‌વૃત્તિઓનું ઉત્થાન કરવું એ અવશ્ય કર્તવ્ય છે.

योगवासिष्ठमां વદે છે કેઃ—

"शुभेन पुरुषार्थेन शुभमासाद्यते फलम्।
अशुभेनाशुभं राम यथेच्छसि तथा कुरु॥"

'હે રામ! શુભ પુરુષાર્થે કરી શુભફલ પમાય છે, અશુભ (કર્મોએ) અશુભ (ફલ પમાય છે, એ નિશ્ચય છે.) એથી જેમ ઇચ્છો તેમ કરો.'

એ કેવું યથાર્થ છે એ માત્ર બુદ્ધિના તારતમ્ય પ્રમાણે જ સમજાય એમ છે. એક વિદ્વાન્ વદે છે કેઃ—

"या चिन्ता भुवि पुत्रपौत्रभरणव्यापारसंरक्षणे
या चिन्ता धनधान्यभोगयशसां लाभे सदा जायते।
सा चिन्ता यदि वेदमातृचरणाम्भोजेक्षणेऽहैतुकी
का चिन्ता यमराजभीमसदनद्वारप्रयाणे नृणाम्॥"

'(મનુષ્યો) ભૂમિમાં પુત્રપૌત્રના ભરણના વ્યાપારના સંરક્ષણ વિષે જે ચિન્તા (રાખે છે), જે ચિન્તા ધનધાન્ય ભોગ અને યશ એઓના લાભમાં સદા ઉદ્‌ભવે છે, તે અહૈતુકી (નિષ્કામ) ચિન્તા જો વેદમાતાના (ગાયત્રી–પરમેશ્વરના ધ્યાન જ્ઞાનના મંત્રના ગાયકની ત્રાત્રીના) ચરણકમલમાં ક્ષણ (થોડીવાર પણ રખાય તો) (મરણોત્તર ન્યાયકર્તા ધર્મરાજ) યમરાજના ભયપ્રદ ગૃહના દ્વાર પ્રતિ પ્રયાણ વિષે નરોને શી ચિન્તા છે?'

અર્થાત્ જેવી ચિન્તા અહંતા મમતાના પદાર્થો સારૂ નિરન્તર કરવામાં આવે છે, તેવી ચિન્તા નિષ્કામ સુકૃતવતે પરમેશ્વર-પ્રીત્યર્થ સુકૃત કરવામાં થોડો વાર પણ રાખવામાં આવે તો, અનિવાર્ય એવું જે મરણ તે પછી, પાપી અજ્ઞાનીઓને જે યમરાજથી ભય છે તે ભયરહિત ઉત્તમાગતિ થાય અને તે સુખી થાય, એમાં શો સન્દેહ.

શું કરવામાં આત્મહિત છે? તે વિષયે વલી विदुर પણ વદે છે કેઃ—

" दिवसेनैव तत्कार्यं येन रात्रौ सुखं वसेत्।
अष्टौमासेन तत्कार्यं येन वर्षा सुखं वसेत् ॥
पूर्वे वयसि तत्कुर्याद् येन वृद्धः सुखं वसेत्।
यावज्जीवेन तत्कुर्याद् येनामुत्र सुखं वसेत् ॥ "

'દિવસે તેવું જ કર્મ કરવું કે જેથી તે (કર્મકર્તા) રાત્રે સુખથી સૂવે; આઠ માસ એવું કર્મ કરવું કે જેથી વર્ષાઋતુમાં સુખમાં વસે, પૂર્વવયમાં તેવું કરવું કે જેથી વૃદ્ધ થએ (ઉત્તરાવસ્થામાં) સુખે વસે, અને જીવતાં સુધી તેવું કરવું કે જેથી અમુત્ર (દેહ છોડ્યા પછી ત્યાં-ભાવિ જન્મમાં) સુખે વસે.'

એ શિક્ષાવચન યથાર્થ હિતકારક છે. સર્વ મનુષ્યમાં તે પ્રમાણે કરવાનો જન્મસાથે જ એ સ્વભાવ સરજાયો હોય એમ છે. પરંતુ બુદ્ધિતારતમ્ય[1] પ્રમાણે તે પ્રકારે વર્તવા બને છે. પોતપોતાની સમજણના પ્રમાણમાં પુરુષાર્થના અર્થનો વિસ્તર હોય છે. સ્વલ્પ દેખાતા તારાની મહત્તા કેટલી છે, તે ખગોલવેત્તાઓ જાણે છે, તેમ પુરુષાર્થનું યથાર્થરૂપ વિચારકો જ જાણી શકે છે.

જન્મ થતાં, બાલકમાં જે સ્વરક્ષણ સારૂ ચેષ્ટાનો આરંભ થાય છે, ત્યાંથી પુરુષાર્થનો આરંભ થઈ તત્ત્વજ્ઞાનથી બ્રહ્મભાવરૂપ મોક્ષ થાય ત્યારે તે સંપૂર્ણ થાય છે. જેમ જેમ સમજણ વધે છે તેમ તેમ તેનું યથાર્થ રૂપ પ્રકટ થતું જાય છે. પુરુષાર્થનો સામાન્ય અર્થ આવો છે,-' સર્વ પુરુષની અભિલાષનો-ઇચ્છાનો-વિષય.' સૂક્ષ્મદષ્ટિએ જોતાં સર્વ મનુષ્યની ઇચ્છા સંક્ષેપથી નીચેનાં બે વાક્યમાં એકાગ્ર થતી ગણાય છેઃ—

'कारण-अज्ञानसहित सर्व दुःखनी निवृत्ति अने परमानन्दनी प्राप्ति'

તે સમજવા અસંખ્યેય ગ્રંથો લખાયા છે અને લખાય છે, પરંતુ તે યથાર્થ સમજવા કેવલ પુણ્યશાલી વિરલ મનુષ્યો જ સમર્થ થાય છે. યદ્યપિ આપણે સર્વ પોતાનું દુઃખ પરિહરવા અને

---

૧ સમજણની અધિકતા અને સર્વથી બહુ અધિકતા પ્રમાણે.

સુખ સંગ્રહવા સર્વ પ્રકારે પ્રયત્ન કરિયે છિયે; તથાપિ એમાંથી એકે યથાર્થ કરી શકતા નથી. પૃચ્છા કરીશું તો કોઈ મનુષ્ય પૂર્ણ સુખી મળવાનો નથી. તેનું કારણ આ જ છે, કે સુખનો ખરો માર્ગ જાણતાં બહુવાર લાગે છે. જેમ ધન મેળવવા કુમાર્ગે ચડેલો દ્યૂત રમનાર (જુગારી) ફાંફાં મારે છે, વારંવાર તેમાં હાર જીત પામી, પાસે હોય છે તે પણ ખુવે છે; અને ધનવાન્ તો કદાચિત્ પણ તે થતો જ નથી; તેમ આપણે અજ્ઞાનમાર્ગે ચઢી દુઃખની નિવૃત્તિના અને સુખની પ્રાપ્તિના ભારે ફલની સંપત્તિ મેળવવા ઇચ્છિયે છિયે, પરંતુ દુઃખમાં અને સુખાભાસમાં વારંવાર ઝબકોળાઇયે છિયે; અને તે ફલ તો મેળવી શકતા જ નથી. એ અનુભવ સ્વસ્થ થઈ વિચાર કરનાર સર્વને હોય છે.

પુરુષાર્થ પામવાનું સત્ય સાધન તત્ત્વજ્ઞાન છે તે જ છે.

'तत्त्व' ના અનેક અર્થો છે. પરંતુ પરમપુરુષાર્થના મુખ્ય પ્રત્યક્ષ સાધનરૂપ 'तत्त्वमसि' આદિ મહાવાક્યજન્ય જે 'तत्त्वज्ञान' કથાય છે, તહિં એ 'तत्त्व' ઉપપદના અર્થ આ છેઃ- યાથાર્થ્ય, અનારોપિત સ્વરૂપ, બ્રહ્મ, પરમાત્મા, तत् (નામ તે) એ સર્વનામ છે; અને 'સર્વ=બ્રહ્મ' છે. તે બ્રહ્મનું નામ તે 'तत्, સર્વનામ. તે तत्નો ભાવ તે तत्त्व નામ બ્રહ્મનું યાથાત્મ્ય. આ સર્વ દૃશ્ય બાધ્યમાન સતે અપિ તે બાધનું અધિષ્ઠાનત્વેકરી સ્વયં અબાધ્યમાન અનારોપિત સ્વરૂપ એ तत्त्व, એમ વિવરણકાર વદે છે. એવું જે 'तत्त्व' તેનું 'ज्ञान' એ तत्त्वज्ञान. તેના યાથાર્થ્ય જ્ઞાન, બ્રહ્મજ્ઞાન, એ પર્યાય છે. એ તત્ત્વજ્ઞાનેકરી નિઃશ્રેયસની સંપ્રાપ્તિ થાય છે. એ તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ અતિ સંક્ષિપ્ત કંઈક આવું છેઃ-'આ સર્વ દ્વૈતજાત, અદ્વિતીય ચિદાનન્દાત્મામાં, માયાએ કરી કલ્પિતત્વથી મૃષા જ છે. આત્મા જ એક પરમાર્થ સત્ય છે. તે સચ્ચિદાનન્દ અદ્વય છે, તે હું છું.' એમ ષટ્પ્રમાણજન્ય પ્રમિતિએકરી ગુરુમેઘમુખથી 'तत्त्वमसि' આદિ મહાવાક્યોથી અનારોપિતવસ્તુપ્રત્યય (પરમાત્મજ્ઞાન) સાક્ષાત્કાર થાય-અનુભવસિદ્ધ થાય-જે નિખિલ લોકના વિમોક્ષનો મુખ્ય ઉપાય છે-તે જીવ-બ્રહ્મની અભેદગોચરા અન્તઃકરણની વૃત્તિ એ 'तत्त्वज्ञान.'

એ તત્ત્વજ્ઞાનના દેશની સંપ્રાપ્તિ અર્થે અનેક માર્ગો છે. તેમાં આધુનિક દેશકાલ તથા અધિકારીની શક્તિ અને રુચિ જોતાં **ષટ્-શાસ્ત્ર** વા **ષડ્દર્શનરૂપ** વેદનાં પૂર્વોક્ત ઉપાંગ અધિક ઉપયોગી પ્રતીત થાય છે. (૧) **પૂર્વમીમાંસા** (૨) **વેદાન્ત**, (૩) **સાંખ્ય**, (૪) **પાતંજલ** કિંવા **યોગ**, (૫) **ન્યાય**, (૬) **વૈશેષિક**, એ ષડ્દર્શન કથાય છે. એઓનાં જ્ઞાનથી જ્ઞાતવ્ય, કર્તવ્ય, અને પ્રાપ્તવ્ય, એ ત્રય વિષયક સિદ્ધાન્તોનું જ્ઞાન થાય છે. અધિકારીપરત્વે તેની ભૂમિકાઓ છે. કોઈ વિચારકો એ ષડ્દર્શનનાં યુગ્મ-યુગલ-કરી ત્રિવર્ગ કરે છે. (૧) **ન્યાય-વૈશેષિક**, (૨) **સાંખ્ય-યોગ**, (૩) **પૂર્વોત્તરમીમાંસા**. તેમાં ન્યાય-વૈશેષિક આરંભકભૂમિકા ગણાય છે; સાંખ્ય-યોગ મધ્યમ-ભૂમિકા ગણાય છે; અને મીમાંસા શિખર-ભૂમિકા ગણાય છે. એ ભૂમિકાઓમાં સોપાનક્રમે અધિકારી ચઢે છે. જન્મજન્માન્તરના શુભ સંસ્કારથી કોઇ મહાભાગ અધિકારીને ઈશ્વરાનુગ્રહથી તથા સત્શાસ્ત્ર સદ્ગુરૂની કૃપાથી ઉત્તમ ભૂમિકામાં પરંપરા વિના સદ્ય પ્રવેશ પણ થાય છે.

જિજ્ઞાસુ[1] ચિકીર્ષુ[2] બુભૂષુ[3] અધિકારીને નિઃશ્રેયસપ્રદ તત્ત્વજ્ઞાનાર્થે મુખ્યત્વે કરી નીચે લખેલા વિષયનું જ્ઞાન અપેક્ષિત છે:— (૧) જગત્, (૨) જગત્કારણ, (૩) ઈશ્વર, (૪) જીવ, (૫) બન્ધહેતુ, (૬) બન્ધ, (૭) મોક્ષ, (૮) મોક્ષસાધન, (૯) અધિકારી, (૧૦) આચાર્ય, (૧૧) વેદનુ પ્રધાન કાણ્ડ, (૧૨) વાદ, (૧૩) આત્મપરિમાણ સંખ્યા, (૧૪) પ્રમાણ, (૧૫) ખ્યાતિ, (૧૬) સત્તા, (૧૭) ઉપયોગ. પૂર્વોક્ત ષડ્દર્શનોમાં ન્યૂનાધિક એ સપ્તદશ (૧૭) વિષયો વિષયે ઉલ્લેખ હોય છે. તેમાં કોઇ કોઈ અંશોમાં વિરોધ પણ પ્રતીત થાય છે. પરંતુ સોપાનક્રમ ન્યાયથી સમન્વય કરતાં તે વિરોધ દૂર થઈ, અવિરોધ પ્રતીત થાય છે. એ **ષડ્દર્શનસારદર્શક** સૂચીપત્રક એક પણ્ડિત રચિત છે, તે અત્ર અવતારાય છેઃ—

---

૧. જાણવા ઇચ્છનાર. ૨. કરવા ઇચ્છનાર. ૩. થવા ઇચ્છનાર.

સુખ સંગ્રહના સર્વે પ્રકારે પ્રયત્ન કરિયે છિયે; તથાપિ એમાંથી એકે યથાર્થ કરી શકતા નથી. પૃચ્છા કરીશું તો કોઈ મનુષ્ય પૂર્ણ સુખી મળવાનો નથી. તેનું કારણ આ જ છે, કે સુખનો ખરો માર્ગ જાણતાં બહુવાર લાગે છે. જેમ ધન મેળવવા કુમાર્ગે ચડેલો ધૂત રમનાર (જુગારી) ફાંફાં મારે છે, વારંવાર તેમાં હાર જીત પામી, પાસે હોય છે તે પણ ખુવે છે; અને ધનવાન્ તો કદાચિત્ પણ તે થતો જ નથી; તેમ આપણે અજ્ઞાનમાર્ગે ચઢી દુઃખની નિવૃત્તિના અને સુખની પ્રાપ્તિના ભારે ફલની સંપત્તિ મેળવવા ઇચ્છિયે છિયે, પરંતુ દુઃખમાં અને સુખાભાસમાં વારંવાર ઝબકોળાઇયે છિયે; અને તે ફલ તો મેળવી શકતા જ નથી. એ અનુભવ સ્વસ્થ થઈ વિચાર કરનાર સર્વને હોય છે.

પુરુષાર્થ પામવાનું સત્ય સાધન તત્ત્વજ્ઞાન છે તે જ છે.

'તત્ત્વ'ના અનેક અર્થો છે. પરંતુ પરમપુરુષાર્થના મુખ્ય પ્રત્યક્ષ સાધનરૂપ 'તત્ત્વમસિ' આદિ મહાવાક્યજન્ય જે 'તત્ત્વજ્ઞાન' કહેવાય છે, તહિં એ 'તત્ત્વ' ઉપપદના અર્થ આ છેઃ- યાથાર્થ્ય, અનારોપિત સ્વરૂપ, બ્રહ્મ, પરમાત્મા, તત્ (નામ તે) એ સર્વનામ છે; અને 'સર્વ=બ્રહ્મ' છે. તે બ્રહ્મનું નામ તે 'તત્, સર્વનામ. તે તત્નો ભાવ તે તત્ત્વ નામ બ્રહ્મનું યાથાત્મ્ય. આ સર્વ દૃશ્ય બાધ્યમાન સતે અપિ તે બાધનું અધિષ્ઠાનત્વેકરી સ્વયં અબાધ્યમાન અનારોપિત સ્વરૂપ એ તત્ત્વ, એમ વિવરણકાર વદે છે. એવું જે 'તત્ત્વ' તેનું 'જ્ઞાન' એ તત્ત્વજ્ઞાન. તેના યાથાર્થ્યે જ્ઞાન, બ્રહ્મજ્ઞાન, એ પર્યાય છે. એ તત્ત્વજ્ઞાનેકરી નિઃશ્રેયસની સંપ્રાપ્તિ થાય છે. એ તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ અતિ સંક્ષિપ્ત કંઇક આવું છેઃ-'આ સર્વ દ્વૈતજાત, અદ્વિતીય ચિદાનન્દાત્મામાં, માયાએ કરી કલ્પિતત્વથી મૃષા જ છે. આત્મા જ એક પરમાર્થ સત્ય છે. તે સચ્ચિદાનન્દ અદ્વય છે, તે હું છું.' એમ પરપ્રમાણજન્ય પ્રમિતિએકરી ગુરુમેધમુખથી 'તત્ત્વમસિ' આદિ મહાવાક્યોથી અનારોપિતવસ્તુપ્રત્યય (પરમાત્મજ્ઞાન) સાક્ષાત્કાર થાય-અનુભવસિદ્ધ થાય-જે નિખિલ લોકના વિમોક્ષનો મુખ્ય ઉપાય છે-તે જીવ-બ્રહ્મની અભેદગોચરા અન્તઃકરણની વૃત્તિ એ 'તત્ત્વજ્ઞાન.'

'જેમ પ્રકાશ વિના પદાર્થનું ભાન જ થતું નથી, તેમ વિચાર-વિના અન્ય સાધનોએકરી (તત્ત્વ)જ્ઞાન ઉત્પન્ન થતું નથી.' એ યથાર્થ છે. પરંતુ ત્યાં સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે,—વિચાર શાનો કરવો?

આ સૃષ્ટિમાંના પદાર્થોના મુખ્ય બે વર્ગ થાય છે,—જડ અને ચૈતન્ય. તેનાં અનેક નામ છે,—દૃશ્ય અને દ્રષ્ટા, અનાત્મા અને આત્મા, ઇત્યાદિ.

નિરન્તર વિકારી જડવર્ગનો વિચાર કરવા જતાં, તેના માત્ર મૂલતત્ત્વોની સંખ્યાનો પણ પાર જણાતો નથી, તો તેનાં અસંખ્યેય મિશ્રણો અને રૂપાન્તરો વિષે તો કહેવું જ શું! એથી તે સંબન્ધી અગત્યપૂરતો વિચાર કરવો એ જ પૂર્ણ છે. અને તેમ સ્વાભાવિક થયાં જાય છે.

દ્વિતીય ચૈતન્યવર્ગ રહ્યો. તે ચૈતન્યનું–અધિષ્ઠાનનું–ભાન, સાધારણ રીતિએ, તે ઉપર કલ્પિત જડ તે દ્વારા થાય છે, તેથી તે ચૈતન્ય અનેક જેવું દેખાય છે; પરંતુ મૂલ અધિષ્ઠાનચૈતન્ય એક જ છે. વિચારવન્ત સત્યશોધકોને એ વ્યાપક એક ચૈતન્યનું યથાર્થ જ્ઞાન અને અનુભવ થયેલો, તે, અને તેથી થતું વાસ્તવ સુખ, તેઓ અધિકારી મનુષ્યોને અર્થે દર્શાવી ગયા છે.

એ જડચૈતન્યવિષયે વિચાર કરવા સારૂ તત્ત્વવેત્તાઓ નીચે પ્રમાણે વર્ગ કરે છે; અને તેવિષે વિવેચન કરવું તેનું નામ જ વિચાર કહે છે. .

"कोऽहं कथमिदं जातं को वा कर्त्तास्य विद्यते ।
उपादानं किमस्तीह विचारः सोयमीदृशः" ॥ १२ ॥

अपरोक्षानुभूति.

'હું કોણ?, આ (જગત્ ક્યાંથી) કેમ થયું?, અને તેનો કર્તા કોણ છે?, અને ઉપાદાન શું છે?, એ વિષયે વિચાર એ જ (જ્ઞાનપ્રકાશક) વિચાર છે.'

એ પ્રશ્નમાં–જડ, જીવ, અને પરમાત્મા, એ ત્રય વિષયે વિચાર કરવાનું શાસન છે. पञ्चदशीकार પણ વદે છે કેઃ–

"सदा विचारयेत्तस्माज्जगज्जीवपरात्मनः" ।

चित्रदीप. ६—१२

'જડ'માં કેવલ જડતા છે, 'જીવ'માં જડતાનું અને ચેતન-

તાનું પરસ્પર તાદાત્મ્ય મિશ્રણ છે, અને 'પરમાત્મામાં' કેવલ ચેતનતાદિ અર્થાત્ સચ્ચિદાનન્દતા છે.

આદિ અન્તે ઉક્ત જડ અને પરમાત્મા, તેનું સવિસ્તર જ્ઞાન થવું, એ, એ ઉભયના સ્વરૂપ અંશથી થયેલા જીવ જે આપણે, તેને અશક્ય છે. આપણને માત્ર આપણું જ્ઞાન કિંવા આત્મજ્ઞાન યથાર્થ થયેથી, એ જડચૈતન્ય ઉભયનું અપેક્ષણીય જ્ઞાન થાય છે; અને આપણો અર્થ સરે છે. એથી આત્મજ્ઞાનસાર વિચાર કરવો એ જ ફલદાયક છે. જેમ સમુદ્રમાં જતાં આખા સમુદ્રનો પાર લેવા ધારવું એ અસંભવિત છે. પરંતુ જેમ માત્ર અવલંબાવતે આપણી નૌકાના માર્ગવિષે આપણે જાણી શકિયે છિયે, કે, તેના માર્ગમાં કેટલું જલ છે, અને ત્યાં શિલા કે ખરાબો છે કે નહિ, ઇત્યાદિ: તેમ આત્મજ્ઞાનદ્વારા જડચૈતન્યવિષયે ઉપયોગ પૂરતું જ્ઞાન આપણને મળે છે. એથી આત્મજ્ઞાનના અત્યુપયોગી વિચાર કર્તવ્ય છે.

આત્મામાં અર્થાત્ આપણામાં જડ અને ચૈતન્ય બે ભાગ છે. જે ચિત-જડ-ગ્રન્થિ કહેવાય છે. કોઈ પ્રકારના યથાર્થ વિચારથી, એ ગ્રન્થિના બે ભાગ જૂદા કેવી રીતિએ છે, તે યથાર્થ સમજવું એનું નામ જ્ઞાન છે.

પ્રથમ જડનું રૂપ અને ચૈતન્યનું રૂપ સમજાયેથી એ બેનું યાંત્રિક મિશ્રણ સમજવું સુલભ પડે છે.

**ચૈતન્યનું સ્વરૂપ** સંક્ષેપમાં આવું છેઃ-જે જ્ઞાનસ્વરૂપ છે અને જે જડનાં અસંખ્ય રૂપને, અને ચૈતન્યના આભાસયુક્ત મન બુદ્ધિ આદિને, જાણી શકે છે-પ્રકાશે છે, પરંતુ જેને કોઈ જડ જાણી શકતાં નથી,-તે ચૈતન્ય.

**જડનું સ્વરૂપ** સંક્ષેપમાં આમ છેઃ-જે પોતાને પણ ન જાણી શકે અને અન્યને પણ ન જાણી શકે એવું કારણ અજ્ઞાન, અને તેનાં ભૂતભૌતિક કાર્ય-આકાશાદિક અને પિંડબ્રહ્માણ્ડાદિ-તે જડ. તેની માત્ર વ્યાવહારિકી સત્તા છે, પણ પારમાર્થિકી સત્તા નથી, તેથી તે અસત્ કિંવા મિથ્યા છે.
આપણામાં એ જડચૈતન્ય ઉભય છે. તેમાં જડ ભાગો ક્રિયા,

અને ચૈતન્ય ભાગ ક્રિયા એ જાણવા, જિજ્ઞાસુના મનના સમાધાન-સારૂ, અનેક પ્રક્રિયાઓ[1] કલ્પી છે.

પંચીકરણાદિ પ્રકરણો અને નાનાપ્રકારના ગ્રન્થાન્તર્ગત ઉપદેશો છે તે, જડચૈતન્યનો વિવેક સમજાવવા અર્થે છે.

ભરતખણ્ડમાં જન્મ પામી આપણી રીતિના અને વિચારના સંસ્કાર જેના મનમાં થયેલા એવા જનોને અર્થે એક પ્રક્રિયા આ પણ છેઃ—

શુદ્ધબ્રહ્મના કોઈક દેશમાં અનાદિ કલ્પિતા પ્રકૃતિ છે, એવો પ્રથમ અધ્યારોપ[2] કરવો. તે અનિર્વચનીયા પ્રકૃતિ, સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણવાળી અને કાર્યાનુમેયા છે. તે પ્રકૃતિનો બ્રહ્મ સહ અનિર્વચનીય તાદાત્મ્ય સંબન્ધ છે. તે પ્રકૃતિના બે ભાગ કલ્પીને શુદ્ધસત્ત્વગુણયુક્તને માયા નામ આપ્યું છે, મલિન-સત્ત્વગુણયુક્તને અવિદ્યા નામ આપ્યું છે. માયાસહિત સર્વજ્ઞ જે ઈશ્વર છે તે જગતકર્ત્તા કથાય છે. તે ઈશ્વરની ઇચ્છાથી પંચમહા-ભૂત થઈ, સ્થૂલ, સૂક્ષ્મ, કારણરૂપ, સમસ્ત પ્રપંચ કિંવા જગત્ થયું. એ આદિ અધ્યારોપ કર્યો છે. તે એટલા જ સારૂ કે જડનું સ્વરૂપ સમજવામાં આવે, તથા, જ્ઞાન થયેથી વ્યુત્ક્રમરીતિએ, એટલે કાર્યનું કારણમાં અવસ્થાન કરી તે જડના અપવાદ[3] દ્વારા, જે સચ્ચિદાનન્દ પરમેશ્વર છે, તેનું યથાર્થ સ્વરૂપ સમજ્યામાં આવે.

જડનું સ્વરૂપ જાણ્યા પછી, આપણા દેહમાં જડભાગ છે, તે વિષયની સમજ સુલભા થાય છે.

આપણા જીવનું સ્વરૂપ આ છેઃ–ચિદાભાસયુક્ત[4] અન્તઃ-કરણ તે સહિત કૂટસ્થચૈતન્ય તે જીવ. સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ, એ ત્રણ તે જીવના દેહો છે; જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ, એ ત્રણ તે જીવની અવસ્થાઓ છે; એ દેહોનો અને અવસ્થાઓનો અભિમાની જીવ તે પુણ્યપાપનો કર્ત્તા અને સુખદુઃખનો ભોક્તા છે. વળી જીવના આચ્છાદન—ઢાંકણ—જેવા પંચકોશ ગણાય

૧ પુરુષોને જેણેકરી પ્રત્યગાત્મવિષયકજ્ઞાન થાય તે બોધ. ૨ વસ્તુ-માં મિથ્યા વસ્તુનો આરોપ, અથવા આત્મવસ્તુમાં મિથ્યા પ્રપંચનો આ-રોપ. ૩ અસંગ ઉદાસીન પરમાત્મવસ્તુમાં તેના વિવર્તભૂત અજ્ઞાનાદિ મિથ્યા પ્રપંચનું ચિદ્રૂપમાત્રઅવશેષતાથી અવસ્થાન. ૪ અવિદ્યામાં ચૈતન્ય-નું પ્રતિબિંબ.

છે, તેનાં નામ-અન્નમય[1], પ્રાણમય[2], મનોમય[3], વિજ્ઞાનમય[4], અને કૂટસ્થપરમાત્માના સાન્નિધ્યના નિમિત્તથી આનન્દમય[5]. એ આદિ જીવના સંબન્ધમાં બહુ વિચારો છે. જે એ અનેક પ્રકારનાં નામ-રૂપાત્મક દૃશ્ય ભાગ છે, તે આપણામાંનો અનાત્મા કિંવા જડભાગ છે; અને એ સર્વ દૃશ્યને જાણનાર જે એક તત્ત્વ છે તે દ્રષ્ટા, આપણો આત્મા કિંવા ચૈતન્યભાગ છે. પરંતુ અધ્યાસ[6] નામ સ્મૃતિરૂપ પરત્ર પૂર્વદૃષ્ટ(સજાતીયપર)નો અવભાસ. એ અધ્યાસથી આત્મા અનાત્માનો પરસ્પર અન્યોન્યાધ્યાસ થાય છે. સત્[7], ચિત્[8], આનન્દ[9], અને અદ્વૈતતા એ આત્માનું સ્વરૂપ-લક્ષણ-[10]; અને અસત્, જડ, દુઃખ, અને દ્વૈતસહિતતા એ અનાત્માનાં લક્ષણ-સ્વરૂપ-વિશેષણ-છે. તેઓનું પરસ્પર એક બીજામાં ભાન થાય છે, તેથી ભારે ભ્રાન્તિ પડી અજ્ઞાનનું બલ વધે છે.

અનાત્માનાં દુઃખ અને દ્વૈતસહિતતા એ બે વિશેષણ-લક્ષણ-આત્માના આનન્દને અને અદ્વૈતતાને આવરે-ઢાંકે-છે, તેથી આત્મામાં જે આનન્દ અને અદ્વૈતતા છે તેની પ્રતીતિ આપણને થતી નથી. આત્માનાં સત્ અને ચિત્ એ બે લક્ષણ-વિશેષણ-અનાત્માનાં અસતને અને જડતાને ઢાંકે છે, તેથી અહંકારાદિથી સ્થૂલ

---

૧. અન્નનો વિકાર. જેની અન્નથી ઉત્પત્તિ થઇ, જે અન્નથી વધે છે અને અન્તે, જેમાંથી અન્ન ઉત્પન્ન થાય છે તે પૃથ્વીમાં, લય પામે તે દેહ. ૨. પાંચ કર્મેન્દ્રિય સહિત પાંચ પ્રાણ. ૩. પાંચ જ્ઞાનેન્દ્રિય સહિત મન. ૪. પાંચ જ્ઞાનેન્દ્રિયસહિત બુદ્ધિ. ૫. પુણ્ય કર્મના ફલના અનુભવકાલમાં બુદ્ધિની વૃત્તિ અંતર્મુખા થઈ આત્મસ્વરૂપભૂત આનન્દના પ્રતિબિંબને ગ્રહણ કરે છે, અને જેને આપણે ઈષ્ટ વસ્તુના દર્શન, લાભ, અને ભોગ સમયે અનુક્રમે પ્રિય-મોદ-અને પ્રમોદ-વૃત્તિ કહિયે છિએ તે. ૬ ભ્રાન્તિજ્ઞાનનો વિષય જે મિથ્યા વસ્તુ અને ભ્રાન્તિજ્ઞાન, એ બેનું નામ 'અધ્યાસ' છે. અતસ્મિન્ તત્બુદ્ધિઃ જેમાં જે નથી તેમાં તેની બુદ્ધિ, વસ્તુ વિષે અવસ્તુનો આરોપ-કલ્પના. અનિર્વચનીયખ્યાતિ. ૭. જે સદા-ભૂત, ભવિષ્યત્, અને વર્તમાન-ત્રણે કાલમાં અબાધિત રહેઃ જેની જ્ઞાનથી કે બીજા કશાથી નિવૃત્તિ થાય નહિ તે સત્. ૮. ત્રણે કાલમાં જે સર્વને ભાસે, જે અનુપ્રકાશ છે તે ચિત્. ૯. ત્રણે કાલમાં જે પરમપ્રેમનો વિષય છે તે આનન્દ. ૧૦. લક્ષણ નામ અનૃત-જડ-દુઃખ-દ્વૈત આદિ તેના પ્રતિયોગી જે સત્-ચિત્-આનન્દ-અદ્વૈત આદિ, એઓએ લક્ષાય છે તે,—વિરુદ્ધ અંશોનો ત્યાગ અને અવિરુદ્ધ અંશોનું ગ્રહણ એ રૂપા ભાગત્યાગલક્ષણાએરી જે જણાય છે તે. સચ્ચિદાનન્દાદિ સાક્ષાત્વાચક શબ્દપ્રયોગ લક્ષણ તે 'વિધિ-વાચ્ય' પણ કહાય છે.

શરીર સુધી આપણો અનાત્મા છે તે, અસત્ અને જડ (ભાન-રહિત) છે, એવી પ્રતીતિ થતી નથી.

આપણામાં સત્ અસત્ આદિ જે છે તેનો નિર્ણય 'અન્વય-વ્યતિરેકરૂપ' એક યુક્તિથી થાય છે. જેમકે, ઉપર કહેલી જાગ્રત્ અવસ્થામાં પણ હું છું, સ્વપ્ન અવસ્થામાં પણ તે જ હું છું, અને સુષુપ્તિ અવસ્થામાં પણ તે અને તે જ હું છું, એવો આપણને અનુભવ છે. એ ત્રણે અવસ્થામાં (કાલમાં) આપણે છિયે તેથી સત્ છિયે. પરંતુ તે અવસ્થાત્રય આપણામાં નથી એટલું જ નહિ, કિન્તુ જાગ્રત્ છે તે સ્વપ્નમાં અને સુષુપ્તિમાં નથી; સ્વપ્ન છે તે જાગ્રત્‌માં અને સુષુપ્તિમાં નથી; અને સુષુપ્તિ છે તે સ્વપ્નમાં અને જાગ્રત્‌માં નથી; એમ પરસ્પર એકબીજાના કાલમાં નથી–માત્ર એક જ કાલમાં હોય છે, ત્રિકાલમાં નથી, એથી એ જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, એ ત્રણે અસત્ છે. એ જ રીતિએ બાલ–યુવા–અને વૃદ્ધ–અવસ્થામાં–ત્રણે કાલમાં–આપણે એક અને એક હતા અને છિયે, એમ સ્પષ્ટ અનુભવ થાય છે; તેથી આપણે સત્ છિયે, અને એ બાલ-યુવા-વૃદ્ધ–અવસ્થાઓ એક બીજામાં નથી તેથી તે 'અસત્' છે.

એ આદિ અનેક પ્રકારે, આપણામાં આત્મા અને અનાત્મા, અથવા ચૈતન્ય અને જડ છે, તેને, શાસ્ત્રદૃષ્ટિથી, ગુરુવાક્યથી, યુક્તિથી, તથા અનુભવથી, જાણીને તેનો નિશ્ચય કરવો. આપણામાં જે શુદ્ધ આત્મા છે, તેનું ભાગત્યાગલક્ષણાથી (જહદ્-અજહદ્-લક્ષણાથી) સંશોધન કરવું, તેને 'તત્ત્વંપદાર્થ'વિવેક કહે છે. તે યથાર્થ સમજાયેથી, અનાત્મા કિંવા જડ તે હું નથી, કિન્તુ આત્મા કિંવા ચૈતન્ય છે તે જ હું છું, એમ સપ્રમાણ સમજાય છે.

યોગ્ય અધિકારીને એ તત્ત્વજ્ઞાન થયેથી અનુભવસિદ્ધ થાય છે કેઃ–

"अस्ति कश्चित्स्वयं नित्यमहंप्रत्ययलम्बनः ।
अवस्थात्रयसाक्षी सन्पञ्चकोशविलक्षणः ॥ १२७ ॥
यो विजानाति सकलं जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
बुद्धितद्वृत्तिसद्भावमभावमहमित्ययम्" ॥ १२८ ॥

शंकर. विवेकचूडामणि.

'પોતાનો શુદ્ધ આત્મા, અવસ્થાત્રયનો સાક્ષી, પંચકોશથી વિલક્ષણ, જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિમાં સકલને, બુદ્ધિને અને તેની

(બુદ્ધિની) વૃત્તિના સદ્‌ભાવને અને અભાવને જે જાણે છે, (અને જે બુદ્ધ્યાદિને સચેત કરે છે,) અહંશબ્દનું આલમ્બન, એવું કોઈ છે, તે જ નિત્ય સ્વયં (પોતે) હું આ છું.'

એ પ્રકારે યથાર્થ જ્ઞાન થયેથી, અહંકારાદિ દેહાન્ત જડવર્ગનો મારો ભાગ છે, તે હું નથી, કિન્તુ મારો શુદ્ધ આત્મા છે તે હું છું; અને તે આત્મા સચ્ચિદાનન્દસ્વરૂપ છે; અને તે ઉપાધિએકરી જૂદા જેવો દેખાય છે, પણ તે ઉપાધિનો વસ્તુતઃ બાધ થયે, પરમાત્મા છે તેમ રહે છે, એમ અદ્વિતીય બ્રહ્માત્માનો સાક્ષાત્ સ્વરૂપાનુભવ થાય છે. તેમ સ્વરૂપાનુભવ થયેથી કારણસહિત દુઃખની નિવૃત્તિ અને પરમાનન્દની પ્રાપ્તિ થાય છે. પરમેશ્વર, પરમાત્મા, આદિ અનન્ત નામે વર્ણાતું બ્રહ્મ તે સચ્ચિદાનન્દસ્વરૂપ જ છે. ઉપાધિનિમિત્ત પ્રતીત થયેલા ભેદનો નાશ થયે પરમાનન્દસહ એકતા પામી આનન્દરૂપ થવાય એમાં કંઈ સંશય વા આશ્ચર્ય નથી.

એ અદ્વિતીય બ્રહ્માત્મતત્ત્વ—અનન્યલભ્યત્વથી વેદાન્તનો વિષય છે—તે, ઉત્તમોત્તમ વિષય છે. પણ તે સામાન્યબુદ્ધિથી સમજાતો નથી, તેથી તેમાં સંશય અને વિપરીતભાવનાઓ બહુ થાય છે. તે યથાર્થ સમજવા બહુ પરિશ્રમ, સદ્વિદ્યા, સત્કર્મ, તીવ્રબુદ્ધિ, શ્રવણ, મનન, નિદિધ્યાસન, એ આદિની આવશ્યકતા છે.

કોઈ સામાન્ય વિષયના તત્શાસ્ત્રથી થતા યથાર્થ જ્ઞાનમાં, અને તે શાસ્ત્રને સમજ્યા વિના પોતાની મેળે જોઈને જાણ્યું એમ માની લીધેલા જ્ઞાનમાં એટલું બધું અન્તર પડે છે કે, કોઈ કોઈ પ્રસંગે તે માનેલું જ્ઞાન તો રહ્યું, પણ તેનું પ્રત્યક્ષ થયેલું જ્ઞાન તે પણ, માત્ર ભ્રાન્તિ કે અજ્ઞાન જ હોય છે, અને તે સંબન્ધમાં, અજ્ઞાતાર્થજ્ઞાપક શાસ્ત્ર, તેથી કેવલ વિરુદ્ધ જ સિદ્ધાન્ત કરી આપીને યથાર્થ જ્ઞાન અનુભવાવે છે, તો એ પરમપુરુષાર્થના સર્વોપરિ વિષય સંબન્ધમાં તો તેમ હોય એમાં આશ્ચર્ય શું?

શ્વેત (ધોળો) રંગ છે તે આપણે સર્વ જોઈયે છિયે, અને તે એક જ રંગ છે એમ પ્રત્યક્ષ દેખિયે છિયે અને માનિયે છિયે, પરંતુ તત્સંબન્ધિ શાસ્ત્રથી સિદ્ધ થાય છે કે, સાત રંગ મળી એક શ્વેત રંગ થયેલો છે.

આકાશમાં આપણે સર્વ પ્રત્યક્ષ દેખિયે છિયે કે મહો તથા તારા છે તે ચન્દ્રમાથી ન્યૂન—નહાના—છે. પરંતુ તત્સંબન્ધિ ખગોલ-

શાસ્ત્ર સિદ્ધ કરે છે કે, તે ગ્રહ વા તારાઓ ચન્દ્રથી બહુ જ મહાન્-મ્હોટા-છે.

મનુષ્યને એક મણ ભાર પણ રાત્રિદિવસ માથે રાખવો પડતો હોય તો તે અસહ્ય થઈ પડે, પણ વાતાવરણનો નિરન્તર રાત્રિદિવસ પ્રત્યેક મનુષ્યના ઉપર ૩૫૬૦ રતલ અથવા ૧૨૭૦ મુંબાઈના મણ ભાર રહ્યાં જ કરે છે એમ તે સંબન્ધિ શાસ્ત્ર સિદ્ધ કરે છે.

ઉભા હઈયે છિયે ત્યારે આપણે માનિયે છિયે કે આપણે ઉભા છિયે તે સ્થાને જ સ્થિર છિયે, પરંતુ એક સેકંડમાં આપણે ઓગણીશ માઇલ અથવા એક મિનિટમાં ૧૧૪૦ માઈલ પૃથ્વી સાથે ફરી જઇયે છિયે, એવું ખગોલવેત્તા પ્રતિપાદન કરે છે.

એવાં અનેક દૃષ્ટાન્તો છે. અત્ર પ્રશ્ન ઉઠે છે કે, શાસ્ત્રના સહાયવિનાનાં પ્રત્યક્ષપ્રમાણ અને અનુભવ ખરા છે, કિંવા શાસ્ત્રદ્વારા જણાય છે તે સત્ય છે? વિદ્વાનો તો જે શાસ્ત્રાધારે સપ્રમાણ સમજાય છે તેને અનુભવી તેને જ યથાર્થ, સત્ય, માને છે.

પરમપુરુષાર્થસાર જે પરમેશ્વરવિષયક જ્ઞાન છે તે એથી પણ અપૂર્વ છે.

પરમેશ્વરસંબન્ધના જ્ઞાનનો સ્વલ્પ અંશ કઈક આવો છે-તે અખણ્ડ સચ્ચિદાનન્દસ્વરૂપ છે. તે જ એક અદ્વિતીય બ્રહ્મ છે. આ સર્વ દૃશ્ય પ્રપંચ તેમાં વિકાર કર્યા વિના વિવર્તભાવે[1] ભાસે છે, પરંતુ યથાર્થ જ્ઞાન થયે તે કલ્પિત પ્રપંચનો બાધ થઈ અધિષ્ઠાન અવશેષ રહે છે, અને તે સચ્ચિદાનન્દને યોગીશ્વર જ્ઞાનીઓ સર્વત્ર અનુભવે છે. પરંતુ આરંભમાં સૂચવ્યાપ્રમાણે પરમેશ્વર પરબ્રહ્મનો વિષય અપાર, અકલ, અને અકથ છે.

સમર્થ ઋષિ મુનિઓ પણ કથે છે કેઃ—

"यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह"।

તે યથાર્થ છે.

વેદાન્તશાસ્ત્ર જે પરમેશ્વરને અનુભવાવે છે તે એવો મહત્તમ,

---

૧. વસ્તુના સ્વસ્વરૂપનો પરિત્યાગ થયા વિના સ્વરૂપાન્તર ભાસી મિથ્યા પ્રતીતિ થાય તે વિવર્ત અથવા उपादानविषमसत्ताकत्वे सति अन्यथाभावः।

છે એ ઉપર ઘણો સિદ્ધાન્તશાસ્ત્રાર્થ છે. આ પ્રસગ ટુંકામાં જ હાવ લખ્યો છે. આ સ્થલમાં શકાકરનાર એ તર્ક કરી શકે છે,- એક તો વાક્યજન્ય બોધજ્ઞાન અપરોક્ષ (હોય તો) તે વારે પરોક્ષજ્ઞાનનું શું લક્ષણ ? તો તેનું ઉત્તર આ જે,-ગુરુશાસ્ત્રપ્રમાણ ઉપર, વિચાર નિદિધ્યાસન (કર્યા) વિના (કેવલ) વિશ્વાસથી તે (પ્રમાણ) માનવું (નામ) વાક્ય માત્ર જાણવું, તેને જ અમે પરોક્ષ કહું છુ.

"બીજો તર્ક આ જે,-અપરોક્ષજ્ઞાનને અભ્યાસ ન ઘટે. અને માનિયે તો એકદેશીય પ્રસખ્યાનરૂપ[1] સિદ્ધાન્ત થાય.

---

૧ જીવબ્રહ્મની અભેદગોચરા અન્તઃકરણની વૃત્તિ તે તત્વજ્ઞાન કહાય છે તે તત્વજ્ઞાનથી કાર્યસહિત અજ્ઞાનની-અવિદ્યાની-નિવૃત્તિ થાય છે તે તત્વજ્ઞાનના બે સાધન છે ઉત્તમ અધિકારીને તો તત્વજ્ઞાનનું સાધન શ્રવણાદિ છે, અને મધ્યમ અધિકારીને નિર્ગુણ બ્રહ્મનું અહગ્રહ ઉપાસન જ તત્વજ્ઞાનનું સાધન છે તે તત્વજ્ઞાનનુ કરણરૂપ પ્રમાણ, 'પ્રસંખ્યાન' નામ 'વૃત્તિનો પ્રવાહ' છે તે છે ઉત્તમ અધિકારીને મનનથી પશ્ચાત્ 'નિદિધ્યાસન' રૂપ પ્રસંખ્યાન જ બ્રહ્મસાક્ષાત્કારનુ કરણ છે મધ્યમ અધિકારીને નિર્ગુણબ્રહ્માકારા નિરન્તરવૃત્તિરૂપા ઉપાસના કર્તવ્યા છે તે જ પ્રસંખ્યાન છે નિદિધ્યાસનરૂપ પ્રસખ્યાનનુ મૂલ મહાવાક્યરૂપ શબ્દપ્રમાણ છે કોઈ મનને બ્રહ્મજ્ઞાનનું કરણ કહે છે, અને પ્રસખ્યાનને મનનું સહચારી કહે છે એવા અનેક મત છે પર હુ મુખ્ય મત આ છે —

મહાવાક્યજન્ય જ્ઞાનથી અનન્તર 'પ્રસખ્યાન' ની અપેક્ષા છે નહિ, કિન્તુ મહાવાક્યથી જ અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અને તત્વજ્ઞાનમા સહકારિ મન છે જેથી નિદિધ્યાસન તથા એકાગ્રતા સહિત મન સહકારિ છે, અને વેદાન્તવાક્યરૂપ શબ્દ જ લક્ષણાવૃત્તિએ કરી બ્રહ્મજ્ઞાનનું કરણ છે, મન 'કરણ' નથી

શાસ્ત્રોક્ત શ્રવણ-મનનપૂર્વક બ્રહ્મગોચર પરોક્ષ જ્ઞાનના સસ્કારવિશિષ્ટ એકાગ્રચિત્ત સહિત મહાવાક્યરૂપ શબ્દે કરી અપરોક્ષજ્ઞાન થાય છે જેમ બિંબ પ્રતિબિંબના અભેદવાદમા, જલપાત્ર અથવા દર્પણાદિ સહકૃત નેત્રેકરી સૂર્યાદિકોનો સાક્ષાત્કાર થાય છે, ત્યા કેવલ નેત્રનું સૂર્યાદિકોના સાક્ષાત્કારમા સામર્થ્ય નથી, અને કેવલ ચચલ વા મલિન ઉપાધિનું જલપાત્ર અથવા દર્પણાદિનું સન્નિધાને કરી પણ સૂર્યાદિકોના સાક્ષાત્કારમા સામર્થ્ય નથી કિન્તુ નિશ્ચલ નિર્મલ ઉપાધિ-જલપાત્ર અથવા દર્પણાદિક-સહકૃત
૧ નેત્રમાં સૂર્યાદિકોના સાક્ષાત્કારનું સામર્થ્ય છે તેમ સંસ્કારવિશિષ્ટ નિર્મલ નિશ્ચલ ચિત્તરૂપી દર્પણના સહકારથી શબ્દેકરી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન સભવે છે

"તેનું ઉત્તર,–પ્રસંખ્યાનવાદી પરોક્ષ નામમાત્રની આવૃત્તિથી અપરોક્ષ માને છે. તેવું એ માનવું નથી.

"આવૃત્તિ (કરવા)માં पञ्चदशीનાં વાક્ય યથાર્થ અનુભવથી પ્રત્યક્ષ થયેલ છે. ब्रह्मानन्दे योगानन्द નામના એકાદશ પ્રકરણમાં લખ્યું છે કેઃ–

"यद्यप्यसौ चिरं कालं समाधिर्दुर्लभो नृणाम् ।
तथापि क्षणिको ब्रह्मानन्दं निश्चाययत्यसौ ॥ ११ ॥
श्रद्धालुर्व्यसनी योऽत्र निश्चिनोत्येव सर्वथा ।
निश्चिते तु सकृत्तस्मिन् विश्वसित्यन्यदाप्ययम्"[1] ॥ १२ ॥
अपरोक्षानुभूतिनुं વાક્યઃ—
"ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालम्बतया स्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिनी ॥ १२३ ॥
निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः"[2] ॥ १२४ ॥

એ રીતે ક્ષણિકવૃત્તિ તો ધારિયે તેવારે થઇ શકે છે. એ વૃત્તિ ચિરકાલ હોવી જોઇયે, તે કર્તવ્ય જીવન્મુક્તિના સુખની સિદ્ધિ સારૂ છે. अपरोक्षानुभूति માં વદે છે કે :—

---

૧. 'યદ્યપિ આ સમાધિ બહુકાલપર્યન્ત મનુષ્યોને દુર્લભ છે, તથાપિ આ (સમાધિ) ક્ષણિક થાય છે, (તોપણ) તે (સમાધિ) બ્રહ્માનન્દને નિશ્ચય કરાવે છે.

'શ્રદ્ધાલુ અને (સર્વથા હું સંપાદીશ એવા આગ્રહવાન્) વ્યસની જે છે તે આ (ક્ષણિક સમાધિને) વિષે અવશ્ય (આનન્દનો) નિશ્ચય કરે છે જ. અને તેનો એકવાર નિશ્ચય કરે સતે એ મનુષ્ય બીજા કાલમાં પણ (આનન્દ છે એવો) વિશ્વાસ કરે છે'

૨. "'હું બ્રહ્મ છું' એવી 'સદ્' (નામ પ્રમાણાન્તરબાધ-અયોગ્યા) વૃત્તિએ કરીને નિરાલમ્બતાએ (નામ દેહાદિના અનુસન્ધાનરાહિત્યેકરી) જે પરમ આનન્દદાયિની સ્થિતિ (અવસ્થાન) એ 'ધ્યાન' શબ્દે કરી વિખ્યાતા છે." (૧૨૩.)

'નિર્વિકારતારૂપા (નામ બાહ્ય વિષયના અનુસન્ધાનરહિત અન્તઃકરણની) વૃત્તિએ અને વળી (અન્તર્) બ્રહ્માકારતાએકરી (નામ બ્રહ્માકાર વૃત્તિએકરી) જે સમ્યક્ (નામ સંસ્કારરહિતધ્યાનધ્યેયાકારવૃત્તિશૂન્યત્વ) વૃત્તિવિસ્મરણ (નામ દ્વૈતનું અનનુસન્ધાન) તે (બ્રહ્માકારમાત્રતાએ સ્ફુરણથી) જ્ઞાનસંજ્ઞક સમાધિ છે.' (૧૨૪.)

"येषां वृत्तिः समावृद्धा परिपक्का च सा पुनः
ते वै सद्ब्रह्मतां प्राप्ता नेतरे ब्रह्मवादिनः"[1] ॥ १३२ ॥

"ઇત્યાદિ ત્યાં જ વાક્ય છે. તે જ દૃઢ અપરોક્ષ. તેસારૂ શાન્તિ-નિવૃત્તિ-લેવા વૃત્તિ આગ્રહ કરે છે.

"દ્રવ્ય કમાણામાં તો વાંધો અમારા મનથી નથી. (અરે) તેને યથાર્થે ભોગવવાની આતુરતા રહે છે.

"૨. (तमारो बीजो प्रश्न). અપરોક્ષજ્ઞાનવાળાનાં લક્ષણ યથાસ્થિત આપણામાં ભાસે છે કે શી રીતે?

(उत्तर). તેનું અમને અનુભવમાં (पञ्चदशीना तृप्तिदीप અનુસાર) આમ છે કેઃ—

"इच्छन्नप्यज्ञवन्नेच्छेत् 'किमिच्छ'न्निति हि श्रुतिः ॥ १९० ॥
रागो लिङ्गमबोधस्य सन्तु रागादयो बुधे"[2] ॥ १९१ ॥

"ઇતિ. पञ्चदशीના तृप्तिदीपગતવાક્ય તેવાં જ પ્રત્યક્ષ ભાસે છે. એટલે કામાદિ (દૃઢ) બલવાન, અજ્ઞવત્ નથી. કંઈ સ્વાધીનવત્ છે. જેમ જેમ અભ્યાસની વૃદ્ધિ તેમ તેમ કામાદિની શિથિલતા થવાની છે. (અદૃઢકામાદિ) વિદ્યમાન છે તે ભર્જિત-બીજવત્ છે.[3]

"३ (त्रिजा प्रश्ननुं उत्तर). વિદ્વાનનાં લક્ષણ સર્વેના જાણવામાં બરોબર આવતાં નથી; પણ વિદ્વાનો (હોય તે) તેના (વિદ્વાનનાં) લક્ષણ સમાગમથી જાણી શકે:—અષ્ટાવક્રનું વાક્ય છે કે:—

"भ्रान्तस्यैव दशास्तास्तास्तादृशा एव जानते."[4]

---

૧. 'જેઓની એ વૃત્તિ સારી રીતિએ વૃદ્ધિ પામી છે, અને વળી તે પરિપકવા થઇ છે, તેઓ જ સદ્બ્રહ્મને પામેલા છે, બીજા કેવલ બ્રહ્મનું કથન કરનારા જેઓ છે (તે સદ્બ્રહ્મને પામેલા) નથી.'

'૨ જ્ઞાની ઇચ્છા કરતે સતે પણ અજ્ઞાનીની પેઠે ઇચ્છતો નથી. કારણ "किमिच्छन्" (કિયા વિષયને ઇચ્છતો છતો ઇચ્છે) એવું (શ્રુતિમાં) સાંભળ્યું છે. (શાસ્ત્રમાં પ્રથમ આમ કહ્યું છે કે) રાગ છે તે અજ્ઞાનનું ચિહ્ન છે; (અને પછી આમ કહે છે કે) બુધમાં—જ્ઞાનીમાં—રાગાદિ ભલે હો. (તે દૃઢઅદૃઢ ભેદથી છે. ઉપર પ્રમાણે આભાસમાત્ર ઇચ્છા માનેથી એ બે શાસ્ત્રવાક્યોનો અવિરોધ થાય છે.) ૩ શેકેલ.

૪. '(વિદ્વાનોની) તે તે દશાઓ ભ્રાન્તની દશાઓ જેવી છે. તેઓને તેઓના જેવા જ જાણે છે.'

"૪ (**ચોથા પ્રશ્નનું ઉત્તર**). વિદ્વાનનાં યથાસ્થિત લક્ષણ પોતામાં ન ભાસે ત્યાંસુધી, અપ્રતિબદ્ધ દૃઢ-અપરોક્ષ-જ્ઞાનવાન્ સાક્ષાત્કાર કહી શકાય નહિ, એમ શાસ્ત્રવાક્યથી જાણવામાં છે.

"૫ (**પાંચમા પ્રશ્નનું ઉત્તર**). અમારી દૃષ્ટિમાં વિદ્વાનને યથાર્થ લક્ષણ સંપાદન થવાની પૂરી જરૂર છે. અને તે સત્કારપૂર્વક નિત્ય નૈરન્તર્યે નિદિધ્યાસનાદિના અભ્યાસની વૃદ્ધિથી થાય છે. એ અભ્યાસસારૂ શાસ્ત્રોક્ત સંન્યાસાદિ આવશ્યક છે. વિદ્વત્સંન્યાસની પણ, ઐતરેયોપનિષદ્‌ભાષ્યાદિમાં યથાવિધિ આવશ્યકપણે, ઉક્તિ છે. તે જ રીતે અમારા મનમાં નિશ્ચય છે.

"૬ (**છઠ્ઠા પ્રશ્નનું ઉત્તર**). ભાષ્યાદિ એકવાર સર્વ ભાર અવલોકનમાં આવેલ છે. મુખ્ય ગીતાભાષ્યમાં જ સર્વસ્વ છે, તેમાં કંઈ વાંધો લેવા જેવું નથી. બ્રહ્મચારીજી કેહે છે તેમ જ છે. પણ કેટલેક પ્રસંગે મુમુક્ષુ, બોધેચ્છુ, બુભુત્સુને[1] સરલમાર્ગે કૃપાલુ ગુરુએ બતાવવો જોઇયે, તો જ તેની વૃત્તિ પ્રચાર કરી શકે. જેવારે અસ્મદાદિને[2] રામમહારાજાદિનો બોધ કિંચિત્ પણ શ્રદ્ધોત્પાદક થયો, તેવારે આ બ્રહ્મચારીજીની વ્યાખ્યા કિંચિત્ સમજવા મનને બને છે. નહિંકર પ્રારંભ જ આકરી રીતિથી થાય તો હું જાણું છું કે ભયાનક વાક્યોથી વૃત્તિ પાછી હઠે. અપરોક્ષજ્ઞાનનિષ્ઠામાં અમે મનથી સન્દેહ રાખતા નથી. અભ્યાસની ન્યૂનતાથી તે સંબન્ધી લાહો નથી. તથાપિ વ્યવહારાદિ અનેક પ્રસંગમાં બોધજન્ય સહાયતા અવશ્ય મળ્યાં કરે છે. એ અનુભવ હું જાણું છું. અને આપને ઘણે પ્રસંગે મનના સમાધાનમાં આવતો હશે જ. એટલી વાતમાં પણ રામાદિગુરુપ્રતાપ માનવો જ જોઇયે. આ પ્રસંગ મારા બોલવાથી શાસ્ત્રીજીને ભારે પડેલ ખરો, પરંતુ જેવું મનમાં તેવું બોલાણું લખાણું છે એ જ વિનતિ.

બ્રહ્મચારીજી[3] આગળ અમારૂં ઔદ્ધત્યભાવે બોલવું લખવું

---

૧. જીજ્ઞાસુ—જીવન્મુક્તિના ભોગને જાણવા ઇચ્છનાર. ૨. અમો આદિને.

૩. ગણેશશાસ્ત્રી નામે બ્રહ્મચારી ભાવનગરમાં રહેતા હતા. તેઓનું મત આમ હતું કે,—સંન્યસ્ત કર્યા વિના બ્રહ્મજ્ઞાનનો બોધ થાય જ નહિ. તદનુસાર તેઓનો ઉપદેશ હતો. પોતાના મતથી વિરુદ્ધ મતવાળાને તેઓ નિન્દતા હતા. સુજ્ઞ ગોકુલજીને પ્રતિપક્ષમાં ગણતા. ઉપરના પ્રશ્નો તેઓએ જ લખાવેલા હતા. તેઓ એકવાર જીર્ણદુર્ગ યાત્રાર્થે જઈ આવ્યા હતા. સુજ્ઞ ગોકુલજીભાઈ સહ તેઓનો સંવાદ થયો હતો.

નથી. તેમ તે પોતાની સ્વાભાવિક કૃપાથી ભાષ્યાદિ—જેમાં પરિપૂર્ણ અપરોક્ષજ્ઞાનીનાં લક્ષણ છે—તે અવકાશે મને બતાવવા ધારણા કરે છે, એવું આપનું લખવું વાચી બહુ રીતે બ્રહ્મચારીજીનો ઉપકાર માનું છું જે,-સ્વલ્પ સમાગમમાં પણ તેઓની કરુણા મારાઉપર મહાન્ છે. હુંથી કઇં સેવા બની આવી નથી. પણ મહાત્માનો તો એ જ સ્વાભાવિક ધર્મ છે, તે પ્રમાણે તેમની કલ્પનાનો ઈશ્વર અવશ્ય એ સમાગમ (અને) ફલ આપશે જ.

---

"પત્ર બેના ઉત્તરમાં ઘણે દિવસે પણ સવિસ્તર આપનું કૃપાપત્ર પ્રશ્નસહિત આવ્યું તે વાચી વધુ ખુશી થઇ છે. પ્રસંગે એવાં પ્રશ્નોત્તર ચલાવ્યાથી પણ હું લાભ માનું છું. યથામતિ ઉત્તર લખ્યું છે, તેઉપર વિચાર કરી લખવું રહે તે લખાવશો. એજ વિનતિ.

"ઉભય સ્વામી તથા ઉભય વડીલ[1] તથા સજ્જન મણ્ડલને યથાયોગ્ય કહેશો. આપે યાત્રાર્થે ત્વરા દર્શાવી ખર્ચવિષે લખ્યું તે આપના પિંડથીજ અમને હિમ્મત પ્રથમથી વધેલ છે. મારો વિચાર લંબાણઉપર એવાજ કારણથી કે, એ આરંભ થયા પછે પાછી જગત્‌ની કૂટ કરવી જ ન રહે, એમ દેશકાલથી નિવૃત્ત થવું. તેમ કાશદી પઠે યાત્રા કર્તવ્ય નથી. તૃપ્તિપર્યન્ત દેશાટન સત્સમાગમ કર્તવ્ય છે. અવે જે કામવ્યવસાય છે તે ટુંકો થાતાં પરસ્પરથી જે પહેલો પરવારે તે બીજા પાસે આવી રહેતાં તેને જલદી નિવૃત્ત કરે. એમ જ મનમાં છે. કૃપા રાખી પત્રોત્તર લખશો. સં. ૧૯૨૨ ના પ્રથમ જ્યેષ્ઠ સુદિ ૧ સોમ.—વિ. ગોકુલજી."

---

પત્રવ્યવહારસંબન્ધમાં સુજ્ઞ ગોકુલજીભાઇએ મુંબાઇમાં પ્રથમ સમાગમવેલા સ્નેહપૂર્વક સૂચના કરેલી તે આ લેખકે સ્વીકારી હતી. તે પ્રમાણે જ્યેષ્ઠ માસમાં પ્રથમ એક પત્ર લખ્યું જણાય છે. તેનું ઉત્તર સુજ્ઞ ગોકુલજીઆર્યે લખેલું તે નીચે પ્રમાણે છે.

"પરમસ્નેહી ભાઈશ્રી ૫

મનઃસુખરામ સૂર્યરામજી. મુ. મુંબાઈ.

"શ્રીરાજકોટથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજી વિ. સંપત્તિ-

---

૧. રા. રા. ગૌરીશંકરજી તથા રા. રા. દેસાઈ સંતોષરામજી.

રામના સા. નમસ્કાર વાચવા. અત્ર કુશલ છે. આપનું કૃપાપત્ર ગયા જ્યેષ્ઠ વદિ ૩ નું લખેલ, અમો અહિંને મુકામ હતા તેવારે, પહોંતું હતું. મારૂં તુરતમાં જૂનેગઢ જવું થયું અને આપનું પત્ર અહિં દફતરે રહી જવાના કારણથી તેનું પ્રતિઉત્તર નહિ લખાયું તે ક્ષમા કરશો. આપ સાથે નિરન્તર પત્રવ્યવહાર રહેવા રાખવા ખરી ઉલટથી મારૂં બોલવું હતું, તે પ્રમાણે નહિ ચાલવાનો સબબ પણ કમમાહીતીને લીધે રહ્યો, તે આપનું પત્ર આવવાથી અવે વિસ્મરણ નહિ રાખી, પ્રતિમાસે પત્ર વિનતિ લખવા અવે પછે ધારૂં છઊં. અને આપ પણ અવકાશે કૃપા કરી લખતા રહેશો. તેમ જ આપની મૂલ રહેણાકનું સ્થાન તથા મુંબઈનું સ્થાન વિસ્મરણ થયો છું, એ પણ લખાવશો. આપ હાલમાં ધંધો (ધનદો) રોજગાર શું ચલાવો છો તે લખાવશો. આ રીતે લખી શ્રમ આપવાનું કારણ જે હમેશ આપને વાસ્તે સ્મરણ રહે. આપનું પ્રથમથી બુદ્ધિવર્દ્ધકસભામાં પરોક્ષ મળવું થયું. બાદ પ્રત્યક્ષ મારે ઉતારે કૃપા કરી પધારેલા તે રોજ મેળાપ થયેલ છે. જેથી આપનું દર્શન વિસ્મરણ નથી, તથાપિ બાકી નથી જાણતો; તેથી આ શ્રમ આપી ઉત્તર માગું છું.

"આ પ્રસગે એક બીજી વાત પણ લખવાની જરૂર પડી, તે સહજવૃત્તિએ લખું છું. હાલ એક બે આપના જેવા વિદ્વાન્ પુરુષોને અહિંના કામ પ્રસગમાં રાખવા અમે ચાહું છઊં. તે કારણ પણ વિનતિ જે દેશીય રાજ્યની સપૂર્ણ વ્યવસ્થા સારી નહિ, જેથી ત્યાં આપને વાસ્તે હાલ કઈ રીતિનો નિર્વાહ છે, તે જાણ્યા વિના આપને નિમન્ત્રણ કરી શકતો નથી. નહિ તો આપ જેવાને તો હું નિરન્તર સહવાસમાં જ રાખવા ઇચ્છું. અને અંગ્રેજી જ્ઞાન છે તે વધુ ઉપયોગ અને મુખ્ય તો દૈશિક દુર્લભ * * * * * * * * દિવાની ફોજદારી કામની આજમાએશ પાકી જેને હોય, અને તેને હાથે કામ બનેલ હોય, અંગ્રેજી 'કેસ' પસન પડતા લખી શકે અને એ કામમાં પક્કી સુરત પહોચતી હશે તેવા અસામીને રૂ. ૨૦૦ થી ૨૫૦ ના પગારની જગ્યો છે, તે આપને સહજ સૂચના છે. આપની નજરમાં કોઇ પ્રામાણિક હશે તો લખશો.

"આ વાત તમારી નજરમાં રહેવા લખી રાખી છે. અવે આપણે

ધર્મસંબન્ધિચર્ચા લખવાવિષે વિચાર કરવો તે અવલ આપની વૃત્તિનો નિશ્ચય જાણવા ઇચ્છું છું. એમ તો ધારેલું છે જે, સ્વરૂપનિષ્ઠા છે, આપણાં શાસ્ત્રમાંથી તે બોધ થયેલ છે. તેથી આપણાં શાસ્ત્રની મહત્તા, અપૂર્વતા, શ્રદ્ધાપૂર્વક ભાસતી જ હશે. પણ વર્તમાનકાલમાં નાસ્તિકતા તથા આપણાં શાસ્ત્રધર્મઉપર અનાસ્થા આપણામાં ઘણી વૃદ્ધિગત હુંને લાગે છે. તે સારૂ ચર્ચા છે. આપણા ધર્મસંબન્ધી સહુને ગોરા જ બોલવામાં આવે છે. પણ હું ધારૂં છું જે તમારા જેવા ઉભય વિદ્વાને આપણી આગલી ધર્મોત્કર્ષતાનું પ્રજાને ભાન તુરત થવા ઉપાય કરવા જોઇયે. જેથી પૂર્વવયમાં જ સ્વધર્માભિમાન તથા સર્વોત્કૃષ્ટતાનો તેને દઢનિશ્ચય થઈ વ્યવહારમાં તેનું ચિત્ત ડગે નહિ. એ ઉપાય જલદી નહિ થાય તો બહુ જ આપણા ધર્મજ્ઞાનનો લોપ વૃદ્ધિગત રહેશે. સર્વે વાતો દૈવવશ છે પરં તુ મનમાં આવે છે તે ચર્ચવું જોઇયે.

"આપણા શાસ્ત્રમાં સંપ્રદાયશુદ્ધિ મુખ્ય લખે છે. તેનું શી રીતે આપ ધારો છો? હાલમાં એમ જ ઘણો પુકાર છે જે, વેદધર્મમાં વર્ણાશ્રમ નથી, પછેથી કલ્પેલા છે. પણ અમો તો વેદગત માનુ છું.

"સ્વકાલે સ્નાનસન્ધ્યાદિ યથાશક્તિ ષટ્કર્મ કર્તવ્યનું આવશ્યક કે શી રીતે? જપાદિ, ધ્યાનાદિ, ઉક્તિ શાસ્ત્રની છે તે યોગ્ય ધારો છો, કે, આધુનિક કહે છે,-ઈશ્વરનો જપાદિ જરૂર નથી, નિર્મલાદિ વ્યવહાર છે તો બસ છે, (તે યોગ્ય ધારો છો)?

"હાલ તો એટલું જ લખી બંધ કરૂં છું. પણ આપનો નિશ્ચય લખશો તથા અવેથી અવકાશે પત્ર જારી રાખશો. અમે ચાર રોજ પછે જૂનેગઢ જઈશું. એ જ વિનતિ. સં. ૧૯૨૩ ના ભાદ્રપદ વદિ ૮ શનિ."

---

ઉપરનું પત્ર, બહુશ્રુત, બુદ્ધિમાન્, અને વિવેકી રા. રા. મણિશંકર જટાશંકરના નીચેના પત્ર સાથે આ લેખક ઉપર આવ્યું.

" ૮-૧૧-૬૭, ભૃગુ, રાજકોટ.

"રાજમાન્ય રાજશ્રી ભાઈ મનઃસુખરામ સૂર્યરામ.

સુ. મુંબઈ.

"રાજકોટથી લિ. મજમુદાર મણિશંકર જટાશંકરના સા. નમસ્કાર. આપની સાથે મારે કોઈ પ્રકારે આજ સુધી વ્યવહાર ચાલ્યો

નથી. તોપણ ભાઇશ્રી ગોકુલજીભાઈના મુખથી આપની લાયકી સાંભળી આનન્દ થાય છે. ને તેને જ લીધે આ પત્રથી આપને શ્રમિત કરવાની છૂટ લીધી છે.

"ઝાલાજિયે આપઉપર લખી રાખેલ પત્ર તેઓ પાસે પડતર રહેલ, દરમિયાન તેઓને જ્વરપરાભવ પણ થયો હતો. હાલમાં તંદુરસ્તી થતી આવે છે. તેઓ કંઈ કામ તથા હવા બદલ પ્રસંગે હાલ જેતપુર ગયા છે. ત્યાં દફ્તર તપાસતાં એ કાગળ મળી આવ્યાથી આપને પુગાડવા મને મોકલ્યો છે, તે આ પત્રાન્તર છે. અને એટલા જ સારૂ રેજીસ્ટર કરાવ્યો છે.

ધર્મસંબન્ધી તમો ઉભય વચ્ચે જે લખાણુ ચાલે તે જાણવાની મારી જિજ્ઞાસા છે. તેટલા માટે આપ મારી મારફત પત્ર મોકલશો તો હું ઝાલાજીને પહોચાડી આપીશ. સામાન્યરીતે ધર્મસંબન્ધી આપનું કેવું મત છે, તે જો પત્રદ્વારાએ હુંને જણાવશો તો આપનો ઉપકારી થઇશ.—સં. ૧૯૨૪ ના કાર્તિક સુદિ ૧૧

વિ. મણિશંકર જટાશંકર."

---

क. कीर्टिंज रजपुतस्थानमां जतां त्यां मलवा जवुं. मातृगया.

કર્નલ કીટિંજ સંવત્ ૧૯૨૩ ના વૈશાખમાસમાં રજા લઇ વિલાયત ગયા. તેઓની જગોએ કર્નલ ઍન્ડરસન સન ૧૮૬૭ ના જુલાઇ માસમાં 'આક્ટિંગ પોલિટિકલ એજન્ટ' નિયમાયા. પછી કર્નલ કીટિંજ રજપુતસ્થાનમાં 'ગવર્નર જનરલના એજન્ટ' નિયોજાયા તેથી સુરાષ્ટ્રમાં પાછા ન આવતાં ત્યાં ગયા. અને કર્નલ ઍન્ડરસન સુરાષ્ટ્રમાં સુસ્થ થયા.

કર્નલ કીટિંજની મમતા રા. રા. ગોકુલજીભાઈ ઉપર બહુ હતી એ આપણે જાણ્યું છે. તેથી રા. રા. ગોકુલજીભાઈનું મન તેઓને મળવાસારૂ આકર્ષાય એ સ્વાભાવિક છે.

સંવત્ ૧૯૨૪ ના કાર્તિકમાસમાં પોતાના સ્નેહિસંબન્ધી, સહકારી, અને સહાય રા. રા. નૃસિંહપ્રસાદને સાથે લઈ, રા. રા. ગોકુલજીભાઈ ક. કીટિંજને મળવા રજપુતસ્થાનમાં ગયા. દફ્તરદાર રા. રા. બાપુભાઇ દયાશંકર પણ તેઓના સહચર થયા.

એ ત્રણે ગૃહસ્થો પ્રવાસે નીકળ્યા. તેમાં રા. રા. ગોકુલજીભાઇને 'એક પંથ ત્રણ કાજ' હતાં. કર્નલ કીટિંજને મળવું, જગદંબા 'અંબામાતા'નાં દર્શન, અને નિજ-અંબા સદાકુમારીનું શ્રાદ્ધ માતૃગયા સિદ્ધપુરમાં કરવું. એ ત્રણ ગૃહસ્થોના સંઘે માર્ગમાં અનેકયાત્રાઓ કરી જણાય છે. કડી, પાટણ, સિદ્ધપુર, વડનગર, વિશલનગર, પાલનપુર, અંબામાતા, આબુ, અને સિરોહી આદિસ્થલોએ તેઓ ગયા હતા. સિરોહીમાં ક. કીટિંજ આદરસત્કારપૂર્વક તેઓને મળ્યા. તેઓને ખુ. નવાબસાહબનું તા. ૯ મી નવેંબર સન ૧૯૬૭ નું પત્ર આપ્યું. ત્યાં ત્રણે જન થોડા દિવસ રહ્યા અને તા. ૬ ઠી ડિસેમ્બર સન ૧૮૬૭ ને દિને ક. કીટિંજે ખુ. નવાબસાહબ ઉપરનું ઉત્તર લખી આપતાં સર્વે પરસ્પરના સ્નેહથી રાજી થઇ વિદાય થયા.

અધા મળી ૪૦ દિવસનો તેઓનો પ્રવાસ થયો. રા. રા. ગોકુલજીભાઈ કહેતા કે 'એ પ્રવાસમાં અમે સર્વે રમતગમતમાં અને આનન્દમાં રહેતા. સિદ્ધપુરમાં માતૃશ્રાદ્ધ કરતાં માતૃષોડશીના શ્લોકો ભણવામાં આવે છે તે સાંભળતાં અશ્રુપાત થયો હતો.'

એ પ્રવાસમાંથી આવ્યા પછી તેઓએ આ લેખક ઉપર પત્રોત્તર લખેલું તે નીચે ઉતારવું છે.

*એ જ વર્ષમાં રાજકુમારપાઠશાલાસંબન્ધી વિચાર કરવા રાજકોટમાં કારભારીઓની સભા ભરાઇ. ત્યાં રા. રા. ગૌરીશંકર, સામલદાસઆદિ ગૃહસ્થો આવતાં તેઓની સાથે પણ રા. રા. ગોકુલજીભાઇને સમાગમ રહ્યો હતો.*

---

સુરા ગોકુલજીભાઇલિખિત પત્ર.

"સકલગુણસંપન્ન રાજશ્રી ૫

મન સુખેરામ સૂર્યરામ. મુંબઈ.

"શ્રીજીર્ણદુર્ગથી લિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના નમસ્કાર વાચવા. અત્ર કુશલ છે. આપની કુશલતાનો કૃપાપત્ર કાર્તિક વદિ ૧૧ નો લખેલ માર્ગશીર્ષ વદિ ૩ ને દિને રા. મણિ-

શંકર મારફત પહોચ્યો. સમાચાર જાણ્યા. હાલમાં અમારે મહેરબાન ક્રીટિંજ સાહબની મુલાકાત તથા તે પ્રસંગે શ્રીઅંબાજીની યાત્રા વગેરેસારૂ જવું થયેલ. તેતરફથી આવતાં આપનું પત્ર મળ્યું છે. અને માગેલા સર્વે ઉત્તર સવિસ્તર વાચી ખુશી થઇ છે. આપનો સ્વતન્ત્ર વ્યવહાર છે, જેથી,–અનુકૂલતા ઈશ્વર એ જ રીતે રાખો—એ જ સન્તોષ માન્યો છે, એ ધટાર્થ છે. માત્ર સ્મરણમાં રહેવા પ્રશ્ન કરેલું હતું.

* * * * *

" જે મનુષ્ય અમારે રાખવાનું છે તે અંગ્રેજીમાં 'અપીલ' ઇત્યાદિ કામ સારી રીતે કરી શકે, ન્યાયખાતામાં 'કેસ' બનાવી શકે તેવું અમારી પાસે અહિં રાખવાને જરૂર છે તે નજરમાં રાખશો.

" આપનું પત્ર આવતાં જ મુંબઇમિત્યે ખાનગી આરતની તો કશી વાતે અમને અવે ન્યૂનતા રહી નથી. એ પ્રસંગે જણાશે..

"અવે મૂલપ્રસંગ ધર્મચર્ચાસંબન્ધી છે તે પ્રસંગનું આપનું લખાણુ મારા મતને સંપૂર્ણ મળતું છે. આપણા ધર્મની સર્વેને આસ્થાવૃદ્ધિ થવામાં મુખ્ય આરંભ, સારમાન્યવાક્યનો સંગ્રહ ભાષાન્તરસહિત નાનાં પુસ્તકો કરવાનો સંકલ્પ આપે લખ્યો છે, તે જ આવશ્યક આરંભમાં છે. તેવિષે ચર્ચા રાજશ્રી મણિશંકર, રા. નૃસિંહપ્રસાદ તથા અમારા વચ્ચે થયાં કરે છે. તેમની પણ તેવી જ ઇચ્છા છે. તેનો આરંભ અજી થયો નથી. હવે આરંભ કરવો તથા તેને વાસ્તે નિયમ બાંધવા તે યુક્તિ આપ ધારીને લખજો. રા. મણિશંકરજીએ '**ધર્મમાલા**' વગેરે ઘણું લખાણુ પણ કરવું છે. અમે પણ તુરતમાં વિચારી એક ધારણા ધારી આપને સૂચવશું. સુખ્યકરી આપણા ધર્મની મહત્તા સર્વેના યથાસ્થિત જાણવામાં આવવી જોઇયે. સર્વે કરતાં પણુ તે આપણી પ્રજાને જરૂરનું છે. કારણ, ધર્મ તે શું, એ બાલ્યાવસ્થામાંથી જાણવા આપણામાં કઇં સાધન નથી. અને ધર્મનાં મૂલતત્ત્વો જાણ્યા વિના બીજા પંથોની વર્તણુક ઉપરથી આપણા ધર્મઉપર નાસ્તિક ભાવ બંધાઈ, બીજાના ધર્મઉપર ઉપરલાં (બાલકો) આસ્થા કરે છે, એ માર્ગ, પ્રથમથી બંધ થવો જોઇયે.

"સંપ્રદાયવિષે મારું લખવું એવું હતું, જે, આપણા શાસ્ત્રમાં 'વિદ્વાક્ય શૂદ્રસાન્નિધ્ય ન ભણાય' ઇત્યાદિ ઘણા સંકેત છે, તે ખાતે આપનું શું મત છે.' એ જાણવા મારો પ્રશ્ન હતો. તે અવે પ્રસંગે લખશો. ને એ જ સંપ્રદાયને અનુસાર ભાષાન્તર થવું જોઇયે. તેમ જ વર્તમાનકાલને અનુસાર ગૃહસ્થ ભિક્ષુક એ બેને વાસ્તે પૃથક્ નિયમ હોવો જોઇયે. તેમ જ વ્યવહાર—મરણ પરણ સીકેના—નવેશીરથી યથાશાસ્ત્ર નિયમ કાલાનુસાર થવા જોઇયે.

"આપણા શાસ્ત્રથી ગુરુદ્વારા મારા મનમાં નિશ્ચય થયેલ છે તે સહજ સૂચનાર્થે લખું છું. શાસ્ત્રમાં ઈશ્વરારાધનરૂપ અનેક પ્રકારનાં યજ્ઞ, દાન, અધ્યયન (આદિ) ઉપાય ચિત્તશુદ્ધિસારૂ લખ્યા છે, તે સપ્રમાણ છે. છાન્દોગ્યગત વાક્ય છેઃ—પ્રથમ એટલે ગૃહસ્થાશ્રમસારૂ ધર્મના ત્રણ સ્કન્ધ છે,—યજ્ઞ, અધ્યયન અને દાન. એ કર્માનુષ્ઠાનજન્ય ધર્મથી ચિત્તશુદ્ધિ થઇ ઇહજન્મજન્માન્તરીય (સંસ્કાર)થી સ્વરૂપવિચારની ઇચ્છા થાય છે.

"પછી તુરતમાં યથાર્થ વિચારથી સચ્ચિતલક્ષિત સ્વરૂપની ચિત્તમાં વ્યક્તિ થાય છે. પરં તુ અજ્ઞાનકૃતઆવરણ સ્વરૂપાનન્દગત છે. વિચારથી એકાગ્રચિત્તનિદિધ્યાસનદ્વારા તે સ્વરૂપાનન્દની વ્યક્તિ દૃઢારૂઢ કરવી એ જ મુમુક્ષુનો પરમપુરુષાર્થ છે. ઉપરના વિચાર અનુસાર પ્રમાણવાક્ય જાણવામાં (છે) તે લખું છુંઃ—

पञ्चदशी चित्रदीपेः—

"नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम् ।
असङ्गानन्दताद्येवं कूटस्थेऽपि तिरोहितम् ॥३५॥ चित्रदीपे
सत्त्ववृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वतः ।
रजोवृत्तेस्तु मालिन्यात् सुखांशोऽत्र तिरस्कृतः" ॥१८॥
आत्मानन्दे.

૧ '(ભ્રાન્તિ કાળે મોતીની છીપવિષે રૂપાનો ભાસ થાય છે ત્યારે) જેમ છીપમાંનું કાળું પૂંઠું અને ત્રિકોણઆકાર ઢંકાયલાં છે એમ કૂટસ્થ આત્મા વિષે પણ અસંગતા અને આનન્દતા આદિ તિરોહિત (ઢંકાયલાં) છે.' ૩૫. '(તે આનન્દાદિ ક્યાં પ્રતીત થાય છે?) સત્ત્વગુણની વૃત્તિના નિર્મલત્વથી સત્ત્વગુણની વૃત્તિમાં ચિત્ અને સુખની એકતા (ભાસે છે.) રજોગુણની વૃત્તિના માલિન્યથી તો સુખાંશ ત્યાં ઢંકાઇ ગયો છે.' ૧૮.

"(૧) સામાન્ય,[1] (૨) વિશેષ,[2] (૩) કલ્પિતવિશેષ, એ ત્રણ લક્ષણ ભ્રાન્તિગત છે. અને શુક્તિગતરજત[3]ભ્રાન્તિસ્થલે[4] શુક્તિ(નું)સામાન્યસ્વરૂપ–વાકચક્યભાવનું ભાન–તે રજતભ્રાન્તિ (નું) સાધક છે, બાધક નથી. તે જ રીતે 'સચ્ચિત્'સ્વરૂપ સામાન્ય છે, તે અજ્ઞાનનું સાધક છે, બાધક નથી. અને શુક્તિ(નું) વિશેષરૂપ–[5]નીલપૃષ્ઠ ત્રિકોણાકૃતિ છે, તે જ વિશેષસ્વરૂપ. તે (વિશેષસ્વરૂપ)નું જ્ઞાન તે, કલ્પિતવિશેષસ્વરૂપ–જે રજત, તેનું બાધક છે. તે જ રીતે વિશેષસ્વરૂપ–સ્વરૂપના આનન્દનો આવિર્ભાવ–તે જ કલ્પિત-વિશેષરૂપ–અજ્ઞાનાદિ–તેનું બાધક છે. એ પૂર્વવાકયમાં આવરણસ્વરૂપ લખ્યું છે ત્યાં ઘણા શ્લોકોથી એ પ્રસંગ સ્ફુટ છે.

"અને બીજું વાકય—સત્ત્વવૃત્તિમાં જ આનન્દનો આવિર્ભાવ થાય છે. તે પ્રસંગના શ્લોક ત્યાં બીજા પણ છે. એ રીતે આનન્દસ્વરૂપ વૃત્ત્યારૂઢ[6]કર્તવ્ય (એ)જ પુરુષાર્થ છે. તેમાં પ્રમાણ. भगवद्वाक्यः—

"शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।"
"यत्रोपरमते चित्तं." "सुखमात्यन्तिकं यत्तत्."[7]

---

૧ જે ભ્રાન્તિ સાથે પ્રતીત થાય છે, અને જેની પ્રતીતિ વિના ભ્રાન્તિ થાય નહિ, એવું જે લક્ષણ અથવા અંશ તે 'सामान्य' તેને आधार પણ કહે છે.

૨ જે ભ્રાન્તિકાલમાં પ્રતીત થાય નહિ, પણ જેની પ્રતીતિ થયે ભ્રાન્તિ દૂરા જ થાય છે એવું જે લક્ષણ તે 'विशेष' તેને अधिष्ठान પણ કહે છે. શુક્તિના દૃષ્ટાન્તમાં નીલપૃષ્ઠત્વ, ત્રિકોણત્વ, આદિ છે, દાર્ષ્ટાન્તમાં અસંગતા આનન્દતા આદિ છે તે 'વિશેષલક્ષણ' છે.

૩ છીપમાં ભાસતું રૂપું. ૪ શુક્તિમા રૂપાની શંકા થાય છે ત્યાં.

૫ કાલુપાસુ અને ત્રિકોણ આકાર. ૬ વૃત્તિમાં સ્થિત કરવું, ૭ આત્માનું વિશેષસ્વરૂપ 'અસંગાનન્દતાદિ' તેને વૃત્તિમાં સ્થિત કરવા યોગનો પરમ-વિધિ છે કે,—(સહસા નહિ કિન્તુ) शनैः शनैः (ધીરેધીરે) बुद्ध्या धृतिगृहीतया નામ ધૈર્યે કરી ગ્રુહ્ય બુદ્ધિએ (યોગી) उपरमेत् નામ ઉપરતિ કરે.

પશ્ચાત્–"आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥"

'आत्मसंस्थं' નામ આત્મામા સંસ્થિત અર્થાત્ આત્મા એ જ સર્વ છે તેથી કિંચિત્ અન્ય નથી, એવું આત્મસંસ્થ મનને કરીને કિંચિત્ પણ ચિન્તે નહિ.

ભગવદ્ગીતા. અધ્યાય. ૬–૨૫. (એમ યોગાભ્યાસના બલથી નિર્વાતદીપ-સમ એકાગ્રીભૂત)

"यल्लाभान्नापरो लाभो" ઇત્યાદિ.

"એ રીતની ચિત્તની એકાગ્રતા સિદ્ધિ સારૂ સાંખ્યરૂપ વિચાર અથવા યોગરૂપ ચિત્તધારણાદિ ઉપાય છે. તે ઉપાયાનુસાર વ્યવહાર અવિરુદ્ધ હોવો જોઈયે નહિ તો સંન્યાસાદિ આશ્રમ આવશ્યક છે.

"આ પ્રસંગે એટલું જ લખી અને બંધ કરૂં છું. જેટલું મનમાં, તેટલું એક સમયે લખાઇ શકાતું નથી. પણ મારી આવી ઇચ્છા છે કે ઉપર લખ્યું છે તે યથાર્થ રીતે વાચી, તેથી થાય તે સન્દેહ, અથવા પ્રશ્ન, અને ખામીનો સુધારો નિષ્પક્ષપાત તથા નહાનાઈ મહોટાઇના ડોલ વિના પ્રત્યુત્તરમાં આપના તરફથી લખશો. તેઉપરથી વધારે સ્પષ્ટ લખાશે. અને એવે જ નિમિત્તે પ્રતિમાસે બનતા સુધી લખાણ ચાલે તો ઠીક. મારા અવકાશના અનિયમને લીધે નિશ્ચય વધુ લખતો નથી. આપ વ્યવહારથી સ્વતન્ત્ર છો, માટે આપ વધુ નિભાવશો. એ જ વિ. સંવત્ ૧૯૨૪ પોષ સુદિ ૧૦ રવિ.

વિ. ગોકુલજીના સાષ્ટાંગ નમસ્કાર."

---

"यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति" ॥ गीता. ૬–૨૦.

'यत्र'–જે કાલે 'योगसेवा'એ નામ યોગના અનુષ્ઠાને કરી 'निरुद्ध' નામ સર્વેથી નિવારિત પ્રચાર છે જેનો એવું ચિત્ત, 'उपरमते' નામ ઉપરતિ પ્રતિ જાય છે, અને જે કાલે આત્માએ કરી નામ સમાધિપરિશુદ્ધ અન્તઃકરણે કરી, 'આત્મા'ને નામ પરમચૈતન્ય જ્યોતિઃસ્વરૂપને દેખતો–પામતો–યોગી પોતે આત્મામાં સન્તોષે છે–તુષ્ટિ ભોગવે છે.

"सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः" ॥
भ. गीता. ૬–૨૧

'જે સુખ ઇન્દ્રિયોની અપેક્ષા વિના (સ્વાનુભવવિષય) બુદ્ધિએ જ ગ્રાહ્ય છે, (અવિષયજનિત હોવાથી) ઇન્દ્રિયગોચરાતીત છે, અને 'આત્યન્તિક' નામ અનન્ત છે, તેવા સુખને જે કાલે (આત્મસ્વરૂપમાં) સ્થિત વિદ્વાન્ જાણે છે–અનુભવે છે અને તત્ત્વસ્વરૂપથી તે ચલતો જ નથી.'

૧ જે લાભથી અપર લાભ છે જ નહિ.

ઉપરનું પત્ર રા. રા. મણિશંકર જટાશંકરના જે પત્રાન્તરમાં આવ્યું હતું. તે પત્રઃ-

"પરમસ્નેહી ભાઇશ્રી ૫

મનઃસુખરામ સૂર્યરામ. નિ.મુંબઇ.

"સેવામાં રાજકોટથી લિ. મણિશંકર જટાશંકરના સા. નમસ્કાર. વિનતિ પત્ર ૧ ચાલતા માસની શીરૂવાતમાં લખ્યું છે તે આપને પુગ્યું હશે. અવકાશે પહોચ તથા સદ્બોધ શિક્ષા લખશો.

"આપઉપરનું ઝાલાજીનું પત્ર આ સાથે છે તે પહોચશે...... વેદવાક્યનું શૂદ્રાદિને શ્રવણ નહિ કરાવનું એવું કેટલાકનું મત છે. પણ મારૂં મત એવું નથી............પ્રત્યેક માણસને અર્થે વેદ છે, એ કબુલ કરવું યુક્તિપુરઃસર છે, અને તેથી જિજ્ઞાસુને ન જણાવવા અથવા અજાણ્યાના કાનમાં વેદોચ્ચારનો ધ્વનિ પણ ન જવા દેવાનો દુરાગ્રહ કરવો હુંને કોઇપ્રકારે યોગ્ય લાગતું નથી. આવિષે આપનું મત યુક્તિપુરઃસર જાણવા ઉત્કંઠિત છું.

"વેદાન્તવિષે આપને જે અનુભવ હોય તે ખરો તથાપિ હું તો અમારા દેશમાં અને આ જમાનામાં ઝાલાજીએ જે જ્ઞાન મેળવ્યું છે, તથા શાસ્ત્રની પંક્તિ બેસારવાની શૈલી તેઓ પાસે છે, તેવી આપણી જ્ઞાતિમાં બીજા પાસે નથી, ને બીજી નાતમાં પણ વિરલ જ હશે એમ માનું છું.

"ઝાલાજી વ્યવહાર વગેરેના નિયમોવિષે જે વ્યવસ્થા બાંધવા વિષે જણાવે છે, તે ઉપયોગી છે. તોપણ એવો સર્વમાન્ય નિબન્ધ થવાનો આ દેશકાલ હુંને જણાતો નથી. વળી આપનો અભિપ્રાય જણાવશો.

"ધર્મસંબન્ધિ જ્ઞાન આપણા લોકોમાં ફેલાવા તથા તેઉપર દૃઢ આસ્થા બંધાવા યોગ્ય પુસ્તકો પ્રગટ થાય તેમ કરવાની પ્રત્યેક ધર્મશીલની ફરજ છે.

"આપની બનાવેલી વિપત્તિવિષે નિબન્ધની ચાર નકલ મોકલશો તો ઘણું સારૂં...............

"સં. ૧૯૨૪ ના મહા સુદિ ૬ ગુરુ. તા. ૩૦-૧-૬૮."

---

"શ્રીજૂનાગઢથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજીકૃત દંડવત્ પ્રણામ અંગીકાર કરવા. અત્ર કુશલ છું. આપના કુશલાનન્દ વર્તમાનપત્ર અહુણાં નથી તે કૃપા કરી લખવા. આપની તીર્થયાત્રાનો વૃત્તાન્ત, હરિદ્વાર તથા શ્રીકાશીપુરીનાં-પત્રદ્વારા જાણવામાં છે, વિશેષ નથી; તે જાણવા મન આતુર બહુ છે. આપ નવા ગ્રન્થ કયા લાવ્યા છો; રામ સમાન કોઇ વિશેષ વિદ્વાનનાં દર્શન થયાં કે નહિ; એ સર્વે અવે પછી કૃપા કરી લખશો.

"આપને (ત્યાં) વિવાહ સમારંભ હતો તે સમાપ્ત થયો. અમારે રાજકોટ જવું થયેલ. હાલમાં શરીરે જરા કસર છે, જેથી વ્યાવહારિક રીતે પત્ર કે હાથધરણું મોકલાણું નહિ. તે અવે કોરી ૧૦૦ રાણાશાઈની ચીઠી આ પત્રમાં બીડી છે તે પુત્રીના હાથધરણામાં વ્યાવહારિકરીતે અંગીકાર કરશો. ચીઠી ત્રીકમદાસ મથુરાદાસઉપર છે.

"અવે આપનો શો વિચાર છે? ત્યાં કથાસમાગમ ચાલશે કે નહિ. અમારો વિચાર તો અહિં પધારો અને પણમાસ દર્શનની યાત્રા કરાવો તો તે વિનતિ આ પત્રથી છે. અમારે નિયમસર અહિં રહેવાતું નથી, તોપણ અમારી ઇચ્છા સહસમાગમ પ્રવાસમાં રાખવા છે. આપને તેમ અનુકૂલ ન પડે તો અહિં જ વિરાજમાન રહેવું. પણ ત્યાં રાજ્યપ્રતિબન્ધ છે, અને અમારે સમાગમ લીધે ઘણો કાળ થયો છે, જેથી કૃપા કરી પધારશો. પત્રનું ઉત્તર લખેથી ગાડી મોકલશું.

"હાલ બ્રહ્મસૂત્રનો વિચારલેશ મારે તથા કરુણાશંકરશાસ્ત્રીને ચાલે છે. એ જ વિનતિ. પત્રોત્તર કૃપા કરી અવસ્ય લખશો. સં. ૧૯૨૪ જ્યેષ્ઠ વદિ ૧૪ ભૃગુવાર."

### ओखामण्डळना वाघेरोनो प्रसंग अने रा. रा. गोकुळजीभाई.

એ સંવત્ ૧૯૨૪ ના વર્ષમાં વાઘેરોને આશ્રય આપ્યાનો આરોપ ઘણા લોકના ઉપર મૂકવામાં આવ્યો હતો. તેમાં ખરા અપરાધીઓ હાથ ન આવ્યા ત્યારે નિરપરાધીઓને પણ શિક્ષા ..ઉપરિઓ આગળ જશ ખાટવા કેટલાક અંગ્રેજી અધિકારીઓ આતુર થયા હતા; અને કેટલાક નીચ દેશીયો તેઓનાં સાધન ..યા હતા. તે સમયે એક વાઘેરલોકનો તો ત્રાસ મા..

ન હતો, અને તેટલામાં તેઓનાથી રક્ષણ કરનાર સરકાર તેના જ કેટલાક અધિકારીઓ ભક્ષણ કરવા તત્પર થયા હોય એમ થઇ, સર્વ સ્થલે ત્રાસ વર્તાઇ રહ્યો હતો. અને લોકો 'ત્રાહિ ત્રાહિ' કહી પોકારતા હતા. તે વેળા ગોંડળસંસ્થાનના ઉપકારભારી રા. રા. મઙ્ગલજી ગૌરીશંકર મુખ્ય હતા. તે ખરા રાજભકત અને ઉપયોગી ગૃહસ્થ છે. ગોંડળ રાજ્ય વિરુદ્ધ કેટલીક વાતોમાં તેઓને સાક્ષી પૂરવાનું સૂચવવામાં આવ્યું. તેઓએ તે પાપની વાત અંગીકાર ન કરી ત્યારે તેઓને જ અપરાધી ઠરાવી તેઓનું જ બલિદાન કરવા કેટલાક નીચ અને જાલ્મ લોકોએ સંકલ્પ કર્યો. બ્રિટિષ સરકાર જેવી બલવતી સરકારે જે ધાર્યું તે સિદ્ધ થવામાં આડે કોણ આવી શકે! જો કે બ્રિટિષ રાજ્યના મુખ્ય અધિકારીઓ ન્યાયને જ શ્રેષ્ઠ ગણે છે, અને-'સો અપરાધી છુટી જાય તો ભલે પણ એક નિરપરાધિને અન્યાયથી શિક્ષા ન કરવી' એવો તેઓનો ઉત્તમ વિચાર હોય છે, તોપણ નીચા અધિકારીઓ એ ઉત્તમ વિચાર સમજતા પણ નથી તો તે પ્રમાણે વર્તે તે તો કયાંથી જ! તેવા નીચા અધિકારીઓ બ્રિટિષ જેવા નીતિમત્ અને ન્યાયિ રાજ્યને કોઇ વેલા ઝાંખ આણે છે.

રા. રા. મઙ્ગલજીઉપર વાઘેરોને આશ્રય આપ્યાનો આરોપ મૂકાઇ કામ ચાલ્યું. તેમાં સરકારી મોટા મોટા અધિકારીઓ જ તેનાઉપર આરોપ મૂકી તેના સામા થયા. પકડાયલા વાઘેર કેદિઓમાંથી કેટલાકને માફીની લાલચ આપીને સાક્ષી કર્યા. બ્રિટિષ સરકારના અધિકારીઓ પ્રતિપક્ષી ત્યાં, કોની તાકાત હોય કે સામો આવી શકે. પોલિટિકલ એજન્ટ કર્નલ એન્ડરસનની અધ્યક્ષતા નીચે ન્યાયસભા-'સેશન'-ભરી તેમાં મુખ્ય સંસ્થાનોના કારભારીઓને 'આસેસર' (સભ્ય) ઠરાવ્યા. તેમાં જૂનાગઢસંસ્થાનના રા. રા. ગોકુલજીભાઇ, જામનગરસંસ્થાનના ભગવાનજી, ભાવનગર-સંસ્થાનના સવાઇલાલ અને પોરબંદરસંસ્થાનના કથા ગાંધી, એ ચાર આવ્યા. કામ ચાલ્યું. તે દેશમાં, પંચવાણી એક શબ્દે આમ નિઃસરતી કે,-'મઙ્ગલજી નિરપરાધી છે, પણ સરકારની દૃષ્ટિ કઠિન છે તેથી તે અપરાધી ઠરી શિક્ષા પામશે.' કામ ચાલી રહેથી અધ્યક્ષ સાહબનું મત થયું કે,-'મઙ્ગલજી અપરાધી છે અને શિક્ષાપાત્ર છે!' સભ્યોમાં પ્રમુખ ગોકુલજીભાઈ હતા. તેઓ-

નું મત અધ્યક્ષથી વિરુદ્ધ થયું. તેઓએ ઉપરિ સરકારના ન્યાય ઉપર વિશ્વાસ રાખી નિર્ભયતાથી અને સ્વતન્ત્રતાથી મત આપ્યું. કે,–'મઙ્ગલજી નિરપરાધી સિદ્ધ થાય છે.' એ સત્કર્મ લોકમાંએ સાહસનું ગણાતું અને ગોકુલજીભાઈએ પણ જાણ્યું હતું, કે, એમ ક. એન્ડરસન જેવા નિર્બલતાને લીધે ન્યાયપદમાં અસ્થિર અધ્યક્ષથી પ્રતિકૂલ મત આપવું એ હાનિકારક સાહસ છે, પણ તેઓનો સત્યતા ઉપર ભાવ અને વિશ્વાસ કંઈક અલૌકિક જ હતો. સત્ય સારૂ હાનિ થાય તે સહેવી એમ તેઓનો નિશ્ચય હતો.

ભર્તૃહરિ વદે છે કેઃ—

" निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः" ॥ ८४ ॥

भर्तृहरिनीतिशतकम्.

'નીતિનિપુણો ભલે નિન્દો અથવા સ્તુવો. લક્ષ્મી આવો વા યથેષ્ટ જાઓ, મરણ અહુણા જ હો વા યુગાન્તરમાં હો, (તથાપિ) ધીર (પુરુષો) ન્યાયમાર્ગથી પદને ચલાવતા નથી.'

એ કથન એ દેશકાલમાં પણ ધીર સુજ્ઞ ગોકુલજીએ સપ્રમાણ કર્યું.

અધ્યક્ષસાહબ બહુ કુપિત થયા. કબા ગાંધી પણ ધૈર્ય રાખી ગોકુલજીભાઈના મતને અનુસર્યા. સંકલ્પ વિકલ્પ કર્યાપછી બાકીના બે સભ્યોને પણ પોતાના સંગી સાથે રહેવું લાભકારી જણાયું. એટલે ચારે સભ્યોએ મઙ્ગલજીને નિરપરાધી ગણ્યા અને અન્તે એકમતે તેમ જણાવ્યું. અધ્યક્ષસાહબ પોતે, ઉપરી સરકારને અસર થાય એ રીતિએ, લખવા અધિક સમર્થ હતા, તે પ્રમાણે તેઓએ પોતાનો અભિપ્રાય લખ્યો. સભ્યો ઇંગ્લિશ રીતિના લખાણથી કેવલ અજાણ્યા હતા. તેઓએ તો માત્ર સત્ય ઉપર જ વિશ્વાસ રાખી ટુંક અને સરલ લખી આપ્યું. એ કામનાં સર્વે લેખપત્રકો મુંબઈ સરકારમાં ગયાં. ત્યાંના ન્યાયી અધિકારીનું રા. રા. ગોકુલજીભાઈઆદિ સભ્યના જેવું જ મત થયું અને તા. ૨૦ મી જુલાઈ સન ૧૮૬૮ ને દિને રા. રા. મઙ્ગલજીને

નિરપરાધી ગણી છોડી મૂકવાનું નિર્ણયપત્ર મુંબાઈસરકારે મોકલ્યું. એમ સત્યનો જય થયો. તેના ઘોષપૂર્વક રા. રા. ગોકુલજીભાઇની સ્વતન્ત્રતાની તથા સત્યતાની, અને રા રા. મઙ્ગલજીની રાજભક્તિની પ્રશંસા આખા પ્રાન્તમાં ચાલી રહી. પરંતુ પ્રતિપક્ષવાળા અધિકારીઓના મનમાં એ પ્રસંગનું શૂલ રહ્યું તે પ્રસગોપાત્ત રોષદ્વારાએ ખુચતું દેખાતું.

सुज्ञ गोकुलजीभाइनुं भरुचप्रदर्शन उपर आगमन.

વિ. સં. ૧૯૨૫ માર્ગશીર્ષે, તા. ૨૩ મી ડિસેમ્બર સન ૧૮૬ ને દિને ગૂર્જરાતમાં પ્રથમ પ્રદર્શન ભરૂચમાં ખુલ્યું. તે સમયે સુજ્ઞ ગોકુલજીભાઇનું પુનર્દર્શન આ લેખકને થયું, ત્યાં ગવર્નરસાહબ અને દેશીય રાજાઓ તથા પ્રજાનો સારો મેળો થયો હતો. જૂનાગઢના યુવરાજ મે. બહાદરખાનજી સાથે રા. રા. ગોકુલજીભાઈ એ પ્રદર્શનમાં સરકારના આમન્ત્રણથી આવ્યા હતા. જ. સાલેહ્ભાઈ તથા રા. રા. નૃસિંહપ્રસાદજી પણ સાથે હતા. એ સર્વે મણ્ડલસાથે આ લેખકને ભરૂચમાં મળવું થયું. પ્રદર્શનની સમાપ્તિ થયે રા. રા. નૃસિંહપ્રસાદ આદિ સર્વે મે. બહાદરખાનજી સાથે જૂનેગઢ ગયા.

गुरु सच्चिदानन्दना दर्शनार्थ नादोदनो प्रवास.

પોતાના ગુરૂ સચ્ચિદાનન્દ પરમહંસ નાદોદમાં વિરાજતા હતા તેઓનાં દર્શન લેવા સુજ્ઞ ગોકુલજીભાઇ બક્ષીજી મથુરાદાસસહિત, પાછળ રહ્યા.

આ લેખકને પોતાની સાથે નાદોદ જવા આમન્ત્રણ કરયુ. સત્સમાગમનો સ્વાદ ચાખેલો અને લાભ જાણેલો, એથી સકલફલપ્રદ સત્સંગતિ કરવામાં અભિરુચિ સ્વાભાવિકી જ હોય.

"जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यम् ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम् ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम्" ॥ २३ ॥

भर्तृहरिनीतिशतकम्.

"(સત્સંગતિ) બુદ્ધિનું જાડ્ય હરે છે, વાણીમાં સત્યને સિંચે

છે, માન-ઉન્નતિ દર્શાવે છે, પાપને વર્જિત-દૂર-કરે છે, ચિત્તને પ્રસાદે છે (આનન્દ આપે છે), કીર્તિને દિશાઓમાં વિસ્તારે છે, (ઇત્યાદિ અસંખ્ય ફલદાત્રી છે). પુરુષોને સત્સગતિ શું નથી કરતી? કહો'. સર્વ કરે છે.

પરંતુ તે કાલે રાવસાહબ મહીપતિરામ વિલાયત જઇ આવ્યા હતા, તે સમ્બન્ધમાં નાગરજ્ઞાતિમાં કલહ પેઠો હતો. ગૂર્જરાત અને સુરાષ્ટ્રના નાગરોના ભોજનાદિ વ્યવહારમાં પ્રતિબન્ધ થયો હતો. તે કલહમાં વિભાગી ન થવાનો સંકલ્પ હોવાથી મનને સંકોચ થવાનું કારણ હતું. તોપણ સુજ્ઞ ગોકુલજીભાઇનો સાત્ત્વિક આગ્રહ જોઈ સત્સમાગમનો લાભ લેવા નિશ્ચય કર્યો.

ભૃગુક્ષેત્રથી પ્રથમ શુકલતીર્થે ગયા. ત્યાં નર્મદાજીમાં સ્નાનવિધિ કરી પછી, તત્રસ્થ અગ્નિહોત્રનાં દર્શન કરવા ગયા. સુજ્ઞ ગોકુલજીભાઇની અગ્નિહોત્રઉપર પણ શ્રદ્ધા પૂર્ણ હતી. ત્યાંથી પછી નાદોદભણી ચાલ્યા. એ પ્રવાસ બહુ જ આનન્દદાયક હતો. એક શીગ્રામગાડીમાં સુજ્ઞ ગોકુલજીભાઇ, બક્ષીજી, અને આ લેખક બેસતા. માર્ગમાં અનેક પ્રસંગોઉપર ચર્ચા ચાલતી.

સુજ્ઞ ગોકુલજીભાઇને પઞ્ચદશી પાઠે હતી. બ્રાહ્મમુહૂર્તમાં તેઓ પ્રાતઃસ્નાન કરતા, પછી સન્ધ્યાવન્દનાદિ કરી શ્રીયન્ત્રનું પૂજન કરતા, તદનન્તર બ્રહ્મયજ્ઞ કરતા, અને પછી અમે સર્વ માર્ગે ચાલતા. ત્યાં ગાડીમાં મુખસ્થા પઞ્ચદશીનું શ્રવણ તેઓ પૂર્ણ પ્રેમભાવથી કૃપા કરી અમને કરાવતા. તેમાં કોઈ પ્રસંગે તેઓની વૃત્તિ નિર્વિકારા અને બ્રહ્માકારા થઈ જતી, એ તેઓની પ્રસન્નમુખમુદ્રાઉપરથી પ્રત્યક્ષ દેખાતું. નાદોદમાં રાત્રિએ પહોચ્યા અને પરમહંસબાવાના દર્શન લીધાં. તેઓવિષે જેવી પ્રશંસા સાંભળી હતી તેવું જ તેઓનું મન વિરક્ત હતું. પરંતુ નાદોદના રાજાની તથા તેઓના વિશ્વાસુ સમ્બન્ધી બાપુસાહબની આસ્થા પરમહંસબાવાઉપર બહુ હતી, તેથી બાહ્યોપાધિ તેઓના આસપાસ જોવામાં આવ્યો. પરમહંસબાવાએ પોતાના અતિપ્રિય શિષ્ય ગોકુલજીની પ્રેમપૂર્વક આગતાસ્વાગતા કરી અને સ્વભક્તો-

પાસે કરાવી. ગોરક્ષ-મત્સ્યેન્દ્રના સદશ સુજ્ઞ ગોકુલજીભાઇએ પ્રસંગોપાત્ત પરમહંસબાવાને વિનયપૂર્વક સૂચવ્યું કે,—'મહારાજ! આપે બાહ્યોપાધિ સ્વીકાર્યો એ આશ્ચર્યકારક છે.' તેના ઉત્તરમાં પરમહંસબાવાએ સ્મિતપૂર્વક કહ્યું કેઃ—

'गोकुल! तेरी दृष्टिमें क्या विकार हो गया! बाह्योपाधि वा अन्तरुपाधि किसकुं हे? आत्माकुं उपाधिका गन्ध बी किस प्रकारसें होवे. आत्मा सदा सच्चिदानन्दस्वरूप असङ्ग है सो है, इसकुं उपाधि क्या कर शकेगा. ऐसी अदृढवृत्ति नहि रखना.' એઆદિ કહ્યું. પરમહંસબાવાના મઠમાં એક પોપટ હતો. તે બોલતો કેઃ—'ब्रह्मविद् ब्रह्मैव भवति.' પરમહંસસ્વામીસમીપ વેદાન્તવિચારનાં સંભાષણ થતાં, અને આનન્દમાં અવસર વ્યતીત થતો.

સુજ્ઞ ગોકુલજીભાઇ પરમહંસબાવાની આજ્ઞા લઇ પાછા વળ્યા. નાદોદના રાજા ગંભીરસિંહજી પ્રગણામાં હતા; તેઓને પ્રથમથી પરમહંસબાવાએ સૂચના કરી હતી. તેઓ માર્ગમાં એક ગામ આવતું હતું ત્યાં મળ્યા. તેઓએ સુજ્ઞ ગોકુલજીભાઇનો બહુ સત્કાર કર્યો અને માનવસ્ત્ર આપ્યાં. તેમાંથી માત્ર એક વસ્ત્ર સ્મરણાર્થે તેઓએ રાખ્યું. કેટલાક પ્રસંગઉપર વાતો કરી તે વેલા, તે રાજાની રીતિભાતિ અને કુશલતા પ્રમાણમાં પ્રસન્ન થવા જેવી લાગી હતી.

માર્ગમાં પ્રસંગોપાત્ત સુજ્ઞ ગોકુલજીભાઇએ રા. રા. સામલદાસજીના ગુણ તથા બુદ્ધિની બહુ પ્રશંસા કરી અને તેઓની સાથે પોતાનાં સ્નેહમમતા બહુ છે એ દર્શાવ્યું. પ્રસંગ આવેથી તેઓને અવશ્ય મળવા ભલામણ કરી, અને તેમ થયે સન્તોષ થશે એમ ભવિષ્ય ભાખ્યું. પોતાનાથી રા. રા. સામલદાસ સંસ્કૃતભાષામાં અધિક પ્રવીણ છે, અને વ્યવહારમાં બહુ કુશલ છે, એ વાર્તા પણ કહેલી. પાછા વળતાં માર્ગમાં એક સ્થલેથી પનાઇમાં બેશી નર્મદાજીદ્વારા પુનઃ ભૃગુક્ષેત્ર (ભરૂચ) પ્રતિ આવ્યા. ત્યાંથી આ લેખક મુંબઇ આવ્યો. રા. રા. ગોકુલજીભાઈ કર્નલ એન્ડરસન સાથે ભાવનગર અને રાજકોટ થઈ જૂનેગઢ પધાર્યા.

रा. रा. गोकुलजीभाइनी इच्छानुसार रा. रा. सामलदासजी सह मीलन.

રા. રા. સામલદાસ મહાયાત્રા કરવા કાશીઆદિ સ્થલે ગયા હતા. ત્યાંથી તેવામાં મુંબઈ પાછા આવ્યા. રા. રા. ગોકુલજીભાઈએ કરેલ પ્રશંસાથી તથા તેઓની સૂચનાથી રા. રા. સામલદાસને મળવા આ લેખક ઈચ્છુક અને કુતૂહલી હતો તેથી, સુજ્ઞ ગોકુલજીભાઈનું પરિચાયકપત્ર મંગાવી રીતિપ્રમાણે પ્રવેશ કરી સંબદ્ધ થવાનો વિવેક ઉત્કટેચ્છામાં તેણે વિસારી મૂક્યો. રામલાલની વાડીમાં રા. રા. સામલદાસ ઉતર્યા હતા. ત્યાં આ લેખક એમ-નેએમ મળવા ગયો. તેઓ મળ્યા, પણ આ લેખકવિષે તેઓ કંઈ જાણતા ન હતા, તેથી તેઓનામાં જે સ્વાભાવિક વિવેકની રીતિ છે તેપ્રમાણે બાહ્યોપચારથી મળ્યા. પરં તુ આશાનુરૂપ અન્તર્ભાવ આ લેખકે ન દીઠો. એટલે ઉપરઉપરની જરા વાત કરી આજ્ઞા લીધી.

रा. रा. सुज्ञ गोकुलजीभाइलिखित पत्र.

"રાજશ્રી પરમસ્નેહી

મનઃસુખરામ સૂર્યરામ. સ્વસ્થાન મુંબઈ.

"શ્રીભરૂચથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજીના રા. ન. અત્ર કુશલ છું. આપનો કૃપાસ્નેહ ક્ષણ એક વિસ્મરણ થતો નથી. આપની સંભાવના અમારાથી બની નથી, તે ખાતે મનમાં રહ્યું છે. પણ આ વેલા શ્રમ લઈ બેજા પધારી ઘણી રીતે અમારા મનને સન્તોષજનકપણું આપના તરફથી થયું છે તે પત્રે લખી શકતો નથી.

"આ જગત્માં સ્વાર્થિક વ્યવહાર મિલાપ એ તો છે જ. પરં તુ પારમાર્થિક સ્નેહસમાગમ દુર્લભ છે. તે હું તો ક્વચિત્ જોઉં છું. મુંબઈમાં આપ એકને જ મળ્યો ને જે ખુશી તેવી દુર્લભ પુરુષોથી ક્વચિત્ પ્રાપ્ત થાય છે.

"આપને અમારા તરફથી વ્યવસાય ચીંધેલો છે તે યથાવકાશ યથારુચિ કરશો. તે ખાતે વધુ ફીકર રાખશો નહિ. અને મારા સરખું કામ તથા પત્ર માસપક્ષે પણ લખશો. તેમાં સત્સમાગમ સંબન્ધી શંકાસમાધાન ચર્ચા વાચવા હું વધુ આશા રાખીશ. પાંચ વર્ષસુધી હજી અમે ગલે તોક સ્વીકારી છે; તો આપની તો કાચી ઉમ્મર છે તો વ્યવહાર વારતો નથી. જે વખ્તે ખરી ફુર-

સદ મળે તે વારે આ વિચાર સરકારી રાખી લખશો. એ જ વિનંતિ.

"અમારા સ્કુલમાસ્તર કલ્યાણરાયજીને આ પત્ર આપ્યું છે. તે અમારા ખાનગી કામ સારૂ કંઈ મદદ માગે તો બની શકે તે દેશો. અમે કાલ ભાવનગર જઇશું, આગબોટ તયાર છે. એ જ વિનતિ. સં. ૧૯૨૫ પૌષ વદિ ૧૦ ગુરુ. વિ. ગોકુલજી.

"તાજે કલમ—રૂ. ૩૦૮૬–૨–૦ અંકે ત્રણ હજાર છાશી બે આનાની હુંડી કટકા ૩ આ પત્રાન્તર બીડ્યા છે તે પેટે હેમપાનાં શીકારનું બંડલ ૧ તોલા ૧૬૦–૬૨–નું આવે છે તે ખરીદ કરી મોકલજો. માસ્તર મોસુફ મારફત મોકલજો; અને વધારાના રૂપીયાની હુંડી અમને પાછી બીડી દેજો. એ જ વિનતિ. તા. સદર. દ. ગોકુલજી."

---

"તા. ૨૦ જાન્યુઆરી (સન ૧૮૬૯) સુ. ૭ બુધ, માઘ.
પરમસ્નેહી રાજશ્રી
મનઃસુખરામ સૂર્યરામ. સુ. મુંબઈ.

"રાજકોટથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજીના ન. અમે અહિં તા. ૧૫ મી જાન્યુઆરિએ દાખલ થયા છઉં. અહિં ઘોડાની શરત ચાલે છે તે થઇ રહ્યાબાદ અમે પંદરરોજની અંદર જૂનાગઢ જવા ધાર્યું છે. ... ... ... ... ... ...

"આપનું પત્ર આજરોજ રા. મણિભાઈ પાસેથી સુદિ ૩ ભૃગુનું લખેલ આવ્યું. વાચી બહુ ખુશી થઈ. અમે એક ખાનગી મતલબસર પત્ર ૧ માસ્તર કલ્યાણરાય ભરૂચવાળા સાથે લખ્યો છે. તે આજકાલ ત્યાં આવતાં મળ્યો હશે. પણ આપને અમારા સાથે થયેલ વાતોની શીકર રહી છે એ જાણી ઘણો હર્ષ થયો છે. અમને આપ જેવા પુરુષ પણ થોડા જ મળેલા છે. વાત કરનાર તેમ સાંભળનાર પણ દુર્લભ જ છે. આપની બુદ્ધિસ્વચ્છાન્તઃકરણનો દેખાવ અમે અપૂર્વ દીઠો છે. આ જગતમાં સજ્જન દુર્લભ (છે), તેમ જ વિયોગથી સમાગમ પણ દુર્લભ જ રહે છે. એ ઇતિહાસોથી ખાતરી થયેલી જ છે. અમારે તમારા

જેવાના સમાગમથી થોડો લાભ નથી. કારણ બ્રહ્મવિચાર પ્રકરણમાં પઞ્ચદશીના તૃપ્તિદીપમાં ૧૦૬ ઠ્ઠો શ્લોક છેઃ—

"तच्चिन्तनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः"[1] ॥

"તે અભ્યાસ સમાગમ વિના બનતો જ નથી. અને સાત્વિક પુરુષોનો સમાગમ દુર્લભ છે. અમને તો, ક્વચિત્ જ મળે છે. આપણા સમાગમથી, કોઈ રોજ પણ નિવૃત્તિ મળે તો સમાગમ લેવા, આપનું નામ અમારા નોંધમાં દાખલ કરેલું જ છે.

"હવે આપના પારમાર્થિક પત્રમાં જરા વધારે અમારી બુદ્ધિને વાસ્તે લખી પ્રશ્ન લખ્યું છે તેનું ઉત્તર યથામતિ લખતો રહીશ. એક સંગ્રહથી ઉત્તર લખવા અવકાશ દુર્લભ છે. आप संग्रह राखशो.

પઞ્ચદશીના સાતમા તૃપ્તિદીપમાં ૯૬ (૯૮) મો શ્લોક છે,—

"अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम्"[2] ॥

"આ વાક્ય તથા તે જ પ્રમાણે અનુભવથી લાગે છે. પ્રથમ તો શ્રવણાદિ સ્પષ્ટ કરવાં જોઈયે. હવે શ્રવણ તે શું તે પણ તે જ સ્થલમાં લખ્યું છે.

"वेदान्तानामशेषाणामादिमध्यावसानतः ।
ब्रह्मात्मन्येव तात्पर्यमिति धीः श्रवणं भवेत्"[3] ॥

"સર્વ વેદાન્તશાસ્ત્રનો પૂર્વાપર સંશયરહિત અર્થ જાણવો, જે અર્થમાં जीवो ब्रह्मैव नापरः એ જ સલંગ તાત્પર્ય અનેક યુક્તિથી દૃઢ દેખાવો જોઇએ.

---

૧. (બ્રહ્માભ્યાસ કરવાસારૂ, એકાન્તમાં) તેનું (બ્રહ્મનું) ચિન્તન કરવું; અને (મુમુક્ષુપ્રતિ) તેનું (બ્રહ્મનું) કથન કરવું; (સમાન અભ્યાસી મળે ત્યાં) અન્યોન્ય તે બ્રહ્મનું પ્રબોધન કરવું એ રીતિએ એકપરત્વ (બ્રહ્મવિષે તત્પરતા) તેને બુદ્ધિમાનો ब्रह्माभ्यास જાણે છે.

૨ પૃષ્ઠ ૧૪૯ મે ટિપ્પણીમાં જુવો.

૩. આદિ, મધ્ય, અને અન્તથી, સર્વ વેદાન્તોનું તાત્પર્ય બ્રહ્માત્માવિષયે જ છે, એવી (શ્રવણથી) બુદ્ધિ થાય ત્યારે શ્રવણ થયું (કહેવાય). તૃપ્તિદીપ, શ્લોક ૧૦૦.

"આગલા સમયમાં તીવ્રબુદ્ધિમાન્ સાંભળવાથી જ સમજી શકતા હશે. તેમ હાલમાં પ્રકરણગ્રન્થનું જ અધ્યયન (એ) શ્રવણ હું માનુંછું.

"હવે કેટલા ગ્રન્થ ભણવા એમ કોઈ સન્દેહ લે તો તે જગોએ જ દૃષ્ટાન્ત લાગુ થાય છે કે, ઔષધી તો અનન્ત છે પણ રોગાનુસાર ઔષધ સેવવું. તેમ જ સંશયનિવૃત્તિપર્યન્ત શ્રવણ છે.

"શાસ્ત્રમાં મુખ્ય સંશય ત્રણ પ્રકારના લખ્યા છેઃ-(૧) પ્રમાતાગત, (૨)પ્રમાણગત, (૩)પ્રમેયગત-એ **વેદાન્તસંજ્ઞા** (નામે) ગ્રન્થમાં લખ્યા છે. (૧) પ્રમાતાગત (સંશય) એટલે 'હું જીવ કે બ્રહ્મ, તે જીવનું શું રૂપ' ઇત્યાદિ (સંશય). સર્વ તેમાં જ ગુચાણા દેખાય છે, અને સર્વે પોતાની બુદ્ધિ અનુસાર અનેક પ્રકારે એ કલ્પે છે. (૨) પ્રમાણગત (સંશય એટલે) 'વેદ કે શાસ્ત્રો, કે બૌદ્ધાદિ મતો, કિયાં પ્રમાણ ખરાં' (તેવિષે સંશય). (૩) પ્રમેયગત (સંશય એટલે) 'ઈશ્વર તે એકદેશી કે સર્વવ્યાપક; સશરીર કે અશરીર,' ઇત્યાદિ (સંશય). એ વિષે અનન્ત કલ્પનાઓ કરી છે.

"એ રીતે સંશય માત્રની યથાસ્થિત નિવૃત્તિ થાય ત્યાંસુધી શ્રવણ (ગ્રન્થાધ્યયન). તે મુખ્ય તો **पञ्चदशी** હું માનું છું. જેને મહારોગ થયો હોય તેની નિવૃત્તિસારૂ મહામૂલ્યવાન્ ઔષધો જોઇએ. પણ જેને સ્વલ્પ રોગ તેનો ઉપાય પણ સ્વલ્પ ઘટે. એ જ રીતે ઘણાં તર્કશાસ્ત્રાદિથી જેને અનન્ત સંશયો હોય તેને વાસ્તે '**शारीरकसूत्रभाष्यादि**' શાસ્ત્રો મહાન્ છે. અસ્મદાદિને ઘણી તર્કશક્તિ નથી. તો **पञ्चदशी** જેવાં પણ ઘણાં જ ઉપયોગી છે.

"મારી મતિપ્રમાણે, નિઃસંશય નિશ્ચય પ્રક્રિયા ધારી, તેનો એકાગ્રચિત્તે વિચાર કરવો. તે વિચાર બે પ્રકારનો છે. આરંભમાં **तच्चिन्तनादि**. પશ્ચાત્ **शनैःशनैरुपरमेत्** ઇત્યાદિ ગીતાવાક્ય પ્રમાણથી (વિચાર) કરવો જોઇએ.

"હાલ એટલું જ લખી માફ માગુછું. લખેલી વાતમાં સંશય રહે તે અવશ્ય લખશો. વળી તેઉપર લખશું.

... ... ... ... ... ...

"આ જગતમાં સ્નેહથી રહેવા જેવું બીજું વસ્તુ છે જ નહિ. સ્નેહ એટલે પ્રીતિ. એ પ્રીતિ. એ પ્રીતિ શું વસ્તુ છે તે માટે પઞ્ચદશીના ૧૨ મા પ્રકરણમાં આત્માનન્દમાં લખ્યું છે કેઃ—

"अथ केयं भवेत्प्रीतिः श्रूयते या निजात्मनि
रागो वध्वादिविषये श्रद्धा यागादिकर्मणि ॥२१॥
भक्तिः स्याद्गुरुदेवादाविच्छा त्वप्राप्तवस्तुनि ॥
तर्ह्यस्तु सात्त्विकी वृत्तिः सुखमात्रानुवर्तिनी" [1]॥२२॥

... ... ... ... ... ...

"સાત્ત્વિકપરિણામવૃત્તિથી જે સુખ પ્રતિબિંબિત, એ સુખરૂપ પ્રીતિવસ્તુ છે. એ રીતે પ્રીતિદ્વારા સુખની વ્યક્તિ થવી જ જોઇયે. એ સ્વાભાવિક છે. હવે જો અન્તર્મુખ વિચારશો તો પોતાથી પરમપ્રિય વસ્તુ બીજી નથી. તો તે કેટલા સુખનું ધામ હોવું જોઇયે. માટે અમારી તો એ જ વિનતિ છે કે,—પરમપ્રિય સર્વોત્કૃષ્ટ સુખરૂપ તમે પોતે જ છો. તે જોઈ પછે કંઇ ઈચ્છા રહેતી હોય તો લખજો. મિતિ સુદિ ૭."

---

"મુ. જૂનાગઢ તા. ૯ મી ફેબ્રુઆરી સન ૧૮૬૯.

"રાજશ્રી મનઃસુખરામ સૂર્યરામ. મુ. મુંબઈ.

આપને અહિં આવી પત્ર ૧ લખ્યો છે.... ... ...આપના તરફથી વિલાયત ખાતેનો બંદુબસ્ત જરૂર કરવાનો છે. તે આપે વાત કરી હશે; તે જાણવા આતુર છું. નીકર એ નિષ્પક્ષપાતી

---

૧. 'આવે નિજાત્માવિષે આ જે પ્રીતિ સંભળાય છે તે કઇ? (રાગરૂપા, શ્રદ્ધારૂપા, ભક્તિરૂપા, કિંવા ઇચ્છારૂપા, પ્રીતિ?). રાગ (રૂપા પ્રીતિ) સ્ત્રી આદિ વિષયમાં થાય છે, શ્રદ્ધા (રૂપા પ્રીતિ) યાગાદિ કર્મમાં થાય છે. (૨૧). ભક્તિ (રૂપા પ્રીતિ) ગુરુદેવ આદિમાં થાય છે, અને ઇચ્છા (રૂપા પ્રીતિ) અપ્રાપ્ત વસ્તુવિષે થાય છે. (એવા પ્રશ્ન છે. એ ચારે પ્રકારની પ્રીતિથી ભિન્ન પક્ષને ગ્રહણ કરીને તેનું ઉત્તર સિદ્ધાન્તી આપે છે કેઃ—) સુખમાત્રને અનુવર્તનારી સાત્ત્વિકી વૃત્તિ છે તે જ પ્રીતિ છે. (૨૨)'.

મનુષ્ય[1] પાછુ સિધાવે ને વાત ન બંધાય તેમ નહિ કરો અને જેમ બને તેમ જલદી ઠરાવ કરી લખજો. ... ...

"નીચે લખ્યાપ્રમાણે કામસારૂ અહિં માણસોની પૂરી જરૂર છે. તે ખાતે ફિકર રાખજો.

૧. ફોજદારીનું કામ જાણનાર, સારૂં દફતર લખનાર.

૨. ડાકટર પૂરો હુશિયાર, લાયક, હિંદુ.

૩. પોલીસ મ્યુનિસિપાલ ખાતાનો વાકફ્ગાર.

૪. ઇંજનેરી, સડક વિગેરે બનાવનાર.

"એ માણસો મળે તો તમ હસ્તક રાખવા પૂરી ખુશી છે. તે ફિકર રાખજો. બાકી કુશલ. સં. ૧૯૨૫ ના માઘ વદિ ૧૪.

લિ. ગોકુલજીના ન."

**सुज्ञ गोकुलजीभाइनी प्रेरणाथी आ लेखकनो सुराष्ट्रराज्यसह संबन्ध.**

રા. રા. ગોકુલજીભાઇ સાથેના નાદોદના પ્રવાસમાંના સહવાસમાં તેઓએ કેટલીક રાજપ્રસંગની વાતો પણ કરી હતી. જો કે અન્તર્માં પોતે નિવૃત્તિનું સુખ બહુ જ ઇચ્છતા હતા, તોપણ જે પ્રવૃત્તિને સ્વીકારેલી હતી, તે વિષયે પૂર્ણચિન્તા રાખી રાજ્યનું કલ્યાણ થાય એવા કોઇ ઉપાય કરવામાં કિઞ્ચિત્ પણ ન્યૂનતા ન રાખતા. સ્વરાજ્યનું કલ્યાણ અને અભ્યુદય કેમ થાય એ પ્રવૃત્તિપ્રકરણમાં તેઓનું બહુ લક્ષ હતું. તેઓ ખરા રાજ્યભક્ત હતા. મનુસ્મૃતિઆદિમાં સચિવ (કારભારી)નાં લક્ષણ કહ્યાં છે તેમાંઃ—'મૌલાન્' નામ જેના પૂર્વજોથી રાજ્યકાર્યભાર ચાલતો આવેલો હોય એવા, શાસ્ત્રજ્ઞ, કુલીન, પરીક્ષિત, લબ્ધલક્ષ, પવિત્ર, બુદ્ધિમાન્, વિચક્ષણ, ધર્મજ્ઞ, સત્યવાદી, ઇત્યાદિ છે. તેમાંનાં બહુ લક્ષણ રા. રા. ગોકુલજીભાઈમાં હતાં.

---

૧. એ નિર્દિષ્ટ સંમાનિત ગૃહસ્થ આપણા દેશાભિમાની દેશોપકારી શ્રેષ્ઠ દાદાભાઈ નવરોજી છે તેઓની દેશભક્તિમાં શત્રુને પણ શંકા આણવવા અવકાશ ન મળે એ ઉત્તમ આશય અર્થે, જૂનાગઢના 'એજન્ટ' રૂપે વાર્ષિક વેતન બન્ધાઇ સારાં નાણાં મલવાનાં, તે લેવા તેઓએ અંગીકાર કર્યું નહિ. પોતા પ્રતિ સુરાષ્ટ્રરાજ્યના આદરસદ્ભાવ સારૂ અન્તઃકરણથી તેઓએ આભાર માન્યો, અને તે રાજ્યના સારા વિચારો સારૂ ઉચ્ચ અભિપ્રાય બન્ધાયો.

રા. રા. ગોકુલજીભાઇએ પોતાના રાજમણ્ડલમાં પણ આ લેખકવિષે કંઈ સારા વિચારો બતાવેલા તેથી વિ. સં. ૧૯૨૫ ના ચૈત્ર શુક્લા ૧ નો લખેલો રાજ્યલેખ આ લેખકઉપર અકસ્માત્ આવ્યો. તેમાં માસિક વેતન રૂપ વર્ષાશન આપવા લખ્યું હતું; અને મુંબઈમાં રહી તે રાજ્યનું કાર્ય આવે તે કરવું એમ સૂચના હતી.

પ્રથમ સુજ્ઞ ગોકુલજીભાઈના મિત્ર પણુરાજી દૌલતરામે જૂનાગઢસંસ્થાન સાથે સંબન્ધ કરવાની વાર્ત્તા કરી હતી. તે પ્રમાણે તેના પ્રધાનપુરુષ સુજ્ઞ ગોકુલજીભાઇસહ અકસ્માત્ વિદ્યાદ્વારા પ્રથમ સંબન્ધ થયો. પછી તેઓએ સુરાષ્ટ્રરાજ્ય સાથે ઉપરપ્રમાણે પ્રથમ સમ્બન્ધ કરાવ્યો.

---

## प्रकरण ९.

### रा. रा. गोकुलजीभाइनुं राज्यकार्य साह मुंबइ आववुं.

ખુ. નવ્વાબસાહબની જોરતલ્બી નામે ખંડની આખા સુરાષ્ટ્રપ્રાન્તના (કાઠિયાવાડના) અને થોડા ગુજરાતના ભાગમાંથી લેવામાં આવતી હતી. તે સન ૧૮૨૨ થી બ્રિટિષ સરકારદ્વારા એકઠી કરવામાં આવે છે. મચ્છુકાંઠામાં મોરવી નામે સંસ્થાનઉપર પણ તે જોરતલ્બી હતી. તેની નિર્ધનદશાને લીધે, મધ્યે થોડાં વર્ષ સુધી તે સંસ્થાને તે કર આપ્યો ન હતો. તેવાં બહુ વર્ષ વીતી ગયાં હતાં. તેવિષે વાદવિવાદ થઈ મોરવી સંસ્થાનઉપર જયપત્ર (હુકમનામું) જૂનાગઢસંસ્થાને પોલિટિકલસાહબની બે કોર્ટમાંથી મેળવ્યું હતું. તેની 'અપીલ' મુંબઈ સરકારમાં એ જ સં. ૧૯૨૫ ના વર્ષમાં થઈ હતી.

મોરવીના ઠાકુરસાહબ રવાજી પોતે મુંબઈ આવ્યા અને એ કામસારૂ બહુ પ્રયત્ન કર્યો. અધિકારીઓ સાથે સ્વતઃ તેઓ બોલી ચાલી શકે એવા હતા. સરકારી અધિકારીઓને તેઓ પંડે મળ્યા, અને અનેક પ્રકારે ચિત્તદુઃખ દર્શાવીને તે કામને એવું રૂપ આપ્યું કે જેથી અધિકારીઓની અનુકંપા થઇ તેઓનું મત પોતાના લાભમાં થાય. તેવામાં પોલિટિકલ ભાગના સભાસદ ધી આનરેબલ મિ. ટકર હતા. તેઓ વરિષ્ઠન્યાયસભા(હાઇકોર્ટ)-

માંથી તુરત એ સ્થાનઉપર આવ્યા હતા. તેઓના મનમાં ન્યાયસભાના ધારાના સંસ્કાર પૂર્ણ હતા. તેઓએ 'મુદ્દત વીતી ગઈ' ગણી મોરવીના લાભમાં નિર્ણયપત્ર આપ્યું. મોરવીના ઠાકુરસાહબે મ્હોટો જય મેળવ્યો ગણાયો. પણ જૂનાગઢ સંસ્થાનને તેથી બહુ વિષમ લાગ્યું. તેથી પોતાના મુખ્ય કારભારી રા. રા. ગોકુલજીભાઇને એ કાર્યે સારૂ મુંબઈ મોકલવા નિશ્ચય થયો.

રા. રા. ગોકુલજીભાઇ સૌમ્ય બક્ષીજી મથુરાદાસને સાથે લઈને મુંબઈ આવવા નીકળ્યા. રા. રા. ભાણજીભાઇ પ્રભુદાસ, જૂનાગઢ સંસ્થાનના વકીલ પણ સાથે જ હતા. આ લેખકને મુંબઇ તાર મૂકી અમદાવાદ જવા નિમન્ત્રણ કર્યું. તેઓ અમદાવાદમાં આકાશેઠના કૂવાની પોલમાં દફ્તરદાર રા. રા. બાપુભાઇ દયાશંકરના દેહલામાં ઉતર્યા હતા. આ લેખક ત્યાં જઈ મળ્યો. એક દિવસ રહી સર્વે મણ્ડલ એક જ ગાડીમાં સાથે મુંબઈ આવ્યું. કાવસજી પટેલના તળાવ આગળ રા. રા. ધીરજલાલ મથુરાદાસે પોતાના ઘર પાસેના ઘરમાં રા. રા. ગોકુલજીભાઇને ઉતારો આપ્યો હતો. ત્યાં થોડા દિવસ રહી મોરવીના કામસારૂ મન્ત્રદો (Counsellors) પક્ષવાદીઓ (Pleaders) આદિ કેટલાક ગૃહસ્થોનાં મત લીધાં. કેટલાકે એ કાર્યમાં સાહાય્ય આપવા પણ ઇચ્છા દેખાડી.

### रा. रा. गोकुलजीभाइनुं पुने पद्धारवुं.

મુંબઈમાંથી બહુ રીતિએ સજ્જ થઇને ગવર્નર સાહબ આદિ મણ્ડલ ચાતુર્માસમાં પુને હોય છે તેથી, શ્રાવણ વદિ ૩ ને દિને સર્વે પુને ગયા. ત્યાં પ્રથમ શુક્રવારપેઠ ભણી એક વાટિકામાં ઉતારો કર્યો. મોરવીના કામની 'અપીલ' બારિસ્ટરોએ તૈયાર કરી હતી. તે વાચાવી સાંભલતાં રા. ગોકુલજીભાઇને જોઇએ એવી બલવતી લાગી નાહ. તેથી એક પ્રખ્યાત લખનારને[1] પુને તેડાવી, આ લેખકદ્વારા પોતાના સબલ વિચારો અને કારણો આપીને તેની પાસે પુનઃ તે અપીલ લખાવી. તેનું લખાણ રા. રા. ગોકુલજીભાઇને

---

૧ એ લેખક મિ. એન્ડ્રુ હલસન જે ડાક્ટર. હલસનનો પુત્ર અને એક બલવાન્ લેખક હતો તે હતો.

વિશેષ સારૂં લાગ્યું. તે અપીલ છપાતી હતી, તે અવકાશમાં પુના-માં આવી વસેલા યૂરોપીય તથા દેશીય ગૃહસ્થોને મળવા જતા. આ લેખકને પણ પોતાની સાથે લેતા.

રા. રા. ગોકુલજીભાઈના શુભગુણો અને સદાચાર તથા વિદ્વત્તા એઓએ એમના પૂર્વે પુને પ્રવરીને એમના સંબન્ધમાં સદ્ગૃહસ્થોના મનમાં સારી માનબુદ્ધિ ઉત્પન્ન કરી હતી. અમે જ્યાં મળવા જતા ત્યાં બહુ આદરસત્કાર થતો. સરકારના મન્ત્રી(સેક્રેટરી) મિ. સી. ગાન નામે એક સારા ગૃહસ્થ હતા. તેણે ગૃહસ્થે ઘટિતા એવી આગતાસ્વાગતા કરી. રાજપ્રસંગ વિષયે પણ ધૈર્યથી સાંભળી લીધું. પુનઃ મલી વાગ્વિનોદ કરવાની તથા પોતે 'રિટર્ન વિઝિટ' આપવાની ઇચ્છા દર્શાવી. સમભાવથી પરસ્પર સન્તોષ પામી છૂટા પડ્યા. બીજા પણ બહુ ગૃહસ્થોને મળતા ત્યાં પણ સત્કાર જ જોવામાં આવતો.

### गवर्नरना कौन्सिलर मि. मान्स्फील्ड सायेनो प्रसंग.

એક વેલા ગવર્નરની કાઉન્સીલના મેમ્બર ધી આનરેબલ મિ. માન્સ્ફીલ્ડને ત્યાં અમે મળલા ગયા. તેઓ સારા આદરસત્કારથી મળ્યા. તેઓનો સ્વભાવ જરા હાસ્યવિનોદી હતો. તેઓની સાથે કેટલીક વાત થયા પછી તેઓએ પૂછ્યું કેઃ-'મોરવીના કામમાં તમે 'ખટપટ' કરવા અત્ર આવ્યા છો?' 'ખટપટ' શબ્દ દક્ષિણદેશમાં ખોટા અર્થમાં નથી ગણાતો. ત્યાં એ શબ્દ પ્રયત્નવાચક છે. પરં તુ કાઠિયાવાડમાં તે શબ્દ ખોટા અર્થમાં વપરાય છે. મિ. માન્સ્ફીલ્ડે એ શબ્દ દક્ષિણભાષાના અર્થમાં વાપર્યો હતો. પરં તુ રા. રા. ગોકુલજીભાઈના કાનમાં 'ખટપટ' એ શબ્દ પડતાં જ તેઓને રોષ ચઢી ગયો; અને લોહી ઉકળી આવ્યું. પછી તેના આવેશમાં સાહબને સ્પષ્ટ કહ્યું કે 'સાહબ, મેરેકું ખટપટી ક્યા સબબસે ગીનતે હો. આપકે પાસ ઐસા ગીનનેકા કુછ કારણ હોવે તો મેરેકું કહ દેના, ઔર નવ્વાબસાહબકું બી લીખના ચૈયે. મેને કભી બી એસા કામ કિયા નહિ હૈ. આપ જૈસે બડે આદમી એસી બાત કરતેહો સો તાજુબ હૈ.'

પ્રથમ રા. રા. ગોકુલજીભાઈનું પ્રસન્ન મુખ હતું અને વાતો અચ્છી રીતિએ કરતા હતા, અને સાહબ તેઓની કુલીનતા

અને કુશલતા જોઇ પ્રસન્ન થતા હતા. તેમાં વિકાર થઈ એક પલમાં કોપાયમાન મુખ જોઈ સાહબને આશ્ચર્ય લાગ્યું. અને આ લેખકને કારણ પૂછ્યું. તેણે 'ખટપટ' શબ્દનો અર્થ ગુજરાતમાં 'નિન્દિતકર્મ' વાચક છે, એમ કહેતાં સાહબને પણ સ્મરણ આવ્યું; અને રા. રા. ગોકુલજીનું અન્તઃકરણ ઉકલવાનું કારણ તેઓના સદ્દગુણને અપમાન થયું એ છે, એમ સાહબના સમજવામાં આવતાં, તેઓના મનમાં સમભાવ ઉત્પન્ન થઈ, સદ્દગુણ ઉપર રા. રા. ગોકુલજીભાઇનો ભાવ ઉચ્ચ પ્રકારનો છે એ જાણી, તેઓની મમતા વધી અને તુરત ક્ષમા માગી કહ્યું કે,–મેં તો મરાઠી અર્થમાં જ એ શબ્દ વાપર્યો હતો, તોપણ આપને ક્રોધાયમાન થવાનું કારણ મેં અજાણે આપ્યું તે સારૂ હું બહુ ખેદિત છું અને અન્તઃકરણથી ક્ષમા માગું છું.' રા. રા. ગોકુલજીભાઇને ઉપરની વાત યથાર્થ સમજાવતાં તેઓનો રોપ શાન્ત થઈ ગયો. સાહબે પછી બહુ મમતાથી વાતો કરી અને ફરીથી મળવા વિનતિ કરી. આજ્ઞા લેતાં સાહબ બોલ્યા કેઃ–'આપના જેવા સદ્દગુણના પૂજક અને સ્વતન્ત્ર ગૃહસ્થો મેં થોડા જ જોયા છે. હું તમને ધન્યવાદ આપું છું. મારી મમતા તમારા ઉપર આ મિલન થી અધિકા થઇ છે.' ઇત્યાદિ.

## પુનામાંના અન્ય પ્રસંગો.

નગરવાળા પ્રખ્યાત શાસ્ત્રી કેશવજી તેવામાં મુંબઈ આવ્યા હતા. તેઓને સુજ્ઞ ગોકુલજીભાઇએ પુને તેડાવ્યા અને તેઓની સાથે 'મુક્તાવલિ' નામે વેદાન્તનો કઠિન ગ્રન્થ છે તે વાચવા માડ્યો. ભાષાની કઠિનતા માત્ર શાસ્ત્રીજી છોડતા; પણ અર્થમાં તેઓનો યથાર્થ પ્રવેશ ન થતો. તેથી પછી સુજ્ઞ ગોકુલજીભાઇ અર્થ યથાવત્ સમજાવતા તે જોઇ શાસ્ત્રીજી આશ્ચર્ય પામતા, અને સુજ્ઞ ગોકુલજીભાઇની તલસ્પર્શિની બુદ્ધિની વારેવાર પ્રશંસા કરતા.

પુનામાં સુજ્ઞ ગોકુલજીભાઈ પોતાનું નિત્યકર્મ કરી, પછી અનેક સંસ્કૃત ગ્રન્થો વાચતા. ભોજનોત્તર પણ ગ્રન્થાવલોકન જ કરતા. પછી બે વાગ્યાને સમયે ગાડીમાં બહિર્ ફરવા જતા. પુનામાંનાં બહુ સ્થલો–દેવસ્થાન, ધર્મસ્થાન, રાજસ્થાન, અને ગૃહસ્થસ્થાન–પોતે જોઇ વલ્યા હતા. સારા સારા દેશીય ગૃહસ્થોનો સમાગમ પણ કરતા. તેમાં મુખ્યત્વે કરી વિદ્વાનોને ત્યાં જવા ઉપર બહુરુચિ રહેતી. શ્રીકૃષ્ણશાસ્ત્રી

નામે એક નિવૃત્તિસેવી ગૃહસ્થને ત્યાં એક દિવસ અમે સર્વ ગયા.
ત્યાં નિવર્તમાન વૃદ્ધ પુરુષો એકાન્ત સ્થલમાં એ આત્માનાત્મ-
સકલપદાર્થતત્ત્વજ્ઞ વિદ્વાન્ શાસ્ત્રી પાસે શંકરવિરચિત ' હરિ-
મીડે ' સ્તોત્રનું શ્રવણ કરતા હતા. તેમાંના કેટલાકે પૂર્વે મહાન્
રાજ્યાધિકાર ભોગવ્યા હતા. ઋષિના આશ્રમ જેવું તે સ્થાન હતું.
તેમાં પ્રવેશતાં સવત્સી ગાયો હતી. પછી તુલસીક્યારા અને
એક લઘુવાટિકા હતી. આગળ ચાલતાં નીચા તોરણનું દ્વાર આવ્યું.
તેમાં થઇ અન્તર્ગૃહમાં પ્રવેશ કરતાં સુવાસિત ચન્દનપુષ્પધૂપાદિ-
નો મનોહર સુગન્ધ આવવા માંડ્યો. ત્યાં પ્રકાશ હતો પણ સૂર્યના
કિરણ દેખાતા ન હતા. તે સ્થલની સ્વચ્છતા કંઇક અસાધારણ
હતી. દેવાર્ચન કરી શાસ્ત્રીમહારાજ શ્રોતૃજનોનાં કર્ણદ્વારા તેઓ-
નાં અન્તઃકરણ પાવન કરતા હતા. ત્યાં સમતા વર્તી રહી હતી.
સુજ્ઞ ગોકુલજીભાઇનું સ્વરૂપ પ્રભાવિ હતું, તેવાં જ વસ્ત્ર પણ
મૂલ્યવાન્ અને ભવ્ય તેઓ પહેરતા હતા. અજાણ્યા લોક તો
તેઓને રાજા જ ગણતા. તેથી જ્યાં જતા ત્યાં માર્ગ મળી સત્કાર
તુરત થતો. પરંતુ આ શાન્તિગૃહમાં બાહ્યોપાધિ કંઇ ચલનવલન ન
કરી શક્યો. હરિમીડેનું વ્યાખ્યાન અખણ્ડ ચાલતું રહ્યું. તેની સ-
માપ્તિ થતાં, સુજ્ઞ ગોકુલજીભાઇની વેદાન્તશાસ્ત્રમાં પ્રવીણતા વિષયે
આ લેખકે શાસ્ત્રીમહારાજને વિદિત કર્યું. તેઓ પ્રસન્ન થયા.
તેઓએ કેટલાક પ્રસંગો ઉપર ચર્ચા ચલાવી. સુજ્ઞ ગોકુલજીભાઇ-
ની કુશલતા જોઇ તેઓને આશ્ચર્ય લાગ્યું અને પછી ધન્યવાદ
આપી પ્રશંસા કરવા માંડી. ઉભય વિદ્વાનો અન્યોન્ય સન્તોષ
પામ્યા.

પુનામાં કેટલાક બ્રાહ્મણોના ગૃહોમાં પુસ્તકના ભાણ્ડાગાર છે,
એમ સાંભળતાં તે લેવાની ઇચ્છા સુજ્ઞ ગોકુલજીભાઇને થઇ. તે
સારૂ જ્યાં જ્યાં પુસ્તકના સંગ્રહનો ભાલ મલતો ત્યાં ત્યાં ફરવા
માંડ્યું. જેના ગૃહમાં એવા સરસ્વતીના ભાણ્ડાર હતા તેના પૂર્વજ
તો પણ્ડિતો હશે, પણ તેઓ તો બહુ કરી, જેમ દીપની પ્રજા કાજલ
હોય છે એવા, નિરક્ષર અને અજ્ઞાની હતા. રા. રા. ગોકુલજી-
ભાઇની પદવી જાણે ત્યારે, કંઇક આશાને લીધે, તે પુસ્તકોની
યાદી બનાવે, પણ પુસ્તકનું દર્શન ન કરાવે. એક બેના ઘરમાં
પુસ્તક હતાં તેઓ બહુ નિર્ધન થઇ ગયા હતા તેથી તેઓએ

પુસ્તક વેચવાની લાલચે ગ્રન્થોનાં દર્શન કરાવ્યાં. તેમાં એક યોગવાસિષ્ઠનું પુસ્તક વિશાલ અને સુન્દર અક્ષરથી લખેલું જોઇ સુજ્ઞ ગોકુલજીભાઇ બહુ પ્રસન્ન થયા; પણ પછી તે ત્રુટિત જણાયું.

જે વાટિકામાં વસતા હતા તે નગરીથી બહુ દૂર હતી, તેથી પછી પુનામાં એક સારૂ સ્થાન ભાડે રાખી ત્યાં આવ્યા. નાદોદના રાજાના સંબન્ધી અને આપ્ત બાપુસાહબમેઢ પોતાના કંઈ કાર્ય પ્રસંગે પુને આવ્યા હતા. ગુરુ સચ્ચિદાનન્દ પરમહંસના તે શિષ્ય હતા. તેઓની સાથે પુનામાં મેળાપ થયો. તેઓ મૂલ્યવાન્ વસ્ત્રો પહેરી સુવેશ રાખતા. તેઓએ એક ચંદેરી પાઘડી લઈ કુસુંબલ રંગાવી હતી. તેઉપર લાલી બહુ સુશોભિતા આવી હતી. રા. બાપુસાહબ ગયા પછી રા. રા. ગોકુલજીભાઈ કહેતા હતા કે, 'અમે મંદીલ (સોનેરી પાઘડી) એ ખુ. નવ્વાબસાહબનું રાજચિહ્ન ગણિયે છિયે. અને તે છાકમછોલ લાલ રંગથી ભરેલું અમને ગમે છે. માટે તે એ બાપુસાહબની પાઘડી જેવું કરાવવું.' લાલ રંગ તેઓને એટલો બધો સારો લાગતો કે મંદીલ અને પાઘડી ઉપર રંગ કરાવવા તેને મુંબઈ અને પુને મોકલતા.

વિજયાદશમીને દિને પુનામાં ગવર્નરસાહબને છેલું મળવાનું ઠરયું હતું. સર સીમોર ફિટ્ઝજીરલ્ડ ગવર્નર હતા. તેઓને મળતાં તેઓએ રાજયોગ્ય આદરસત્કાર આપ્યો. ગણેશખણ્ડના મહાલયમાંના એક સુન્દર ભાગમાં મળ્યા. પોતાના જમણા હાથ ભણી કોચ ઉપર રા. રા. ગોકુલજીભાઇને બેસારયા અને પછી રાજકીય સંભાપણ ચાલ્યું. તેમાં આ લેખક દ્વિભાષી હતો. ગવર્નરસાહબે મોરવીની અપીલનો મુખ્ય ભાગ વાચી તેમાં જે જે શંકાઓ લાગી તે પૂછી લીધી, અને એ વિષય ઉપર પૂરૂં લક્ષ આપવા વચન આપ્યું. પછી કેટલાક બીજા મુખ્ય પ્રસંગની વાતો થઇ. એટલે અમે આજ્ઞા માગી. ત્યાં અત્તર, ગુલાબ, પુષ્પમાલા અને પાનસોપારી આવ્યાં. તે ગવર્નરસાહબે આપ્યાં. પછી રા. રા. ગોકુલજીભાઈએ આજ્ઞા લીધી અને અમે વિદાય થયા. પછીથી તુરત અમે મુંબઈ આવ્યા.

मुंबई प्रति आगमन. डा. भाउ दाजी, रा. विश्वनाथ, शेठ मंगलदास.

મુંબઇમાં એ સમયે સુજ્ઞ ગોકુલજીભાઈએ કૃપા કરી પોતાનો ઉતારો આ લેખકના વાસગૃહમાં જ રાખ્યો હતો. દીપોત્સવ

મોહમયીમાં (મુંબઈમાં)જ કરવાનો વિચાર હતો. પુનામાં અને મુંબઈમાં વિદ્વાન્ ડાક્ટર ભાઉ દાજી સાથે અમારો પરિચય વધારે રહેતો. તેઓ રા. રા. ગોકુલજીભાઈની બુદ્ધિ અને સુજ્ઞતા જોઈ તેઓના ઉપર બહુ સદ્ભાવ રાખતા.

સુજ્ઞ ગોકુલજીભાઈનામાં ગુણરાગ નૈસર્ગિક વિરાજતો. તેથી ડાક્ટર ભાઉસાહબની અનેક પ્રકારની યોગ્યતા દેખી તેઓ બહુ પ્રસન્ન થતા. ડા. ભાઉમાં વિદ્યાનું વ્યસન કંઈક વિલક્ષણ હતું. સંસ્કૃત ગ્રન્થોનો, પ્રાકૃત ગ્રન્થોનો, શિલાલેખોનો, તામ્રપત્રોનો, રાજમુદ્રાઓનો, નાણુક (શિક્કા) આદિનો સંગ્રહ સહસ્રાવધિ નાણાં આપી ડા. ભાઉ કરતા હતા. તેઓ બહુ વિદ્વાન્ અને વિનયવાન્ હતા; પ્રાચીન સમયના વિદ્યાવાનોના ગુણજ્ઞ અને પ્રશંસક હતા; ઇત્યાદિ કારણોને લીધે સુજ્ઞ ગોકુલજીના ડા. ભાઉ પ્રતિ, સમરાગ, ઉચ્ચભાવ તથા સમભાવ હતા. 'શેરસટ્ટા'ના સપાટામાં ડા. ભાઉસાહબ પણ દુર્ભાગ્યે આવી પડ્યા હતા. તેથી તે ઉદાર ડા. ભાઉસાહબનો હસ્ત સંકોચમાં આવ્યો હતો. ગુણરાગી ગોકુલજીભાઇએ તેઓને તે સન્ધિમાં કંઈ નાણાનો આશ્રય પણ આપ્યો હતો; અને પ્રખ્યાત બહુમાન્ય ડા. ભાઉસાહબ, રા. રા. ગોકુલજીભાઇને રાજપ્રસંગમાં ઉપયોગી પણ બહુ થતા. એમ ઉભય મહાશયો પરસ્પરને ઉપકારક થયા હતા.

ડા. ભાઉ દાજી, જૂનાગઢવાસી રા. પણ્ડિત ભગવાનલાલ ઇન્દ્રજીને દેશ દેશાન્તર મોકલી ત્યાંનાં પ્રાચીન ગ્રન્થાદિ તથા વૃત્તાન્તો મગાવતા તે કાર્યમાં સુરાષ્ટ્રના જૂનાગઢ સંસ્થાનનો આશ્રય ડા. ભાઉએ પ્રાર્થ્યો હતો, તે પણ પછી સુજ્ઞ ગોકુલજીભાઈએ અપાવ્યો હતો. એ જૂનાગઢ જન્મભૂમિના પણ્ડિત ભગવાનલાલના સંગ્રહથી ઇતિહાસમાં ઉપકારક વૃત્તાન્તો હસ્તગત થયાં હતાં. એ પ્રસિદ્ધ છે. આશાજનક યુવકોને ઉત્તેજન આપી અગ્રેસરકર્તા ઉદાર ડા ભાઉ તે સમયે રાવસાહબ વિશ્વનાથ મણ્ડલિકને સંવર્ધિત તથા ઉન્નત કરવા પ્રયત્નવાન્ હતા. તેથી પ્રસંગોપાત્ત રાવસાહબ વિશ્વનાથને રાજકાર્ય આપવાની અને તેઓની સાથે પરિચય રાખવાની ભલામણ કરતા. તેથી અમે રા. વિશ્વનાથ પાસે પણ ગયેલા. તેઓની સાથે સંભાષણ થતાં રા. વિશ્વનાથે કેટલાક શ્લોક અને વેદની ઋચાઓ ભણિયો. તે સાંભળી સુજ્ઞ ગોકુલજી-

ભાઇ બહુ પ્રસન્ન થયા હતા. શ્રીમાનોમાં શેઠ મંગલદાસ સાથે વધારે પરિચય રહેતો. શેઠ મંગલદાસની કેટલાક વિષયોમાં જાણ અને બોલવાની શક્તિ જોઇને રા. રા. ગોકુલજીભાઈ કહેતા કે વણિક્વર્ગમાં શેઠ મંગલદાસ જેવા ગૃહસ્થો વિરલ જોવામાં આવે છે. શેઠ મંગલદાસે એક પ્રસંગે પોતાનો ઇતિહાસ કહ્યો તેમાં કહ્યું કેઃ—'ઇંગ્રેજીભાષા રીતપ્રમાણે શાલામાં જઇ શિખ્યો નથી. પણ માત્ર ઘરના અભ્યાસથી અને પરિચયથી બોલી શકુ છું.' સુજ્ઞ ગોકુલજીભાઈએ સંસ્કૃતવિદ્યા એ જ રીતિએ સંપાદિતા કરી હતી, તેથી તેઓને સર મંગલદાસ સાથે સમભાવ થયો. સર મંગલદાસ અને સુજ્ઞ ગોકુલજીભાઇ અન્યોન્ય સારાં સ્નેહમમતા રાખતા.

### मानवस्त्र संवन्धमां एक प्रसंग.

જૂનાગઢ સંસ્થાનના સંબન્ધવાળાં મનુષ્યો મુંબઈમાં રા. રા. ગોકુલજીભાઇને સારૂ ભેટ લાવતાં, પરંતુ તેઓ સ્વલ્પ ફુલ-ફલાદિક વિના બીજું કશું લેતા નહિ. અને તેટલું પણ લાવનાર અપમાન ગણી ખોટું લગાડશે એ ભયને લીધે જ લેતા. રવજી દરબાર નામે એક શ્રીમાન્ મુંબઈમાં હતો. એક દિવસ તેણે હજારેક રૂપ્યાનો થોડો સામાન ભેટ આપવા આણ્યો, અને તે આપવા સારૂ અત્યાગ્રહ લઇ બેઠો. તેને બહુ પ્રકારે સમજાવ્યો પણ તે એકનો બે ન થયો. અન્તે રા. રા. ગોકુલજીભાઇએ તેને પૂછ્યું કે-'તમે મને આપવા ઇચ્છો છો કે બીજાને.' તે કહે કે, 'તમને જ.' ત્યાં રા. રા. ગોકુલજીભાઇએ કહ્યું કે,-'તમે ખોટું લગાડો છો અને આગ્રહ નથી મૂકતા તો હું લઇશ, પણ તે બધું જૂનાગઢ સરકારમાં આપીશ. અને ત્યાં કોણ જાણે કોનાએ ઉપયોગમાં આવશે. તેમ જ તમારે કરવું હોય તો નિરુપાય. નહિ તો પાછું લઇ જાઓ. તમોએ મને એથી પણ બમણું આપ્યું હોય એટલું હું મારા મનમાં આપને વિષે માનીશ.' એ આશયનું કહ્યું ત્યારે તે બીચારો નિરાશ થઇ તે પાછું લઇ ગયો.

### प्रसंगोपात्त वाग्विनोद.

એકવાર અમે સર્વે ઘોડાગાડીમાં બેશી દીપાવલી જોવા જતા હતા. ત્યાં પ્રસંગોપાત્ત રા. રા. ગોકુલજીભાઇએ આ લેખકને કહ્યું કે, 'તમારૂં વાસસ્થાન તમારે જોઇયે તેથી નહાનું છે.'

તે વેલા એક ઉપાખ્યાનનું સ્મરણ થઈ આવ્યું તે રા. સુજ્ઞ ગોકુલજીભાઇને કહ્યું કેઃ—

'એક રાજાએ કોઇને પોતાનો મન્ત્રી કર્યો. તે મન્ત્રી એક નહાના ઘરમાં રહેતો. ત્યાં તે આનન્દ રાજા મળવા ગયા. તે વેલા રાજાને તે ઘર નહાનું લાગતાં તે મન્ત્રીને કહ્યું, કે,–'તમારે અર્થે આ સ્થાનક નહાનું છે.' મન્ત્રીએ ઉત્તર આપ્યું કે, 'મારે અર્થે તો એ મહોટું હતું પણ આપે મને એવો મહોટો કર્યો કે તેથી અવે એ નહાનું પડે છે.'

મન્ત્રીનું એ રાજાને હર્ષજનક સમયોચિત ઉત્તર શ્રુણી રા. સુજ્ઞ ગોકુલજીભાઈએ બહુ પ્રસન્ન થયા. પછી રા. રા. બક્ષીજી મથુરાંદાસ સાથે હતા તેઓને કહ્યું કે,–કઇંક એ વાતના જેવી પેલી ફારસીમાં શેખસાદીની બેત છે તે કહો. તેનું પ્રતીક પોતે કહેતાં બક્ષીજીએ સાંધીને તે બેત પૂરી કેઃ—

"નીમ નાંનીગર ખુરદ મરદે ખુદાય બઝલ દરવેશાં કુનદ નીમીદિગર;
મુલ્ક યકલીમી બગીરદ પાદશાહ હમચુનાં દરબંદ યકલીમીદિગર."

તેનો આશય આ છેઃ–'આખા દેશમાં પણ બે પાદશાહ નથી સમાતા, પણ એક કામળામાં અનેક ફકીરો અમનચમનથી રહે છે.' સુજ્ઞ ગોકુલજીભાઇ કહે કે, 'આપણાં એહમમતા તો એથી પણ નહાના સ્થાનમાં આપણો સમાસ કરે એમ છે.' ઇત્યાદિ. પ્રસંગોપાત્ત એવા પ્રકારના બહુ વાગ્વિનોદ થતા; વિદ્વાનોની ઉક્તિઓ પરસ્પરના વિનોદમાં સ્ફુરી આવતી. તેમાં વાસતધ્વનિઓ અન્ય અનેક વિચારોના અભિવ્યંજક થતા. અને આનન્દમાં સમયનું નિર્ગમન થતું.

એજ માસમાં રા. રા. ગોકુલજીભાઇની પ્રેરણાથી જૂનાગઢથી રાજલેખ આવ્યો કે આ લેખકનું વર્ષાશન આશ્વિન શુકલ ૧ થી વધારવામાં આવ્યું છે.

કાંદાવાડીમાં મુનિસ્વામી નામે એક યોગી રહેતા હતા. તે સમાધિ કરે છે એમ જાણવામાં હતું. તેથી તેઓના દર્શનની સુજ્ઞ ગોકુલજીભાઇને બહુ ઉત્કંઠા હતી. અમે સર્વે ત્યાં ગયા. તે વેલા તેઓ ભગવદ્ગીતાનું વ્યાખ્યાન કરતા હતા. ત્યાં શ્રોતા પણ બહુ હતા. શ્રવણ થઇ રહ્યા પછી સુજ્ઞ ગોકુલજીભાઇએ સ્વામીને

વિજ્ઞપ્તિ કરી કે;–'મહારાજ! અમને સમાધિનાં દર્શન કરવાનો બહુ અભિલાષ છે.' સ્વામીએ ઉત્તર આપ્યું કે,–'કોઈ વેલા મધ્યાહ્ને આવશો તો વાતો કરીશું.' અમે બીજે દિને તે સમયે ગયા. સ્વામિશ્રી તે સમયે એકાન્તમાં હતા. અમને ત્યાં જવા આજ્ઞા મળી. સુજ્ઞ ગોકુલજીભાઇએ સમાધિવિષયે કેટલાક પ્રશ્નો કર્યા. તેના ઉત્તરમાં કેટલીક સૂચનાઓ સ્વામિશ્રીએ કરી અને કેટલાંક પ્રમાણો કહ્યાં તેમાં એક શ્લોક આ વધા કેઃ–

"स्वानुभूतिरसावेशात् दृश्यशब्दावुपेक्ष्य तु ।
निर्विकल्पसमाधिः स्यान्निवातस्थितदीपवत् "॥[1]

સુજ્ઞ ગોકુલજીભાઈ પણ ગીતામાંના

"शनैःशनैरुपरमेत् बुद्ध्या धृतिगृहीतया[2]" । (६–२५)
"यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता[3]"॥ (६–१९)

એ શ્લોકો બોલ્યા એટલામાં સ્વામી સમાધિસ્થ થઈ રહ્યા. તેઓનું શરીર નિશ્ચલ થયું. પ્રાયશઃ એક ઘટિકાપર્યન્ત તેઓ હલનચલન વિના રહ્યા. સમાધિથી તેઓનું ઉત્થાન થયું એટલે અમે આજ્ઞા માગી ઉઠયા. સુજ્ઞ ગોકુલજીભાઇનું એમ મત થયું કે સમાધિનાં પૂર્ણ લક્ષણ તેમાં ન હતાં. નિમિષરહિત અર્દ્ધોન્મીલિત[4] નેત્ર એ લક્ષણની ન્યૂનતા હતી. સમાધિકાલમાં નેત્ર મીચેલાં હતાં.

रा. रा. गोकुलजीनुं मुंबइथी श्रीकालिकामाता प्रति गमन.

સંવત્ ૧૯૨૬ ના આરંભમાં સ્વદેશ જવા રા. રા. ગોકુલજીભાઇ મુંબઇથી નીકળ્યા. આ લેખક પણ અર્ધેસુધી સાથે જ હતો. મુંબઇથી વરોદરે ગયા. ત્યાં રા. રા. પ્રાણુલાલજી પંચમહાલના 'ડેપ્યુટી કલેકટર' હતા તે મળ્યા. તેઓએ પાવાગઢની કાલિકામાતાએ જવા આગ્રહ કર્યો. રા. રા. ગોકુલજીભાઇ જગદંબાના ઉપર બહુ ભાવ રાખતા હતા. તેથી તેઓએ ત્યાં જવા

૧. દૃશ્ય (પદાર્થ) તથા શબ્દ એ બેને તો ઉપેક્ષીને સ્વાનુભૂતિના રસના આવેશથી, પવન વિના (ના સ્થાનમાં) સ્થિત દીપસમાન, નિર્વિકલ્પક સમાધિ હોય છે. ૨. અર્થ પૃ. ૧૬૧ મે જુઓ. ૩. યોગીના સમાહિત ચિત્તને પવન વિનાના દેશમાં સ્થિત દીપ જેમ ચલતો નથી તેની ઉપમા, (ચિત્તપ્રચારદર્શી યોગજ્ઞોએ) સ્મરાઇ છે–કહેવાઇ છે. ૪. અર્ધી આંખ ઉઘાડી રહી તે જરા કે મિચાય નહિ તેવાં.

સ્વીકાર કર્યો. અમે સર્વે તે પાસ ગયા. રા. રા. પ્રાણલાલજી ત્યાં અધિકારી હતા તેથી સર્વે પ્રકારની અનુકૂલતા હતી. પાવાગઢની તલેટીમાં સર્વે સાહિત્ય સજ્જ કરાવ્યાં હતાં. અમે સર્વે ડોલિઓમાં બેશી પાવાગઢ ઉપર ચઢ્યા. માર્ગમાં કોટનાં અને મહાલયોનાં ત્રુટિત અને ખણ્ડિત સ્થલો જોઈ અનેક પ્રસંગો નીકલતા. મુસલમીન લોકના આવ્યા પૂર્વે આ દેશમાં દરવાજાને કમાનો કરવાનો ચાલ ન હતો, એમ ક. કીર્ટિંજે કોઈ પ્રસંગે રા. રા. ગોકુલજીભાઈને કહેલું, તદનુસાર અનુમાન કરતાં એ સ્થલે છિન્નભિન્ન રહેલાં મહત્તાનાં ચિહ્નો મુસલમીનના કાલ પહેલાનાં છે એમ તેઓ કહેતા. અને આ જગત્‌માં ઉદયાસ્ત કેવા થાય છે, અને સર્વે કેવું ચલ છે એ આદિ જોઈ સર્વે સમજુઓએ બોધ લેવો જોઇયે. એવી અનેકા વાર્તા નીકળતી. પાવાગઢ ચઢી રહ્યા પછી એક દુધિયુંતળાવ આવે છે. તેનું જલ શ્વેત દેખાય છે, અને કહેવાય છે કે તે સદા શીતલ રહે છે. ત્યાં સ્નાનસન્ધ્યા કરી શ્રીકાલિકામાતાના મન્દિરનાં પગથિયાંએ અમે ચઢ્યા. શ્રીજગદમ્બાનાં દર્શન કર્યાં. રા. રા. ગોકુલજીભાઇએ માતાજીના સાન્નિધ્યમાં ત્યાં સપ્તશતીનો—ચણ્ડીપાઠનો—પાઠ કર્યો. એટલામાં નૈવેદ્ય તૈયાર થયું. તે માતાજીને ધરાવી સર્વેએ પ્રસાદ લીધો. એટલે સાયંકાલનો સમય થવા આવ્યો. તે ઉચ્ચસ્થાન ઉપરથી આસપાસ રમણીય લીલા દેખાતી હતી. નીચે ઉતરી જતાં રાત્રિ થઈ જશે અને અન્ધકારમાં વ્યાઘ્ર વરૂ અને સર્પ વિછી આદિની શંકાથી ભય લાગશે એવી સૂચના થઇ, પણ નીચે ઉતરવાનો અન્તે નિશ્ચય થયો.

### રા. રા. ગોકુલજીભાઇનો ક્રોધ.

ચણ્ડીપાઠ કરતાં તદર્થાનુસાર વૃત્તિના ઉદ્ભવથી કિંવા કોઈ બીજા કારણથી, રા. રા. ગોકુલજીભાઇનામાં ક્રોધનો આવેશ આવ્યો હોય એમ તે ચણ્ડ દેખાવા માડ્યા. પાવાગઢથી ઉતરતાં ઉતરતાં ડોલીવાળા અજ્ઞાની માણસોએ માંહોમાંહે વાતો કરવા માડી. તેમાં રા. ગોકુલજીભાઇની ડોલીવાળાઓએ કહ્યું કે, 'અમારી ડોલીમાં બેસનારનો ભાર બહુ છે.' એ શબ્દ સાંભળતાં રા. ગોકુલજીભાઈનો ક્રોધ પ્રદીપ્ત થવા માડ્યો. વચ્ચે કોઈ વિકટ માર્ગ આવતો ત્યાં અમે સર્વે ડોલીમાંથી ઉતરી ચાલતા. બે ત્રણ ચાર વાર એમ

ઉતર્યા ચઢ્યા. એવામાં રા. ગોકુલજીભાઇનો ક્રોધ પૂરો જોવામાં આવ્યો. તેઓએ આવેશમાં આવી ડોલીમાં બેસવાની ના કહી સર્વેએ બહુ વિનતિથી કહ્યું. પણ કોઇનું સાંભળ્યું નહિ. ક્રોધમાંને ક્રોધમાં ચાલ્યા જાય. માર્ગમાં ઝાંખરાં ઝયડાં ભરાય, કાંટા વાગે, અંધારે ઠોકરો ખાય, ખાડામાં પગ પડે, અને ટુંકામાં વિકટમાર્ગની અનેક પીડાઓ વેઠે, પણ વેગમાં ને વેગમાં વહ્યા જાય. માણસોએ પાછળ દોડી નમ્રતાપૂર્વક બહુ વિનવ્યા, પણ કાંતો બોલે જ નહિ, અને બોલે તો તિરસ્કાર કરી બાળતા હોય એમ બોલે. અન્તે તલેટીમાં આવ્યા. ત્યાં કહે કે, 'મારે ગાડીમાં પણ બેસવું નથી. નાણાં આપતાં આવો કાચો બંદુબસ્ત કેમ થયો.' પછી બહુ પ્રકારે પ્રાર્થના કરી ગાડીમાં બેસવાનું સ્વીકાર કરાવ્યું. એવામાં બક્ષીજી કંઈ સહજ બોલ્યા. એટલે તેઓના ઉપર રા. રા. ગોકુલજીભાઈ ઉતરી પડ્યા. બધો રોષ તેઓના ઉપર બળવા માડ્યો. પણ તેઓની સહનશીલતા કઇંક અસાધારિણી જણાઈ. મૌન રહી તેઓએ સાંભળ્યાં કર્યું. પોતાનો દોષ કંઇ જ ન મળે, તેથી તે રોષ તેઓને ઘા કે દાહ કરી શકયો નહિ. તેઓનો ક્રોધ ઘાસના ભડકા જેવો શલગી ભભુકો થઇ શાન્ત થઈ જાય એવો હતો તે પોતાની મેળે જ થોડીવારે શાન્ત પડી ગયો.

રા. રા. ગોકુલજીભાઈ સ્વસ્થ થયા. આ લેખકે એમનામાં એવો ક્રોધ પ્રથમ જ દીઠો. તેથી તેને બહુ વિસ્મય લાગ્યો. પરંતુ તે ક્રોધ શમી ગયા પછી પાછી સુજ્ઞ ગોકુલજીભાઇની મુખમુદ્રા પૂર્વવત્ અતીવ પ્રસન્ન થઇ રહી, અને જાણે તે ક્રોધથી ગ્રહણ થઈ પાછું મુક્ત થયું હોય એમ મુખ પ્રતીત થવા માડ્યું. મનુષ્યપ્રકૃતિમાં એવી અસાધારણવિકૃતિ ક્વચિત્ જોવામાં આવે છે.

**रा. रा. गोकुलजीनुं श्रीडाकोरजी थइ नडियादादि प्रति गमन.**

પછી હલેલલકલોલ થઇ કાર્ત્તિકી પૂર્ણિમા ઉપર શ્રીડાકોરજીમાં આવ્યા. ત્યાં નડિયાદના દેશાઈ ભાઉસાહબનો—અપર નામ વિહારિદાસનો—ઉતારો શ્રીરણછોડરાયજીના મન્દિર સંમુખ જ છે. ત્યાં ઉતારો કરવાના સંકલ્પની સૂચના આ લેખકે નડિયાદ દેશાઇજીને લખી મોકલી હતી. તેઓ પાસથી તેઓના ચિરંજીવ માનસાહબે, અપર નામ બહેચરદાસે, પ્રથમથી આવી સર્વે વ્યવસ્થા

કરી હતી. એથી ત્યાં બહુ અનુકૂલતા ભોગવી રા. રા. ગોકુલજી-ભાઇ પ્રસન્ન થયા હતા. ડાકોરજીમાં પરગામના નાગરબ્રાહ્મણો યાત્રા-ર્થે આવ્યા હતા, તથા ઠાસરાના રાજવર્ગીય નાગરબ્રાહ્મણ રા. લક્ષ્મીલાલઆદિ રા. રા. ગોકુલજીભાઇનું આગમન જાણતાં તેઓને મલવા આવ્યા હતા. તેઓને મલી સંભાષણ સાંભલી સંભળાવી રા. રા. ગોકુલજીભાઇ રાજી થયા હતા. તે સર્વને જ્ઞાતિભોજન અને એકેકો રૂપ્યો દક્ષિણા આપી ભણકારો કર્યો. ત્યાંથી સં. ૧૯૨૯ ના કાર્તિક વદ ૨ ને દિને શ્રીનડિયાદ પધાર્યા.

રા. રા. ગોકુલજીભાઈને દેશવિદેશ પ્રવાસ કરવાનું અને તેમાંના મનુષ્યો સાથે સંભાષણ કરવાનું અને સ્થાનકો જોવાનું કુતૂહલ બહુ રહેતું. નવીન પદાર્થ જોવા, સુંઘવા, અને ચાખવાઉપર પણ તેઓનો અભાવ ન હતો. નવા વૃત્તાન્ત સાંભલવા, તેની તુલના કરવી, અને તે ઉપર વિચાર કરવો, એ રીતિ પણ તેઓમાં બહુ હતી.

સુરાષ્ટ્રપ્રાન્તમાં નાગરજ્ઞાતિનો સમુદાય બહુ છે તેથી અને બીજાં કેટલાંક કારણથી ત્યાંનું જ્ઞાતિભોજન સામાન્ય હોય છે. ગૂર્જ-રાત્રમાં અનેકપ્રકારનાં પકવાન્નો, વ્યંજનો અને બીજાં સાહિત્યો થાય છે તેના સુસ્વાદનો અનુભવ લેવા તેઓની વૃત્તિ હતી. તે-માંથી કેટલાંક તો પ્રથમ મુંબઈમાં ડુંગરપુરાનાગર પાસે કરાવી ચાખ્યાં હતાં. પ્રખ્યાત ડુંગરપુરા પ્રદ્યુમ્નકાકાની રસોઇઓ તેઓ જમ્યા હતા. પણ સૂત્રફેની આદિ ' પકવાન્નો ન હતા જમ્યા. તે સાહિત્ય નડિયાદમાં સજ્જ કરાવ્યાં હતાં. નડિયાદમાં ઉતારો આ લેખકને ત્યાં જ રાખી શોભા આપી હતી.

નડિયાદમાં એક શાસ્ત્રીસ્વામી નામે સાધુ રહેતા હતા. ચક-લાશી ભાગોળે દેશાઈ વાઘજીભાઇના ક્ષેત્રમાં એક સ્થાનકે તેઓ એકાન્તમાં વાસ રાખી ત્યાં શ્રવણ કરાવતા. સુજ્ઞ ગોકુલજીભાઇ ત્યાં ગયા. સાધુજીની વિરક્તિ અને આત્મનિષ્ઠા જોઈ પોતે બહુ પ્રસન્ન થયા. પ્રથમ ત્યાં કેટલાંક પ્રશ્નોત્તર થયાં. પછી યોગવિષયનું પ્રકરણ ચાલ્યું. રાજયોગ જાણવાનો સુજ્ઞ ગોકુલજીભાઇને તીવ્ર અભિલાષ હતો. તેથી તે વિષય ઉપરિ વ્યાખ્યાન કરી પ્રકાશિત ક-રવા તેઓએ પ્રાર્થના કરી. સાધુશ્રી કહે કે,-'તે અભ્યાસસાધ્ય

છે. આરંભમાં ગુરુસમીપ વસવાની અપેક્ષા છે; જે જે મલ, વિક્ષેપ, કષાય, રસાસ્વાદના પ્રતિબન્ધ નડતા હોય તે ગુરુના જાણવામાં આવે ત્યારે તેને દૂર કરવાના ઉપાય તે દર્શાવે. જેમ કટાઈ ગયેલા શસ્ત્રને શાણ ઉપર સ્વચ્છ કરતાં શરાણિઆ વારંવાર જૂવે છે કે, ક્યાં કાટ છે. પછી જે ભાગમાં કાટ હોય છે તે ભાગ ઘશી કહાડી ચકચકિત કરે છે. એ રીતિએ શસ્ત્ર સ્વચ્છ થાય છે અને તેમાં પછી પ્રતિબિંબ પડે છે. રાજયોગની પણ કઇંક એવી જ રીતિ છે.' ઇત્યાદિ.

તે સન્ધિમાં માધવગિરિસાધુ પણ નડિયાદ આવ્યા હતા. તેઓને ત્યાં પણ અમે દર્શને ગયા હતા. ત્યાં અનેક પ્રસંગોઉપર સંવાદ થયો. કોઇ વિષયમાં સાધુશ્રીએ ભગવદ્ગીતાનું પ્રમાણ આપ્યું. તેમાં પોતાના મતાનુસાર પાઠાન્તર કર્યું હતું. સુજ્ઞ ગોકુલજીભાઇએ શુદ્ધ પાઠ હતો તે કહ્યો અને તે પ્રમાણે મત બતાવ્યું. ત્યાં તે સાધુજી હસ્યા અને બોલ્યા કેઃ–'હમ પ્રમાણકુ નહિ માનતે હૈં. અમેરા અનુભવમેં આવૈં ઓ સત્ય. હમ છાપમુદ્રાકા વિશ્વાસ નહિ કરતે હૈં. હમ પરખ કર લેતે હૈં. ટંકશાલમેં ખોટાબી નાણા પડ જાતા હૈં. તોડકે રૂપા નીકાલના ઓર દેખના કે રૂપા હૈ કે નહિ. કૃષ્ણવચનમેં દોષ હૈં વાં અમ સુધાર લેતેં હૈં.' ઇત્યાદિ બોલ્યા. તેઓએ કેટલાંક વાક્યોમાં ફેરફાર કરી નાખ્યો હતો. તે વિષે સુજ્ઞ ગોકુલજીભાઈનું કહેવું આમ હતું, કે, એમ પ્રત્યેક મનુષ્ય સ્વેચ્છાનુસાર પાઠાન્તર કર્યાં કરે, તો મૂલનો નાશ થઈ બહુ અનર્થ અને ભયંકર ભ્રમ થઈ પડે.

નડિયાદમાં શ્રીહાટકેશ્વરનું દેવાલય તથા શ્રીનારાયણદેવનું મન્દિર અને સન્તરામનું સમાધિસ્થાન છે ત્યાં પણ ગયા હતા. સન્તરામના સ્થાનકમાં રહેતી સ્વચ્છતા જોઇ પોતે પ્રશંસા કરતા હતા.

નડિયાદમાં રા. દેશાઈ વિહારિદાસ આદિ કેટલાક સદ્ગૃહસ્થોને મળી બે ચાર દિવસ રહી પછી વડતાલ માર્ગે ખેડે ગયા. સ્વામિનારાયણનું જૂનાગઢમાં શિખરબદ્ધ મન્દિર છે. તેને આશ્રય મળે એમ સમજી મુખ્ય સ્થાન વડતાલમાં જૂનાગઢના પ્રધાન રા. રા. ગોકુલજીભાઇનું આગતસ્વાગત કરવા સારૂ

ત્યાં લઈ જવા ત્યાંના આચાર્યજી ભણીથી બહુ આગ્રહ થયો. વરતાલથી અધિકારી વાહનો સહિત લેવા આવ્યા હતા તેથી ત્યાં ગયા. સુજ્ઞ ગોકુલજીભાઈની કીર્તિ અને શાસ્ત્રનું વ્યસન તેઓના જાણવામાં હતું. તેથી ત્યાંના આચાર્યજીએ પોતાના મુખ્ય મુખ્ય પણ્ડિતો અને સાધુઓદ્વારા તથા સ્વતઃ ચર્ચા ચલાવી. સંવાદમાં સુજ્ઞ ગોકુલજીભાઇના વિચારને તેઓ અનુસરતા જણાયા. સુજ્ઞ ગોકુલજીભાઇને પ્રિય લાગે એવા જ વિચારો તેઓએ કહેવા માંડ્યા. પછી આચાર્યજીએ પોતાના ધર્મ વિષે સ્પષ્ટ પ્રશ્ન પૂછ્યા. સુજ્ઞ ગોકુલજીભાઈ કહે કે,–'મહારાજ! આપ હાલ જે વિચાર આપો છો તે શાસ્ત્રપ્રમાણે જ છે. તેમાં હું બાધ જોતો નથી. એમ છે તો જૂદું નામ આપવાનું પ્રયોજન જણાતું નથી.' સાધુ બોલ્યા કે,—'અધિકારી પ્રમાણે ઉપદેશ હોય છે. મૂર્ખને મૂર્ખ જેવો અને વિદ્વાનને તદનુસાર ઉપદેશ કરાય છે.' ઇત્યાદિ. સુજ્ઞ ગોકુલજીભાઈનું એ પન્થ વિષે આમ મત હતું કેઃ-સામાન્ય સ્થિતિનાં મનુષ્યો-શૂદ્ર, કાઠી, કોલી, ભીલ, આદિ સારૂ એ પન્થ બહુ ઉપયોગી છે. એ પન્થપ્રવર્ત્તકોએ દ્વિજવર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય-એઓને જૂદો પન્થ છે એમ દેખાડી, બોધવા ન જોઈયે.

આચાર્યજી મહારાજે પછી એકાન્તમાં લઇ જઈ રા. રા. ગોકુલજીભાઇને વસ્ત્રાભૂષણ આપવા માડ્યાં. ગોકુલજીભાઇએ સ્પષ્ટ ના કહી, તો પણ અત્યાગ્રહ કરી અનેક યુક્તિએ સમજાવવા માડ્યું. પરંતુ તે નિષ્ફલ થયું. મહારાજને આશ્ચર્ય લાગ્યું, અને પછી બહુપ્રશંસા કરી. રા. રા. ગોકુલજીભાઇએ મહારાજનો મેવા આદિના નૈવેધનો પ્રસાદ સ્વીકારીને આજ્ઞા લીધી.

બહુ સહવાસનો અને સત્સમાગમનો સન્તોષાનન્દ રહ્યા પછી આ સ્થલેથી સુજ્ઞ ગોકુલજીભાઇની આજ્ઞા માગી આ લેખકને સયોગથી દૂર થવાનું પ્રાપ્ત થયું. વિયોગ સમયે સુજ્ઞ ગોકુલજીભાઇ ઉપદેશરૂપ વધા કેઃ—'પ્રારબ્ધકર્મ કૂતરો અને આ શરીરરૂપ ચામડું છે. તે તેને ગમે તેમ ચૂંથે. આપણે અખણ્ડ જ્ઞાનમાં સાક્ષિવત અસંગ રહેવું, અને વૃત્તિ સચ્ચિદાનન્દમાં મગ્ન થઇ રહે એવો સદા પ્રયત્ન કરવો.'

રા. રા. ગોકુલજીભાઇ એરે રા. રા. મુકુન્દરાય મણિરાય ન્યાયાધીશ હતા તેઓને મળી સ્વદેશ ગયા.

આ સહવાસમાં અનેક પારમાર્થિક તથા રાજકીય વિષયો ઉપર ચર્ચા ચાલેલી. તેમાં રાજકીય વિષયમાં એક ન્યાયાધીશ અને એક વૈદ્ય-ડાકટર-ને જૂનાગઢ મોકલવાનો નિર્ણય થયો હતો.

તેવા ઉચ્ચ સ્થાનકે સંચરનારમાં તે તે સંબન્ધી જ્ઞાન સાથે બીજી પણ કેટલીક યોગ્યતાની અપેક્ષા અને અગત્ય દેશીય રાજ્યોમાં હોય છે, તેથી યથેચ્છ ગૃહસ્થ મળવા દુર્લભ હતા. પરંતુ અન્તે બે ગૃહસ્થો મળ્યા. તેમાં પ્રથમ ડાકટર અમીદાસ મનજી, એલ. એમ., અને 'જસ્ટિસ-આવ-ધી-પીસ,' એઓને જૂનાગઢ સંસ્થાનમાં 'ડાકટર' રૂપે રાખવા ઠરાવ થયો. આ પ્રસંગે આ લેખકે કહેવાની અગત્ય છે કે ડા. અમીદાસે—પોતાની વિદ્યાથી અને યોગ્યતાથી ત્યાંના લોકોને સન્તોષ આપી તથા ઘણાની પ્રીતિમમતા સંપાદિતા કરી, પોતે સારી રીતિએ કીર્તિ મેળવી છે અને પોતાની ભલામણ કરનારને યશ અપાવ્યો છે.

ન્યાયભાગ સારૂ જે ગૃહસ્થને માન્ય કરવામાં આવ્યા હતા તે રા. રા. મણિભાઈ વિદ્યમાન જશભાઈ હતા; અમદાવાદમાં ન્યાયાધીશની 'આફીસમાં' તેઓ 'હેડકલાર્ક' હતા; અને ન્યાયાધીશની પરીક્ષામાં તેઓ પાસ થયા હતા. તેઓને સુરાષ્ટ્ર (જૂનાગઢ) સંસ્થાનના ન્યાયભાગના અધિકારીનું પદ આપ્યું. તેઓએ એક વર્ષના બન્ધન સાથે તેને સ્વીકાર્યું.

### જૂનાગઢના નામદાર નવાબસાહેબનું મુંબઈ આવવું.

આપણાં મહારાણી વિક્ટોરિયાના ઉપયુવરાજ ડ્યુક આવ એડિનબરોનું એ વર્ષમાં ભરતખણ્ડમાં આવવાનું ઠર્યું. બ્રિટિષ્ રાજકુટુંબનો કુમાર તે રાજ્ય અત્ર થયા પછી પ્રથમ જ આ દેશમાં આવનાર હતો, તેથી તેને સર્વોપરિ માન આપવા બહુ જનો ઇચ્છતા. પ્રત્યેક પ્રાન્તમાંના દેશીય રાજાઓને આમન્ત્રણ મોકલી રાજધાનીમાં તેડ્યા હતા. જૂનાગઢના નવ્વાબસાહબ પણ તે પ્રસંગ સારૂ વેરાવલથી જલમાર્ગે 'સ્ટીમર'માં (બાષ્પનૌકામાં) મુંબઈ આવવા નીકળ્યા. રા. રા. ગોકુલજીભાઈ પણ તે પ્રસંગે મુંબઈ આવ્યા. મહાલક્ષ્મીઉપર 'ફ્રામજી હાલ' નામે બંગલામાં મુ. નવ્વાબસાહબે ઉતારો રાખ્યો હતો. તે સામેની દામુલશેટની વાડીમાં રા. રા. ગોકુલજીભાઈ ઉતર્યા હતા. મુ. નવ્વાબસાહબ પણ

પ્રથમ જ મુંબઈ પદ્ધાર્યા હતા. તેઓના વઝીરસાહબ બહાવેદ્દીન તથા મુખ્ય મન્ત્રદ (counsellor) જ. સાલેહૂહિંદી અને નૃસિંહ-પ્રસાદ આદિ સર્વે મણ્ડલ સાથે હતું. આ સમયે બહુ ઉદારતાથી તેઓએ મુંબઈમાં ધન વાપર્યું હતું. અને સારાં સારાં કાર્યોમાં બહુ નાણું આપી ઉત્તેજન આપ્યું હતું.

રા. રા. ગોકુલજીભાઈ કહેતા કે,–'રાસ્તગોફ્તાર અને સત્ય-પ્રકાશ' પત્રના સારા લખાણથી અમારો ભાવ તે પત્ર ઉપર બહુ હતો. તેથી તેના તન્ત્રી શેઠ કૈખુશરો નવરોજજી કાબરાજીને આમન્ત્રણ મોકલી બોલાવ્યા, અને ખુ. નવ્વાબસાહબની તરફથી માનવસ્ત્રના કરી રૂપિયા એક હજાર અંકે રૂ. ૧૦૦૦) આપવા માંડ્યા. પરંતુ તેઓએ ઉપકાર માની તે લેવાની સ્પષ્ટના કહી. બહુ આગ્રહ કર્યો તોપણ તેઓ ચળ્યા નહિ. તે તન્ત્રીની એ નિર્લોભતા અને તેથી ઉપજતી સ્વતન્ત્રતા જોઈ આશ્ચર્ય લાગ્યું. અને જે મૂલ ભાવ હતો તેમાં બહુવૃદ્ધિ થઈ. એ કેવલ ગુપ્ત વાત હતી, પણ ન્યાય અને સત્યને અર્થે અત્ર પ્રસિદ્ધ કરવામાં બાધ ગણ્યો નથી. સદ્‌ગુણ કેટલાક સમય સુધી કદિ ઢંકાઈ રહે પણ અન્તે તે વિશેષ તેજ સાથે પ્રકાશવો જોઈએ જ, અને તેમ પ્રકાશે છે.

### रा. रा. गोकुलजीभाइनो गान संबन्धी विचार.

ખુ. નવ્વાબસાહબને ઘણા ગૃહસ્થો પોતાને ત્યાં એ વેલા પદ્ધરાવતા. એક દિવસ રા. રા. ધીરજલાલને ત્યાં ખુ. નવ્વાબ સાહબને પદ્ધરાવ્યા. તે વેલા એક નાયિકાને તેઓએ બોલાવી હતી. તે નૃત્ય ગાન કરતી હતી. પણ તેથી શ્રોતાઓને પ્રસન્નતા થઈ હોય એમ ન દેખાયું. એટલે ઉદાર ધીરજલાલે 'તાની' નામે બીજી નાયિકાને બોલાવી. તે વિશેષચતુરા, ગાનકલામાં કુશલા, લાવણ્યવતી અને સગુણી હતી. હિંદુસ્થાની, ફારસી, અને સંસ્કૃત પણ તે શુદ્ધ ગાતી હતી. સમયોચિત બોલી પણ જાણતી. તેથી સર્વે પ્રસન્ન થયા. રા. રા. ગોકુલજીભાઈને રાત્રિના નવ વાગે સુવાની ટેવ હતી, કારણ નિરન્તર તેઓ પ્રાતઃકાલમાં ચાર વાગે ઉઠતા હતા. ઉપરને દિવસે અગિયાર–બાર વાગતા સુધી જાગવા પણ પડી ઉઠી ગયા. બીજા મણ્ડલને તો ગમત પડી તેથી બહુ

મોડીવાર સુધી બેહું. બીજે દિવસે કંઈ પ્રસંગ નીકળતાં રા. રા. ગોકુલજીભાઈએ ગાનના સુખ વિષે કહ્યું કેઃ—

'યોગ્ય ગાન હોય તો સર્વને તે પ્રિય લાગે છે. અને તેનું કારણ છે. શબ્દગુણની ઉત્પત્તિ ગુણી આકાશથી છે, અને ઈશ્વરે આકાશને જ પ્રથમ ઉત્પન્ન કરયું છે. એટલે આકાશને ઈશ્વરનો પુત્ર ગણિયે, અને તે આકાશનો પુત્ર શબ્દ છે. તે શબ્દ ઈશ્વરનો પૌત્ર થયો. અર્થાત્ શબ્દ ઈશ્વરનો સમીપનો સંબન્ધી હોવાથી, તે નિર્દોષ યથાર્થ મનોહર રૂપમાં હોય તો, તે સર્વને અતિપ્રિય થાય તેમાં આશ્ચર્ય નથી.'

સૃષ્ટિની ઉત્પત્તિની દૃષ્ટિ અનુસાર એ વિચાર છે. પ્રકારાન્તરે એ નાદાત્મક ગાન છે તે सामवेदनो ઉપવેદ–गान्धर्ववेद–છે. ગાન દ્વિવિધ છે. (૧) વૈદિકગાન મુક્તિપ્રદ છે; (૨) અન્ય લૌકિકગાન લોકરંજનકર છે. તેનું પ્રયોજન દેવતારાધન આદિની તથા નિર્વિકલ્પ. સમાધિની સિદ્ધિ ગણ્યું છે. ગીત, સંગીત, આદિ તેના પર્યાય છે.

"जपकोटिगुणं ध्यानं ध्यानकोटिगुणो लयः ।
लयकोटिगुणं गानं गानात्परतरं नहि ॥
सङ्गीतकेन रम्येण सुखं यस्य न चेतसि ।
मनुष्यवृषभो लोके विधिनैव स वञ्चितः ॥
संसारदुःखदग्धानामुत्तमानामनुग्रहात् ।
प्रभुणा शंकरेणात्र गीतवाद्यं प्रकाशितम् ॥"

'જપથી કોટિગુણ ધ્યાન છે, ધ્યાનથી કોટિગુણ લય છે, લયથી કોટિગુણ ગાન છે, ગાનથી પરતર (વધારે કંઈ) નથી. જેના ચિત્તમાં રમ્ય સંગીતેકરી સુખ ન થાય તે લોકમાં મનુષ્યાકારનો બલદ છે. વિધિએ કરી જ તે વંચિત–છેતરાયલો–છે. સંસારનાં દુઃખોએ દગ્ધ–બળેલા–ઉત્તમ જનોના અનુગ્રહથી–સુખ સારૂ–શંકર પ્રભુએ ગીતવાદ્ય પ્રકાશિત છે–સંગીતાદિ શ્રી મહાકૃપાલુ મહાદેવે પ્રકટ કરયા છે.'

નાદના–રાગના–ઉપયોગોને લક્ષમાં રાખી એક કવિ કહે છેઃ–

"सुखिनि सुखनिवासो दुःखितानां विनोदः ।
श्रवणहृदयहारी मन्मथस्याग्रदूतः ॥

अतिचतुरसुगम्यो वल्लभः कामिनीनाम् ।
जयति जगति नादः पंचमश्चोपवेदः ॥"

'સુખી સતે સુખનો નિવાસ, (સુખીજનને સુખનું સ્થાન) દુઃખીઓનો વિનોદ, કર્ણનો અને હૃદયનો હરનાર, મન્મથ જે કામદેવ તેનો અગ્રદૂત, અતિ ચતુરને સુગમ્ય, કામિનીઓનો વલ્લભ, અને પાંચમો ઉપવેદ, એવો નાદ છે, તે નાદ જગતમાં જય પામે છે.' અર્થાત્ એવો સર્વને બહુ પ્રકારે સુખપ્રદ નાદ ઉત્કર્ષે વર્ત્તે છે. મૂઢથી વિદ્વાન્ પર્યન્ત, રંકથી રાજા પર્યન્ત, બાલથી વૃદ્ધપર્યન્ત, પશુ પક્ષી આદિ સર્વ પ્રાણી દુઃખસુખમાં રાગથી મોહિત થઇ મનસ્તાપથી વિમુક્ત થાય છે, એવો સૌખ્યકર નાદ-રાગ-છે.[1]

विश्वास सुदत्तां तिरस्कार.

જે ગૃહસ્થોએ ખુ. નવ્વાબસાહબને પોતાને ત્યાં પદ્ધરાવી આગતસ્વાગતપૂર્વક ભેટ આપેલી, તે ગૃહસ્થોને માનવસ્ત્રાદિ આપવા ખુ. નવ્વાબસાહબના મણ્ડલે નિર્ણય કર્યો હતો. તેમાંથી કેટલાકને તો ખુ. નવ્વાબસાહબના સાન્નિધ્ય વસ્ત્રાદિ આપવામાં આવ્યાં હતાં. બાકીનાને આપવા રા. જાદવજી મૂલજીને નિયમીને તે સામાન તેને સ્વાધીન કરવામાં આવ્યો હતો. તેઓ કેટલાકને આપી આવ્યા. તેમાંથી એક મેમણ ગૃહસ્થે તે માનવસ્ત્રો

---

૧ યૂરોપીયો પણ ગાન વિષયે ઉત્તમ વિચારો વારંવાર દર્શાવે છેઃ—

" *Can any mortal mixture of earth's mould*
Breathe such divine enchanting ravishment ?
*Sure something holy lodges in that breast,*
And with these raptures moves the vocal air
*To testify his hidden residence."* —*Milton.*

"Music is the art of the prophets, the only art that can *calm the agitations of the soul· It is one of the most magnificent and* delightful presents God has given us." —*Luther.*

"Music is the *only sensual gratification* which mankind may indulge in to excess without injury to their moral or religious *feelings."* —*Addison.*

"Music is a kind of inarticulate unfathomable speech, which leads us to the edge of the infinite." —*Carlyle.*

પાછાં મોકલ્યાં, અને કહાવ્યું કે,–'એટલું બધું હોય નહિ.' તે માણસ તે પાછાં મૂકી ચાલતો થયો. રા. રા. ગોકુલજીભાઇએ તે વસ્ત્રાદિ મૂલની ટીપ સાથે મેળવાવ્યાં, તો એક ભારે વસ્ત્ર ખૂટ્યું. પેલા ગૃહસ્થે સર્વ વસ્ત્ર પાછાં મોકલ્યાં હતાં એવું તેઓના સમજવામાં હતું. રા. જાદવજી પોતાના પૂર્ણ વિશ્વાસુ મનુષ્ય હતા. તેમ છતાં એક વસ્ત્ર ખૂટ્યું એટલે રા. રા. ગોકુલજીભાઇના મનમાં શંકા આવી કે એ વસ્ત્ર રા. જાદવજીએ રાખ્યું અને વિશ્વાસઘાત કર્યો. તુરત એવું અનુમાન ન કરવાને પણ બહુ કારણ હતાં, પણ તે તેઓના મનમાં જ ન આવ્યાં. વિશ્વાસુએ ઘાત કર્યો એમ માની લીધું, અને તેથી એક પલમાં તેઓને વિશેષ ક્રોધ વ્યાપી ગયો. અને રા. જાદવજીને 'જાદવજુ' કહી તિરસ્કાર કરવા લાગ્યા. અને એકાએક વિરુદ્ધ મત કરી દીધું. એ જોઇ આ લેખકને આશ્ચર્ય લાગ્યું અને સૂચના કરી કેઃ–'તેને પૂછ્યા વિના મત બાંધવું ઉચિત નથી. ભૂલથી તેની પાસે તે વસ્ત્ર રહ્યું હશે; કિંવા બીજા કોઇને ત્યાં વધારે ગયું હશે; કિંવા મોકલનાર વા લાવનારાની ભૂલ હશે, એવાં અનેક કારણનો સંભવ છે; તેનું યોગ્ય સમાધાન હશે.' ઇત્યાદિ કહ્યું. પણ તે પ્રદીપ્ત સમયે તેનો કંઇ અસર થયો નહિ. ક્રોધ પછી શમી ગયો, ત્યાં રા. જાદવજી આવ્યા. તેને પૂછતાં આમ નીકળ્યું કે, તે બીજાને ત્યાં આપવા સૂચવ્યું હતું તેમ આપ્યું છે. અન્તે રા. જાદવજી નિર્દોષ ઠર્યા. વચ્ચે રા. રા. ગોકુલજીભાઈ ક્રોધાવેશમાં કલેશ પામ્યા તે નિરર્થક ગયું. તેઓની વિદ્યા અને બુદ્ધિ જોતાં, કોઇક પ્રસંગે પૂર્વાપર વિચારને અવકાશ આપ્યા વિના કરેલા એવા શીઘ્ર અવિશ્વાસને અને ક્રોધને જોઈ, સશોકાશ્ચર્ય પમાતું; અને રાજપ્રસંગમાં તેઓ કોઈવાર અલ્પકારણથી રજસ્તમોગુણી થઈ જતા એ સ્પષ્ટ દેખાતું. તેઓની સદાની સાત્વિકી પ્રકૃતિને લીધે, કોઇ પ્રસંગે રજોગુણ કે તમોગુણ વ્યાપતો ત્યારે, વિલક્ષણવિપરીતતા પ્રતીત થઈ, તે અધિક ભયંકર અને વિરૂપ દેખાતો.

### મુંબઇથી પાછું જવું.

ખુ. નવાબસાહબને પગે ગુમડું થઈ આવતાં તેઓની અસ્વારી આગળ ગઈ હતી, અને રા. રા. ગોકુલજીભાઇને વ્યવસ્થા

સાર પાછળ રહેવું થયું હતું. ન્યાયવિભાગસારૂ જે અધિકારીની
અપેક્ષા પૂર્વે લખી હતી તે સારૂ રા. રા. મણિભાઈ વિ. યશભાઈ-
નું વરણ થયું હતું. તેઓને એ સન્ધિમાં મુંબઈ તેડાવ્યા અને
પછી જલમાર્ગે રા. રા. મણિભાઇ સહિત રા. રા. ગોકુલજીભાઈ
વેરાવલ થઇ જૂનાગઢ ગયા.

ખુ. નવ્વાબસાહબ અને રાજમણ્ડલ મુંબઇ આવ્યાથી તે
સર્વના મન ઉપર સારા સંસ્કાર થયા. પ્રજાના સુખ સારૂ શું શું
કરવું યોગ્ય છે, રાજ્યવિભૂતિ શામાં છે, કેવા કેવા સમર્થ લોક
જગત્માં છે, મહત્ અને વિકટ કાર્યો રીતિપૂર્વક નિયમસર કરેથી
કેવાં સુલભ થાય છે, એ આદિ તેઓએ પ્રત્યક્ષ દીઠું, અને તે-
માંથી બની શકે તેવું અનુકરણ કરવા તેઓની વૃત્તિ થઈ હતી.

જૂનાગઢ જઈ તેઓએ જ્યેષ્ઠમાસમાં ઔષધશાલા સ્થાપી.
રાજમહાલય આગળ જે જૂનાં ઝુંપડાં હતાં અને માર્ગ ન હતો
તે ઝુંપડાં દૂર કરી વિશાલ દ્વાર કરવાનો સંકલ્પ કર્યો અને કેટ-
લાંક નવાં સ્થાનકો બંધાવવા ધાર્યું.

### સ્વામિશ્રી કૈલાસપર્વત. રા. રા. ગોકુલજીના પત્રો.

સુજ્ઞ ગોકુલજીભાઇ મુંબઇ આવતા મહાશિવરાત્રિ ઉપરિ વેરા-
વલ આવ્યા. તે સમયે ત્યાં પ્રભાસપત્તનમાં શ્રીમત્કૈલાસપર્વત સ્વામી-
નાં પ્રથમ દર્શન થયેલાં. તે સમયે કેટલીક શાસ્ત્રચર્ચા થયેલી. રા.
રા. ગોકુલજીભાઇ જેવા ગૃહસ્થ, રાજાના પ્રધાનપદ ઉપરિ સતે,
વેદાન્તશાસ્ત્રમાં પ્રવીણ છે એમ જોઇ, સ્વામીને બહુ સાનન્દાશ્ચર્ય થયું.
સ્વામિશ્રીની વિદ્વત્તા જોઇ સુજ્ઞ ગોકુલજીભાઇને પણ ઇચ્છા થઇ કે
એ સ્વામીનો અધિક સમાગમ થાય તો સારૂં. તે ઉપરથી જીર્ણદુર્ગ
પદ્ધારવા પ્રાર્થના કરી. સજ્જનના દુર્નિવાર્ય સ્નેહના બલથી સ્વામી
આકર્ષાયા. અને મનમાં કોઈ પ્રસંગે જીર્ણદુર્ગ જવાનો સંકલ્પ થયો.
તે પ્રમાણે તે જ વર્ષના ચાતુર્માસમાં જીર્ણદુર્ગ આવ્યા. સ્વામી
બ્રહ્મનિષ્ઠ હતા તેમ શ્રોત્રિય પણ હતા. પ્રારબ્ધયોગે વલી તેઓનો
સત્કાર સ્વતન્ત્ર નેપાલઆદિ રાજ્યોમાં પણ હતો તેથી તેઓના
પ્રવાસમાં થતા વ્યયસંબન્ધમાં એક રાજાનો આશ્રય મળતો. પોતે
સમર્થ વિદ્વાન્ તેથી વિદ્યાવ્યાસંગ કરવા તેઓની સાથે શિષ્યવર્ગ પણ
રહેતો. તેવા બાહ્યોપાધિ સાથે સ્વામિશ્રી જીર્ણદુર્ગ પદ્ધાર્યા. સુજ્ઞ
ગોકુલજીભાઇ પોતે ઉપાધિમાં હતા પણ નિરુપાધિને અર્થ ગણતા

હતા. જૂનાગઢમાં સ્વામિશ્રીને મણ્ડલી સહ જોઇ તેઓના ઉપર રા. રા. ગોકુલજીનો જરા અનાદર થયો. કોઇ રાજ્યકર્મના પ્રસંગથી તે સન્ધિમાં તેઓને તુરત રાજકોટ જવું થયું. ત્યાં વ્યાસજી જયકૃષ્ણજીનું પત્ર એ જ સ્વામિશ્રીની પ્રશંસાનું આવ્યું તેના ઉત્તરમાં સુજ્ઞ ગોકુલજીભાઇ લખેછે કેઃ—

"स्वस्ति श्रीसकलवेदान्तार्थावलोकनेन स्फुटीकृतात्मबोधत्तया, 'तदेवासुतेरामृतेःकालम्' इत्यादिवाक्यसाफल्यकृत् बहिर्व्यवहारवर्त्तमानश्रीव्यासमूर्तिव्यासश्रीजयकृष्णजीचरणसमीपे राजदुर्गेऽधुना स्थायिसेवारहितगोकुलजीसंज्ञकेन कृतानन्तनतयोऽङ्गीकृताः सन्तु.

"આપનું પ્રિયદર્શક કૃપાપત્ર આજ રોજ પહોચ્યું તે વાચી આપનાં દર્શનતુલ્ય આહ્લાદ થયો. આ શરીરને આરબ્ધ યોગથી એક સ્થાને સ્થિતિ નથી. હાલ અહિં છે. બે ચાર દિવસમાં જૂનાગઢ જવું થશે.

"જે સમયે શિવરાત્રિ કરી વેલાવલ માર્ગે મુંબઇ અમારૂં આવવું થયેલ તે સમયે શ્રીત્રિવેણીસંગમ પ્રભાસતીરે સ્વામીજી વિરાજમાન હતા. તેઓનું સહજ દર્શન થયું. પાસે વિચારમાં '**मुक्तावली**' ગ્રન્થ હતો. તેથી વિદ્વાન્ જાણી,—અવકાશે જૂનાગઢ પધારશો તો સમાગમ થશે—એમ ભાષણ માત્ર થયેલ. અને જે સેવા ચીંધી તે કરેલ. એજ સ્વામી જૂનાગઢ પધાર્યા છે. ૮ આસામી છે. પ્રવાસાદિ મહત્કાર્યવ્યવસાયથી જૂનાગઢમાં દર્શન લેવાણું નથી, સીધાસામગ્રીથી જે સેવા તે બને છે. હવે જૂનાગઢ જઈ જરૂર દર્શન લેશું. નામ જાણતો નથી. પણ તમે પત્ર બીડ્યો છે તે હશે તો તેને દેશું. અને ઉત્તર લઇ બીડીશું. રોજું જાણી સ્વામીના સમાગમમાં અનાદર રહ્યો. હવે આપ લખોછો જેથી અવશ્ય સમાગમ લેશું.

"સાંપ્રત વિચારમાં **सूत्रभाष्य** પુનરાવૃત્તિ ચાલે છે. આત્મપુરાણ મૂલ પણ અવલોકન કર્યું. ઘણું અશુદ્ધ, શ્લોક ત્રુટિત છે. સટીક શુદ્ધ ત્યાં લખાવવા બને તો મનઃસુખરામને બતાવશો.

"**ऋग्वेद**નાં આઠ મણ્ડલનું **वेदभाष्य** (છે). **यजुस्संहिता** (નું) '**भाष्य**' નથી પણ '**दीपिका**' છે. **शतपथब्राह्मण, कात्यायन-**

श्रौतसूत्र, सामवेद मूल, એટલું આવેલ છે. जैमिनिसूत्र વ્યાખ્યા ઇચ્છિત હતી તે આવી નથી.

"રાજશ્રી ગગાભાઈ તથા સામલભાઈ, આપ સાથે તકરાર કરી, તે જ અમારા સાથે કરે છે. અમો ચોખ્ખું કહું છું જે, 'अमे तो मुक्तस्वरूप छउं' તે વાતથી આશ્ચર્ય માને છે. જે વારે ગણેશશાસ્ત્રી જૂનાગઢ થઈ ભાવનગર ગયા તે વારે પણ પત્રદ્વારા અમારે ગગાભાઇ સાથે ઘણાં પ્રશ્નોત્તર થયાં. તે પછે તેમના અમારા પત્ર भारतीस्वामीने श्रीकाशी બીડેલ. તે સ્વામીએ મારો મત વધારે પસંદ કરેલ છે. "मुक्ताभिमानी" ઇત્યાદિ શાસ્ત્રવાક્યની સ્પષ્ટ વ્યક્તિ રામમહારાજ (જેવા) પ્રકાશકરનાર આ જગતમાં દુર્લભ છે. એ ગણેશજી અમને પુણ્ડરીકનાથમાં મળ્યા. 'પંચદશી' વાચતાં અમારી બુદ્ધિ વખાણતા; (પણ) નિષ્ઠા માનતા નહિ. હાલ રામનાથ ગયા છે.

"એ જ વિનતિ. કૃપા છે તેવી રાખી સ્મરણમાં લાવી અવકાશે સુબોધપત્રિકા લખાવશો,-જેના દર્શનથી આનન્દ થાય છે તે લખી શકતો નથી. હું પણ જૂનાગઢ જઇ પત્ર લખીશ. આપને પત્ર નથી લખી શકતો એ ખેદકારક છે. દૈવેચ્છા. શ્રાવણ સુદિ ૧૦ શનિવાર. સર્વ સજ્જન મણ્ડલને जय सच्चिदानन्दोऽहम् કહેશો."

---

"સકલગુણગણાલંકૃત વ્યાસમૂર્તિ વ્યાસજી શ્રીજયકૃષ્ણજી,

શ્રીમુંબઇ.

સેવામાં શ્રીજૂનાગઢથી લિ. દર્શનાભિલાષી ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના સાષ્ટાંગ નમસ્કાર. વિશેષ વિનતિ જે પત્ર એક રાજકોટથી આપને લખેલ છે તે પહોતો હશે. કૃપા કરી તેની પહોંચ લખશો. અહિં આવીને સ્વામિશ્રી कैलासपर्वतनी સેવામાં નિત્ય પ્રાતઃકાલે જવા અમે નિયમ કર્યો છે. સ્વામિશ્રી અપૂર્વ વિદ્વાન્, તેમ મારા ઉપર બહુ જ કૃપા રાખે છે. એક માસ પર્યન્ત સ્વામિશ્રી પાસે જવા મારે કોઇ પ્રકારે અવકાશ ન આવ્યો, તેનો હવે પસ્તાવો થાય છે. પ્રારંભમાં સ્વામિશ્રીએ सिद्धान्तमुक्तावलि શ્રવણ કરાવી. તેમના આગ્રહથી तर्कसंग्रह તથા न्यायका-

વિકાવલિનો અભ્યાસ કરૂં છું, અને વેદાન્તપરિભાષા પણ જોઉં છું. સ્વામિશ્રીની વિદ્વત્તા અપૂર્વ છે. તેમ જ મુમુક્ષુને દૃઢનિષ્ઠા થાય તેવો જ બોધ છે. આ શરીરને બહુકરી બહિર્ગમન પ્રારબ્ધ છે, જેથી ઘણા આગ્રહથી સ્વામિશ્રીને રોકી શકતો નથી. નહિ તો વર્ષવટોળ સમાગમ લેવા પૂરી ખુશી મને થઇ છે. હવે અહિંથી સ્વામિશ્રી ત્યાં આપના તરફ પધારવા ઇચ્છા કરે છે. આપનો બીડેલ પત્ર તેમને આપ્યો. તેનું ઉત્તર પરબારૂં તેણે લખી મોકલ્યું છે. એ જ વિનતિ. કૃપા રાખવી. सटीकआत्मपुराणनो યોગ થાય તો કરશો. સં. ૧૯૨૬ ના ભાદ્રપદ સુદિ ૭ ભૃગુવાર. વિ. ગોકુલજીના अभिन्नरूपे सच्चिदानन्दोऽहम् વાચશો. તે સર્વ સજ્જન મણ્ડલને કહી અમારૂં સ્મરણ કરજો. એ જ વિનતિ.”

---

“સર્વશુભોપમાવિરાજમાન રાજશ્રી ૫

મનઃસુખરામ સૂર્યરામ. મુંબઇ.

“શ્રીજીર્ણગઢથી લિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના નમસ્કાર. ઉપરાન્ત સ્વામિશ્રી कैलासपर्वतजी પોતાની મણ્ડલી સહિત અત્ર हाटकेश्वरजीની જગામાં ચાતુર્માસ નિવાસ રાખી હાલ नर्मदातीर થોડા કાલ રહેવાની ધારણાથી તે તરફ પધાર્યા છે. એ સ્વામી બહુ વિદ્વાન્ વેદાન્તશાસ્ત્રનિપુણ છે. અમારે તેમના સત્સંગ સમાગમનો લાભ ઘણો જ થયો છે. આપ તેમનાં દર્શન લેશો. એટલે તેમની વિદ્વત્તા અનુભવમાં આવશે. એ સ્વામીજીને જરૂર મળજો. કંઇ કામકાજની આજ્ઞા કરે તો બજાવી દેજો. સ્વામીજી સર્વ પ્રકારે સેવા કરવા યોગ્ય છે. તમને વધુ ભલામણ લખવા પ્રયોજન નથી. એ જ. સં. ૧૯૨૬ ના આસુની સુદિ ૧૦ સોમવાર. વિ. ગોકુલજી”

સ્વામિશ્રી કૈલાસપર્વતવિષે સુજ્ઞ ગોકુલજીભાઇ કહેતા કેઃ— “તેઓનું ટોળું જોઇ પ્રથમ અનાદર થયો તેથી મળવા જ ન ગયો. પછી રાજકોટ ગયો. ત્યાંથી આવીને પણ થોડા દિવસ ન ગયો. એટલે સ્વામિશ્રીએ કહાવ્યું કેઃ—તમને અવકાશ ન મળતો હોય તો હું તમારી પાસે આવું. પછી એક દિવસ પ્રાતઃકાલમાં આહ્નિક કરી ત્યાં ગયો. સ્વામિશ્રી તે વેલા એકાન્તમાં હતા.

શિષ્યવર્ગમાંથી એકે કહ્યું કે 'એકાદ ઘટિકામાં બહિર્ પદ્ધારશે.' થોડીવારે સમય પૂર્ણ થયે શિષ્યે જઇ મારૂં નામ કહ્યું. મને એકાન્તમાં જ બોલાવ્યો. અને એમ જ પ્રશ્ન કર્યો કે—'આપના મનમાં કંઇ સંશય આવ્યો કલ્પાય છે?' તેના ઉત્તરમાં મે સ્પષ્ટ કહી દિધું કેઃ—'મહારાજ! ઉપાધિથી તો અમે પૂરા ઘેરાયલા છિયે. પ્રપંચમાં મગ્ન છિયે તેને નિરુપાધિક હોય તે તારી શકે. આપનો ઉપાધિ જોઈ મનમાં અનાદર થયો હતો.' સ્વામિશ્રી પ્રસન્ન થયા અને સ્મિતપૂર્વક બોલ્યા કેઃ-'આપનું કહેવું યથાર્થ છે. પરંતુ બાહ્યોપાધિ ઉપરથી અન્તર્ની કલ્પના કરવી એ યથાર્થ નથી. વ્યવહારમાં અને પરમાર્થમાં ઉભયમાં એ અયથાર્થ છે. હું તો એવો સમર્થ નથી પરંતુ ખરા સમર્થ તો તે જ છે કે જેઓ ઉપાધિસ્થ છતાં નિર્લિપ્ત રહે છે. અન્તર્ સ્વચ્છ છે તો બાહ્યોપાધિ બાધકારક નથી. તમારી બુદ્ધિ જોઈ સ્નેહાકર્ષણ થયું અને વેદાન્તશાસ્ત્રની વૃદ્ધિ ઈચ્છી તમ જેવાને પરિપૂર્ણ કરવાના અભિલાષથી આહિં આવ્યો છું. ખરૂં રૂપ સમાગમથી જણાય છે. ઉપરના દેખાવથી ભૂલાઇ મત બાંધવું નહિ.' આદિ કહ્યું. પછી સમાગમ થતાં શાસ્ત્રમાં તેઓનો પ્રચાર, સૂક્ષ્મબુદ્ધિ, અને વિરાગ, એ સર્વે અપૂર્વ લાગ્યાં. અને ઉપરઉપરના દેખાવથી મત ન બાંધવા વિષેનો તેઓનો બોધ યથાર્થ લાગ્યો, ઇત્યાદિ.

### स्वामिश्री कैलासपर्वतोक्ति—प्रारब्धथी पुरुषकार बलवत्तर.

સ્વામિશ્રી કૈલાસપર્વત મુંબઈ પદ્ધાર્યા. તેઓ વાલુકેશ્વર ઉપર ઉતર્યા હતા. ત્યાં કુટુંબી અને મિત્રો સહિત આ લેખક દર્શને ગયો હતો. બહુ ભક્તો ત્યાં ભેળા થયા હતા. તેમાં કેટલાક તો છેક જ સામાન્ય હતા પણ ભાવિક બહુ હતા. એક ભક્તે પૂછ્યું કેઃ—'મહારાજ! પ્રારબ્ધ મ્હોટું કે કર્મ મ્હોટું?' સ્વામિશ્રીએ ઉત્તરમાં કહ્યું કેઃ—"એનો ઝગડો ભારે છે. એ ઉપર વાદવિવાદ બહુ છે. તોપણ અત્ર એક સમાધાન કહું છું. પ્રથમ તમે જ કહો કેઃ—'કારણ મ્હોટું કે કાર્ય, અથવા પિતા મ્હોટો કે પુત્ર?' ભક્ત કહે કે—'પિતા મ્હોટો.' અવે કહો કેઃ—'પ્રારબ્ધ ઉત્પન્ન થાય છે શાથી?' ભક્ત કહેઃ—'કર્મથી. જેવાં કર્મ કરિયે તેવું પ્રારબ્ધ બધાય, અને જેવાં કર્મ કર્યાં છે તેવું પ્રારબ્ધ બંધાયું

છે.' સ્વામી કહે કે:-'તમારા કહેવા પ્રમાણે જ કર્મથી પ્રારબ્ધ બંધાય છે એમ જણાય છે. તો કર્મ પિતાના સ્થાને થયું, અને પ્રારબ્ધ પુત્રના સ્થાને થયું. તેથી કર્મ જેને 'પુરુષપ્રયત્ન' પણ કહે છે, તે પુરુષપ્રયત્ન પ્રારબ્ધથી મ્હોટું છે એમ તમારા કહેવા પ્રમાણે જ સિદ્ધ થાય છે. માટે તેમ માનવું સારૂં છે.' ઇત્યાદિ ચર્ચા ચાલી હતી. સાયંકાલે સ્વામી ફરવા નીકળ્યા. માર્ગમાં એક બાષ્પયંત્ર પડ્યું હતું. તેમાં કેમ શક્તિ આવે છે એ વાત સ્વામીએ પૂછી. તે સમજ કહેતાં સ્વામિશ્રી તત્કાલ સમજ્યા. તેઓની બુદ્ધિ એવી સૂક્ષ્મા હતી કે ગમે તે અપરિચિત વિષયમાં પણ તેનો પ્રચાર થઇ શકતો હતો. વ્યવહારસંબન્ધમાં પણ તેઓના વિચાર એવા વિવેક ભરેલા હતા કે, પૂર્વે કોઇ સારા રાજ્યપ્રસંગમાં તેઓએ અનુભવ લીધો હોય એમ પ્રતીત થતું હતું.

## प्रकरण १०.

### गवर्नर साहब काठियावाडमां जतां मेळो.

સંવત્ ૧૯૨૭ ના આરંભમાં મુંબઈના ગવર્નર સર સિમોર ફિટ્ઝજીરાલ્ડ સૌરાષ્ટ્રપ્રાન્તમાં આવ્યા. તે પ્રાન્તના સર્વ સંસ્થાનના રાજા, ઠકરો, ભૂમીયા આદિને રાજકોટમાં આમન્ત્ર્યા. ત્યાં સારો મેળો થયો. આ લેખક પણ તે પ્રસંગે પ્રથમ જ સુરાષ્ટ્રમાં ગયો હતો. ત્યાં મળેલા રાજવર્ગીય લોકે ગવર્નર સાહબને એક માનપત્ર આપી સારૂં આગતસ્વાગત દર્શાવ્યું.

રા. રા. મણિભાઈ વિ. યશભાઈએ એ માનપત્રની રચના કરી લખ્યું હતું, અને સભામાં તે વાચ્યું પણ તેઓએ જ. તેઓની લખવાની શક્તિ અને શૈલી, તેમ વાંચવાની છટા, જોઇ સર્વે સંભાવિત ગૃહસ્થો પ્રસન્ન થયા. જૂનાગઢસંસ્થાનમાં રા. રા. ગોકુલજીભાઈ એક રત્ન લાવ્યા છે, એમ, સમજતા ગૃહસ્થો કહેવા લાગ્યા. એક બીજા કાર્યમાં રા. રા. મણિભાઇએ લખાણ કરચું હતું. તે લખાણ પોલિટિકલ સાહબને ત્યાં જતાં, તેનાં ત્યાં પણ વખાણ થવા માંડ્યાં. રા. રા. મણિભાઇની કુશલતાની કીર્તિ સુરાષ્ટ્રમાં પ્રસરવા લાગી.

ગવર્નરસાહબ રાજકોટમાં સર્વને મળ્યા પછી, પ્રથમ વર્ગનાં

સંસ્થાનમાં પણ મળવા ગયા. જૂનાગઢ પણ તેઓ આવ્યા. ત્યાં તેઓનું રાજયોગ્ય આગતસ્વાગત કરવામાં આવ્યું. ગવર્નરસાહેબે કહ્યું કે:–'જૂનાગઢનું મણ્ડલ જોઇ હું બહુ પ્રસન્ન થયો છું!' ઇત્યાદિ. ગિરિનાર જઈ આવી ગવર્નરસાહબ વિદાય થયા.

सुज्ञ गोकुलजीनां आ लेखक प्रति अने रा. मणिभाइ प्रति स्नेहममता.

આ લેખક થોડા દિવસ જૂનાગઢમાં રહ્યો. સુજ્ઞ ગોકુલજીભાઇનાં સ્નેહમમતા કેવાં અપૂર્વ, સાત્ત્વિક, અને શુદ્ધ હતાં તે અનુભવવાના પ્રસંગ અત્ર બહુ આવ્યા. આ લેખકને પોતાના કનિષ્ઠ બન્ધુવત્ ગણી સુજ્ઞ ગોકુલજીભાઇએ પરોક્ષે એવી પ્રશંસા કરી હતી, કે બહુજનની મમતા થયા વિના રહે નહિ. વિશેષકરી તેઓના સંબન્ધમાં લોકને એવાં સ્નેહમમતાદર્શક વચનો અપરિચિત હતાં તેથી તેઓને આશ્ચર્ય લાગતું. કારણ સુજ્ઞ ગોકુલજીભાઈ પ્રસંગોપાત્ત વાગ્મી હતા, પણ વાચાલ–અકાલે પણ બોલબોલ કરે છે એવા–ન હતા, તેથી સામાન્ય લોકો પ્રતિ સામાન્ય લોકો પ્રસ્તુત અપ્રસ્તુત વાર્તાલાપ ચલાવે છે તેમ તેઓ ન કરતા. અવકાશના અભાવથી, અને માત્ર પ્રામાણિકી વાણી જ વદવાના અભ્યાસથી, અસમજુને તેઓ મૂકવત્ પ્રતીત થતા. સન્તોનાં લક્ષણ લખતાં મહારાજ ભર્તૃહરિ કહે છે કેઃ—

" मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा- ।
त्रिभुवनमुपकारश्रेणिभिः पूरयन्तः ॥
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यम् ।
निज हृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः" ॥ ७९ ॥

नीतिशतकम् ।

'મનમાં, વચનમાં, અને કાયામાં પુણ્યરૂપ પીયૂષે-અમૃતેપૂર્ણ, ઉપકાર શ્રેણિઓએ–હારોએ–ત્રિભુવનને–સર્વ લોકને–પૂરતા, અને પરના ગુણનાં પરમાણુઓને પર્વતતુલ્ય મહત્ કરીને નિત્ય પોતાના હૃદયમાં વિકાસતા સન્તો (સજ્જનો) કેટલા હોયછે.' (વિરલ જ હોયછે.)

એ સૂક્તિ યથાર્થ છે. એમ અમને અનુભવસિદ્ધ થયું. રા. રા. મણિભાઈના અને આ લેખકના ગુણપરમાણુઓનો સુજ્ઞ ગોકુલજીભાઇના મુખારવિન્દથી પ્રકાશ થતાં સારા લોકને તે બહુગુણિત પ્રતીત થયેલાં જણાતાં.

રા. મણિભાઈ વિષયે અને ડા. અમીદાસ વિષે પણ જૂનાગઢી ગૃહસ્થોનું મત ઉચ્ચ થયું હતું. એ વાતનું માન સુજ્ઞ ગોકુલજી- ભાઇને જ ઘટતું હતું, અને તે પ્રમાણે તેઓની ગુણજ્ઞતાની પ્રશંસા થાય એ સ્વાભાવિક હતું. પોતે પણ તેનું સદભિમાન પ્રસંગોપાત્ત દર્શાવતા. ઉપરના બંને પરદેશીય ગૃહસ્થો વિષે તેઓને આશાનુરૂપ સન્તોષ થયો હતો, અને તેઓ બહુપ્રસન્નતા બતાવતા હતા. રા. મણિભાઈ એક વર્ષના બન્ધનથી જૂનાગઢ ગયા હતા. તેઓને સદાને સારૂ રાખી લેવા ગોકુલજીભાઇનો પૂર્ણ ભાવ થયો હતો. વઝીર બહાવદ્દીનભાઈ આદિ મણ્ડલનો ભાવ પણ તેવો જ હતો. રા. મણિભાઈ કહે તેવો ઠરાવ કરી આપી તેઓને રાજ્યમાં રાખવાની જૂનાગઢના મણ્ડલની વૃત્તિ હતી. વર્ષમાં થોડા માસ શેષ હતા તેથી તેમાં વિચાર કરી પછી નિર્ણય કરવા ઉપર એ વાર્તા રાખી.

### रा. मणिभाइनो तथा आ लेखकनो सुराष्ट्र-कच्छमां प्रवास.

રા. રા. ગોકુલજીભાઇની અનુજ્ઞાથી રા. મણિભાઈ તથા આ લેખક સુરાષ્ટ્રમાં પ્રવાસ કરવા નિસર્યા. જૂનાગઢના રા. દુલેરાય વિ. મંગલજી બુચ અમારા સંગાતમાં આવ્યા. તેઓ તે દેશના જાણીતા હતા અને અમારા ઉપર સ્નેહભાવ રાખતા તેથી બહુ ઉપયોગી થયા. ગોંડલ, રાજકોટ થઇ પ્રથમ જામનગર ગયા. ત્યાં મહારાજ જામસાહબે સારો આદરસત્કાર કરી, જે વિવેક અને ઉદારતા સારૂ તેઓ પ્રખ્યાત છે તે બતાવ્યાં. ત્યાંથી ખંભાલીએ થઇ પછી શ્રીદ્વારિકા ગયા. દ્વારિકામાં શંકરસ્વામીનો शारदामठ છે. ત્યાંના સંપ્રદાયનું નામ कीटवार છે, દેવતા सिद्धेश्वर, આચાર્ય विश्वस्वरूप અને તીર્થ गोमती છે. એ પવિત્ર સ્થલનો ઉદયાસ્ત જોઈ અમને સશોકાશ્ચર્ય લાગ્યું. ત્યાં વિપરીત દશા જ દીઠી. ત્યાં એક નામનો સન્યાસી રહેતો હતો. તે દ્વારિકાનાથના દેવાલયના સિધાસામનના ભાણ્ડારીનું કામ કરતો હતો. તે કેવલ નિરક્ષર હતો. શારદામઠની પૂર્વેની અનેક સંપત્તિમાંથી માત્ર ભગવાં વસ્ત્રરૂપ એક જ ચિહ્ન, ત્યાં હતું. એ જોઈ બહુ ખેદ થયો અને વિચારતરંગ ઉછળવા લાગ્યા. કાલ સર્વને કેવો વિરૂપ કરી દે છે તેનું એ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત હતું.

દ્વારિકાથી અમે બેટ ગયા. ત્યાં યાત્રા કરી પછી કચ્છભુજ

ગયા. ભુજમાં તત્રભવાન્ મહારાવ શ્રી ૭ પ્રયાગમલ્લજીને તથા રાણા શ્રીજાલમસિંહજી અને રા. રા. ઈશ્વરલાલાદિને મલવું થયું. અને તે દેશ જોઈ મહાશિવરાત્રિ ઉપરિ જલમાર્ગે અમે વેરાવલ આવ્યા. માર્ગમાં તોફાન લાગ્યું હતું અને બુડતે બુડતે વંચી ગયા હતા. ત્યાંથી સોમનાથપત્તન ગયા. જગત્પ્રસિદ્ધ સોમનાથ વિષયે ઇતિહાસોમાં અમે થોડું વાચેલું હતું. તેની પણ પ્રાચીના સમૃદ્ધિ તથા સંપત્તિ અને આધુનિકી છિન્નભિન્નતા, ક્ષય, તથા વિપત્તિ, એ, કંઈ વિલક્ષણ લાગ્યાં. 'જાણમાં હાણ' એ વાક્ય અત્ર અનુભવ્યું. એવા કાલમાં જેમ જાણ વધારે તેમ શોકદુઃખ અધિક થાય છે. ત્યાંથી અમે જૂનાગઢ ગયા. રા. મણિભાઇ ત્યાં જ રહ્યા. આ લેખક પાલીતાણા, વલા,–પૂર્વનું પ્રખ્યાત વલ્લભીપુર–ભાવનગર આદિ સ્થલે થઈ મુંબઇ આવ્યો. ત્યાં જૂનાગઢના રાજ્યમણ્ડલે અપ્રાર્થિત છતાં વર્ષાશન વધારી પ્રસન્નતા બતાવી તેનો રાજ્યલેખ ફાલ્ગુન માસમાં મોકલ્યો. રા. મણિભાઈની રજા પૂરી થતી હતી તેથી તેઓ પણ તે જ માસના ઉત્તરભાગમાં જૂનાગઢથી પાછા આવ્યા. તેઓને જૂનાગઢ રાખવા ગોકુલજીભાઇનો અતિ આગ્રહ ચાલતો જ રહ્યો હતો. પરં તુ એક વાર દેશમાં જઇ ત્યાંથી મિત્રોનું મત લઈ નિર્ણય લખી મોકલવાનું કહી રા. મણિભાઈ મુંબઈ માર્ગે અમદાવાદ ગયા.

**રા. રા. ગોકુલજીભાઇની પુત્રીનો વિવાહ તથા તેઓનાં પત્ર.**

એ જ વર્ષના વૈશાખ સુદિ ૧૨ મંગલવારના ચિરંજીવા ઇચ્છાકુમારીનો શુભ વિવાહ નિર્ધાર્યો અને તે સંબન્ધમાં જગદમ્બાની સહસ્રચણ્ડી કરવાનો નિર્ણય ગોકુલજીભાઇએ કર્યો. જૂનાગઢની નાગરજ્ઞાતિમાં સર્વોપરિ અને રાજ્યના મુખ્યપ્રધાન હોવાને લીધે એ વર્ષના વિવાહમાં તેઓ અગ્રણી હોય એ તો કહેવું પડે એમ નથી. બ્રહ્મભોજનાદિમાં ધનવ્યય કરવામાં તેઓ ઉદાર હતા, તેથી ધનબલ અને રાજબલ ઉભયનો ઉપયોગ થયો. જેથી તે સમારમ્ભ ભવ્ય અને પ્રતાપી થયો. વ્યવહારવિશારદ પણ્ડિતો કથી ગયા છે કેઃ–

"क्रतौ विवाहे व्यसने रिपुक्षये यशस्करे कर्मणि मित्रसंग्रहे ।
प्रियासु नारीष्वधनेषु बन्धुषु धनव्ययस्तेषु न गण्यते बुधैः" ॥

યજ્ઞમાં, વિવાહમાં, (વિદ્યાદિના) વ્યસનમાં કિંવા વિપત્તિમાં, શત્રુના ક્ષયમાં, યશસ્કરકર્મમાં, મિત્રોના સંગ્રહમાં, (કુટુંબની

માતા ભગિની સ્ત્રી પુત્રીઆદિ) પ્રિયનારીઓમાં, નિર્ધન બન્ધુઓમાં,–એઓમાં–ધનનો વ્યય, બુદ્ધિમાનોએ ગણાતો નથી.' યથાકાલે યથાશક્તિ, પૂર્વોક્ત પ્રસંગોમાં–પુષ્કલ ધન વાપરી બુદ્ધિમાન્ જનો પ્રસન્ન થાય છે. રા. રા. ગોકુલજીભાઇ એ વિચારને અનુસરણીય ગણતા જણાતા.

એ વિવાહના સન્ધિમાં લખેલાં પત્રોઃ—

---

"પરમસ્નેહી રાજશ્રી મનઃસુખરામભાઈ.

"આપનાં કૃપાપત્ર બે ખાનગી પૂગ્યાં. મણિભાઈ ખુશીથી દાખલ થયા લખ્યું તેથી ખુશી થઈ, પણ પૂરી ખુશી તો તેઓ તથા તમે સહકુટુંબ વિવાહ ઉપર આંઈ પધારશો એટલે થવાની છે. સામન કપડ શીકે વદિ ૨ સુધી પહોચે તો ઠીક. અજી વેરાવલથી કઇં ખબર નથી. અવેજ એક હફતામાં પહોચાડીશ. ભાવના ફેરફારથી રોકત થઈ તે માફ કરશો. કાથરોટ બે તથા સોનેરીપત્ર પૂગા છે. નાતની તકરારને લીધે ઉતાવળ નથી. પણ કદિ તાંબાની કથરોટ ૧ રૂ. ૧૪૦ ભાર તોલની કરાવિયે તો શું કિમ્મત બેસશે તે તલાસ કરી લખજો. એ જ વિ. બાકી બખશીના પત્રથી જાણશો. એ જ વિ. ચૈત્ર સુદિ ૬.

વિ. ગોકુલજીના ન."

---

"સુ. જૂનાગઢ, (સં. ૧૯૨૭) ચૈત્ર વદિ ૧૪ ભૌમ.

"રાજમાન્ય રાજશ્રી ૫ મનઃસુખરામ સૂર્યરામ.—મુંબઈ.

"આપનાં પત્ર ૨ ચૈત્ર વદિ ૨–૫ ના લખેલાં પૂગાં. વર્ત્તમાન જાણ્યા. હાલમાં આપણે ત્યાં શ્રીજગદમ્બાનું આરાધન સહસ્રચણ્ડીનો આરમ્ભ થયેલો છે. ઘણુંકરી દેવાર્ચનતત્પર રહેવામાં આવે છે.

..................................................

આપનાં દર્શનની વધુ લાલસા રહે છે. સકુટુંબ વહેલા પધારશું.

વિ. ગોકુલજી."

---

વિવાહની કુંકુમપત્રિકા રા. રા. સંપત્તિરામના નામની આવી તે સાથે પોતાનું પત્ર હતું તેમાં લખે છે કેઃ–

"વૈશાખ સુદિ ૧૨ ભોમવારે વિવાહ ઠર્યા છે. તે ઉપર રા. મણિભાઈ તથા આપે સકુટુંબ અવશ્ય પધારવું. તે વાતમાં બીજું ઉત્તર ચાલશે નહિ."

---

રા. મણિભાઇને ન્યાયવિભાગ સારૂ રા. રા. ગોકુલજીભાઇએ
બોલાવ્યા તે સાથે રા. હરિદાસ વિ. વિહારિદાસને સુરાષ્ટ્રના આય-
વિભાગ (વસુલાતી અથવા રેવિન્યુખાતા) સારૂ બોલાવવા વિ-
ચાર ચાલતો હતો. કેટલાંક કારણને લીધે તેઓ તુરતમાં જઈ
શક્યા ન હતા. પણ રા. રા. ગોકુલજીભાઇનો આગ્રહ ચાલતો જ
હતો. તેમાં રા. મણિભાઈ બહુ સન્તોષ આપી પાછા આવ્યા તેથી
આદર મમતા વધી બહુ અપેક્ષા થઈ. રા. મણિભાઇએ સુસ્વ-
ભાવ, સ્વગુણગણ આદિ યોગ્યતા વતે ત્યાં સર્વનું મન એવું હરણ
કર્યું હતું કે એ વર્ગના ગૃહસ્થો ઉપરિ ત્યાંના રાજમણ્ડલનો બહુ
વિશ્વાસ વધ્યો હતો. પરગ્રામી છતાં તેવા ગૃહસ્થોથી રાજ્યનું
અનેક પ્રકારે કલ્યાણ અને વૃદ્ધિ થઇ સુખશોભા વધશે એમ
તે મણ્ડલે માનવા માડ્યું. તેમાં રા. રા. ગોકુલજીભાઈ અગ્રેસર
હતા. હરિદાસનું પ્રખ્યાત અપર નામ રાવસાહબ છે. તેઓના
વિષે વિવાહ જેવા કાર્યના દિવસોમાં પણ આદરને લીધે લખે છે કેઃ—

"પરમસ્નેહી રાજશ્રી મનઃસુખરામજી. મુ. મુંબઈ.

"આપનું કૃપાપત્ર નડિયાદથી આવેલ તે બાદ નથી તે લખાવશો. આંઈથી પત્ર ૨ રેજીસ્ટર્ડ લખ્યા છે. તેની પહોચ નથી તે લખશો. આપના તરફથી સામાન છેવટ આજ સુધી આવ્યો છે. પ્રથમારમ્ભમાં ૬૨ દાગીના પછે, જાદવજી તથા દયાશંકર ક્ષત્રી સાથે લખ્યા પ્રમાણે સામન પહોતો છે............એ સામાનપેટે રૂ ૧૨૫૦ ની હુંડી અમે બીડી છે. બાકી કુલ આંકડો હવે તુરત લખજો એટલે અવેજ બીડી દેશું. તેમાં ઢીલ ન કરવી.

.......................................

"આપે રાવસાહબ ખાતે શી રીતે છેવટ ઠરાવ્યું તે કૃપા કરી લખજો. અમારે મણિભાઇની જગો ખાલી પડતાં ઘણી જ દરકત. આપ જાણોછો. તે બાબત પૂરી ફીકર રાખી તુરત ઠરાવજો.

"આપે શાદી ઉપર આવવા વિચાર મોળો પાડ્યો, એમ લાગે છે, કારણ ત્રણ રોજ બાકી છે તે ઉપર હજી તમારા કશા ખબર નથી. આ વાત આપે પૂરી ગેરવાજબી કરી છે. આ પત્રનો સર્વ ઉત્તર પત્ર પહોચતાં તુરત લખાવશો. એ જ વિ. ગોકુલજીના ન.
વૈશાખ સુદિ ૯ શનિ."

### निवृत्ति अर्थे प्रवृत्ति. स्वतन्त्रता.

સુજ્ઞ ગોકુલજીભાઇનો સંકલ્પ હતો કે વ્યવહાર સ્વતન્ત્ર ચાલે એટલું ધનસાધન મલેથી તુરત નિવૃત્તિપરાયણ થવું. તથા વિદ્યાનન્દ–બ્રહ્માનન્દ–નું સ્વતન્ત્ર સુખ ભોગવવું. આધુનિક દેશકાલમાં કેવલ વિદ્યોપાસક ગૃહસ્થને યથેચ્છ સ્વતન્ત્રતાનું સુખ દુષ્પ્રાપ્ય પ્રતીત થાય છે. સર્વોપરિ વિદ્યાના ઉપાસકોને સ્વતન્ત્રતા પ્રિયા હોય એ સ્વાભાવિક છે. સત્યશોધનમાં તથા સત્યપ્રકાશનમાં સ્વતન્ત્રતાની સંપૂર્ણ આવશ્યકતા છે. વિદ્યાના પરમ પ્રતાપની શ્રેષ્ઠતા દર્શાવવા અપિ વિદ્યાનું સિંહાસન સ્વતન્ત્રતા ઉપરિ હોવું જોઇએ. અષ્ટાવક્ર 'शान्तिशतक प्रकरण'માં વદે છે કેઃ—

"स्वातन्त्र्यात्सुखमाप्नोति स्वातन्त्र्याल्लभते परम् ।
स्वातन्त्र्यान्निर्वृतिं गच्छेत् स्वातन्त्र्यात्परमं पदम्" ॥५०॥

'(મનુષ્ય) 'સ્વતન્ત્રતાથી' નામ રાગદ્વેષના અનધીનત્વથી 'સુખને' નામ મનઃપ્રસાદને પામે છે, સ્વતન્ત્રતાથી 'પરમ્'–જ્ઞાન–લાભે છે, સ્વતન્ત્રતાથી 'નિર્વૃતિ' નામ નિત્યસુખ પ્રતિ અને સ્વતન્ત્રતાથી 'પરમપદ' નામ સ્વસ્વરૂપ વિશ્રાન્તિ–મોક્ષ–પ્રતિ જાય છે—પામે છે.' એમ સ્વાતન્ત્ર્ય છે એ પુરુષાર્થનું એક મુખ્ય સાધન છે. આ કાલમાં સ્વાતન્ત્ર્યનું સાધન ધન ગણાય છે. લોકોમાં કથન પણ પ્રચલિત છે કે वसु विना नर पशु. અન્ય વાક્ય આ છે– जे स्वदीन ते पराधीन. (To be needy is to be dependent.)

અધિકસંખ્ય સામાન્ય મનુષ્યો ગુણની પરીક્ષા ગુણી ઉપરથી કરે છે. ઇત્યાદિ અનેક કારણોથી વિદ્યાદેવીનો અખણ્ડ મહિમા છે. તે સર્વને દૃષ્ટિગોચર થાય એ હેતુથી વિદ્યાના ઉપાસકોને ધનાદિ સંપાદન કરવા ઉપર લક્ષ રાખવું પડે છે. તેઓનો શ્રમ સફલ થયેથી વિદ્યાનું માહાત્મ્ય વધે છે, અને તે દ્વારા સદ્‌ગુણોને

અને સત્કૃત્યોને પુષ્ટિ મળે છે. શુદ્ધવિદ્વાનોના પ્રયત્ન ધન–અધિકાર –માનાદિ અર્થે જોવામાં આવે છે તે તે પદાર્થે સારૂ નહિ કિન્તુ વિદ્યાદેવીના મહિમાના પ્રદર્શન સારૂ હોય છે. પરંતુ એ લક્ષ્ય સર્વના સમજ્યામાં આવે એવું નથી. કારણ **स्वहृदयानुसार परहृदयं मनुष्य वितर्के छे.** એમ હોવાથી શુદ્ધ વિદ્વાનોના અન્તરૂનો હેતુ સમજવા તેવા સજાતીયો જ સમર્થ થાય. તે વિરલ છે.

પૂર્વોક્તવિચારપૂર્વક સુજ્ઞ ગોકુલજીભાઇની પ્રવૃત્તિ હતી. નિવૃત્તિપરાયણ થઈ વિદ્યાનન્દ તથા બ્રહ્માનન્દમાં અવશેષ આયુર્દાય નિર્ગમન કરવામાં અધિક પ્રેમાદર રહેવા સારૂ અન્ય કંઈ સામાન્ય પરંતુ શાસ્ત્રીય કર્મ પણ કરવું, કે જેથી ઉભયના તારતમ્યનું ભાન વૃત્તિને નિરન્તર થયાં કરે, એ આશયથી સુજ્ઞ ગોકુલજીભાઇએ અગ્નિહોત્ર લેવા ધાર્યું:

रा. रा. सुज्ञ गोकुलजीभाइ अने अग्निहोत्र.

જનસ્વભાવ બહુ કરી આ છે કે,–અતિપ્રિય કાર્ય પણ નિરન્તર કરી શકાતું નથી. મધ્યે વિશ્રામ લેવાની અગતિ છે. તે સમયે કોઈ વિજાતીય કાર્યઅધિક ઉપયોગિ થાય છે. સુજ્ઞ ગોકુલજીભાઇનો વિચાર હતો કે:–'રાજ્યકારભાર મૂક્યા પછી તેમાં કિઞ્ચિત્ પણ મન ઘાલવું નહિ. આ (દશ્યાદશ્ય) સર્વ આત્મા જ છે. આ પ્રતીયમાન રૂપરસાદિક જગત્ માયામય છે, વસ્તુતઃ તો એ નથી જ, એવો નિશ્ચય તે તત્ત્વજ્ઞાન. તે નિજ પ્રિયતમ વિષયના સ્વરૂપાનુસન્ધાનના અભ્યાસમાંથી ઉત્થાનનો જે કાલ અવશેષ રહે તેમાં કોઈ શાસ્ત્રોક્ત કર્મ જ કરવું સુતર છે.'

અગ્નિહોત્રાદિ કર્મ યદ્યપિ પ્રવૃત્તિલક્ષણધર્માન્તર્ગત છે, તથાપિ અફ્લાકાંક્ષી ધીરબુદ્ધિમાન્ વિદ્વાનોને તેવાં સર્વોપકારક્ષમ ગૃહસ્થાશ્રમનાં શાસ્ત્રોક્ત સાત્વિક કર્તવ્યો બાધકારક નથી થતાં.

"निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धीरस्य निवृत्तिफलभागिनी" ॥ ६ ॥

अष्टावक्र–शान्तिशतकप्रकरण.

'મૂઢની (લોકની દૃષ્ટિએ દેખાતી, બાહ્ય–ઇન્દ્રિયના વ્યાપારોની) 'નિવૃત્તિ' (અહંકારાદિ અન્તરૂના વ્યાપારોની અનિવૃત્તિને લીધે) પ્રવૃત્તિ સ્વરૂપ જ થાયછે. ધીરની નામ જ્ઞાનીની (લોક-

દૃષ્ટિએ પ્રતીયમાના) પ્રવૃત્તિ અપિ (હું કરૂંછું એવા અભિમાનના અભાવથી) નિવૃત્તિફલભાગિની નામ મુક્તિ છે પર્યવસાન જેનું એવી થાય છે.'

એ અષ્ટાવક્રનું વદવું યથાયોગ્ય છે.

એ વિચારથી અને બીજાં પણ કેટલાંક કારણોને લીધે, અગ્નિહોત્ર લેવાનો તેઓને સંકલ્પ હતો. તે આ સન્ધિમાં સિદ્ધ કર્યો. રા. રા. ગોકુલજીભાઇએ ગતવર્ષમાં **आवसथ्याधान वा स्मार्ताधान** કર્યું હતું. એમાં સપ્તયજ્ઞ છે: તેઓ **पाकसंस्था** કથાય છે. આ વિક્રમ સંવત્ ૧૯૨૭ના વૈશાખ કૃષ્ણપક્ષની અમાવાસ્યાને દિને તેઓએ **श्रौताधान** પણ કરવું, અર્થાત્ **अग्निहोत्र** લીધું. એ વિષયમાં પ્રવીણતા મેળવ્યા પછી પોતે કહેતા કે,–'એ વિષય પણ બહુ રસિક છે. તેમાં અનેક સંકેતો છે. તે યથાર્થ સમજાય તો તેમાંથી જ્ઞાનફલ થાય એમ છે. તેના શાસ્ત્રીય પ્રયોગો, સૂક્ષ્મ અભિપ્રાય, અને લાક્ષણિક તથા સાંકેતિક બોધ બુદ્ધિમાનોને આનન્દ આપે એવા છે.'

ચતુર્દશ (૧૪) પ્રકારના '**श्रौतयज्ञ**' છે. તેમાં–અગ્ન્યાધેય, અગ્નિહોત્ર, દર્શપૌર્ણમાસૌ, આગ્રયણી, ચાતુર્માસ્ય, નિરૂઢપશુબન્ધ, અને સૌત્રામણિ–એ સપ્ત **हविर्यज्ञ**માં છે: તે **हविःसंस्था** કથાય છે. અને અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ, ષોડશી, વાજપેય, અતિરાત્ર, અને આપ્તોર્યામ એ સપ્ત **सोमयज्ञ**માં છે. તેઓ **सोमसंस्था** પણ કથાય છે.

ગોકુલજીભાઇને ત્યાં **यज्ञशाला**માં પંચ કુણ્ડ હતા. **ऋग्वेदरूप गार्हपत्य, यजुर्वेदरूप दक्षिणाग्नि, सामवेदरूप उत्तराहवनीय.** એ ત્રણને '**त्रेता**' કહે છે, અને તેને **त्रयीविद्यारूप** પણ ગણે છે. બીજા બે કુણ્ડ **सभ्य** અને **आवसथ्य**ના હતા. ગોકુલજીભાઇએ ચાતુર્માસ્ય સુધી યજ્ઞો કર્યા હતા. અવભૃથસ્નાન કરવા મંગલવાદ્યો સહિત તીર્થ ઉપર સકુટુંબ તેઓ જતા. એક વાર શ્રીદામોદરજીના કુણ્ડમાં અવભૃથસ્નાનાર્થે કુટુંબનાં ૨૫-૩૦ મનુષ્યો સહિત જતા હતા ત્યાં માર્ગમાં ભારતમાર્તણ્ડ ગટુલાલજી પણ સામીલ થઈ ગયા હતા. અને એવા સ્નાનની ગટુલાલજી બહુ પ્રશંસા કરતા. વિશેષ કરી અન્ય ઉત્તર યજ્ઞો કરવાનો વિચાર ચાલતો હતો,

એટલામાં સુજ્ઞ ગોકુલજીભાઇનું શરીર પડી ગયું. યજ્ઞકર્મે સારૂ ઋક્સંહિતા[1]નો બહુ ભાગ પાઠે કર્યો હતો. અને ગૃહ્યસૂત્રાદિ જોઇ સર્વ કર્મમાં કુશલતા મેળવી હતી. તેઓ પ્રકૃતિનું યજમાનકૃત્ય પિણ્ડે સસ્વર પાઠે ભણતા.

પોતે એ વિષય જાણ્યા પછી એમ કહેતા કે, 'અમુક વિષય જાણ્યા વિના તે વિષે બહુ લોકો મત બાંધી બેસે છે, એ ખેદકારક છે. સમજણા મનુષ્યોને સર્વ સ્થલેથી બોધ મળે છે. અહુણા વિદ્યા ભણે છે તે લોકો પણ અજ્ઞાત વિષય ઉપર તુરત મત આપે છે, એ વધારે આશ્ચર્યકારક છે. વિદ્યાના સંસ્કાર થયાનું ચિહ્ન આ છે કેઃ–'અમુક વિષય જાણ્યા પછી જ તે વિષે મત બાંધવું.' ઇત્યાદિ.

### જૂનાગઢ સંસ્થાનની વ્યવસ્થામાં વિઘ્નના પ્રયત્ન.

એ સમયે કર્નલ ઍન્ડરસનસાહબ પોલિટિકલ હતા. તેઓ દેશીય લોકો પ્રતિ ઉદાર પ્રકૃતિના હતા, પણ દૃઢતા અને બુદ્ધિમાં સામાન્ય હતા. તેઓ મહારાણીના પ્રતિનિધિરૂપે આધુનિક દેશીય રાજાના ઉપરિ હતા, તે, તે ઉપરિના યથાવિધિ અર્થમાં હતા એમ કહિયે તો ચાલે. સમીપસ્થ મનુષ્યો જેમ દોરે તેમ તેઓ દોરાતા. તેઓની મમતાની મર્યાદામાંના એક બે મનુષ્યો સ્વકાર્યમાં કુશલ, બહુ યુક્તિવાળા, પ્રપંચમાં પ્રવીણ, અને વળી અદેખા પણ હતા. કોઈ રાજ્યમાં પણ, કુસંપ કે અસ્વસ્થતા થાય તો, તેમાં તેઓને લાભ હતું, તેથી તેઓ સમાધાનના શત્રુ જેવા હતા. જૂનાગઢ પ્રથમવર્ગનું રાજ્ય, તેમાં જ એકતાનો—શાન્તિનો—ભંગ થઈ વિગ્રહ થાય તો સારૂ એમ તેઓ ઇચ્છતા. તેઓએ ધાર્યું કે રા. રા. નૃસિંહપ્રસાદ જેવા પ્રવીણ, રાજનીતિજ્ઞ, બહુ જનના સ્નેહી, અને કુશલ ગૃહસ્થ જૂનાગઢ રાજ્યમાં છે ત્યાં સુધી તેઓની ધારણા પાર નહિ પડે. તેથી પ્રથમ તેઓને તોડવા સંકલ્પ કર્યો. તે અર્થ સાધવા સારૂ રા. રા. ગોકુલજીભાઈ સાથે પ્રથમ બહુમમતા દેખાડવા માંડી હતી. ગોકુલજીભાઇ કહેતા કેઃ–

---

[1] ઋક્સંહિતાના અધ્યાપક જૂનાગઢવાસી વેદવર્ગીય નાગરબ્રાહ્મણ અમરજી શુક્લ હતા. તેઓ પઠિત હતા. ઉત્તરાવસ્થામાં તેઓએ સંન્યાસાશ્રમની લઇ તે આશ્રમ ધારણ કર્યો હતો. તે ચતુર્થાશ્રમમાં તેઓ 'ગોવિન્દાનન્દસરસ્વતી' નામથી ખ્યાત હતા. અને પછી ભાવનગરના પ્રખ્યાત પ્રધાન ગૌરીશંકરજીએ ચતુર્થાશ્રમ ધારણ કર્યો તેના ગુરૂ ગોવિન્દાનન્દસરસ્વતી હતા.

પછી એ વર્ષે (સં. ૧૯૨૭)માં તેઓએ પોતાપણું બતાવી સૂચના કરી કે,–'તમારા સંસ્થાનમાં તમને બાધકર્ત્તા એક માત્ર નૃસિંહપ્રસાદ જ છે. તેમને દૂર કરેથી તમે પૂરો અધિકાર ભોગવી શકશો. હાલ તમે માત્ર નામના પ્રધાન છો; કામ તો તેના સ્વાધીનમાં જ છે. તમે બહુ સારા ગૃહસ્થ છો તેથી તમારૂં શુભ ઇચ્છી તમને પોલિટિકલ સાહબનો સંપૂર્ણ આશ્રય અપાવવા ઇચ્છિયે છિયે અને તમારા માર્ગમાં કંટક છે તે કહાડી નખાવિયે.' ઇત્યાદિ આશયનું તેઓને મીઠું લાગે એવું કહ્યું. કોઈ સામાન્ય, લોભી, સ્વાર્થી, કે ઓછા પ્રામાણિક મનુષ્યને એ લાલચ, પાશમાં નાખવા પૂર્ણ હતી.

### रा. रा. गोकुलजीभाइनी सदाचारमां दृढता.

પરંતુ ગોકુલજીભાઈ જેવા ન્યાયાચારી દીર્ઘદૃષ્ટિમાન્ પ્રામાણિક ગૃહસ્થને, એથી પણ બહુ અધિક લાભની વાર્તા ન ચલાવી શકતી તો, એ કપટી વાત તો ગમે પણ શાની જ! વિશેષમાં શાસ્ત્રના દૃઢ નિશ્ચયો તેઓના જાણવામાં હતા. તેઓ સન્માર્ગે જ વિચરનારા હતા. મહાભારતમાંના અનેક પ્રસંગો તેઓના જાણવામાં હતા. તેમાં પાણ્ડવકૌરવના યુદ્ધ પૂર્વે, સન્ધિની આશા શ્રીકૃષ્ણને ન રહી ત્યારે, તેઓએ કર્ણ આગળ મોહજાલ નાખી જે પ્રલોભ બતાવ્યો હતો, તે પ્રસંગ સ્મરણમાં આવવાનાં તેઓને બહુ કારણ હતાં. ગોકુલજીભાઇએ તે છલકુશલ અને મુખે મિષ્ટ પણ અન્તરૂમાં વિષભર્યા લોકને એટલું જ ઉત્તર આપ્યું કે:—'એવાં કર્મને હું નીચ, દુષ્ટ, અને ઘાતકી ગણું છું. યશોલોભી અને પ્રામાણિક પુરુષો તો ગમે તેવી હાનિ થતી હોય તોપણ તેવાં કર્મને છાંયડે પણ ન જાય. જેનું હિત મનમાં હોય, તે, એવા અધમ માર્ગે ચડે એમ કદાપિ ન ઈચ્છવું. સર્વ લાભ કરતાં સન્માર્ગસ્થ રહેવું એ શ્રેષ્ઠ લાભ છે. સર્વ પ્રકારની સમૃદ્ધિ છતાં ચારિત્ર્ય–સુલક્ષણ–વિનાના મનુષ્યનું જીવતર વૃથા છે.' એવા આશયનાં વચન સાંભળી પેલા પ્રપંચી લોક નિરાશ થયા; એટલું જ નહિ કિન્તુ કોઈ બીજે માર્ગે ત્યાં કુસંપ કરાવવાની યુક્તિમાં પડ્યા. તેઓની નીચતા સુજ્ઞ ગોકુલજીએ જાણી અને ધાર્યું થયું નહિ, તેથી તેઓના મનમાં ભય અને દ્વેષ રહેવા માંડ્યા; અને તેઓ પોતાની દૃષ્ટિમાં પોતાને પ્રતિહત ગણવા લાગ્યા.

એ જ મણ્ડલે એક એવી અધિક વિસ્તરવતી પ્રપંચરચના રચી કે જેથી બ્રિટિષ્ રાજ્ય અને સુરાષ્ટ્રનાં સર્વ દેશીયરાજ્યો વચ્ચે તાણખેંચ થાય. દેશીય રાજ્યોમાંના ભાયાતો અને ગ્રાસીયાઓ સ્વરાજ્ય સામા ઉશ્કેરાય અને તેઓના દ્વારા દેશીયરાજ્યમાં અસમાધાન રહે એમ યુક્તિ થઈ. તેનો ન્યાય પોલિટિકલસાહેબ કરે અને સંભાળ પણ તે જ રાખે એમ બ્રિટિષ અધિકારીઓનો વિચાર કરાવ્યો. રાજાઓને એ વાર્તા બહુ વિષમા અને ભારે લાગી. તેઓનામાં કુસંપ કરાવવા બહુ પ્રયત્ન થયા. પરંતુ ઈશ્વરેચ્છાથી રાજાઓ અને તેઓના કારભારીઓ એકસંપ રહ્યા. બહુકરી પોતાના પ્રતિનિધિ ઉપર સર્વને વિશ્વાસ હોય એ સ્વાભાવિક છે. એથી મુંબઈસરકારને પોલિટિકલ લખે તે જ માર્ગે અને વિચારે તેઓ ચડે એ પણ સ્વાભાવિક છે. મુંબઈસરકારનું મત પણ પોલિટિકલના મત જેવું થયું. અને પોલિટિકલસાહેબને એક 'આસિસ્ટન્ટ' આપી, તેઓને ત્યાં ભાયાત, ગ્રાસીયા આદિ સર્વનાં કામ ચાલે એમ ધારણા થઇ. તેમાં વળી જેની સામે ન્યાય માગવા જવું તે જ પક્ષકારરૂપે થયા એમ કઠિન પ્રતિકૂલતા આવી પડી. પરંતુ એકસંપ શું કરી શકે છે, એ વાર્તા તે સમયે જણાઈ આવી. દેશીય રાજ્યોમાંથી પ્રથમવર્ગનાં રાજ્યોના કારભારીઓએ મુંબઈ જઈ, એ રીતિથી કેટલો અનર્થ થશે એ,-ઉપરિ સરકારને નિવેદન કરવું એવો નિર્ણય થયો. તેમાં અમલી રા. રા. ગોકુલજીભાઇ અને રા. રા. ગૌરીશંકરજી સાથે રા. રા. ભગવાનજી અને રા. રા. મકનજીભાઈ પણ હતા. અને બીજા વર્ગોનાં સંસ્થાનો પણ તે એકસંપમાં સામીલ હતાં. તે ઐક્ય બહુ બલવત્ થઇ રહ્યું. પ્રથમવર્ગના સંસ્થાનોના મુખ્ય પ્રધાનોને મુંબઈ આવવાનું કર્યું.

સ્થાનિક બ્રિટિશ અધિકારીઓના મનવિરુદ્ધ એ કાર્યમાં રા. રા. ગોકુલજી તથા રા. રા. ગૌરીશંકર નાયક છે એમ મનાયું, તેથી તે ઉભય મુત્સદ્દીઓ પ્રતિ તે અધિકારીઓના દ્વેષની જ્વાલા પ્રગટી.

રા. રા. ગોકુળજીનું કારકીર્દિનો આરંભ અને તેનાથી લાભ.

એ જ સન્ધિમાં ગોકુલજીભાઈને એક બીજી ચીજ આવી પડી હતી.

રા. રા. ગોકુલજીભાઈ નાણાના વ્યવહારમાં બહુ જ સાવધાન હતા. કોઇનો પણ વિશ્વાસ કરે એવા ન હતા. ધનસંબન્ધમાં યુવાવસ્થામાં દુઃખ દીઠેલું તેથી તેનું મૂલ્ય, તેઓના મનમાં, જોઇયે તેથી પણ અધિક અંકાઈ ગયું હતું. તેઓને ધનનો લોભ કિઞ્ચિત્ પણ ન હતો, પરંતુ સન્માર્ગે મળેલા ધનનું રક્ષણ કરવા ઉપર પૂરૂ લક્ષ હતું. અને તેનું સંરક્ષણ કરી તેને પાછું સન્માર્ગે વાપરવાની પણ ઇચ્છા રાખતા.

તેઓની મમતાવાળા એક બે યુવાનોએ[1] સૂચના કરી કે,–'એક સારા વિદ્યાવૃદ્ધિના કાર્યમાં[2] થોડાં નાણાં ધીરો તો તેને આશ્રય મળશે અને આપને વાજ મળશે.' એ વાર્તા ગોકુલજીભાઇને ગલે ઉતરી, તેથી એક સારી રકમ ધીરી. ગોકુલજીભાઈ કહેતા કે,–'તે ઋણ લેનાર અયોગ્ય નીકળ્યો; અને તેઓની નિન્દા થાય એવા ઉપાય તેણે સાધવા માંડ્યા.' એ પ્રસગથી ગોકુલજીભાઈ ખેદિત થયા; અને પોતે વિનાકારણ વિડમ્બનામાં આવી પડ્યા એમ તેઓને લાગવા માડ્યું. રા. રા. ગોકુલજીભાઇના સામા પક્ષવાળાઓએ તે સન્ધિનો લાભ લઈ, તે ઋણકરનારને ઉષ્કેર્યો. તેણે નિન્દા કરવા માંડી. ગોકુલજીભાઇનાં તો નાણાં જવા બેઠાં અને નિન્દાનું ભય, તેથી તેઓ બહુ જ ક્લેશ પામી સન્તાપમાં પડી ગયા. મહાજનોની અતિપ્રિયા કીર્ત્તિ તે તેઓની પણ પ્રિયા હતી. નાણાં જતાં પણ એવા લોકના સબન્ધમાં પોતાનું નામ ન આવે એમ તેઓ ઇચ્છતા. એ સબન્ધમાં પોતે આ લેખક ઉપરના એક પત્રમાં લખે છે કેઃ—"સર્વ દૈવવશ છે. મનુષ્યની ચાતુરી કોઈ પ્રકારે ભાવિ આગળ ચાલતી નથી. તેનો દાખલો એ છે જે, અમે દ્રવ્યના સકોચમા પ્રથમથી, તેને લીધે લેણદેણ ઘણો વધારે કરવા તાકત નથી. તે છતાં મહેતાજી સુંદરજીની પ્રેરણાથી તથા સ્વતન્ત્ર વર્ત્તમાન અને નવીન પુસ્તકોના શોખથી... રૂપીઆ—ધીર્યા. તેમાં મહેતાજી તથા જાદવજી સાથે અમારો પરિચય વધ્યો, અને તે સાચાં માણસ એવી ખાતરી. પરંતુ તેમણે ભગવાનલાલનો ભરૂસો કર્યો...અમારાં નાણાં તેને સોંપ્યાં... તેમને પરસ્પર તકરાર પડી છે. તેથી આપ પૂરા વાકફ છો...તમે

---

૧. રા જાદવજી મૂલજી વૈદ્ય તથા રા સુંદરજી મહેતાજી ૨ પુસ્તકો પ્રસિદ્ધ કરવા મુદ્રાયન્ત્ર લેવા.

લખશો તો અમે પૈસા જાહનંમ કરશું....અમારી પ્રતિષ્ઠાને કોઈ
વાતે કહેણ ન આવે. સર્વથી પહેલી એ વાત નજરમાં રાખજો.
તેમાં તમને વધુ લખવા કારણ નથી......અમને લાજ શિવાય
પૈસાની ગરજ નથી. એ વાત ઉપર પૂરો વિચાર કરજો."

---

"પરમસ્નેહી રાજશ્રી મનઃસુખરામભાઈ.
"સેવામાં વિ. ગોકુલજીના ન. આપનાં કૃપાપત્ર પૂગ્યાં. ખા-
નગી પત્રમાં આપે કેટલાક પ્રકારે દિલાસો લખ્યો તે તરફ ખરી
ફિકર રાખનાર આપના તરફ શિવાય અમારે બીજી દિશા નથી.
...........................................................................
"તેણે ખામુખા મારી રીતભાત જાણ્યા છતાં મારી પાસેથી
નાણું કઢાવ્યાં છે. હું લાલચુ નથી. હરામનું નાણું રાખતો નથી.
તે છતાં એ રીતનો બખેડો—એ અમારે વાસ્તે ઉભો કરેલો છે...
............આપને એટલી જ વિનતિ કે હલકા લોકથી મારો
સંબન્ધ દૂર કરજો ......... ......... બીજા ભાદ્રપદ વદિ ૭."

---

राजस्थानिक सभा प्रसंगे रा. रा. गोकुलजीनुं मुंबई पधारवुं.
વિ. સ. ૧૯૨૭ વર્ષના આશ્વિન માસમાં રા. રા. ગોકુલજી-
બાઇ આદિ પ્રથમ વર્ગના સંસ્થાનોના સર્વે કારભારીઓ મુંબઈ
આવ્યા. આન્ટરોડ ઉપર રામલાલની વાડીમાં ઉતારો રાખ્યો હતો.
મુંબઈ સરકારે જે મત ઉપર ચઢી જે ધારણા કરી હતી, તેથી
વિરુદ્ધ વિચાર તે જ સરકારના મનમાં ઉતારવા, એ કઠિન કાર્ય હતું.
તે વિષે મુંબઇમાં ભેળા મળી સર્વેએ સપ્રમાણ સકારણ વિચાર
ગોઠવવા માંડ્યા. તે વેળા મુંબઈના ગવર્નર સર સીમોર ફિટ્ઝ-
જિરાલ્ડ હતા. અને રાજપ્રકરણી ભાગના મન્ત્રી મિ. વેડર્બર્ન
જેવા ન્યાયી અને સમભાવી ગૃહસ્થ હતા. તેઓ પુને હતા ત્યાં
સર્વેને જવાનું હતું. મુંબઈમાં ભેળા થઈ લખાણાદિની સામગ્રી
તાજા કરીને પુને જવું એવો સંકલ્પ હતો. રામલાલની વાડીમાં
અનેક વિષયો ચર્ચાતા. પ્રાતઃકાલમાં રા. ગોકુલજીભાઈ પોતાનું—
સ્નાનસંધ્યા દેવાર્ચનાદિ—નિત્યકર્મ કરી પછી વેદાન્તના સંસ્કૃત
ગ્રન્થ વાંચતા. ત્યાં રા. રા. ગૌરીશંકરજી પણ આવતા. તેઓને
પણ શાસ્ત્રના સંસ્કાર પ્રબળ અને વળી બુદ્ધિ સૂક્ષ્મ તેથી ગહન

વિષય યથાર્થ સમજતા. કોઈ કોઈ પ્રસંગે તે વ્યાખ્યાન કરતાં સુન્દર સંવાદ પણ થતો. ભોજનોત્તર રાજ્યપ્રસંગનું જે કાર્ય હતું તે ઉપર ચર્ચા ચાલતી. તે સંબન્ધમાં અનેક વિષયો નીકળતા. તેઓના જેવા અનુભવી અને ધુરંધર પ્રધાનોના વિચારો અને ચર્ચા સાંભળવાનો અને તેમાં સામીલ રહેવાનો અલભ્ય લાભ બીજાઓને પણ મળતો. તેમાં મુખ્ય રા. રા. સામલદાસ, નૃસિંહપ્રસાદ, નગર ધરાંગધરાના બે પોપટભાઈઓ અને આ લેખક હતા.

रा. रा. सामलभाइलिखित ए प्रसंगनो वृत्तान्त.

એ સમયના એક પ્રસંગ વિષે લખતાં રા. રા. સામલભાઈ લખે છે કેઃ—

"સંવત્ ૧૯૨૭ ની સાલમાં પોલિટિકલ એજન્ટસાહબે, રાજાઓના તાબાના ભાયાતો તથા મૂલગ્રાસીયાઓના તકરારોના કામોમાં, વચે પડવાની ધારણા કરેલી. તે વેલા કેટલાંક સસ્થાનો તરફથી,–પોતાના હકો સાચવવાના હેતુથી–પોલિટિકલ સાહબની સામે સરકારમાં લખાણ કરવાની તથા ફર્સ્ટ-ક્લાસનાં સ્ટેટોના મુખ્ય કારભારીઓને નામદાર ગવર્નરસાહબના સમક્ષ મોકલવાની જરૂર પડી હતી. એ કામની ચર્ચા મુંબઈમાં તેમ જ પુનામાં ઘણા દિવસ લગી ચાલેલી હતી. જે સમયે હું પણ ત્યાં ભેળો સામીલ હતો. એ પ્રસંગમાં રાજશ્રી ગોકુલજીભાઈએ બે શ્લોકો બહુ ઉત્તમ કહ્યા હતા. તેમાં એક તો આપણા મધ્યેના કોઈ ગૃહસ્થના બોલવામાં એમ આવેલું કે,–'આ તકરારનું નિરાકરણ મુંબઈ સરકારથી સન્તોષકારક થાય નહિ તો આપણે શું કરવું?' તેના ઉત્તરમાં રાજશ્રી મોસુફે કહ્યું કેઃ–'આ તકરાર આપણે ખુલ્લી રીતે કરી ચુકા છિયે. તો તેનું પરિણામ-વિલાયત સરકાર સુધી કામ લઇ જઇને ન્યાય માગવો જોઇયે. આપણા પ્રાચીનકાલના વિદ્વાનોનું એવું મત છે કેઃ—

"अनारम्भो मनुष्याणां प्रथमं बुद्धिलक्षणम् ।
आरम्भस्यान्तकं गच्छेत् द्वितीयं बुद्धिलक्षणम्[1]" ॥

1. (પૂરા વિચાર કર્યા વિના કોઈ કાર્યનો) આરંભ ન કરવો, એ મનુષ્યોની બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે; પણ આરંભ (કર્યા પછી તે)ના અન્તપ્રતિ જાય એ બુદ્ધિનું દ્વિતીય લક્ષણ છે. પાઠાન્તર 'आरम्भस्यान्तगमनम्'

લખશો તો અમે પૈસા જાહનંમ કરશું....અમારી પ્રતિષ્ઠાને કોઇ વાતે કહેણુ ન આવે. સર્વથી પહેલી એ વાત નજરમાં રાખજો. તેમાં તમને વધુ લખવા કારણુ નથી......અમને લાજ શિવાય પૈસાની ગરજ નથી. એ વાત ઉપર પૂરો વિચાર કરજો."

---

"પરમસ્નેહી રાજશ્રી મનઃસુખરામભાઈ.

"સેવામાં વિ. ગોકુલજીના ન. આપનાં કૃપાપત્ર પૂગ્યાં. ખાનગી પત્રમાં આપે કેટલાક પ્રકારે દિલાસો લખ્યો તે તરફ ખરી ફિકર રાખનાર આપના તરફ શિવાય અમારે બીજી દિશા નથી.
.......................................................................

"તેણે ખામુખા મારી રીતભાત જાણ્યા છતાં મારી પાસેથી નાણાં કઢાવ્યાં છે. હું લાલચુ નથી. હરામનું નાણું રાખતો નથી. તે છતાં એ રીતનો બખેડો—એ અમારે વાસ્તે ઉભો કરેલો છે... ............આપને એટલી જ વિનતિ કે હલકા લોકથી મારો સંબન્ધ દૂર કરજો ...........

બીજા ભાદ્રપદ વદિ ૧૧"

ન્યાયી, અર્પે ...ન સમાધાનકર સ્વભાવ જોઇ સર્વે મણ્ડલ રાજી થઈ રહ્યું. તેઓ મન્ત્રી હતા તેથી સર્વને આશા થઇ કે, તે દ્વાર શુભકર છે તેથી ન્યાય મળશે. તેઓનો વિશ્વાસ સર્વને એટલો બધો આવ્યો કે, તેઓ જે સૂચના કરશે તે ન્યાયી જ કરશે, એમ એકમતે સર્વનો ભાવ થયો. એમ થયેથી સમાધાનનું કાર્ય સરલ થઈ તેનું દ્વાર ખુલ્લું થયા જેવું થયું. મિ. જાહ જનદિનસાહબ પણ તે સન્ધિમાં ત્યાં હતા. રા. રા. ગોકુલજીભાઈ આદિએ એવી સરસરીતિએ સબલા ચર્ચા કરી કે સરકારને પોતાના પ્રતિનિધિએ કરાવેલો વિચાર ભૂલભરેલો લાગ્યા વિના રહે જ નહિ. અને તેમ થયું. એ વાદવિષય ફરીથી વિચારવો એમ ગવર્નરસાહબઆદિનું મત થયું. તેઓએ કહ્યું કે,–'અમે પોલિટિકલ એજન્ટને લખિશું કે, એ વાદવિષયનો તમારી સંમતિ લઈ ફરી વિચાર કરે.' કારભારીઓ કહે કે, 'પોલિટિકલ સાહબને રાગદ્વેષ કરાવનાર સ્વાર્થી લોકો ત્યાં (રાજકોટમાં) છે, તે હશે ત્યાં સુધી તેઓના મનમાં વાર્તા યથાર્થ નહિ ઉતરે માટે

---

૧. હું એકલો છું, મારે કોઈ સહાય નથી, પાવલો છું પરિવારહીન છું. એવા પ્રકારની ચિન્તા સ્વપ્નમાં પણ સિદ્ધને થતી નથી.

વિષય યથાર્થ સમજતા. કોઈ કોઈ પ્રસંગે તે વ્યાખ્યાન કરતાં સુન્દર સંવાદ પણ થતો. ભોજનોત્તર રાજ્યપ્રસંગનું જે કાર્ય હતું તે ઉપર ચર્ચા ચાલતી. તે સંબન્ધમાં અનેક વિષયો નીકળતા. તેઓના જેવા અનુભવી અને ધુરંધર પ્રધાનોના વિચારો અને ચર્ચા સાંભળવાનો અને તેમાં સામીલ રહેવાનો અલભ્ય લાભ બીજાઓને પણ મળતો. તેમાં મુખ્ય રા. રા. સામલદાસ, નૃસિંહપ્રસાદ, નગર ધરાંગધરાના બે પોપટભાઈઓ અને આ લેખક હતા.

रा. रा. सामलभाइलिखित ए प्रसंगनो वृत्तान्त.

એ સમયના એક પ્રસંગ વિષે લખતાં રા. રા. સામલભાઈ લખે છે કેઃ—

"સંવત્ ૧૯૨૭ ની સાલમાં પોલિટિકલ એજન્ટસાહબે, રાજાઓના તાબાના ભાયાતો તથા મૂલગ્રાસીયાઓના તકરારોના કામોમાં, વચ્ચે પડવાની ધારણા કરેલી. તે વેલા કેટલાંક સંસ્થાનો તરફથી,–પોતાના હકો સાચવવાના હેતુથી–પોલિટિકલ સાહબની સૂક્ષ્મ વિચારો સમજી સજ્જનોની મૈત્રી, ફર્સ્ટ-ક્લાસ ખલોની મૈત્રી, દિવસના પૂર્વાર્દ્ધ ભાગની છાયા જેવી આરંભમાં મ્હોટી અને પછી ક્રમે કરી ક્ષય પામતી–ઓછી થતી–છે; અને સજ્જનોની મૈત્રી દિવસના પરાર્ધ–મધ્યાહ્નોત્તર અર્ધા–ભાગની છાયા જેવી પ્રથમ લઘ્વી–નાની–અને પછી ક્રમે કરી વૃદ્ધિમતી–મહતી થતી–છે.'

એવી ઉત્તમા મૈત્રીનો અમારે સુજ્ઞ ગોકુલજીભાઇ દ્વારાએ આરંભ થયો.

પુનામાં થોડા દિવસ રહી સર્વ મણ્ડલ પાછું મુંબઈ આવ્યું. કર્નલ ઍન્ડરસનને આવવામાં વિલમ્બ હતો. અમે કાર્ય કરી રહ્યા હતા. તેથી નૈષ્ઠિક ગોકુલજીભાઇએ સૂચના કરી કે,–'આપણે એક અષ્ટવાસિઆમાં યાત્રાનો લાભ લઇ આવિયે.'

मुंबाइथी काशीनी महायात्रार्थे गमन. प्रयागमां रामलीला.

સંવત્ ૧૯૨૮ ના કાર્તિકમાસમાં રા. રા. ગોકુલજીભાઇ, નૃસિંહભાઇ, જામનગરના કામદાર ભગવાનજી, ઉપકામદાર પોપટ વેલજી અને આ લેખક એ સન્ધિના અલ્પકાલમાં કાશીયાત્રા કરવા નીકળ્યા.

---

૧ સાત પગલાં સાથે ચાલતાં થનાર. ૨ સાત વાક્ય બોલતાં. ૩ ત્રણ પગલાંમાં વા ત્રણ વાક્યોમાં. ૪ એક પગલામાં વા એક વાક્યમાં.

મુંબઈથી નીકળ્યા તે જબલપુરમાં ભોજન કરી પ્રયાગ ગયા. ત્યાં મુણ્ડન, સ્નાન, શ્રાદ્ધાદિ તીર્થક્રિયા કરી. પ્રયાગથી તુરત કાશી-જવા નીકળ્યા. તે દિવસોમાં પ્રયાગમાં રામલીલાના પ્રયોગો થતા હતા. અમે સર્વ 'સ્ટેશન' ઉપર જતા હતા ત્યાં માર્ગમાં રામભરતના મેલાપના પ્રસંગનો પ્રયોગ ચાલતો હતો. સહસ્રાવધિ લોકો ભરાયા હતા. એક ગૃહસ્થના દ્વાર આગળ રામભરતનો મેળાપ થયો. તે સમયે રામની પાદુકાસહિત ભરત હસ્તી ઉપર આરૂઢ હતા. રામચન્દ્રજી અને સીતાજી આદિ વનવેશમાં સંમુખ આવતાં હતાં. તેઓનાં દર્શન થતાં જ આનન્દાવેશમાં આવીને ઉત્કણ્ઠ ભરતે હસ્તી ઉપરથી પ્રિયતમ-રામ-મિલનના અતિઉત્સાહમાં પડતું એ
નાખ્યું. તે એવા આવેશમાં આવી ગયેલ કે, જેનો વેશ ભજે
તેના સદૃશ-તન્મય-હોય એમ દેખાયું. એટલે ઉંચેથી ~ ા.
ટેલ પરં તુ પ્રેમના જોષમાં અને આવેશમાં તેને કશું ~ભાઇ, નૃસિંહ-
જણાયું નહિ, અને રામનાં ચરણમાં જઈ હળ વાર પોપટ વેલજી
સમયે ત્યાં કોઇ પણ મનુષ્યપ્રાણી નહિ હોય ~ાત્રા કરવા નીકળ્યા.
હર્ષનો મિષ અશ્રુપાત નહિ થયો હોય. અ~ સાત વાક્ય બોલતાં. ૩ ત્રણ
કોઇ સ્મૃતિવિશેષથી એ દર્શને અમા ઠામાં વા એક વાક્યમાં.
કે, તે અત્ર વર્ણતાં સંકોચ થાય છે
તું જ ભ્રમણ રહ્યું અને અજી ષ

"रम्याणि वीक्ष्य मधुरं—
पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ॥
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वम् ।
भावस्थिराणि जननान्तरसौहृदानि॥" शकुन्तला-अंक५. श्लोक.२.

'રમ્ય (પદાર્થો)ને દેખીને, મધુર શબ્દોને સાંભળીને, સુખિત વિ~ ~ જન્તુ-પ્રાણિમાત્ર-પણ (વિરહી થઇ) જે પર્યુત્સુક (ઉ-પોલિ. ફિકરી) થાય છે તે, નિશ્ચિત, ભાવોએકરી સ્થિર-વાસના-લઈ ફ્રરી'. નિશ્ચલ-અર્થાત્ જન્મસહસ્રોએકરીને પણ દૂર કરવાને ને રાગદ્વેષ ' અન્ય જન્મનાં સૌહાર્દોને અબોધપૂર્વ (નામ વિષય-હશે ત્યાં સુધી ભાવ પૂર્વ) અન્તઃકરણેકરી (મનુષ્ય) સ્મરે છે.'

તીત થાય છે.
૧. હું એક છું. ભા~
એવા પ્રકારની ચિન્તા સ્વપ્ન. महात्माओ आदिनां दर्शन.
ગ. ત્યાં પણ મુણ્ડન, મણિકર્ણિકામાં

સ્નાન, ગંગાતીરે શ્રાદ્ધાદિ કરી કાશીવિશ્વેશ્વરનાં દર્શન કર્યાં. ત્રિરાત્રિ ત્યાં રહ્યા. સ્થાપિ તીર્થેની–કાશીમાંનાં મુખ્ય મુખ્ય દેવસ્થાનાદિની–યાત્રા કરી એટલું જ નહિ, કિન્તુ તે તીર્થો મૂર્તિમાન્ થઇ રહેલાં જેઓમાં એવા મહાત્મા જ્ઞાનીઓનાં શરીરોનાં દર્શનનો લાભ પણ લેતા. काशीपञ्चकमાં વદે છે કેઃ—

"काशीक्षेत्रं शरीरं त्रिभुवनजननी व्यापिनी ज्ञानगंगा ।
भक्तिश्रद्धा गयेयं निजगुरुचरणध्यानयोगः प्रयागः ॥
विश्वेशोयं तुरीयः सकलजनमनःसाक्षिभूतोन्तरात्मा ।
देहे सर्वं मदीये यदि वसति पुनस्तीर्थमन्यत्किमस्ति" ॥५॥

'શરીરરૂપી કાશીક્ષેત્ર છે. ત્યાં જ્ઞાનરૂપિણી ત્રિભુવનજનની વ્યાપિની ગંગા છે; શ્રદ્ધા-ભક્તિ એ ગયા છે; નિજ ગુરુનાં ચરણના ધ્યાનનો યોગ એ રૂપી પ્રયાગ છે; સકલ જનના મનના સાક્ષિભૂત તુરીય અન્તરાત્મા એ રૂપી વિશ્વેશ્વર છે; એ રીતિએ મારા દેહમાં સર્વે જો વસે છે, તો પછી અન્યતીર્થ શું છે?'[1]

---

[1] કાશીપઞ્ચકના ચતુઃશ્લોકમાંના સાધન સહિત આત્મજ્ઞાનને શ્રવણ કરીને શિષ્ય સ્વાનુભવસમર્થન કરે છે કેઃ—

જેમાં 'ત્રિભુવન' નામ ત્રૈલોકય, અવસ્થાત્રય, ત્રિગુણ એઓને બ્રહ્મત્વ દઇને, પોતા સહ એકરસ કરીને, પાલનકર્ત્રી તેથી 'જનની,' અને જ્યારે ત્રૈલોક્યને બ્રહ્મત્વ દે છે ત્યારે તે વ્યાપિકા થઈ તેથી 'વ્યાપિની' એવી 'સોऽહં'બુદ્ધિરૂપિણી 'જ્ઞાનગંગા' વહે છે, એવું આ શરીર જ 'કાશીક્ષેત્ર'–મુક્તિક્ષેત્ર–છે. (અને આ જ શરીરમાં) ભક્તિ તથા શ્રદ્ધારૂપિણી 'ગયા' છે. કારણ ભક્તિ તથા શ્રદ્ધા એ જીવને વિશ્રાન્તિનું સ્થાન છે. જેમ 'ગયા'માં શ્રાદ્ધ કર્યા પછી પિતૃના જીવને ભ્રમણ મટી વિશ્રાન્તિ થાય છે, એમ મનાય છે, તેમ ભક્તિ–શ્રદ્ધાથી ભ્રમણ મટી વિશ્રાન્તિ થાય છે. 'નિજગુરુ' અર્થાત્ સવિશેષતત્ત્વના ઉપદેશક તેના 'ચરણ'નું 'ધ્યાન' એ જ 'પ્રયાગ' છે. પ્રયાગમાં જેવો, ગંગા, યમુના, સરસ્વતી, એઓનો સગમ છે, તેવો, વક્તા ગુરુ, શ્રોતા શિષ્ય, અને વચન સરસ્વતી, એઓનો સંગમ થાય છે, અથવા ધ્યાતા, ધ્યેય, ધ્યાનરૂપ ત્રિપુટીનો સંગમ થાય છે. 'તુરીય વિશ્વેશ' નામ જાગ્રત્‌માં સકલ ઇન્દ્રિયોસહિત સ્થૂલ પ્રપઞ્ચને, સ્વપ્નમાં મનવતે સૂક્ષ્મ પ્રપઞ્ચને, અને સુષુપ્તિમાં સ્થૂલ-સૂક્ષ્મના અભાવને જે દેખે છે તે સચ્ચિદાનન્દસ્વરૂપ છે. તે જ અવસ્થાત્રયની અપેક્ષાથી ચતુર્થ વિશ્વેશ્વર છે. એથી 'સકલજનમન-સાક્ષિભૂત' નામ સર્વ પ્રાણિમાત્રના અન્તઃકરણના સાક્ષી છે. અર્થાત્ મનમાં ભેદ છે પરં તુ સાક્ષી એક જ છે; તેમાં ભેદ છે નહિ. 'અંતરાત્મા' નામ ભીતર રહેનાર છે તેનો અભાવ થતો નથી, દેહ

મણિકર્ણિકાના તીરઉપર વૃદ્ધનગરનાગરજ્ઞાતીય બ્રાહ્મણ રા. રા. ચુનીલાલ વેણીલાલ મુનશીએ સ્થાપેલા મહાદેવના સ્થાનમાં જ્ઞાનઘનાનન્દ નામે એક મહાત્મા વસતા હતા. નડિયાદવાળા સાધુ શાસ્ત્રિસ્વામી પણ તે સમયે કાશીમાં હતા તેઓએ એ જ્ઞાનઘનાનન્દ સન્યાસીની પ્રશંસા કરી દર્શન લેવા સૂચવ્યું. તે સન્યાસી બહુ ઉચ્ચ સ્થાનમાં ઉપરિ ભૂમિમાં રહેતા હતા. ત્યાં અમે પ્રાતઃકાલમાં સ્નાન સન્ધ્યાવન્દનાદિ કરીને ગયા. તે સમયે બ્રહ્મસૂત્રનું વ્યાખ્યાન ચાલતું હતું. શાસ્ત્રિસ્વામીઆદિ ચાર પાંચ શ્રોતા હતા. અમે ત્યાં જઇ પહોચ્યા પર તુ વિદેશીયને જોતાં સ્વાભાવિકી રીતિએ મન જગવાર પણ ચઞ્ચલ થાય છે, તેવું અત્ર કંઇ ન દેખાયુ. વ્યાખ્યાનનો પ્રવાહ અખણ્ડ ચાલતો રહ્યો. અમે થોડીવાર બેશી પ્રણામ કરી ઉઠ્યા. નીચે આવી મહાત્માના અવકાશનો સમય પૂછી લીધો. તે પ્રમાણે બીજે દિવસે મધ્યાહ્ને અમે પુન: ગયા. ત્યાં જ્ઞાનઘનાનન્દસ્વામી એક નાની કુટડીમાં ધ્યાનસ્થ વિરાજતા હતા. 'જય સચ્ચિદાનન્દ' એમ શબ્દ કરી અમે પ્રવેશ કરયો. ત્યારે તેઓ સંમુખ થયા. પછી સુજ્ઞ ગોકુળજીભાઈની યોગ્યતા વિષે આ લેખકે થોડા શબ્દ કહ્યા. એટલે જ્ઞાનગોષ્ઠી ચાલવા માંડી પછી ગોકુલજીભાઇએ પ્રશ્ન કર્યો કે.—'કેટલાક મહાત્માઓ અધિકારીને યથાર્થ સાધનસંપન્ન દીઠા વિના જ્ઞાનોપદેશ સારૂ યોગ્ય ગણતા નથી, કેટલાક ગણે છે. એ વિષયે સમાધાન જાણવા ઇચ્છા છે.' એ આશયનો પ્રશ્ન સાંભળી સ્વામીજી વદ્યા કે—'એ

---

ઇન્દ્રિય પ્રાણ મન બુદ્ધિનો અભાવ થાય છે એ પ્રકારે 'મરીચ' નામ માત્ર શરીરમાં જ સર્વ તીર્થો વાસ કરે છે તો અન્યત્ર ફરવાનું તીર્થ કયું શેષ છે? એ પ્રકારે શિષ્ય કૃતકૃત્ય થઈ શ્રીગુરુચરણમાં નમ્ર થયા "ક્ષેત્રક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનં યત્તજ્જ્ઞાનં મતં મમ ॥" ઇત્યાદિ ગીતાવચનના અર્થના વિચારથી શરીરરૂપ ક્ષેત્રના લાભનું ફલ, 'ક્ષેત્રજ્ઞ' જે જીવરૂપે સર્વ ક્ષેત્રોમાં વસના પરમાત્મા, તે પરમાત્માના જ્ઞાનથી થાય છે તેથી આત્માના-પરમાત્માના-જ્ઞાને કૃતકૃત્ય થઈ જીવન્મુક્તિનો અનુભવ કરવો

પૂર્વોક્ત વિવરણ શ્રીકાશીસ્થ દેવપ્રયાગનિવાસી શ્રીમત્ કૃષ્ણાનન્દ-સ્વામીકૃત કાશીપઞ્ચકવ્યાખ્યા અનુસાર અત્ર ઉતાર્યું છે નડિયાદના સુપ્રસિદ્ધ રા. રા. હરિદાસ વિહારિદાસ દેસાઇ અને જૂનાગઢના પ્રધાન (દીવાન)ની પ્રાર્થનાથી એ વ્યાખ્યા લખાઈ હતી એ સવ્યાખ્યાન કાશીપઞ્ચકનો પાઠ હરિદાસજી નિરન્તર કરતા હતા

બે પક્ષ છે. જ્ઞાનને સંપાદન કરવું એ રાજ્ય સંપાદન કરવા કરતાં પણ અધિક કઠિન છે, અને તે જ પ્રમાણમાં તે સુખદ અને મહિમાવાળું છે. રાજ્યસંપાદનના બે માર્ગ છે. કેટલાક જેતા (જીતનારા) પ્રથમ દેશના પ્રાન્તભાગો જીતતા જીતતા આવી રાજધાની લે છે, અને પછી નિષ્કંટક થઈ સુખશાન્તિ ભોગવે છે. કેટલાક જેતા પ્રથમ રાજધાની સ્વાધીન કરવા પ્રયત્ન કરે છે, અને તેમ થયા પછી પરિગત–આસપાસનો–દેશ જીતી સુખશાન્તિ ભોગવે છે. જ્ઞાનસંપાદન પણ કંઈક એવા બે પ્રકારે થાય છે. તેઉપર દૃષ્ટિ રાખી શિષ્યના અધિકાર પ્રમાણે મહાત્માઓ ઉપદેશ કરે છે. ઇત્યાદિ સવિસ્તર કહ્યું. ગોકુલજીભાઇની શંકાનું સમાધાન થયું. પછી કેટલીક જ્ઞાનચર્ચા થઈ. આજ્ઞા માગતાં સ્વામિશ્રીએ કહ્યું કે:–' આપને મળી હું બહુ પ્રસન્ન થયો છું. જ્ઞાન સંપાદન કરવું એ અમારા જેવા ચતુર્થાશ્રમીનો તો અવશ્ય ધર્મ અને વૃત્તિ જ છે. અમે તો તેમ ન કરિયે એમાં પ્રત્યવાય છે. પરં તુ આપ જેવા ગૃહસ્થ, વળી રાજકારભારી, તેમ છતાં આપે જે જ્ઞાન સંપાદન કર્યું છે એ આશ્ચર્યજનક, અને બહુ પ્રશંસનીય છે. આપે જન્મ સાર્થક કર્યું છે. સંસારની સંપત્તિ સાથે જ્ઞાનનો ઉત્તમોત્તમ પરમ પુરુષાર્થ સંપાદન કરવો એ સંયોગ મહાભાગ્ય વિના થતો નથી. તમે ધન્ય છો.' ઇત્યાદિ પ્રોત્સાહક વાક્યો સ્વામિશ્રીએ કહ્યાં.

ભાવનગરવાળા રામકૃષ્ણભારતીસ્વામીએ પણ કાશીવાસ કર્યો હતો. રા. રા. ગગાભાઇએ જ બંધાવેલા આશ્રમમાં તેઓ રહેતા હતા. તેથી ત્યાં તેઓનાં દર્શન લેવાને પણ તેઓશ્રીના આશ્રમસ્થાનમાં અમે ગયા. ત્યાં પણ કેટલીક જ્ઞાનવાર્તા થઈ. રા. ગગાભાઇ તથા ગોકુલજીભાઇ વચ્ચે જ્ઞાનવિષયનો જે સંવાદ ચાલતો હતો તે વિષયમાં 'સુજ્ઞ ગોકુલજીનું મત પ્રમાણ કરી કાશીવાસી મહાત્માઓએ સંમતિ આપી છે.' એમ રામકૃષ્ણભારતી કહેતા હતા.

કાશીમાં મહાત્માઓ બહુ હોય એ સ્વાભાવિક છે. બહુ મહાત્માઓનાં દર્શન લેવાની અમારી ઇચ્છા હતી. પણ અવકાશના અભાવથી તેમ બન્યું નહિ. ત્રીજે દિવસે મુંબઇ આવવા નીકળ્યા. ગંગાઘાટનો પુલ ઉતરયા ત્યાં અગ્નિરથની શીશોટી વાગી. સંગતિના બીજા મનુષ્યો વેલાસર પહોચી શકે એમ ન જણાયું. ગો-

પ્રશ્ન આવતા નથી તે લખશો. અહિં ઘણી નિવૃત્તિથી રહ્યા. તે પ્રસંગે આપકૃત अस्तोदय तथा राज्यनीति (देशीय राज्य) ગ્રંથ વાંચતાં આપની કુશાગ્રબુદ્ધિ ખાતે ઘણેખરે પ્રકારે ખાતરી થઈ. આપજેવાની બુદ્ધિથી એમ જ ખાતરી થાય જે પૂર્વજન્મશુભ સંસ્કારિતબુદ્ધિ છે. નીકર એ રીતના શુભ વિચાર કેમ સ્ફુરે. અને તમારા જેવા જ જ્ઞાનાધિકારી કહી શકાય. કારણ ખરો અભ્યાસ કરી શકો, જેથી સમાધિપર્યન્ત બોધ થવા અશક્ય નહિ.

એ જ વિ. ગોકુલજીના સા. ન."

### एकसंपी सभा.

એ પત્રમાં 'એકસંપી સભા' સંબન્ધમાં લખ્યું છે, તેનો વૃત્તાન્ત આવો છે.

'રાજસ્થાનિક સભા'ના કાર્યાર્થે કાર્યભારીઓ પુને ગયા હતા ત્યારે તેઓ ગવર્નરસાહબના કાઉન્સિલરો (વિચાર-કાર્યસહાયકો) તથા સેક્રેટરીઓ (મન્ત્રીઓ) એઓને મળવા જતા. તેવામાં પૂર્વે હાઇકોર્ટના જડ્જ (વરિષ્ઠ ન્યાયસભાના ન્યાયાધીશ) ધી ઓનરેબલ મિ. ટકર હતા તે કાઉન્સિલર હતા. તેઓને મળવા સારૂ રા. રા. ગોકુલજીભાઈ અને આ લેખક ગયા હતા. કેટલાક વાર્ત્તાલાપ પછી મિ. ટકરે કહ્યું કે-'કાઠિયાવાડનાં દેશીય સંસ્થાનોની સ્થિતિ, જર્મનીનાં પ્રકીર્ણ સસ્થાનો સમાન છે. તમારાં સર્વ સંસ્થાનોના સમાન આકારના લાભનું રક્ષણ કરવા કોઇ એકસંપી સભા (An United Association) હોય તો તેથી સર્વને લાભ થાય.' એ આશયની સૂચના તેઓએ કરી. એ સૂચન ઉપર ઊહાપોહ કરતાં અમને એમ લાગ્યું કે એ વિચાર યથાર્થ અને બહુ ઉપયોગી છે. તેવી 'એકસંપી સભા' સ્થાપવા સર્વ કારભારીઓની અનુમતિ થઈ. તેવી સભાથી પ્રત્યેક સંસ્થાનને તથા સર્વ સંસ્થાનને જ લાભ થાય એટલું જ નહિ, કિન્તુ ઉપરિ બ્રિટિશ્ રાજ્યની પણ યથાર્થ ન્યાય આપવાની અને ન્યાય કરવાની વૃત્તિ હોવાથી, તેઓને પણ સર્વ વૃત્તાન્ત યથાવત્ જાણવામાં એવી સબલા સભા ઉપયોગિની થાય. ઇત્યાદિ સર્વાનુમતે પ્રતીત થતાં તેમ કરવા નિર્ણય થયો.

તે સભાસ્થાનમાં દેશીય રાજ્યો સંબન્ધી પુસ્તકો, વૃત્તાન્તો, પત્રકો, રાજલેખો, આદિ સામગ્રીનો સંગ્રહ રાખવો; દેશપરદેશમાં

પ્રસિદ્ધ થતા રાજ્યહિતના વિચારો-આચારોને જાણી પરસ્પર જણાવવા; સુરાષ્ટ્રપ્રાન્તને હિતકારી લાગે એવાં વિદ્યાકલાસંબન્ધી સર્વ સાધનો મેલવી એકત્ર કરવાં; પરસ્પરમાં અથવા ઉપરિ બ્રિટિષ્ રાજ્ય સાથે જે પ્રસંગમાં મતભેદ વા સમજફેર થાય તે વિષયે યથાવિધ વિચાર કરી તે દૂર કરવાના પ્રયત્ન કરવા; ઇત્યાદિ તે 'એકસંપત્ સભા'ના હેતુ રાખ્યા. તે કાર્ય કરવા એક શિક્ષિત મનુષ્યને મુખ્યમન્ત્રીપદે યોજ્યો અને તે સારૂ અન્ય મનુષ્યો પણ રાખવા એમ યોજના થઇ.

પુનામાં બ્રિટિષ્ રાજ્યના ઉપરિ અધિકારીઓ હતા તેમાંથી કેટલાકોને એ વિચાર જણાવ્યો, તેઓએ પણ તે વિચારને સંમત ગણ્યો. એ મુખ્ય મન્ત્રીનું કાર્ય કરવા સુરતમાં 'ગુજરાતમિત્ર'ના તે વેલાના તન્ત્રી શેઠ દીનશાહ અરદેશર તાલીયારખાનની યોજના કરવાનું ઠરયું. અને વિ. સંવત્ ૧૯૨૮ના ચૈત્રમાસમાં તા૦ ૨૦ જુન ઇ. સન ૧૮૭૨ને દિને સભા સ્થાપવાનો નિર્ણય થયો. તે પ્રમાણે સભા સ્થપાઈ; પણ સંકુચિત વિચારના સ્થાનિક અધિકારીઓને એ સંસ્થા ગમી નહિ. તેઓના યથેચ્છાચરણમાં એ સભા પ્રતિબન્ધિકા થશે એમ તેઓને ભય લાગ્યું. તેઓ એ સભાના વિરુદ્ધ થયા અને તેને ઉન્મૂલા કરવાને પ્રયત્ન તેઓએ આરંભ્યો. અને સંસ્થાનોમાં તાત્કાલિક સ્વાર્થસાધકો હતા તેઓની અલ્પ દૃષ્ટિથી સંપ ત્રુટ્યો. અને અન્તે તે સભા બંધ પડી ગઇ. તેથી અનેક હાનિઓ સર્વે સંસ્થાનોએ સહી. એક વિચારક વદે છે કેઃ—

"संहतिः श्रेयसी राजन् विगुणेष्वपि बन्धुषु ।
तुषेणापि परित्यक्ता न प्ररोहन्ति तण्डुलाः" ॥

એ વિચાર અનુભવસિદ્ધ થયા. દેશીય અલ્પમહત્ સર્વ સંસ્થાન એકસંપત્ થઇ ન્યાય મેલવવા ગયાં ત્યાં બ્રિટિષ્ રાજ્યના અધિકારી વિરુદ્ધ હતા તો પણ ન્યાય સંપાદન કરી જય મેલવ્યો અને પાછલ 'એકસંપી સભા'માં સંપત્-એકતા-ત્રુટતાં સર્વને લાભકારિણી સંસ્થા નાશ પામી. શ્લોકમાં સૂચવ્યું છે તેમ 'હે રાજન્, વિગુણ બંધુઓમાં પણ સંહતિ-સંપત્-એકતા 'શ્રેયસી' નામ શુભા-અભિવૃદ્ધિકરી-કાર્યસાધિકા--છે, છોતરાએ-ફોતરાંએ પણ ત્યજેલા ચોખા ઉગી શકતા નથી.' વિગુણ બન્ધુઓમાં એકસંપ

એવો પ્રબલ અભીષ્ટસાધક છે, તો ગુણવાન્ બન્ધુઓની સંહતિ-સંબન્ધમાં તો સફલતાનું કહેવું જ શું !

રાજનીતિજ્ઞ મનુષ્યો બે પ્રકારના હોય છે. એક સરલ રાજનીતિમાન્ પુરુષો અને બીજા કુટિલ રાજનીતિમાન્ મનુષ્યો. પ્રથમ-વર્ગના પુરુષો ઉદારમનના, ઉત્તમ વિચારના અને બહુના હિતના ઇચ્છાવાન્ હોય છે. લોકનું હિત કરી તે દ્વારા લોકનાં મન આકર્ષી તેઓની પ્રીતિ મેલવે છે. તેઓના મન્ત્ર

'धर्मे जयः पापे क्षयः' ॥ 'यतो धर्मस्ततो जयः'॥

'नय तर्हि जय'. 'संहति तर्हि बल अस्ति'. ઈત્યાદિ.

'Righteousness is the best policy'.

'Right is might'. 'Union is strength'.

એવી દૂરદૃષ્ટિના સદ્‌વિચારવાન્ પુરુષો વિરલ સતે પણ રાજ્યના આધારસ્તંભતુલ્ય ઉપકારક અને બહુજનોના સુખકારક થાય છે.

બીજા વર્ગના કુટિલ રાજનીતિમાન્ મનુષ્યો સંકુચિત મનના, અધમ વિચારના અને સ્વાર્થી હોય છે. તેઓ લોકોને ભયમાં રાખી તે દ્વારા બલાત્કારે લોકોની અપ્રીતિને પ્રીતિ માની તે મલી ગણે છે. તેઓના મન્ત્ર વિપરીત હોય છે. તેઓ પાપમાં જય અને ધર્મમાં ક્ષય, ભીતિને જ રાજનીતિ માને છે. લોકમાં ભેદ કરી તેઓનો છેદ કરવા પ્રવર્તે છે.

અન્તે તો પ્રથમ વર્ગની ઉત્તમરાજનીતિ જ ઈષ્ટફલની પ્રાપ્તિ કરાવવામાં સમર્થ સિદ્ધ થાય છે. તથાપિ કોઈવાર અન્તે અનિષ્ટ થવા કાલ હોય છે, ત્યાં અધમ રાજનીતિ પણ 'ધર્મીને ત્યાં ધાડ અને કુકર્મીને ત્યાં કુશલ' કહે છે તેમ જય પામતી પ્રતીત થાય છે. પરંતુ અન્તે તેમાંથી દુઃખ અને ક્ષય જ થાય એ નિઃસંશય છે.

रा. रा. गोकुलजीभाइनुं रा. रा. सामलभाइ उपर पत्र.

"રાજશ્રી પરમસ્નેહી ભાઈ શ્રી ૫

સામલદાસ પરમાનન્દદાસ. નિ. ભાવનગર.

"સેવામાં જૂનાગઢથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના સા. દંડવત્ નમસ્કાર પહોચે. અત્ર કુશલ છે. તમારી કુશલતાનાં કૃપાપત્ર વડિલ ગગાભાઇના સમાધાનપત્ર સહિત પ-

હોતાં. વાંચી પરમ આનન્દ થયો. સદા સ્મરણમાં લાવી શુભ બોધપૂર્વક એ રીતનો પરિચય જારી રહેવા આશા બંધાણી છે. આપના તરફથી પ્રશ્નોત્તર આવવું બાકી છે તે કૃપા કરી અવકાશે લખાવશો. આગે શાસ્ત્રીજીને મળી લખવા ધારેલું તે અયોગ્ય નથી. પરંતુ સહજ પ્રસંગમાં આપને મનમાં જે અયોગ્ય આવતું હોય તે લખવું જોઇયે.

"મારૂં લખવું એમ નથી જે શાસ્ત્રીજી ફરમાવે છે તે વગર પાયાનું છે; તેમ જ વડિલ ગગાભાઇના સ્મરણમાં એક વાક્ય પણ અશાસ્ત્રીય છે. જે શાસ્ત્રપ્રમાણ છે તે જ તે સાહબોનો સિદ્ધાન્ત છે. તેમાં હું અક્ષરે અક્ષર મળતો છું. વાંધો લેવા ચહાતો નથી. પરંતુ એક વાતે અભિનિવેશ કરી બેસવામાં શાસ્ત્ર આશ્રય આપે નહિ એમ તો લાગે છે.

"સાધન વિના સિદ્ધ થવાતું નથી, એ વાત પ્રસિદ્ધ જ છે, એટલે સાધન હોવાં જ જોઇયે. પૂર્વજન્મસંબન્ધી હોય તેનું ચિહ્ન હાલમાં પ્રત્યક્ષ દેખાવું જોઇયે, એ ખરી વાત છે. પણ પરમહંસાશ્રમ સ્વીકાર વિના અધિકાર નથી.—संन्यस्य श्रवणं कुर्यात्[1]। ઇત્યાદિ શ્રુતિવાક્ય છે. અને તે જ વાક્ય ગ્રહણ કરિયે તે વારે विद्वत्संन्यास[2] પ્રતિપાદન કરનાર વાક્યમાં બાધ આવે કે નહિ ? એ વિચારવું (એમ વચનવિરોધ આવે) તે વારે ઉપરના વાક્યનો અર્થ વ્યવસ્થાએ સમજવો પ્રાપ્ત થાય છે.

"તેમ જ શ્રીમત્શંકરાચાર્યે સ્વામીનું વાક્ય उपदेशसहस्रीમાં ગદ્ય પ્રકરણને વિષે:–परमहंसपरिव्राज्याय ब्रूयात्[3] ઈત્યાદિ છે. તેથી અધિકારી સંન્યાસી હોવો જોઇયે, એમ સ્પષ્ટ સિદ્ધાન્ત થાય છે. माण्डूक्योपनिषद् (कारिका) ભાષ્યના ચતુર્થ પ્રકરણમાં अजे साम्ये तु ये केचिद्[4] ઈત્યાદિ વાક્યનું વ્યાખ્યાન કરતાં (તે જ મહાત્મા) ભાષ્યકારે ये केचिद् નો અર્થ स्त्र्यादयोऽपि લખ્યો છે.

---

૧ સંન્યાસ (સર્વેનો ત્યાગ) કરીને શ્રવણ કરવું જોઇયે.

૨. ગૃહસ્થાશ્રમમાં વિદ્વાન્ થઈ પછી જીવન્મુક્તિનું સુખ ભોગવવા સંન્યાસ કરવો તે. ૩. સંન્યાસીને ઉપદેશ કરવો. ૪. 'જો કોઈ સ્ત્રીઆદિઓ પણ' અજન્મા સમભાવ (પરમાર્થતત્વ) વિષે 'આ તત્વ આમ જ છે' એમ યથાર્થ જાણે તો તે પણ લોક વિષે મહાજ્ઞાની છે.(શ્લોક ૨૨૨).

"(એમ પ્રસંગવશાત્ ઉભયપક્ષનાં વાક્યો છે.) હવે આપ્તવાક્યમાં તો યથાર્થ જ રહેલ છે, પણ આપણી સમજણમાં ફેરફાર છે. **શ્રીભગવદ્ગીતા**ના ત્રયોદશાધ્યાયમાં असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु[1] ઇત્યાદિ શ્લોકના ભાષ્યમાં સરલ રીતિએ વ્યાખ્યાન છે. (પરંતુ) શ્રીશંકરાનન્દસરસ્વતીએ એ જ સ્થલમાં ખેંચીને સંન્યાસીપર અર્થ કરેલો છે. તો એ બેએ પ્રમાણ છે. પરંતુ એમ વ્યવસ્થા લાગે છે કે,—જેમ, જે ઔષધિથી જેને રોગનિવૃત્તિ થઇ, તેની અધિક પ્રશંસા તે કરે. તેમ જ સંન્યાસાશ્રમસમાધિનિષ્ઠ પુરુષો પોતાની અવસ્થામાં જે લખાણ કરે તે વધુ આગ્રહથી જ હોવું જોઇયે. તેમાં આશ્ચર્ય નથી. (પરંતુ) તેથી ગૃહસ્થાશ્રમે જ્ઞાન થવા અસંભવ લાગતો નથી. તે(જ્ઞાન)ની અપ્રતિબદ્ધતા સિદ્ધિસારૂ નિરન્તરાભ્યાસાદિ સાપેક્ષ છે. અને શાસ્ત્રશૈલી પણ ઘણી જગોએ અવિરુદ્ધ છે તેમ લાગે છે.

"અર્જુનને ગીતા બોધ પછી સમગ્ર વ્યવહાર છે. શ્રીરામને વસિષ્ઠજીના બોધાનન્તર પણ પ્રારબ્ધયોગે વ્યવહાર પ્રસિદ્ધ છે. કદિ તે ઈશ્વરકોટિ ગણિયે, તો ચૂડાલાદિ[2] આખ્યાન પણ ઘણાં નીકળી આવે છે. પ્રત્યક્(અન્તરાત્માકાર)વૃત્તિપ્રવાહ અવશ્ય જોઇયે. તે અભ્યાસસાધ્ય છે. અસ્મદાદિને 'રાગાભાસ ન જ માનવો' (અદૃઢરાગ પણ ન જ જોઇયે) એમ જ અભિનિવેશ તે શા કારણથી ધરે. અજ્ઞજન કરતાં (જ્ઞાનીઓને) કેટલેક પ્રકારે વ્યવહારમાં પણ સમજણ પ્રત્યક્ષ સાહાય્ય કરે છે. અમને તો અનુભવસિદ્ધ છે. **પંચદશી**કારે પણ વૈરાગ્યાદિ (=વિરાગ, બોધ અને ઉપરામ) વિભાગ નિઃસંશયાર્થ જ લખેલ છે. 'સંવાદિભ્રમ'[3] ઇત્યાદિથી પણ સ્વાત્મવિચાર સર્વોત્તમ જ લાગે છે. તે જ જે રીતે બને તેમ પોથી

---

૧. નવમો શ્લોક છે. તેમાં ક્ષેત્રજ્ઞનું જ્ઞાન થવાના સાધનમાં શ્રીમત્શંકરાચાર્ય લખે છે કેઃ—પુત્ર, સ્ત્રી, ગૃહ આદિમાં 'અસક્તિ,' નામ સંગનિમિત્ત વિષયમાં પ્રીતિનો અભાવ, અને 'અનભિષ્વંગ' નામ અનન્યભાવનો ત્યાગ, અર્થાત્ પુત્રાદિના સુખદુઃખથી પોતે સુખી દુઃખી માનવું એનો ત્યાગ; ઇષ્ટની કે અનિષ્ટની પ્રાપ્તિ થતાં નિત્ય સમચિત્તતા એ આદિ સાધન કહ્યાં છે તેમાં 'સન્યાસ' કરવો એમ કહ્યું નથી. ૨. યોગવાસિષ્ઠના ૫મ પ્રકરણમાં ચૂડાલાનું આખ્યાન છે. તેમાં તે સ્ત્રીને જ્ઞાન થયું હતું. તેણે તેના સ્વામીને ઉપદેશ કરેલો અને ગૃહસ્થાશ્રમ પણ ચલાવ્યો હતો એવા આશયની વાર્તા છે. ૩. સફલપ્રવૃત્તિજનિકા ભ્રાન્તિ.

વાંચી સમાગમથી કર્ત્તવ્ય જ છે. અને બાકી આ વિધાને નિવૃત્તિ તો પ્રધાન ભૂષણ છે. એ અમારે સ્વીકાર જ છે. એ જ વિનતિ. કૃપા કરી ઉત્તર લખશો. જ્યેષ્ઠ સુદિ ૧૨ રવિ. રાજકોટથી.”

આ લેખક સહ એહનું મૂલ બ્રહ્મવિદ્યા.

એ જ સંવત્ ૧૯૨૮ ના વર્ષમાં કોઈ નીચ વર્ત્તમાનપત્રમાં કોઈ દ્વેષી તેઓની નિન્દા છપાવતો અને તે વેલા તેઓની શરીરપ્રકૃતિ અપિ મન્દા હતી. અને આ લેખકને પણ એકવાર તે નિન્દામાં ભાગ આપેલો હશે તેથી વિષાદિ મન થયે જ્યેષ્ઠ માસમાં લખે છે કેઃ— “સાંભળ્યું છે જે નાટકથી તમારી અમારી જૂઠી વાતો ........માં છાપી હશે. અમે તો બ્રહ્મવિદ્યા વિના સ્વાર્થિક સ્નેહ તમથી રાખ્યો નથી (અને) રાખવો નથી. ઘરના દરિદ્રી છઉં જેથી આ દરબારી કામ ગળે છે. નીકર તેથી પણ ઉદાસ છું.”

સુજ્ઞ ગોકુલજીભાઈનાં પૂર્વોક્ત સૂત્રપ્રાય એ વાક્યો વ્યાખ્યાન યોગ્ય છે. પરં તુ તે યથાવત્ સમજવા તત્સમાનધર્મી હોય તે જ સમર્થ હોવા સંભવ છે. કારણ સ્વહૃદયાનુસાર પરહૃદયને મનુષ્ય વિતર્કી શકે છે. સાધુવૃત્તોને વિપત્તિઓ અસ્થાયિની છે. કોઈ કોઈ પ્રસઙ્ગે, તે વિપત્તિઓ જ સંપત્તિઓની જનની થાય છે; અને અપરિમિત સુખની સાધિકા થાય છે. સુજ્ઞ ગોકુલજીભાઇનાં રા. રા. સામલભાઇપ્રતિનાં તથા આ લેખક પ્રતિનાં પત્રો ઉપરથી સ્પષ્ટ પ્રતીત થશે કે, તેઓના ઉત્તમ સ્નેહભાવને અભિવ્યંજકકર્ત્રી બ્રહ્મવિદ્યા જ હતી. તેઓ રાજ્યકાર્યનો વ્યવહાર વહન કરતા તે પણ પ્રારબ્ધયોગથી યથાપ્રાપ્ત પ્રવાહપતિત કાર્યોનો જ હતો. આવશ્યક નિર્વાહના સ્વતન્ત્ર સાધનની પ્રાપ્તિ થયે તેમાંથી પણ નિવૃત્ત થવા ઉત્સુક હતા. ‘भुंक्ते विष्टिगृहीतवत्’ સંપ્રાપ્તને વિષ્ટિગૃહીતવત્ (વેઠીઆની પેઠે) ભોગવતા. તેમાં તેઓને આસક્તિ ન હતી.

रा. गोकुलजीभाइ विरुद्ध पोलिटिकल एजन्ट क. अॅन्डरसननुं लखाण.

એ વર્ષમાં ગોકુલજીભાઈની શરીરપ્રકૃતિ જ્વરથી બગડી હતી, અને તેમાં વળી, ક. ઍન્ડરસનસાહબના કોપના પ્રયોગ, માત્ર તેઓના ઉપર જ ચાલી શકે એમ હતું તેથી તેઓના ભણી કોપ તાપ પડવા માડ્યો. રા. રા. ગોકુલજીભાઇએ રાજ્યના કલ્યાણ

સારૂ અનેક પ્રસંગે દેખાડેલી સ્વતન્ત્રતા, રા. મંગલજી બુચ સંબન્ધનો પ્રસંગ, અને છેલ્લો પણ સર્વથી પહેલો લાગે એવો મુંબાઈમાં મેળવેલો જય, એ આદિને સારૂ પોલિટિકલના અગ્રકર જેઓ પોતાને ગણતા હતા તેઓએ ધાર્યું કે-એવું કરવું કે, પોલિટિકલ સાહબની ઇચ્છાવિરુદ્ધ થયેથી કેવું કટુફલ થાય છે, એ સર્વ લોક જાણે. થોડા જ સમય ઉપર પોતે સારૂ લખેલું તે કોપમાં પડેથી વિસરી જઈ ક. ઍન્ડરસનસાહબે વાર્ષિક વૃત્તાન્તમાં જૂનાગઢ સંસ્થાનનું અને મુખ્યત્વે રા. ગોકુલજીભાઈનું સરકારમાં ખોટું લખ્યું. એ બીજ નાંખી અન્તે ગોકુલજીભાઇને દૂર કરાવવા એમ મંડાણ હતું. એવો ગોકુલજીભાઈના મનને ભાસ લાગતો હતો. તેમાં પ્રથમ, પોતાની પાસે રહેનાર વકીલ રા. ભાણજીભાઈને ગોકુલજીભાઈનો મનુષ્ય ગણી, તેના ઉપર પોલિટિકલ એજન્ટસાહબે ઘા કર્યો. કોઈ કામમાં અપમાન કર્યું ગણી તેને દૂર કરયા. એથી અસમજુ અને બીકણ લોકમાં ત્રાસ બેશી ગયો, અને તેઓ કહેવા લાગ્યા કે 'ગોકુલજી-ભાઈઉપર અવે ચક્ર ફરે છે.'

---

## प्रकरण. ११.

### सुज्ञ गोकुलजीभाइनुं मुंबइ पधारवुं. नासिकनी यात्रा.

વિ. સંવત્ ૧૯૨૯ ના કાર્તિકમાસમાં વાઈસિરાય લાર્ડ નાર્થબ્રુક (ઉપરાજ) મુંબઇ પધ્ધારવાના હતા. તે ઉપર મુંબઇ પ્રાન્તના દેશીય રાજાઓને મુંબાઈ સરકારનાં આમન્ત્રણ થયાં હતાં. ખુ. નવ્વાબસાહબે પણ પધ્ધારવા હતા, અને ખંભાળા ઉપર 'આલ્ટામાન્ટ' નામે જે મહાલય છે ત્યાં તેઓ ઉતરયા હતા. તેઓનું આખું મણ્ડલ આવ્યું હતું તેમાં રા. ગોકુલજીભાઈ પણ હતા. મહારાણીના પ્રતિનિધિ સંબન્ધમાં જે જે ઉત્સવો થયા તેમાં સંમિલિત રહી, ખુ. નવ્વાબસાહબને પગે વાળો નીકળ્યો હતો તેથી તેઓ તુરત સ્વદેશ ગયા. પરંતુ રા. ગોકુલજીભાઈ પાછળ રહ્યા હતા. અધ્યારીસંબન્ધિ કામકાર્ય પૂરાં થતાં તેઓ તથા રા. સામળદાસ, વિદ્યારામ, અને આ લેખક, નાસિકત્ર્યંબકની યાત્રાએ ગયા. નૈષ્ઠિક ગોકુલજીભાઇએ યથાવિધિ યાત્રા કરી. તે

સમયે પ્રખ્યાત હરિદાસ ત્ર્યંબકબુવા નાસિકમાં આવ્યા હતા. તેઓની કથા અમારા ઉતારામાં કરાવી. ત્ર્યંબકબુવાનું વક્તૃત્વ, બહુશ્રુતત્વ, અનેક વિષયને અને રસને આકારી કરવાની અને ઉત્થિત કરવાની શક્તિ, તેઓનાં સાધનો, એ આદિ મનને બહુ આકર્ષક ગણાતાં. શ્રીરામાયણના, શ્રીમહાભારતના તથા પુરાણના વિષયોની કથામાં તેઓની પ્રવીણતા પ્રખ્યાત હતી. શ્રોતાઓનો બહુ ભાગ સામાન્ય હોવાથી શાસ્ત્રીય વિષય કથામાં ચર્ચવાનો અભ્યાસ હોતો નથી. પ્રાયશઃ શ્રોતાની શકિત અનુસાર વક્તાએ વિષય ચર્ચવા પડે છે. તેથી શાસ્ત્રીય વિષયોમાં બહુ અભ્યાસ રહેતો નથી. રા. ગોકુલજીભાઈ વેદાન્તી છે જાણી તેણે શાસ્ત્રીય વેદાન્ત પ્રસંગ જ ચર્ચો. પરંતુ તે એવી છટાથી છેડ્યો કે સુજ્ઞ ગોકુલજીભાઇ પ્રસન્ન થયા. ત્ર્યંબક બુવાએ મંગલાચરણ કરી પછી ભર્તૃહરિનો શ્લોક ગાયો કેઃ—

> यां चिन्तयामि सततं मयि सा विरक्ता ।
> साऽप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ॥
> अस्मत्कृते च परितुप्यति काचिदन्या ।
> धिक्तां च तं च मदनं च इमां च मां च ॥ २ ॥"

भर्तृहरि. नीति शतकम्.

'જે (સ્રી) ને હું સદા ચિન્તું છું તે સ્રી મારા વિષે વિરક્તા-સ્નેહ વેનાની-છે, તે સ્રી પણ અન્ય પુરુષને ઈચ્છે છે, અને તે પુરુષ પાછો કોઈ બીજી સ્રીમાં આસક્ત છે. અને તે કોઈ બીજી સ્રી મારે સારૂ પરિતોષે છે. (એમ જેના મૂઢતાપ્રદ પ્રતાપે કરી સર્વ વિપરીત થાયછે તે) મદનને (કામદેવને), તે સ્રીને, તે પુરુષને, આ સ્રીને, અને મને, ધિક્કાર છે.' એ સંબન્ધમાં એક લોકવાર્તા[1] પ્રચલિત છે.

---

૧. કોઈ મહાજને એક સુંદર મધુર ગુણવાન્ ફલ ભર્તૃહરિરાજાને આપ્યું. રાજા પોતાની પટરાણીમાં પ્રીતિમાન્ હોવાથી તે ફલ તેને ખાવા આપ્યું. તે સ્રી એક અન્ય રાજસેવક ઉપર આસક્તા હતી તેને તે સ્રીએ તે ફલ ખાવા આપ્યું, તે સેવક-પાછો કોઈ અન્ય સ્રીમાં આસક્ત હતો, તેથી તે સેવકે તે ફલ તે બીજીસ્રીને આપ્યું. તે સ્રી વિચારવાલી હતી તેણે વિચાર્યું કે, એવું ઉત્તમ ફલ તો રાજાને જ યોગ્ય છે. તેથી તે ફલ લઈ મહારાજશ્રી ભર્તૃહરિ સમીપ

એ શ્લોકનું બહુ સુન્દર વ્યાખ્યાન નીતિ શૃંગાર તથા વૈરાગ્યશતકો સહ સંબન્ધ કરીને કરશું હતું. અને પશ્ચાત્ વેદાન્તવિષય વિસ્તાર્યો હતો. એમાં ચતુર્થ ચરણમાં 'मदनं च इमां च मां च' એ સ્થાને च અને इ નો સન્ધિ નથી કર્યો તેનુ કારણ ત્ર્યંબક બુવાએ બહુ યુક્તિપૂર્વક કહ્યું કેઃ—ભર્તૃહરિને વિરાગ થયો તે પછી સંસારમાં રાગ-સન્ધિ-થવાનો જ નથી એ સૂચવવા તહિં સન્ધિ પ્રાપ્ત સતે કર્યો નથી.

सुज्ञ गोकुलजीभाइना सात्त्विक गुणनुं सौन्दर्य.

પછી ત્ર્યંબકેશ્વરની યાત્રા સારૂ ગયા. યાત્રા પરિપૂર્ણ થયે નાસિક ભણી પાછા વળ્યા. સુજ્ઞ ગોકુલજીભાઇ, સામલભાઈ અને આ લેખક એક 'તાંગા' નામે વાહનમાં હતા. માર્ગમાં અનેક પ્રસંગ ઉપર ચર્ચા ચાલતી. સુજ્ઞ ગોકુલજીભાઇને अध्यात्मरामायणના ઉત્તરકાણ્ડના પંચમ સર્ગથી આરંભાતી रामगीता કણ્ઠસ્થા હતી; અને ભોજન સમયે તેનો તેઓ પાઠ કરતા. તે रामगीता સાર્થક વિવરણ[1] સહિત અમને શ્રવણ કરાવી. જગન્મંગલ રઘૂત્તમ ભૂપાલભૂષણ મહાત્મા રામે પોતાના કનિષ્ઠ બાન્ધવ લક્ષ્મણને જેમ અતિ પ્રેમથી રહસ્યવિજ્ઞાનનો ઉપદેશ તેમાં કર્યો છે, તે જ પ્રકારે જાણે તેઓ અમને ઉપદેશ કરતા હોય એવું અમને પ્રતીત થતું હતું. જ્ઞાનચર્ચા સમયે તેઓની સાત્ત્વિકબુદ્ધિવૃત્તિ અનુપમા અને અનુકરણીયા થતી હતી. એક પણ્ડિત અન્યોક્તિએ કહે છે કેઃ—

"केचित्प्रवालमिव रागभृतः स्वयं स्युः
केचिच्च चूर्णकणवत्पररागयुक्ताः ।
कश्मीरजातमिव सौरभरागयुक्ता
धन्याः पुनः स्वपररंजनतां भजन्ति" ॥

'કેટલાક જનો પ્રવાલની પેઠે પોતે લાલચોળ રંગવાળા હોય છે, પણ તે રંગે બીજાને રંગવું હોય તો તે બની શકતું નથી; કેટલાક છે તે પોતે તો ચુના જેવા ધોળા (રંગ વિનાના) હોય છે,

ગઈ. તેને એ ફલ તે સ્ત્રી પાસે જોઈ અતિ આશ્ચર્ય લાગ્યું. પૃચ્છા કરતાં ઉપર પ્રમાણે જણાયું. તેથી આ નિઃસાર સંસાર ઉપર રાજાને તિરસ્કાર થયો. અને ઉપરનો શ્લોક કહી વિરક્ત થયો.

૧ સાધારણ અર્થ અને ગૂઢાર્થ અથવા અન્તર્ભૂત અર્થને ટીકાસહિત યાત્રાબ્લ્યો કરવો તે.

પણ હલદર કે કોઈ એવા જ બીજા પદાર્થના રંગથી રંગાય છે; એમ કેટલાક માત્ર સ્વરંગી અને કેટલાક માત્ર પરરંગી હોય છે. પરંતુ કેશર સમ સુગન્ધ અને રંગ એ ઉભય ગુણથી પોતે યુક્ત અને વળી બીજાને પણ રંગ અને સુગન્ધ આપે એવા સ્વપરરંજનતાને ભજતા-ભોગવતા-કર્તા-તે ધન્ય છે.'

વિધિકરસ સુજ્ઞ ગોકુલજીભાઈ જ્ઞાનસંબન્ધમાં કેશરસમ સ્વ-પરરંજક અને સ્વગુણાર્પક હતા. પોતે જ્ઞાનના રંગ અને સુગન્ધયુક્ત હતા, અને બીજાં પાત્રોને પણ તેવાં કરવા સમર્થ હતા. જ્ઞાનવિષયમાં ગોકુલજીભાઈનાં સારતા અને સૌંદર્ય મનોહર હતાં. સાત્વિક અન્તઃકરણમાંથી નિકળી સામાનાં તેવાં અન્તઃકરણને સ્નેહદ્વારા તે વિજ્ઞાન એવું સિંચતું કે તેથી પુષ્ટિ, તુષ્ટિ મળ્યા વિના રહે જ નહિ.

### मि. पील पोलिटिकल एजन्ट स्थाने.

કર્નલ ઍન્ડરસન પછી તુરત ૧૪ માસની રજા ઉપર ગયા. અને તેઓના સ્થાનકે મિ. જે. બી. પીલસાહબ નિયોજાયા. તેઓ, સમર્થ, સ્વતન્ત્ર, સત્યવાદી, પ્રામાણિક અને સમજુ ગૃહસ્થો ઉપર મમતાવાન્ હતા. ક. કીટિંજની પેઠે તેઓએ પણ સારા ગૃહસ્થો સાથે જ પરિચય રાખ્યો. પ્રપંચી, અદેખાં માણસો પોતાની મેળે મોળાં પડી ગયાં. અખિલ સૌરાષ્ટ્રપ્રાન્તમાં સમાધાનનો આરંભ થઈ વિશ્રાન્તિ મળવા માડી. કેટલાક રાજપ્રસંગી વિષયોનો નિકાલ કરવા અને કેટલીક જાણ મેળવવા મુખ્ય કારભારીઓને તેઓએ રાજકોટ બોલાવ્યા. તેમાં રા. રા. ગોકુલજી-ભાઈ અને ગૌરીશંકરજી પુનઃ અગ્રેસર ગણાવા માડ્યા. એ સંબન્ધમાં રા. રા. ગૌરીશંકરજી લખે છે કેઃ—

"સંવત્ ૧૯૨૯ માં મે. પીલસાહબ પોલિટિકલ એજન્ટ થઇને આવ્યા. તે વેળા પોલિસના બંદુબસ્ત વગેરે બાબતનું નક્કી કરવા સારૂ સહુને બોલાવતાં એકઠા થએલા હતા. તે સમયે પણ ઘણી મુદત સાથે રહેવું થયું હતું. અને એ કામો પણ અમારી બંનેની સલાહથી પાર પડ્યાં હતાં."

### सुज्ञ गोकुलजीभाइ अने रा. रा. गौरीशंकरजी.

એ વેલા રા. રા. ગૌરીશંકરજી વેદાન્તનું કોઇએક સુન્દર સંસ્કૃત પુસ્તક સાથે લાવ્યા હતા. સુજ્ઞ ગોકુલજીભાઇના મુખથી તેનું શ્રવણ

કરવા તેઓની ઇચ્છા હતી. તે પ્રમાણે થતું. વયોવૃદ્ધ ગૌરીશંકરજી ઉપર સુજ્ઞ ગોકુલજીભાઈ પોતાના વડિલ જેવો ભાવ રાખી આદર-સત્કાર દેતા. તેમ કૃપાલુ ગગાભાઈ પણ તેઓના ઉપર બહુસ્નેહ-મમતા રાખતા; એટલું જ નહિ કિન્તુ ગોકુલજીભાઇની જ્ઞાનસમૃદ્ધિને લીધે પૂજ્યબુદ્ધિ પણ રાખતા. રાજકોટમાંથી છૂટા પડતાં પૂર્વે ગૌરીશંકરજી પાસે ગોકુલજીભાઈ આજ્ઞા માગવા ગયા. તે વેલા કૃપાલુ ગગાભાઇએ ગોકુલજીભાઈના જ્ઞાનની બહુપ્રશંસા કરી અને વિયોગપ્રસંગને લીધે ગદ્ગદ્કંઠ થયા. પછી નીચે નમી પ્રણામ કરવા. ગોકુલજીભાઇને એ કૃપાલુ ગગાભાઇની ક્રિયા વિપરીતા લાગી અને પોતે લજ્જાવાન્ થઇ વિનતિ કરી કેઃ—'આપની તો મહત્તા છે જ, પરંતુ એમ થયે પ્રત્યવાય[1] માની મારૂં મન સંકોચાઈ પોતાને દૂષિત ગણે. આપની કૃપાદૃષ્ટિ અને આશીર્વાદમાં જ અમારૂં કલ્યાણ છે.' ઇત્યાદિ. ગગાભાઇએ ઉત્તર દીધું કેઃ—'આપ જ્ઞાનવૃદ્ધ છો, તેથી ગુરુપદ પાત્ર છો.' ઇત્યાદિ.

એ જ સંવત્ ૧૯૨૯ ના ફાલ્ગુનમાસમાં અનાયાસે આ લેખકના વર્ષાશનમાં સુરાષ્ટ્રરાજ્યમણ્ડલે અન્યા વૃદ્ધિ કરી આપી અને તે સાથે સારૂં પારિતોષિક પણ આપ્યું.

પ્રથમથી જ સ્વતઃ તો નિવૃત્તિ ઇચ્છતા હતા. તેમાં કર્નલ કીટિંજના ગયા પછી તો રા. ગોકુલજીભાઈ જંપીને બેશી શકયા જ નહિ. રાજસંબન્ધિની અનેક પીડાઓ અચિન્તિતા ઉભી થવા લાગી; તેમાં પોલિટિકલ એજન્ટનો વિરુદ્ધ ભાવ. એઆદિ કારણોથી પોતે રાજપ્રસંગથી દૂર થવા અધિક ઇચ્છતા હતા. મિ. પીલ સાહબ આવતાં જ તેઓની મમતા ગોકુલજીઉપર બહી દેખાઇ; તેથી સર્વેએ મળીને તેઓનો રાજ્યકારભારથી નિવૃત્ત થવાનો વિચાર ફેરવ્યો. તો પણ કેટલાંક કારણથી તેઓનું મન વ્યવહારદશા વિષે ઉદ્વેગમાં રહેતું; તેથી તેઓનો આશય પ્રતિષ્ઠા સહિત રાજકાર્યથી મુક્ત થવા ઉપર વિશેષ રહેતો. ફાલ્ગુન વદિ ૬ ના પત્રમાં લખે છે કેઃ—

રા. રા. ગોકુલજીભાઇનો પત્ર.

"આપ પધાર્યા પછે એકે પત્ર નથી એ તાજુબ છે. આજ ભાણુજીઉપરના પત્રથી એમ જાણ્યું જે આપ નડિયાદ છો, અને

---

૧ એઈએ તેથી ઉલટો માર્ગ, દોષ.

ભાવનગર વધુ રોકાણા. અસ્તુ. આપના ૨ દિત આશયથી અમે એટલું જ ચાહયે છિયે જે અમે આખરશીકે નિવૃત્તિ પામિયે...

"હું ભાવનગર, તમે ગોંડલ ઠરોછો. એવી વાત (નો) સાલેભાઇએ અંદેશો લીધેલ તેનું નિરાકરણ કરવું છે. ..............

"પણ તમારી મરજી અમને કામમાં રાખવાની છે તો ... બે શક્તિમાન્ ગૃહસ્થોનું નકી કરી (તેઓને) મોકલજો, નીકર લાજશીકે રાજીનામાની સલાહ લખજો. એજ વિનતિ ........."

તેઓ સારા ગૃહસ્થોનો ઉપયોગ અને મૂલ્ય કેવું સમજતા હતા તે, તેવા ગૃહસ્થો જૂનાગઢ રાજ્યમાં મોકલવા તેઓ વારંવાર લખે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે. સજ્જનોના ઉપર તેઓનો અન્તઃકરણથી કેવો ઉચ્ચ ભાવ રહેતો તે સંબન્ધમાં આ લેખકના સમક્ષ પ્રસંગોપાત્ત વાર્તાઓ થતી તે તો બોધ લેવા યોગ્ય બહુ વધારે થતી.

"(રાજકોટ, સં. ૧૯૨૯) ફાલ્ગુન વદિ ૮.

રા૰ મનસુખરામભાઈ.

"આપનો કૃપાપત્ર ભાવનગરથી લખેલ જૂનાગઢ ગઈ કાલ રોજ પહોતો. આપને (ભાવનગરમાં) વધુ રોકત થઈ, (અને) તે અમારી પાસે રોકત થવા ખુશી નોતી અને ત્યાં ગયા. તે એમ જ થવું ઘટિત હતું. ભાઈ સામલભાઇની જાત દુર્લભ જ છે. આપણે તેનો સંતોષ પત્રે લખવાથી બને તેમ નથી. પણ તેના વધુ સહવાસથી ઇર્ષ્યાવાળા લોકોએ અમને ભાવનગર ખાતે રહેવાનો નિશ્ચય માનેલ. આપણે તો સ્વપ્ને પણ એવી વાત હતી નહિ. ... ...

"માણસ ૧ ન્યાયસારૂ, ૧ રેવિન્યુસારૂ, અને ૧ પોલીસસારૂ જોઇશે. તે જેમ બને તેમ ગોતશોધ જલદી કરશો ............

"ફરી એકવાર (પીલ) સાહબને મળ્યો. તે સારા ગૃહસ્થ છે એટલે કોઇનો દોષ જોતા નથી.

"વોડહાઉસસાહબને બે ત્રણ વાર મળ્યો. તે પણ સારા લાગે છે. હાલ પૂરી સમાધાની છે. ..............વિ૰ ગોકુલજીના ન."

શ્રી

"રા. રા. પરમસ્નેહી ભાઈ મનઃસુખરામ સૂર્યરામ.

શ્રીમુંબઈ.

"શ્રીજીર્ણગઢથી વિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના નમસ્કાર. અત્ર કુશલ છે. આપનું કુશલ નિરન્તર લખવું. વિશેષ ખુદાવંદ પાટવી કુમારસાહબની શાદી મુબારકના શુભ સમારંભ ઉપર આપને અહિં આવવા કંકોતરી લખાતાં તે આવશે. સિવાય અમારે લખવાનું કે એ મુબારક શાદીમાં આપે સકુટુંબ આવવા અમારા સાથે વચનથી આપ બંધાયલા છો; તે પ્રમાણે રાખી જરૂર પધારવું જોઇયે. રા. માધવરામભાઇ પોતે આવી શકે તો તેઓનાં દર્શનની વધુ ઉત્કંઠા છે. કદાપિ તમે આવો અને તેઓથી ન જ નીકળી શકાય તો તેઓના ચિરંજીવને સાથે લઈ આપે તો સકુટુંબ અવશ્ય આવવું. શાદીનો મેળાવડો બહુ જોવાયોગ્ય બનવાનો, તેમાં આપ પ્રિયમિત્રનો મેળાપ થાશે એ વધુ લાભ છે. અહિં સહુ સરકારી મણ્ડલ આપના આવવાથી અતિ ખુશી થાશે. અને તે સર્વનો પણ તેમ જ આગ્રહ છે. શાદીનું શુભમુહૂર્ત્ત વૈશાખ વદિ ૧૧ ગુરુનું છે. તે મુદત હવે સમીપ છે તો આવવાની તક જાળી આ પત્ર વાંચી જેમ બને તેમ આ તરફ તૈયારી રાખવી. એ જ વિનતિ.સં. ૧૯૨૯ ના ચૈત્ર વદિ ૫, ગુરુવાર. વિ. ગોકુલજીના ન."

जुनागढना युवराज बापुमियांसाहबना विवाह.

ઉપરના પત્રમાંની ઇચ્છાનુસાર આ લેખક એ વિવાહના શુભ પ્રસંગઉપર જૂનેગઢ ગયો હતો. પત્રમાંની સૂચનાપ્રમાણે ચિ. ગોવર્ધનરામ વિદ્યમાન માધવરામને પણ સાથે લીધેલ.

રા. ગોકુલજીભાઇએ પોતાના શયનગૃહમાં અમને ઉતારો આપ્યો હતો. અને બહુ ભાવથી અમારી સંભાળ રાખતા. સુજ્ઞ ગોકુલજીભાઈ આત્મપુરાણ વાચતા તે સાંભળવા જે શ્રોતાઓ આવતા તેઓએ *આ લેખકને મઝાતાં કહેવા માંડ્યું કે,–ગોકુલજીભાઈ* જેવા તમારૂં નામ મુખમાંથી મૂકતા નથી એ તે શું છે,' ? ઇત્યાદિ. આત્મપ્રશંસા સર્વને પ્રિય હોય છે. એ એક મનનો વિકાર અને દુર્બલતા છે એ ખરૂં, પરંતુ બીજા વિકારો કરતાં એ ઉપયોગી અને સારાં છે. અનેક લોકોના મુખથી પૃ... 'ગ્રમાઈના

ભાવનાં અને મમતાનાં દર્શક એવાં કથન સાંભળી મનમાં ગોકુલજીભાઇના ઉપકારનો ભાર વધે એમાં શો સંદેહ! સુજ્ઞ ગોકુલજીભાઇએ પોતાના કનિષ્ઠ બાન્ધવવત્ ગણી આ લેખકનું જેવું અપ્રેરિત હિત કરયું છે, તેવું અનુભવીને, સન્તોષાનન્દ પામવાનો અવસર વિરલને જ આવતો હશે.

### रा. रा. गोकुलजीभाइना पिता अने कुटुम्ब.

તત્ત્વદૃષ્ટિ ગોકુલજીભાઈ જેવા પુત્રની શુભસન્તતિ જેને એવા સંપત્તિરામજીની સાથે એ પ્રસંગે આ લેખકને સારો સમાગમ થતો. વૃદ્ધોની મર્યાદામાં પિતાપુત્રને સંભાષણ કરવાનો પરિચય પૂર્વે ન થયેલો, તેમનું તેમ જ પછી ચાલતું રહેલું. તેથી રા. સંપત્તિરામને અને ગોકુલજીભાઇને પરસ્પર બહુ થોડું જ બોલવું થતું. સંપત્તિરામજીના વિચારમાં અને ગોકુલજીભાઈના વિચારમાં બહુ અન્તર પડયું હતું. શ્રુ. સંપત્તિરામ ધારતા કે આગળના કારભારીઓ પોતાના સંબન્ધિઓને મ્હોટા મ્હોટા અધિકાર આપી બહુ બલવાન્ કરતા. ગોકુલજી તો તેથી વિરુદ્ધ માર્ગે જ ચાલે છે. કારભારનો ભાર માથે છે અને તેનો લાભ કે સુખ તો કંઈ ભોગવતા જ નથી, એમ ધારી પોતે અસન્તોષ રાખતા. આ લેખક ઉપર ગોકુલજીભાઇનો ભાવ અને વિશ્વાસ છે એમ માની તેદ્વારા તેઓને બોધ કરવા ઇચ્છતા હતા. પરંતુ પોતે અતિ નૈષ્ઠિક હતા તેથી દેવાર્ચનમાં બહુ જ સમય જતો એટલે તે વાર્તા કરવાનો પ્રસંગ આવતાં બહુ દિવસ વીતિ ગયા. અન્તે જવાના થોડા દિવસ પહેલાં વાર્તા કરી સન્તોષિત થયા.

એ અવસરે આ લેખકને સુજ્ઞ ગોકુલજીભાઇના કુટુંબમાં બહુ દિવસ રહેવું થયું. તે કુટુંબજનોએ પણ સ્નેહમમતાથી એવું સારૂં આગતસ્વાગત કરયું કે તે વિસરાય નહિ. ગૃહસ્થની સાંસારિકી શોભાનો આધાર કુટુંબ ઉપર અધિક રહે છે. જે ગૃહસ્થને સ્ત્રીઆદિ કુટુંબ પણ યોગ્ય હોય છે તેના પ્રાપઞ્ચિક સુખનો પાર રહેતો નથી. 'गृहिणी गृहमुच्यते' એ યથાર્થ છે. તેઓની પ્રજામાંથી સૌભાગ્યવતી સૂર્યબ્હેન ઉપર ગોકુલજીભાઇની વિશેષ મમતા દેખાતી. કારણ તેઓ સારૂં ભણેલાં અને સમજુ

સુજ્ઞ ગોકુલજીભાઈનું પત્ર.

"(રાજકોટ); અષાઢ વદિ ૧ ભૃગુ.

" રા. મનઃસુખરામજી.

"આપનાં પત્ર ૨ પુગ્યાં..........................................આપે અમૃતવચન લખવા લખ્યું, તે મૂળ પિશ્રાણુ આપણું એ ઉપરથી છે. દૈવયોગે બીજા ઉપાધિ વૃત્તિમાં અન્તરાય લાવી, બીજો વ્યવહાર વધે છે, એ એક જાતનું દુરિત છે—એ ખરી વાત. પરંતુ તેથી નિશ્ચયને હાનિ નથી. માત્ર જોઇયે તેવો નિવૃત્તિજન્ય સુખ ભોગ નથી બનતો એ જ પાપનો અન્તરાય. તથાપિ એ અન્તરાય, નિશ્ચય દૃઢ હોય તો, અકિઞ્ચિત્કર છે. તે ઉપર પંચદશી વાક્યઃ—

"य एवमतिशूरेण बोधेन न वियुज्यते ।
प्रवृत्त्या वा निवृत्त्या वा देहादिगतयाऽस्य किम्[1] ॥"

"સાર એ છે જે અભ્યાસ વિચાર ચાલતો રાખવો અવશ્ય છે. ૬૦ ઘડીમાં ૨ ઘડી એ વિચાર જરૂર રહેવો જોઇયે. અભ્યાસ વિના મનની તાજગી ન રહે, એ જ અમારો નિશ્ચય છે, અને આપને વિનંતિ છે. હરેક વાત અભ્યાસથી વધે છે. તેમ જ સ્વરૂપ વિચારનો, દૃઢ અપરોક્ષપર્યન્ત અવધિ છે, તે સારૂ નિત્યાભ્યાસ અપેક્ષિત છે. આ પ્રસંગમાં સન્દેહ રહે તે લખશો.

વિ. ગોકુલજીના.ન."

ક. ઍન્ડરસનસાહએ પોતાના ગયા વર્ષના મુંબઈ સરકારમાં મોકલવાના વૃત્તાન્તમાં જૂનાગઢના રાજ્ય વિરુદ્ધ લખ્યું હતું. મિ. પીલસાહબે તે વિષે પ્રમાણ જોતાં તેઓને તેમ ન લાગ્યું તેથી એ વર્ષમાં સુરાષ્ટ્રરાજ્ય વિષે સારૂ લખવામાં આવ્યું. તે

[1] તૃપ્તિદીપ નામે સપ્તમ પ્રકરણનો ૨૮૩ મો શ્લોક છેઃ—પ્રસંગ આમ છે કે,—અજ્ઞાનને અને તેનાં કાર્યને બોધે મારી નાખ્યાં, પછી તે શબરૂપે દેખાય તેથી બોધરૂપ રાજાને ભય નથી, એટલું જ નહિ કિન્તુ તે અજ્ઞાનનું નિર્જીવ શરીર દેખતાં તે બોધની કીર્ત્તિ થાય છે. " જે પુરુષ એમ અતિ શૂરબોધથી વિયોગ નથી પામતો એવા પુરુષને દેહાદિગતા પ્રવૃત્તિએ કરી અથવા નિવૃત્તિએ કરી શું થનાર છે ?" અર્થાત્ જેને દૃઢ બોધ છે તેને પછી દેહના ઉપાધિ બાધ કરી શકતા નથી.

મુંબઈસરકારમાં આવતાં સેક્રેટરી મિ૦ સી. ગોન આદિ એક બે મુખ્ય અધિકારી સાથે, નરતા સારા લખાણુ વેલા બે વાર, આ લેખકને વાર્તા થઈ હતી. તેઓ કહે કે,–'અમારા પ્રતિનિધિઓ લખે તે માનવાની અમને અગત્ય પડે છે, અને તેથી કોઈવાર અન્યાય થાય છે, એ અમે પાછલથી જોઈએ છિયે પણ નિરુપાયછિયે.'

### शुभसन्तति संपत्तिरामनी सद्गति.

એ જ સં. ૧૯૨૯ ના વર્ષના અન્તમાં શુભસન્તતિ સંપત્તિરામ કૈલાસવાસી થયા તે વેલાના એક પત્રમાં કુલપાવન સુપુત્ર ગોકુલજીભાઈ લખે છે કે.—

"હાલમાં અમારા તીર્થરૂપ વડીલ કૈલાસવાસી થતાં તેમની ઉત્તરક્રિયા વગેરે કામમાં અમે પ્રવૃત્તિમાં છું જેથી આપના તરફ પત્ર સમાચાર લખવામાં પુગી શકાતું નથી.

"સં. ૧૯૨૯ ના આસ્વિન સુદિ ૧૩."

પોતાના તીર્થરૂપની ઔર્ધ્વદેહિકક્રિયા યથાવિધિ સાંગોપાંગ કરી બ્રાહ્મણભોજનાદિ તૃપ્તિપર્યન્ત કરાવ્યું, અને પિતા ભાગ્યશાલી થઈ ગયા એમ સર્વના મુખથી નિકળ્યું.

### रा. रा. गोकुलजीभाइना कार्यभारने आघात.

રા. ગોકુલજીભાઈને જ્યોતિઃશાસ્ત્રના ફલાદેશઉપર પણ કંઈક વિશ્વાસ હતો એ આપણે પ્રથમ જાણ્યું છે. તેઓને અને આ લેખકને પરિચય વધવા માડ્યો તેવામાં, સં. ૧૯૩૦ ના વર્ષપૂર્વે બહુ વર્ષે આગળથી, તેઓએ કહ્યું હતું કેઃ—'અમારે ચઉદ વર્ષે સુધી કારભાર કરવાનો છે. આપણુ વ્યાવહારિક સ્નેહનું ફલ અમે એટલું જ ઇચ્છિયે છિયે કે તે કાલે અમારી સહાયતામાં રહી અમને કોઈ રીતિથી બાધ ન આવે એમ કરવું. ચઉદ વર્ષને ઠેકાણે તેર વર્ષે મન્દશકુન થવા માડ્યા. ક. એન્ડરસનસાહબ રજા ઉપરથી પાછા આવ્યા. તેઓના કાનમાં અનેક પ્રકારનું વિષ નીચલોકોએ રેડ્યું. ગોકુલજીભાઈ ઉપર તેઓનો ક્રોધાગ્નિ પ્રદીપ્ત થવા માડ્યો. રા.ગોકુલજીભાઈનામાં તમોગુણ કવચિત્ જ આવતો, અને તે પણ ક્ષણિક જ રહેતો, તો પણ તે આવતો તે વેલા પૂરા વેગથી આવતો. તે કાલેગમે તેવાં શબ્દબાણો છૂટી જતાં. એમ થયેથી આપણી પોતા-

ની જ અસાવધાનતાથી પોતાને હાનિ વેઠવી પડે છે, અને પોતે જ પોતાના ક્લેશનું કારણ થઈ પડિયે છિયે. રા. ગોકુલજીભાઈ અને તેઓના રાજસહાયકો વચ્ચે અન્તર પડે એવી વાર્ત્તાઓ કેટલાંક અલ્પદૃષ્ટિ મનુષ્યોએ તેઓને કહેવા માડી હતી. ગોકુલજીભાઈનામાં કેટલાક કારણથી નિર્બલતા વધી હતી અને પ્રસંગ પણ એવા આવતા દેખાયા કે તેવું કહેનારનું ખરૂં માનવું પડે. એઆદિ યોગાયોગને લીધે રાજમણ્ડલમાં પણ ત્રુટ પડવા માડી. પ્રથમ સમજુ રાજવર્ગી અને સંબન્ધીઓમાં અવિશ્વાસ અને શંકા બહુકરી થતાં નથી. પણ તે થવા માડેછે, અને તેમાં તત્કાલ ઉભયના વિશ્વાસપાત્ર અને સમજુ સમાધાન કરાવનાર વચ્ચે નથી મળી શકતા, તો તેમાંથી એવી ત્રુટ પડે છે કે તે ફરી સંધાતી જ નથી. અને અન્તે ઉભય પક્ષને હાનિ થાય છે.

'मन मोती ने काचने रंच न लागे रेण.'

એ ખરેખરૂં છે. એક વેલા ત્રુટયું તો પછી તે સંધાવું દુર્ઘટ છે. ઉપરનાં અને બીજાં અનેક કારણથી રા. ગોકુલજીભાઈનો કારભાર ડગમગવા માડ્યો. તેઓ ગ્રહયોગ માનતા હતા. તેમાં સ્પષ્ટ હતું કે કારભારને ધક્કો લાગે. એ વાર્ત્તા પોતે બહુ વર્ષથી જાણતા હતા તે છતાં, તે કાલ આવ્યો ત્યારે, જ્યારે તેઓનામાં તમોગુણનો આવેશ આવતો ત્યારે ઓછો મનસ્તાપ ન દેખાતો. કોઈકોઈવાર પ્રકૃતિની વિકૃતિ વિસ્મય લાગે એવી જણાતી. એમ થયેથી તે ભાવિને પુષ્ટિ મળી ઉલટી હાનિ થાય છે.

રાજનીતિજ્ઞ चाणाक्य વદે છે કેઃ—

"तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता॥"

'જેવું ભવિષ્યમાં થવાનું હોય છે તેવી બુદ્ધિ થાય છે, વ્યવસાય પણ તેવો જ થાય છે, અને સહાયો તેવાજ થાય છે. એ યથાર્થ છે.'

સત્યના ઉપર વિશ્વાસ રાખનાર, સ્વચ્છ અન્તઃકરણના અને તે દેશકાલને અયોગ્ય પણ સામાન્ય રીતિએ સ્પષ્ટ અને સ્વતન્ત્ર ગણાય

એવાં વાક્ય કહેનાર સરલ રા. ગોકુલજીભાઇનો કારભાર દોલાયમાન થઇ તેનું પતન થાય એવી વેલા સમીપ આવવા માડી. ચાડિયાલોકોએ કર્નલ અન્ડરસનને એવા ભ્રમાવ્યા કે ગોકુલજીભાઇને કારભારથી દૂર કરાવવા તેઓએ સંકલ્પ કર્યો. એ સંબન્ધમાં અનેકવાર્તાઓ ઉડવા માડી. સુજ્ઞ ગોકુલજીભાઈ તો કહેતા કેઃ'—હું અજાતશત્રુ[1] છું'. તોપણ સદ્દગુણી દુર્ગુણીને સહજ વેર હોય છે. ગોકુલજીભાઇને શત્રુરૂપે દેખનાર લોકોએ તેઓના દોષો ખોળવા માડ્યા. પરંતુ તેઓના સદ્દગુણે એવી અણિની વેલાએ પણ તેઓની એવી રક્ષા કરી કે કોઇનું કઇં ચાલ્યું નહિ. કર્નલ અન્ડર્સનના દક્ષિણકર રા. રા. કૃષ્ણાજી લક્ષમણ નુલકર ગણાતા તે બહુ શક્તિમાન્ અને બુદ્ધિમાન્ હતા. તે સાથે રાગદ્વેષી પણ તેવા જ ગણાતા. તેઓ વિપક્ષમાં, પ્રથમથી જ હતા તેથી તેઓનું વૈમનસ્ય હતું. તેમાં, એ સન્ધિમાં વૃદ્ધિ થવા કારણ મળ્યું. રા. ભગવાનલાલ ઇન્દ્રજી અને અમુક ગૃહસ્થને જૂનાગઢ રાજ્ય ભણીથી એક સારા કૃત્યમાં નાણાંનો આશ્રય અપાતો હતો. તે જેટલાં વર્ષની બન્ધીથી આપ્યો હતો તે સમય પૂરો થવાથી રા. કૃષ્ણાજીએ તે ચાલતો રાખવા સૂચન કર્યું. જૂનાગઢમાં તે માન્ય ન રહ્યું. તેનો દોષારોપ રા. રા. ગોકુલજીભાઈ ઉપર સ્વાર્થીઓએ મૂકાવી રા. કૃષ્ણાજીને અધિક ઉશ્કેરી મૂક્યા. પોલિટિકલ તેઓના તન્ત્રમાં અને પોતે અધિકારી અને કુટિલરાજનીતિમાં કુશલ ગણાતા. તેઓનો કોપ રા. રા. ગોકુલજીભાઈ પ્રતિ છે, એ વાર્તા પ્રસિદ્ધ થતાં સર્વ લોક ભય પામી રા. રા. ગોકુલજીભાઇથી દૂર રહેવા માડ્યા. અને તેઓના વિપક્ષીઓનું બલ વધતું ગણાવા લાગ્યું. રા. રા. ગોકુલજીને પિંડે અપરાધી ઠરાવવા એ કામના તો અસાધ્યા જ જણાઈ. પરંતુ તેઓના સંબન્ધથી રાજ્યને હાનિ થવાનો સંભવ દેખાવા માડ્યો. પોતાના નિમિત્તે કરી રાજ્યને કોઇ પ્રકારે પણ અલાભ થાય એ કરતાં પોતે દૂર થવું એ સારૂં એમ તેઓ ઈચ્છતા અને તેના માર્ગ શોધતા. સામા પક્ષવાળાનો પ્રયત્ન એમ હતો કે કોઇ પ્રકારે દૂષિત થઈ રા. ગોકુલજીભાઈ નીકળે તો સારૂં કે પછી ભવિષ્યત્‌માં પણ નિષ્કંટક થવાય. તે તાણખેંચ અને યુક્તિઓ ચાલતી હતી. વચ્ચે સમાધાન કરાવવાની વાતો પણ ચાલવા માડી. રા. ગોકુલજીભાઇને જૂનાગઢમાં માત્ર

---

૧ જેનો શત્રુ જન્મ્યો નથી એવો.

મુસલમીન વર્ગ ઉપર જ વિશ્વાસ રહ્યો હતો. તેમાં પણ જ. સાલેહહિંદીની સત્યતા, વચનપાલકતા અને દૃઢતા ઉપર તેઓને બહુ વિશ્વાસ હતો.

એ વર્ષના પૌષમાસમાં પાટવીકુમાર બાપુમીયાંસાહબ આ દેશમાં પ્રવાસ કરવા નીકળ્યા. તેઓની સાથે શાન્ત પ્રકૃતિના કર્નલ લેસ્ટસાહબ અને વિશ્વાસપાત્ર સાલેહભાઈ તથા શેઠ ઈસમાલ પણ ગયા હતા. એટલે રા. રા. ગોકુલજીભાઇના આશ્રયકારી અને સમાધાન કરાવનાર કોઇ સમીપ ન હતા, તેમ તુરતમાં તેઓનાથી કાર્યભાર જેવા સ્થાનથી દૂર થવાય એમ પણ ન હતું. જેમ જેમ દિવસ ગત થતા, તેમ તેમ જે વિરોધ થવા માંડ્યો હતો તે વધવા માંડ્યો. સંદેહ અને આકુલતા વ્યાકુલતા બહુ થવા માંડ્યા. રા: રા. ગોકુલજીભાઇ ઘડીકમાં શૂર ચઢાવી સર્વ વાત માથે લઇ 'સાચને આંચ કદિ નથી આવતી' માની સામા થવાનું ઇચ્છે. ઘડિકમાં ઉપાધિ અન્તે દુઃખકારક છે જાણી દૂર થવા ધારે. એવી વ્યગ્રતા તે સમયે ચાલતી હતી. આ લેખકને તેવામાં ડાબી આંખે બહુ પીડા થઈ આવી હતી તેથી તે ખાટલાવશ હતો એટલે પત્રથી પણ ઉપયોગમાં આવી શકાય એમ ન હતું. પીડા આવે છે ત્યારે પરિવાર સાથે આવે છે એ ખરૂં છે. આંખની પીડા સાથે જ્વરાદિથી રોગગ્રસ્ત થઈ જવાયું હતું. થોડા માસ પછી યુવરાજ બાપુમિયાંસાહબ પ્રવાસથી પાછા વળ્યા. તેઓ મુંબઇ પધારવાના હતા તે સન્ધિમાંના રા. ગોકુલજીભાઈના પત્રોમાંનું એક પત્ર અત્ર ઉતારયું છેઃ—

"ચૈત્ર સુદિ ૧૨ રવિ (સ. ૧૯૩૦).

"રાજશ્રી મનઃસુખરામજી

"હાલમાં અમે પ્રગણામાં હતા ત્યાં આપનું પત્ર પુગ્યું. આપે આંખના આરામ ખબર લખ્યા તે વાચી ખુશી થઈ છે......... અમારે ચૈત્ર વદિ ૨ સુધીમાં જુનેગઢ જવા વિચાર છે. આપનાં પત્રો હવે નિરન્તર વાંચશું એમ આશા છે. પરમેશ્વરે અમારા તરફ ઘણી કૃપાદૃષ્ટિથી આપને આરામ કર્યાનું માનિયે છિયે. હવે આપ સાલેહભાઈથી મળો તો, રાજ્યહિત સારૂ અમને બોધ કરો છો, તે જ રીતે તેમને કરશો. તેને વર્તમાન કાલની સારી અસર થાય તેમ કરવાનું છે. રાજકોટની રીતિભાતિ તરેહવાર સંભળાય છે. મે રસલ પ્રાન્ત ખાતે હમા. રાજસ્થાનિક 'કુલ' વિરુદ્ધ બહુ થાય છે. તે ખાતે ત્યાં લખાણ કરવા રા. ગગાભાઇ તથા અમારૂં

ગત છે. હરડે-નંગ ૧૦૦ પ્રથમ પ્રમાણે પોણા બે તોલાની બંગીમાં મોકલશો. બાકી કુશલ. ભાણુજી વિગત લખશે. એજ વિનતિ.

ગોકુલજીના નમસ્કાર."

---

પાટવીકુમાર બાપુમિયાંસાહબ મુંબઇ પાછા પધારયા. તેઓની સાથે જ. સાલેહ્ભાઇ પણ હતા. જૂનાગઢની રાજ્યસ્થિતિના સર્વ સમાચાર તેઓને પત્રથી મળી ચૂકયા હતા. પોલિટિકલસાહબ શું ધારે છે તે પણ તેઓના જાણવામાં હતું. તેઓએ સર્વ વાત આ લેખક સાથે કરી. અને 'છેલે કહ્યું કે,-'ચાલતાંસુધી તો સમાધાન કરાવી દઇશ, પણ કદિ દૈવયોગે તેમ ન થયું તો થોડી ઘણી કંઇ ફેરફાર કરવાની અગત્ય પડશે. કદિ તેમ થાય તો પણ મારૂં વચન છે કે ગોકુલજીભાઇની પ્રતિષ્ઠામાં કોઈ રીતે ન્યૂંનતા નહિ આવે. માટે તમારે કિંચિત્ માત્ર પણ મનભંગ ન થવું, અને કોઇ પ્રકારની શંકા રાખવી નહિ.' ઇત્યાદિ આશયનું કહી તેઓએ વચન આપ્યું. અને બીજી પણ બહુ વાતો થઇ. તે ઉપર જ. સાલેહ્ભાઈની એકતા, દીર્ઘદૃષ્ટિ, દૃઢતા, સારી સમજણ, વીરતા, રાજભક્તિઆદિ સારા આરબોના જે અનુકરણીય ગુણ છે, તેઓની ગુણજ્ઞ ગોકુલજીભાઇ વારંવાર પ્રશંસા કરતા, તેનો પ્રત્યક્ષ અનુભવ થયો. તેઓ જૂનાગઢ ગયા. ત્યાંની વ્યગ્રતા અને દશા પોતે જોઇ લીધી.

रा. रा. गोकुलजीभाइनुं शेठ मुरारजीने त्यां विवाह उपर मुंबइ आववुं.

એ સંવત્ ૧૯૩૦ ના વૈશાખમાસમાં મુંબઇમાં શેઠ મુરારજી ગોકુલદાસને ત્યાં તેઓની જ્યેષ્ઠા પુત્રીના વિવાહ હતા. શેઠ મુરારજીને પ્રવાસ ઉપર પ્રીતિ વિશેષ હતી. પ્રવાસમાં સદ્‌ગૃહસ્થોએ તેઓની આગતાસ્વાગતા કરેલી તેનું સુખ અનુભવેલું, અને મૂલ્ય જાણેલું, તેથી તેઓ પણ અતિથિની સેવા કરવા ઉપર ભાવ રાખતા,-કે જે મુંબઇમાં દુર્લભ જણાય છે. પરદેશીય ઉપર પ્રીતિ રાખતા તેથી તેઓને લાભ અને દૂરદેશના ગૃહસ્થો સાથે સ્નેહસંબન્ધ પણ સારો હતો. ખુ. નવ્વાબસાહબ મુંબઇ આવતાં પોતાને ત્યાં પધરાવી બહુ સત્કાર કર્યો હતો અને રાજમણ્ડલ સાથે મમતા વધારી હતી. તેઓને ત્યાં વિવાહ જેવો શુભ અવસર આવતાં રા. રા. ગોકુલજીભાઈ અને નૃસિંહભાઇને મોકલી પૂર્ણ માન આપવું એવો જૂનાગઢ રાજમણ્ડલનો વિચાર થયો. તેઓ ઉભય

આર્યો[1] મુંબાઇ આવ્યા. શેઠ મુરારજીએ ખુ. નવ્વાબસાહબના એ પ્રતિનિધિઓનો બહુ આદરસત્કાર કર્યો. ખુ. નવ્વાબસાહબની તરફથી દશપંદર હજાર રૂપીયાનું વધાનું મોકલ્યું હતું. મુંબઇના મુખ્ય મુખ્ય ગૃહસ્થોની સભામાં ખુ. નવ્વાબસાહબ તરફથી માનસહિત વસ્ત્રાભૂષણ શેઠ મુરારજીને એ મંગલ પ્રસંગે આપ્યાં. શેઠ મુરારજી વેરાવલ ગયા હતા ત્યારે તેઓએ બંદરમાં ઉતારૂઓ પાસેથી કર લેવાતો દીઠો હતો. તે મસ્તકવેરો દૂર કરાવવા તેઓએ પ્રાર્થના કરી હતી. તે ખુ. નવ્વાબસાહબે માન્ય કરી તે વેરો કહાડી નાખ્યો. તેનો લેખ પણ શેઠ મુરારજીની ઈચ્છાનુસારે એ જ માંગલિક પ્રસંગે આપવામાં આવ્યો હતો. શેઠ મુરારજી કેટલાક વિષયમાં વિચક્ષણ અને પાકા હતા. તેઓ હાસ્યમાં કહેતા કે,–'ગોકુલજીભાઇ•મિષ્ટ દૂધથી ભરેલા કટોરા જેવા છે, પણ પીવાને કોઇ ઠેકાણે જરા કડવાશ લગાડી હોય ને જેમ ત્યાંથી પીનારને કુસ્વાદ લાગે તેમ તેમની રીત છે. અન્તઃકરણ નિર્મલ અને મિષ્ટ ખરૂં, પણ બોલવામાં કોઇ પ્રસંગે કટુતા હોય છે.' રા. નૃસિંહભાઇને તો તેઓ 'સાકરના ટપ'ની ઉપમા આપતા.[2]

---

૧. સર્વેએ પૂજ્ય.

૨. આ પ્રસંગ મુદ્રાયન્ત્રમાં જતી વેલા ધી આનરેબલ શેઠ મુરારજી ગોકુલદાસે પૂરી પ્રતિષ્ઠા અને માન સંપાદન કરી દેહ મૂક્યો છે. કેટલાંક કારણથી એમનું સ્મરણ પણ અત્ર લખવાની અગત્ય લાગી છે. એક બે વિષયમાં તેઓ ચરિત્રનિરૂપ્યના વર્ગના હતા. ઠાકુર મુરારજી સંવત્ ૧૮૯૭ ના આશ્વિન વદિ ૧૩ ને દિને જન્મ્યા હતા. તેઓ બાલ્યાવસ્થામાં સામાન્ય સ્થિતિમાં હતા. પણ તેઓનો અભિલાષ પ્રથમથી ઉચ્ચ હતો. સ્વાર્થ સાધવામાં તેઓની બુદ્ધિ તીવ્ર હતી. બાલાવસ્થામાં પિતા સાથે તીર્થયાત્રા કરવા ગયા હતા તે સમયથી તેઓને પ્રવાસ ઉપર પ્રીતિ થઈ હતી. તેઓને ભાસ્યું કે ઇંગ્રેજી વાણી જાણવાની અગત્ય છે તેથી શાહ હરિવલ્લભદાસને શિક્ષકરૂપે રાખી તે ભાષામાં પ્રવેશ કર્યો. અને અભ્યાસથી તેનું જ્ઞાન એટલું વધ્યું હતું કે પોતે ઇંગ્રેજી સમજી સમજાવી શકવા સમર્થ થયા હતા. તેઓના પિતા તેઓને માત્ર નવ વર્ષના મૂકી મરણ પામ્યા હતા, તેથી સ્વાશ્રય ઉપર આધાર રાખી વ્યાપારના કામમાં પડ્યા. ઉદ્યોગ અને વિચક્ષણતાથી તેમાં સિદ્ધિ પામતા ગયા. અદૃષ્ટ યોગથી સંવત્ ૧૯૨૧-૨૨ ના શેરસટ્ટાના વિષમ, વિપરીત, અને વિકટ કાલમાં ઉગરી ગયા હતા. તેઓ મનમાં જ્યોતિઃશાસ્ત્રને થોડું માનતા હતા. 'ભવિતવ્યતા અનુસાર બુદ્ધિ થાય છે' એ યથાર્થ છે તેઓને ઉચ્ચ મંડલમાં સહવાસ રાખવાની ઉત્કંઠા થઇ. સારી સંગતિમાં રહેવા માંડ્યું, તેમ તેમ બુદ્ધિનો પ્રકાશ થવા માંડ્યો. સદ્ભાગ્ય પણ સારા મળવા માંડ્યા. સંયોગો પણ વૃદ્ધિકર મળતા આવ્યા; તેમ આશાનો વિસ્તર પણ વધતો ગયો. બાહ્યિપામાત્રનું ઠેકા

એ પ્રસંગે આ લેખક જ્યાં વસે છે, તેજ સ્થલે 'ગિરગામ બાક રોડ, ચીનાબાગ'માં ઉભય આર્યો ઉતર્યા હતા. તેથી નિરન્તર સહવાસ અનાયાસે જ રહેતો. ગોકુલજીભાઈએ જૂનાગઢ છોડ્યું તે સાથે તત્સંબન્ધી ઉપાધિ અને ક્લેશ પણ છોડ્યા હતા. ત્યાંની સ્થિતિનો રાગદ્વેષ ત્યાંના પદ્રમાં મૂકી આવ્યા હોય એમ ભાસતું હતું. મુંબઇમાં પધાર્યા પછી પોતે બહુ પ્રસન્ન રહેતા. રા. નૃસિંહભાઇ હાસ્યવિનોદમાં આ લેખકને કહેતા કેઃ-'ગોકુલજીભાઇ તમારા સહવાસમાં બહુ પ્રસન્ન રહે છે. માટે ગમે તે પ્રકારે તમને અમારે ત્યાં ખેંચવા પડશે.' ઘણા દિવસ એમ સુપ્રસન્નતા અને સમાધાન રહ્યું. પણ જૂનેગઢથી અને રાજકોટથી બહુ પત્રો

---

છે તેમ એઓનું પણ લક્ષ પ્રથમ ધન સંપાદન કરવા ઉપર બહુ હતું. શ્રીમાન્ કહેવાવું, ગાડી ઘોડા રાખવા, વાડિએ રહેવું, એ આદિ તેઓનો પ્રથમ મુખ્ય આશય હતો, પરંતુ સત્સંગથી રંગ કેવો ફરે છે તેનું મુરારજી પ્રત્યક્ષ દૃષ્ટાન્ત હતું.

તેઓના પ્રયત્નો પ્રથમ સ્વાર્થમૂલક હતા, પણ અન્તે તે પરોપકારી થવા માડ્યા હતા.

આ કલિમાં-પ્રવૃત્તિકાલમાં-સર્વ વસ્ત્રોમાં આહાર નાખવાનો સ્વભાવ થઇ રહ્યો છે. આહાર વિનાનાં નિર્મલ અને ધૌત વસ્ત્ર ક્વચિત્ જ જોવામાં આવે છે. તેમ આ કાલનાં મનુષ્યોનાં મન પણ સ્વાર્થરૂપ આહારવાળાં જોવામાં આવે છે. એવો આહાર છતાં પણ તે વસ્ત્રને કોઇ રંગમાં ઝબકોળ્યાં કરે છે તો તેમાંનો આહાર જતો રહી તે રંગ ચઢી જાય છે. એ આપણે પ્રત્યક્ષ દેખિયે છિયે. શેઠ મુરારજીના સંબન્ધમાં એ રીતિ પ્રત્યક્ષ અનુભવી હતી. પ્રથમ તેઓ ગમે એવા સ્વાર્થી હશે, પરંતુ તે સાધતાં પરોપકાર કરવામાં તેઓ વારંવાર સામીલ રહેવા માડ્યા. તેથી વારંવાર તેના સંસ્કાર મન ઉપર રહ્યાથી અન્તના સમયમાં તેઓ ખરા પરોપકારી થવા માડ્યા હતા. સ્વાર્થનો આહાર નષ્ટ થયો દેખાતો. અને પરાર્થનો રંગ સારી પેઠે ચઢ્યો હતો. તેઓના ૪૬ વર્ષના વયમાં જે ધન, પ્રતિષ્ઠા, માન અને ઉચ્ચસ્થાન મેળવ્યાં હતાં તે અસામાન્ય હતાં. તેઓની આયુષ્યમર્યાદા અધિક હત તો તેઓદ્વારા બહુ સારાં કાર્ય થાત એમ આ લેખક અનુભવથી કહી શકે છે.

તેઓની અશાન્તતા અને વ્યાકુલ બુદ્ધિ અને તજ્જન્ય અસ્થિરતાને લીધે સુજ્ઞ ગોકુલજીભાઇનો સમાગમ તેઓની સાથે બહુ ન રહેતો. કારણ શાન્તતા અને સ્વસ્થતાઆદિ સુખદ ગુણો ગોકુલજીભાઈને પ્રિય હતા. થોડા સમાગમમાં પણ વિચક્ષણ મુરારજીએ ગોકુલજીભાઇનો સ્વભાવ અને સાત્વિકવૃત્તિ પરખી લીધાં હતાં, અને તેઓના ઉપર બહુ પૂજ્યભાવ રાખતા. ગોકુલજીભાઇ રાજ્યકાર્યથી મુક્ત થયાના શોકકર સમાચાર સાંભળી મુરારજી શેઠ દુઃખિત થયા હતા. અને જૂનાગઢ સંસ્થાનને ભારે હાનિ થઈ એમ ગણતા. સુજ્ઞ ગોકુલજીભાઇનું

આવતાં. તેમાં રાગદ્વેષ કરાવે એવી અનેક વાતો અને ગપ્પો આવતી. ઘણા દિવસ તો તેનો કંઈ ક્ષોભ ન થયો.

### रा. रा. गोकुलजीनो रा. रा. नृसिंहप्रसाद प्रति क्रोध.

પણ છેલે એક દિવસ એક કપટરચનાની વાત બે ચાર પત્રોમાં આવી અને તેમાં પોતાના જ સ્નેહિસંબન્ધી સંમિલિત છે એમ જણાયું. તેથી મન ઉપર તેનો પૂરો આવેશ આવી રહ્યો હતો. સાથે રા. નૃસિંહપ્રસાદ બેઠા હતા. અને આ લેખક પછી ત્યાં ગયો. નિર્મલ ગોકુલજીભાઇના બાહ્યાન્તરમાં ભેદ ન હતો. રહેતો. મનનો વિકાર મુખ ઉપર તુરત પ્રકટ થતો. ઈઙ્ગિત ઉપરથી આ લેખકે વિતર્ક્યું કે તેઓનું મન ઉકાલે ચઢ્યું છે. નેત્ર લાલચોળ થયેલાં દેખાયાં. થોડીવાર તો મૌન રાખ્યું. પછી તત્ક્ષણ જોષ ચઢી ઉભરો આવ્યો. અને આરોપ, અપવાદ અને શાપનું વમન થવા માડ્યું. તેમાં રા. નૃસિંહપ્રસાદના ઉપર દોષ મૂકી તેઓને ગમે એમ કહેવા માડ્યું. તેમાં કેટલાંક અસહ્ય વાક્યો પણ આવી ગયાં. તે વેલા વિવેકી નૃસિંહભાઈની સહનશીલતા કંઈ અસાધારણી પ્રતીતા થઈ. તેઓનું મુખ તો મ્લાન થયું પણ એક શબ્દે ન બોલ્યા. આ

જીવનચરિત્ર લખાય છે એમ તેઓ જાણતા હતા અને પોતે તેમાં કેટલાક પ્રસંગ લખાવવા ઈચ્છતા હતા અને વાચવા કુતૂહલી હતા. પરંતુ

'અણધાર્યું આવી મળે, ધાર્યું કદા ન જોય;
આરંભ્યું અળગું રહે, ને હરિ કરે સો હોય.'

એ દ્વિદારોક્ત વિચાર, તથા મનુષ્યદેહ ક્ષણભંગુર છે એ, ધી આનરેબલ શેઠ મુરારજીના મૃત્યુએ બહુ જનોને પ્રત્યક્ષ કરી આપ્યાં છે. સારાં કાર્યે કરી, બહુ માન પામી, લોકોનો પોતા પ્રતિ ભાવ ઉત્પન્ન કરી, અધિકાર પામી, ઉપયોગી ગણાઇ, બહુજનોમાં સારા કહેવાઇ, ૪૬ વર્ષના વયે સંવત્ ૧૯૩૬ ના આશ્વિન વદિ ૧૩ ને દિને અકસ્માત્ અચિન્તિત એક ક્ષણમાં તેઓએ દેહ છોડી દીધો. તેઓના મનમાં હડી એવી શંકા હતી કે તેઓના પિતા તેઓને જે વયે મૂકી મરણ પામ્યા હતા, તે વયે કદાપિ પોતાને પણ કંઈ થાય. કાકતાલીય ન્યાયથી એમ જ થયું. તેઓના પિતાના ૪૬ વર્ષના વયે તેઓ મુરારજીને નવ વર્ષના મૂકી મરણ પામ્યા હતા. તેમ જ પોતે તેટલે જ વયે પોતાના જ્યેષ્ઠ પુત્ર ધર્મસિંહને નવ વર્ષના મૂકી સત્કીર્તિ મેળવી સદ્ગતિ પામ્યા છે અને સામાન્ય લોકને સારૂ સ્વાશ્રયનું દૃષ્ટાન્ત મૂકી નામ રાખી ગયા છે. તેઓ સ્વહસ્તે એક સ્વજીવનચરિત્ર લખી ગયા છે. તે તેઓની સંપત્તિના વ્યવસ્થાપકો પ્રસિદ્ધ કરશે એમ આશા છે. આ દ્વિતીયાવૃત્તિ સંવત્ ૧૯૫૭ માં છોપાય છે ત્યાં સુધી એ આશા સફલ થઇ નથી. અને તેઓના પુત્ર શેઠ ધર્મસિંહ તથા નરોત્તમદાસે એ કર્તવ્ય કરી શોભા પામવી એ યોગ્ય છે.

લેખકને તો ત્રાસ પડ્યો કે એમાંથી કોઇ અનર્થ નિપજશે. રા. નૃસિંહભાઇએ રાખી એવી ક્ષમા, એવી સ્થિતિમાં રાખવી એ અતિ કઠિન કૃત્ય હતું. આ લેખકે તો એવા ગૃહસ્થોનો એવો રોષ, તેમ એવી સહનશીલતા, પૂર્વે દીઠી ન હતી. તેથી તેને તો બહુ જ ભય લાગ્યું,–કે એ પ્રસંગથી અસાધ્યા હાનિ થશે. ગોકુલજીભાઇને શાન્ત કરવા તેણે નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરવા માડી. નૃસિંહભાઇએ તેના સામું જોઇ કહ્યું કે,–'ચિન્તા ન રાખો. તમારૂં ભય સમજ્યો છું પણ હું બોલવાનો નથી.' થોડીવારમાં ગોકુલજીભાઈનો ઉભરો શમી ગયો. પોતે સ્વસ્થ થયા. નૃસિંહભાઈ પણ કંઈ કાર્યનું મિષ કહાડી ત્યાંથી દૂર ગયા.

થઇ ગયેલા હાનિકારક આવેશ વિષે ગોકુલજીભાઇને કહેતાં, તેઓએ કહ્યું કે:–'નૃસિંહભાઈ અમારા આપ્ત અને વિશ્વાસપાત્ર છે. તેમના વિશ્વાસથી અમે કારભાર રાખ્યો છે. વિશ્વાસભંગ થવાનો સંભવ આવ્યો જાણી અમારા મનમાં જે આવ્યું તે કહાડી નાંખ્યું છે. અમે મનમાં મેલ રાખતા નથી. એ અવિવેક છે એ જાણું છું. પણ સ્વભાવનું ઔષધ નથી. એમ સ્પષ્ટ વચનો કહેથી મને જ હાનિ થવાની છે. એ પણ જાણું છું. પણ હક માની કહ્યું છે.' ઇત્યાદિ આશયનું તેઓએ કહ્યું. થોડા દિવસ વીત્યા પછી એ અનુચિતા શંકા અને અન્યથા વિચાર ઉત્પન્ન થયાં હતાં તે વિષે સમાધાન કરી એ ઉભય આર્યોનું અન્તઃકરણ સ્નેહમમતાયુક્ત રહે એમ પ્રયત્ન કરવામાં આવ્યો.

સુજ્ઞ ગોકુલજીભાઇના અન્તઃકરણનો આશય.

એ સમયે સુજ્ઞ ગોકુલજીભાઈ પ્રસંગોપાત્ત કહેતા કે,–'હું અત્રથી પરભાર્યો નર્મદાતીરે જાઉં અને ત્યાં ઉપાધિથી મુક્ત થઇ, એકાન્તવૃત્તિની શાન્તિમાં જીવન્મુક્તનું સુખ ભોગવું એમ મન થાય છે. મારે કારભારની લાલસા નથી. પ્રપંચમાં રહેથી તેના રાગદ્વેષના વિકારો મનને મલિન કરે છે. તેમ થાય તે ઉચિત નથી. કુટુંબનો આધાર મારા ઉપર છે તેને અપરાધ વિના અકસ્માત્ નિરાધાર મૂકવું એ શાસ્ત્ર નિષેધ કરે છે. એ જ માત્ર પ્રતિબન્ધ નડે છે. એ વિક્ષેપનો ઉપાય સૂઝતો નથી; નહિતર આપણે તો જે અમૂલ્યા અનુપમજ્ઞાનસમૃદ્ધિ મેળવી છે, તે ભોગવી ભાગ્યશાલી થવું એમજ મન દોડ્યાં કરે છે. મહિમાવત્ જ્ઞાનથી કૃતકૃત્ય થયો છું. દેહના પ્રારબ્ધની કઠિનતાથી તેનું આત્યન્તિક સુખ યથેચ્છ ભોગવાતું નથી એ મન્દ ભાગ્ય છે,' ઇત્યાદિ, ઇત્યાદિ, ઇત્યાદિ.

શેઠ મુરારજીને ત્યાં નિર્વિઘ્ને વિવાહની સમાપ્તિ થતાં બંને આર્યો જૂનાગઢ જવા નિસર્યા. અમદાવાદ સુધી આ લેખકને સાથે લીધો હતો. એ સમયે અમદાવાદમાં રા. રા. ભોલાનાથભાઈનો સમાગમ થયો હતો. તેઓની ઈશ્વરભક્તિ જોઈ જાણી સુજ્ઞ ગોકુલજીભાઈ બહુ પ્રસન્ન થયા હતા. એક ગાયકને લાવી તેની પાસે સ્વકૃત પ્રાર્થનામાંથી કેટલોક ભાગ વાદિત્ર-સહિત ગવરાવ્યો હતો અને અન્યવાગ્વિનોદ પણ થયા હતા. પરસ્પરનાં સ્નેહમમતા વૃદ્ધિગત થયાં હતાં.

સુજ્ઞ ગોકુલજીભાઈ તથા નૃસિંહભાઈ ઉભય ગૃહસ્થો આ લેખકઉપર સ્નેહમમતા રાખતા તેથી, તે સમયને ઉચિતા પ્રાર્થના ઉભયને કરવામાં આવી, અને પરસ્પરના સન્તોષમાં આ લેખકે આજ્ઞા માગી. ઉભય ગૃહસ્થો જૂનાગઢ ગયા.

## प्रकरण १२.

### रा. रा. गोकुलजीभाइनुं प्रधानपदथी दूर थवुं.

પછી થોડા દિવસે જૂનાગઢમાં પોલિટિકલ એજન્ટ ક. અંડર્સન આવ્યા. ખુ. નવાબસાહબના રાજમણ્ડલને અધિકારનું બલ બતાવી રાજ્યના દોષ કહાડ્યા અને અનિષ્ટ કરવાનું ભય દીધું.

પછી ખુ. નવાબસાહબને એકાન્ત મલી પ્રથમ સૂચના કરી કે તમારા રાજ્યમણ્ડલને દૂર કરો. એ ભયંકરવાર્તા ગળે ઉતરતી નથી એમ લાગ્યું ત્યારે અન્તે રા. ગોકુલજીભાઈને દૂર કરવાને તો આગ્રહપૂર્વક કહી, તેમ ન કરેથી કેવી હાનિ થશે તે પણ કહ્યું. પછી તેઓનું મેલાણ જૂનાગઢથી ગયું. તેઓ મુંબઈ સરકારને જૂનાગઢ વિરુદ્ધ લખશે એમ પ્રસિદ્ધ થયું. તે સંબન્ધમાં ખુ. નવાબસાહબે તે સમયના ગવર્નર સર ફિલિપ વોડહાઉસને નીચે પ્રમાણે એક પત્રિકા[૧] લખી. પોતાના નિમિત્તથી રાજ્યને કંઈ પણ

૧ To
His Excellency
Sir Philip Edmond Wodehouse, K. C. B.,
Governor and President in Council,
Bombay.

Your Excellency,
When I had the pleasure of seeing Colonel Anderson, last at Junagadh, he pressed me to dismiss my present ministry, but especially the chief Divan, (Prime Minister)

હાનિ થાય તો એ પોતાનું જ અનિષ્ટ સમજી સુજ્ઞ ગોકુલજીભાઈ પણ ઇચ્છતા કે એ પ્રતિકૂલ કાલમાં પોતે દૂર થવું. કેટલાક દિવસ વીત્યા પછી જૂનાગઢના રાજમણ્ડલે વિચાર કરી માર્ગ કહાડ્યો કે ગોકુલજીભાઇની જગાએ જમાદાર સાલેહહિંદી દીવાન થાય. પછી એ વાત ક. અૅન્ડર્સનને ગલે ઉતારી. અને તે પ્રમાણે કર્યું. રા. ગોકુલજીભાઈની પ્રતિષ્ઠામાં કોઇં પ્રકારની ન્યૂનતા ન આવે એમ વઝીરસાહબ બહાવદ્દીનભાઇએ અને દીવાનસાહબ સાલેહભાઇએ સાવધાની રાખી. સુરાષ્ટ્રરાજ્યમણ્ડલની બુદ્ધિ અને એકતાનાં સમજુઓમાં વખાણ થવા માંડ્યાં.

**देशीय राज्यसंबन्धमां शाश्वत.**

કેટલાંક રાજ્યોમાં અલ્પ કારણ સારૂ પણ કારભારીનો અને મનુષ્યોનો ફેરફાર વારંવાર કરવામાં આવે છે. તેથી દેશીય રાજ્યનું

---

Mr. Gokulaji S. Zâlâ from my service. This Divan, I may observe, has been in my service for the last 25 years.

When Col. Anderson addressed me a letter on 25th May 1871, expressing himself perfectly satisfied with my ministry, I was indeed not a little delighted upon perusing it. And now what made the Col. to change his ideas, I have no means of knowing, but indeed I may say I was taken by surprise. At present I have heard from my representative that Col. Anderson has expressed his intention in a conversation of making an unfavourable report to Your Excellency's Government upon my State. In case, therefore he may have done so, I request that Your Excellency, before forming any judgment on the subject, will do me the favour of allowing my Bombay Agent Mr. Manasukharâm Suryarâm to explain any matter which Your Excellency may deem necessary, and if the report of Col. Anderson be one which *may require my explaining it Your Excellency will be* pleased to cause a copy of it to be furnished to me.

I remain,

Your Excellency's Sincere friend,

(Sd. in Persian character,)

i. e. MOHOBAT KHANJI,

Navab of Junagadh.

*Junagadh,*
*2nd August 1872.*

અશાશ્વત નામાંકિત થઈ પડવું છે. અપરસૂક્ષ્મદૃષ્ટિથી જોતાં શાશ્વત સંબન્ધમાં દેશીયરાજ્યની પ્રશંસા ઘટે છે. દેશીય રાજ્યનું શાશ્વત છે તહિ એટલે સુધી છે કે, તે રાજ્ય સાથે પ્રથમસંબન્ધકર્તા મનુષ્યને જ નહિ, કિન્તુ તેની પ્રજાને પણ વંશપરંપરા તે રાજ્યથી આશ્રય મળેછે. એવાં અનેક પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છે. એમ છતાં અહુણાના અવ્યવસ્થિત ચિત્તના અસ્થિર રાજાઓની વિચારશૂન્યતાને લીધે તેઓનો ગુણ છે તે ઢંકાઈ જઈ અવગુણ દીઠામાં આવે છે, એ ખેદકારક છે. સમજુ રાજાઓએ એ કલંક ધોઈ નાખવું જોઈયે, કારણ એ ચઞ્ચલતાને લીધે રાજ્યને બહુ હાનિ થાય છે.

બુદ્ધિમાન્ અનુભવી રાજ્યનીતિજ્ઞોનો સિદ્ધ અભિપ્રાય છે કે,—રાજ્યની શક્તિ, રાજપુરુષોની રાજ્યવ્યવસ્થાની કુશલતામાં અને પ્રજાની ભક્તિમાં જ, વસેછે. પ્રજાની પ્રીતિ વધે એવી રાજ્યનીતિ જહિ પ્રજારઞ્જનાદિમાં સમર્થ રાજપુરુષો ચલાવે છે, તહિ સર્વપ્રકારની શુભ સંપત્તિ પ્રાપ્ત થઈ સર્વ સુખી થાય છે. રાજ્યની મહત્તાનો અથવા લઘુતાનો આધાર રાજ્યકાર્યકર્તા ઉપર રહે છે. એથી અભ્યુદયાર્થી રાજાએ કુલીન, વ્યુત્પન્ન, નિપુણ અને ફલોદયકર્મકારી પ્રજારંજક રાજપુરુષોનો સંગ્રહ કર્તવ્ય છે. તેઓ રાજકુલના હો કિંવા રાજવર્ણના હો; અધિકારિવર્ગના હો કિંવા પ્રજાવર્ગના હો; દેશીય હો કિંવા પરદેશીય હો; ગમે તે હો, પરંતુ ગુણકર્મે શ્રેષ્ઠ હોય તેવા પુરુષરત્નો વતે સ્વરાજ્યને અને સ્વગૃહને શોભાવી સમર્થ કરવું એ સર્વપ્રકારે લાભકારિ છે. આ દેશમાં આપણા બ્રિટિષ્ રાજ્યકર્તાનું સર્વોપરિ રાજ્ય થયું છે તેનું મૂલ મુખ્યકારણ તે રાજ્યના પ્રવીણ રાજપુરુષો જ છે, એ પ્રત્યક્ષ પ્રમાણ છે. રાજ્યની સમૃદ્ધિ તથા શોભાના જનક સર્વત્ર રાજપુરુષો જ હોય છે. અહુણા કેટલાક રાજાઓ, દેશવિદેશથી મંગાવી કેટલાંક પશુઓ, વૃક્ષવનસ્પતિઓ, હીરાદિના શૃંગારો, વસ્ત્રો, વાસસ્થાનો અને તેનાં ઉપકરણો, ગૃહશૃંગારો, ઇત્યાદિનો સંગ્રહ કરે છે, પરંતુ પુરુષરત્નોનો સંગ્રહ કરવાનો લક્ષ તેઓમાં ક્વચિત્ જ પ્રતીત થાય છે. તેનું હાનિકારક અને શોચનીય પરિણામ આ થયું છે કે, અધિક વૃદ્ધિ કરી રાજ્યનો અપ્રાપ્તના પ્રાપણરૂપ યોગ થવો તો રહ્યો, પણ પૂર્વજોપાર્જિત રાજ્યપ્રાપ્ત હોય છે તેનો યથાવિધિ રક્ષણરૂપ ક્ષેમ કરવામાં પણ આધુનિક રાજા પ્રમાદી અને અસમર્થ પ્રતીત થાય છે. એ દુર્દશા

સર્વપ્રકારે અનિષ્ટ છે. ઉદયકારી ઉપયોગી પુરુષરત્નોના પરીક્ષક ગ્રાહક તો મોડાં વહેલાં મળેથી, તે પુરુષરત્નો તો ભાગ્યશાલીઓને ઉપયોગી અને શોભાપ્રદ થાય છે, કિંવા સ્વકાર્યમાં સ્વાશ્રયવતે પ્રકાશે છે, પરંતુ રાજાઓ દુર્ભાગી રહે છે. અને કેટલાક નીચ સંગથી મતિહીન થયેલા રાજાઓ તો પ્રાપ્ત થયેલાં પુરુષરત્નોનો ત્યાગ કરી દુઃખી દુર્ભાગી થાય છે. 'મયૂર પીંછે રલીઆમણો' એમ લોકોક્તિ છે. એક રાજભક્ત રાજપુરુષ અન્યોક્તિ રચી સૂચવે છે કેઃ—

"अस्मान्विचित्रवपुषश्चिरपृष्ठलग्नान् ।
किं वा विमुञ्चसि सखे यदि वा विमुञ्च ॥
रे नीलकण्ठ गुरुहानिरियं तवैव ।
गोपालमौलिषु पुनर्भविता स्थितिर्नः" ॥

એ શ્લોકનો આશય લઇ તત્રભવાન્ શ્રીકચ્છમહારાવશ્રીના કુલના એક ઉન્નડજી નામે ખાખરના જાડેજા કવિ બહુવર્ષે ઉપર કવે છે કે, .

"સુનહુ મયૂર, હમ પિંછ હૈ તુમારે, તુમ
પંછી નામ પાય, હમ ગગન પહોચાયતે;
જોલો તુમ રાખતહો, તોલો હમ દેત શોભા,
જબ પિંછ ગયે રહો નરતહુંકે દાયતે;
એતેંપે તજત તુમ મનમે વિચાર દેખો,
હમ બુરે લાગહેં કે રાજ શોભા પાયગે;?
સિદ્ધકર, ભૂપશિર, હરિકે મુકુટપર
રહેંગે બિચિત્ર ઠોર, રાવરે કહાયગે."

એ છાયોપજીવિ કવિતમાં એક મયૂરે પોતાનાં પિચ્છોનો ત્યાગ કરવા માડ્યો ત્યારે તે પિચ્છો તે મયૂરને વિનવે છે કેઃ—

'હે મયૂર! સાંભલો, અમે તમારાં પિચ્છ છિયે, અને અમે તમને ઉચ્ચસ્થાન આકાશમાં પહોચાડીએ છિયે, તેથી તમે પંછી કિંવા પક્ષી એ નામ પામો છો, જ્યાંસુધી તમે અમને રાખો છો ત્યાં સુધી અમે તમને શોભા આપીએ છિયે. જ્યારે તમારાં પિચ્છ જશે ત્યારે તમારે કલારહિત થઇ પુલિંગ ખોઇને 'નાચનાર' 'ઢેલ' ના દાવાથી-સ્ત્રીનામથી-રહેવું પડશે. મનમાં વિચારી જુવો કે એમ છતે પણ તમે અમને તજશો તો, વિનયપૂર્વક પૂછે છે કે, તેથી અમે ખોટા લાગીશુ, કે હે મયૂરરાજ (આપ) શોભા પામશો? સદ્-

ભિમાનથી વળી વદે છે કે 'હે રાજેશ્વર! અમે તો નિશ્ચય વિ-
ચિત્ર ઉચ્ચસ્થાને શ્રીહરિના મુકુટ ઉપર રહીશું અને તેમ છતે પણ
અમારી આપ પ્રતિની રાજભક્તિથી અમે રાજના-આપના-(મયૂર-
ના પિચ્છ) કહેવાઇશું. તમે ભલે ત્યજો પણ અમે તો અમારી
રાજભક્તિ સતત રાખી જ્યાં જઇશું ત્યાં આપના કહેવાવામાં
અભિમાન માનીશું.'

એ સુંદર બોધક વિચાર સર્વ સમજુ મનુષ્યોએ હૃદયઉપર
જડી રાખવા યોગ્ય છે. ગૃહના, કુલના, તથા રાજ્યના, હિતકારી-
ઓને સંગ્રહી રાખી આપણા પૂર્વજો સમૃદ્ધિ, શોભા, અને સુખ
ભોગવતા તેમ ભોગવવા અવશ્ય પ્રયત્ન કરવો ઉચિત છે.

ગુણુજ્ઞ મહારાજાઓનાં સ્નેહમમતાને પાત્ર થવા સ્વામિધર્મી
રાજપુરુષોએ પણ તેવા જ પ્રશસ્ય ઉચ્ચ ગુણી થવું અપેક્ષિત આ-
વશ્યક અને યોગ્ય છે. રાજકર્તાના અસ્થાને સ્નેહમમતા છે એમ
કહેવાય તેમાં તેવા રાજપુરુષે પૂર્ણ લજ્જા પામવાનું છે. તેવા ધિક્કાર-
પાત્ર રાજપુરુષો પોતાના રાજાને, પોતાને અને પોતાના વર્ગના
સર્વને ભારે હાનિ કરે છે; અને તેવાનાં પાપ અનેકને નડે છે. સ્વામિ-
ધર્મી પ્રખર રાજપુરુષો તો પોતાનો ધર્મ આવો માને છે કે:-
રાજા જીવન આપે તેને સ્થાને પ્રતિફલમાં આપણે જીવ આપવો
એ જ સાર્થક છે. ગુણુજ્ઞ રાજા અને સ્વામિભક્ત રાજપુરુષો
એઓનો જહિં સંગમ થાયછે તહિં સુખ સમૃદ્ધિની સીમા રહેતી નથી.

પ્રથમ પરીક્ષા કરી સારા મનુષ્યો રાખવા એ અગત્યનું છે, પણ
રાખ્યાપછી ભારે કારણ વિના તેઓને દૂર કરવા એ અલ્પ દૃષ્ટિદર્શક
છે. એ આગન્તુકી અસ્થિરતાને લીધે સારા મનુષ્યો દેશીય રાજ્યમાં
જતાં હાના-કચની (આનાકાની) કરે છે. કોઇને આણવાની દેશીય
રાજ્યને ઇચ્છા થાય છે ત્યારે બમણું ત્રમણું મૂલ્ય આપવું પડે છે.
દેશીય રાજ્યની ગરજ જોઈ કેટલાક અયોગ્ય લાભ લે છે. રાજાની
બુદ્ધિમાં અસ્થિરતા હોય છે ત્યાં તેના કારભારીઓ પોતાનો
આધાર 'પોલિટિકલ એજન્ટો' ઉપર છે, એમ માની, રાજ્યના લાભ
ઉપર કેટલાક યથાર્થ લક્ષ રાખતા નથી. તેથી અન્તે રાજ્યને હાનિ
થાયછે, અને કારભારીની યોગ્યતા વિષે મતભેદ પડે છે. 'પોલિટિકલ
એજન્ટ' જ્યાં કારભારીના પ્રતિપાલ થઈ પડે છે, ત્યાં તો 'સેવક'
તે 'સ્વામી' જેવા થઈ બેસે છે. તેમાં રાજ્યનાં સર્વ અંગોને
ક્લેશ અને દુઃખ સહન કરવાં પ્રાપ્ત થાય છે. સમજુ રાજાઓએ

પોતાના પૂર્વજોની રાજ્યનીતિરીતિ રાખી પોતાના રાજ્યના સમ્બન્ધી મનુષ્યો, જ્યાં સુધી રાજ્યભક્ત હોય ત્યાં સુધી, શાશ્વત વિષે નિર્ભય રહે એમ સદ્વર્તન રાખવું, એ સર્વ પ્રકારે લાભકારક છે. સ્વાર્થે સરી સુખનો સ્વાદ એવા નિશ્ચલ રાજાઓને જ આવે છે.

राज्यना सारा कारभारी ए ज राज्यना वदयनुं कारण छे.

જે રાજ્યકાર્યકર્તા છે તે રાજાના અંગ છે. તેમાં પ્રધાન વા મુખ્ય કારભારી એ તો એક ઉત્તમાંગ છે. તે સુપાત્ર રાખવો અને તે સંતુષ્ટ અને અભય રહે એમ કરવું ઘટિત છે. પ્રધાન છે એ રાજાનો પ્રતિનિધિ છે.

એ ભૂતાર્થ સુજ્ઞ મહારાજાઓ યથાર્થ સમજતા. તેવા યોગ્ય રાજપુરુષોને અમૂલ્ય ગણતા. श्रीवाल्मिकीय रामायणना किष्किन्धाकाण्डना તૃતીય સર્ગમાં સુગ્રીવના સચિવ-કાર્યભારી-હનુમાનના-પ્રસંગમાં સચિવોના શુભ ગુણો વર્ણિને શ્રીરામચંદ્ર લક્ષ્મણને પ્રબોધે છે કેઃ-

" एवंविधो यस्य दूतो न भवेत्पार्थिवस्य तु ।
सिध्यन्ति हि कथं तस्य कार्याणां गतयोऽनघ ॥ ३४ ॥
एवं गुणगणैर्युक्ता यस्य स्युः कार्यसाधकाः ।
तस्य सिध्यन्ति सर्वेऽर्था दूतवाक्यप्रचोदिताः " ॥ ३५ ॥

રામરુચિરા.

'જે પાર્થિવનો એ વિધ દૂત ન હોયે તેનાં તો ( શુભ રે )
કાર્યોની ગતિઓ સિદ્ધાયે કયે પ્રકારે અનઘ જ રે.　　૩૪
એમ ગુણગણોએ યુક્ત જ છે કાર્યસાધકો જેના રે;
દૂતવાક્યપ્રચોદિત સિદ્ધાયે સર્વે અર્થો તેના રે.'　　૩૫

વર્ણેલા ગુણોવાલા કાર્યસાધકો જે રાજાને હોય નહિ તે રાજા સિદ્ધિને પામતો નથી. જે રાજાને ગુણગણોવાલા કાર્યસાધક હોય છે તે જ રાજાના સર્વ અર્થો, તેવા યોગ્ય રાજપુરુષના સારાં વાક્યે જ, સિદ્ધ થાય છે. એવો યોગ્ય રાજપુરુષનો મહિમા, સુજ્ઞ રાજ્યકર્તા રાજવર્ગીના મનમાં હોય છે, એ પૂર્વોક્ત રામના વચનામૃતથી સપ્રમાણ થાય છે.

રાજ્યના સ્થાપનકર્તા કિંવા સંપાદનકર્તા પ્રથમ જે રાજા હોય તે તો મુખ્ય જ છે, પરંતુ તેના વંશજ થાય છે, તે અનુયાયી રાજાના ઉદયાસ્તનો આધાર બહુ ભાગે કારભારી ઉપર જ રહે છે.

એ આદિ વિચારી કારભારી સારૂ તો અવશ્ય બહુ પ્રકારે કહ્યું છે, પણ મનુષ્યો સારૂ પણ આપણા રાજનીતિજ્ઞો આટલે સુધી કહી ગયા છે કેઃ—

"भक्तं शक्तं कुलीनं च न भृत्यमपमानयेत् ।
पुत्रवल्लालयेन्नित्यं य इच्छेच्छ्रेय आत्मनः ॥"

'જે (રાજા) પોતાનું શ્રેય ઇચ્છતો હોય તેણે (રાજા) ભક્ત, શક્તિમાન્ અને કુલીન ભૃત્યને-મનુષ્યને-અપમાનવા નહિ, (એટલું જ નહિ કિન્તુ) પુત્રવત્ નિત્ય તેને લાડ લડાવવાં.' કારણ કેઃ—

"राजा तुष्टोऽपि भृत्यानामर्थमात्रं प्रयच्छति ।
ते तु सम्मानमात्रेण प्राणैरप्युपकुर्वते ॥"

'રાજા પ્રસન્ન થાય છે ત્યારે પોતાના સેવકને માત્ર અર્થ જ-ધન જ આપે છે, પણ તે ભૃત્યો તો સંમાન માત્ર સાટે પોતાના પ્રાણોએ કરી પણ ઉપકાર કરે છે.' (રાજા સારૂ પ્રાણ પણ નોછાવર કરે છે). આપણાં મહારાણીના સ્વામી 'ધી પ્રિન્સ કાન્સોર્ટ' ઈ. સન ૧૮૫૭ માં ફ્રાન્સના મહારાજાધિરાજ નેપોલિયન સહ વાર્તાલાપમાં વદે છે કેઃ—"No monarch had been great without having a great *minister*." 'મહાન્ પ્રધાન વિના કોઈ રાજા મહાન્ થયો નથી.' એ ભૂતાર્થવાદરૂં અને અનુભવરૂં વાક્ય છે.

આ દેશના રાજનીતિજ્ઞો પણ એ અભિપ્રાયની શિક્ષા બધી સ્પષ્ટ આપી ગયા છેઃ—

"स किंसखा साधु न शास्ति योऽधिपम् ।
हिताम्न यः संशृणुते स किंप्रभुः ॥
सदानुकूलेषु हि कुर्वते रतिम् ।
नृपेष्वमात्येषु च सर्वसंपदः" ॥ किरातार्जुनीयम् स. १।५।

'તે કુત્સિત-નિન્દિત-સખા કિંવા મન્ત્રી છે, જે રાજાને સારી રીતિએ શીખામણ દેતો નથી; તે કુત્સિત રાજા છે જે હિત-(વચનો) ને સારી રીતિએ સાંભળતો નથી; અનુકૂલ રાજાઓ અને અનુકૂલ અમાત્યો-મન્ત્રીઓ-એઓમાં જ સર્વ સંપત્તિઓ સદા રતિ-પ્રીતિ-કરે છે.' એ સર્વ હિતાવહ વચનામૃતને અભ્યુદયાકાંક્ષી સર્વ રાજા-પ્રજા-પ્રકૃતિએ અન્તઃકરણમાં ઉલ્લેખી રાખવા યોગ્ય છે.

ઉદયમાન યુરોપમાં અધુના પ્રશિયા જેવો નહાનો પ્રાન્ત સર્વ

થી શ્રેષ્ઠ બની જર્મનદેશ બની રહ્યો છે તે માત્ર બિસ્માર્ક તથા મોલ્ટકી જેવા પ્રધાનોથી જ બન્યોછે. એ એક વિદ્યમાન દૃષ્ટાન્ત છે.

પૂર્વલેખાનુસાર આધુનિક રાજાઓ પશુપક્ષીઓનો સુવર્ણાદિ ધાતુનો તથા હીરા માણિક્યાદિ રત્નોનો સંગ્રહ કરવાનો અભિલાષ રાખી પ્રયત્ન કરે છે, પરંતુ એ સંગ્રહના કરતાં અતિ ઉત્કૃષ્ટ સંગ્રહ જે 'પ્રજાનો સન્તોષ એ રાજ્યનો મહાકોષ' તથા 'પ્રજાશ્રી સબલા તો રાજ્યશ્રી સફલા' ઈત્યાદિ સુવાક્યજનિત રાજ્યમહત્તાદિના સંપાદક એવા ઉત્તમ પુરુષરત્નનો સંગ્રહ કરવો, એ સર્વ પ્રકારે હિતકારક છે, એ ભૂતાર્થ યથાવિધ સમજી તેમ કરવા પ્રયત્નવાન્ થવું એ રાજાઓને મહોદયકારિ છે. कीर्त्तिकौमुदीमां સોમેશ્વર કવે છે કેઃ—

"येन केन च सुधर्मकर्मणा भूतलेऽत्र सुलभा विभूतयः।
दुर्लभानि सुकृतानि तानि यैर्लभ्यते पुरुषरत्नमुत्तमम्॥"

कीर्त्तिकौमुदी स. ३।६४।

'જે તે સુધર્મના કર્મે કરી અત્ર ભૂતલમાં વિભૂતિઓ સુલભા હોય છે; પરંતુ તે સુકૃતો દુર્લભ છે કે જેઓએ કરી ઉત્તમ પુરુષરત્ન મલે છે.'

એ સન્તુષ્ટ પુરોહિત સોમેશ્વરે જ જેઓને યોગ્ય ગણી રાજ્યકાર્યભારમાં રાજા વીરધવલ પાસે નિયોજ્યા હતા તે પ્રખ્યાત ઉદાર વસ્તુપાલ તેજપાલ સ્વસ્વામી પ્રતિ વદે છે કેઃ—

"धनं न बहु मन्तव्यं राजन्पुरुषसंग्रहात्।
पदे पदे भवेद्यत् श्री राज्ञां सद्भृत्यसंग्रहात्॥"

'હે રાજન્! પુરુષોના સંગ્રહથી ધનને બહુ ન માનવું. કારણ કે સદ્ભૃત્યોના સંગ્રહથી રાજાઓને પ્રતિપદે શ્રી (રાજલક્ષ્મી) થાયછે-મળેછે.' (એ પુરુષસંગ્રહ જ સર્વોપરિ છે).

રાજ્યાશ્રયી વર્ગે પણ પુનઃ અવશ્ય લક્ષમાં રાખવું જોઇએ કે, રાજ્યભક્તિમાંથી કોઈ પ્રકારે ચલવું નહિ. રાજ્યહિત સારુ સર્વસ્વ અર્પણ કરીને પણ પોતાના કુલને—'राजभक्त' છે એવું—સુલક્ષણ પદ જડાય એમ કરવું. વિદ્યા, કૃષિ, વાણિજ્ય, શિલ્પ (કલા), સેવાભૃતિ (વેતન, દિનઈું, પગાર), પશુપાલન, પાસે હોય તેટલામાં સન્તોષ, વાજ ઉપજાવવું, અને ભિક્ષા, એ દશને જીવનના હેતુ ગણ્યા છે. તેમાં રાજસેવાકરનાર વર્ગ, જે વિદ્યા અને

સેવા ઉપર ઉપજીવિકાનો આધાર રાખે છે, તેણે પ્રથમ સર્વોપરિ વિદ્યાની સેવા કરીને તે એવી વિદ્યા સંપાદન કરવામાં, અને પછી વિદ્યાનું વ્યસન રાખી રાજસેવાને ઉપકારક ગણી તે યથાર્થ કરવામાં, પૂર્ણ લક્ષ રાખવું યોગ્ય છે. પછી તે સંબન્ધદ્વારા રાજપ્રજાનું જેટલું કલ્યાણ થાય એટલું કરી સ્વકુલની પ્રતિષ્ઠા વધારવી એ બહુ ફલપ્રદ છે. એમ કરેથી બહુ પ્રકારે સ્વપરનું શ્રેય થાય છે. એક રાજ્યકાર્યભારી વદે છે કેઃ—

"सतां पूजाऽसतां दण्डो वृद्धिश्च धनधर्मयोः।
सर्वलोकोपकारश्च राजव्यापारजं फलम्" ॥

'સજ્જનોની પૂજા, દુર્જનોનો દણ્ડ, ધનની તથા ધર્મની વૃદ્ધિ, સર્વલોકોનો ઉપકાર, એ રાજવ્યાપારે કરી જન્ય ફલ છે.' એ યથાર્થ છે. એ જ ઉત્તમ ફલ અર્થે વિદ્વાનો રાજસંબન્ધ રાખે છે.

रा. रा. गोकुलजीभाई दूर रह्या ते समय ते पछना
देशीय तथा युरोपीयो.

રા. ગોકુલજીભાઇ જેવા દૃઢ રાજ્યભક્તને કારભારથી દૂર તો કરવા પડ્યા, પરંતુ તેઓના વર્ચાશનમાં અને પ્રતિષ્ઠામાં કોઇ પ્રકારે પણ સુરાષ્ટ્રરાજ્ય ભણીથી ખામી ન આવી. તેથી દેશીય પરદેશીય સમજુ લોકોના મનમાં જૂનાગઢના રાજ્યભોક્તાની અને રાજ્યભારીની સમજણ વિષે ઉચ્ચ મત થયું જૂનાગઢ સંસ્થાનના લોકોનો એવા રાજ્ય ઉપર ભક્તિભાવ થાય એતો સ્વાભાવિક જ છે. એ સર્વ સારા પરિણામની શોભા વઝીર બહાવદ્દીનભાઇને અને દીવાનજી સાલેહભાઇને ઘટે છે, એમ ગોકુલજીભાઈ કહેતા. મિતમતિના લોકોની પરીક્ષા કરવાને પણ તે વેલા ઉપયોગિની થઇ હતી. કેટલાક અલ્પદૃષ્ટિ લોકોએ ગોકુલજીભાઇની અવજ્ઞા કરવા માડી અને નીચસેવકવૃત્તિને અનુસરી પોતાની તુલના કરાવી દીધી હતી.

રા. ગોકુલજીભાઈ ઉપર મિ. પીલસાહબની બહુમમતા હતી એ પ્રસિદ્ધ હતું. મિ. જાહ્ન જાર્ડીનસાહબ જે થોડો સમય ...માં 'જ્યુડિશિયલ આસિસ્ટન્ટ' રૂપે રહ્યા હતા, તેઓનો અને અનુકૂળ ... પણ ગોકુલજીભાઇ ઉપર બહુ હતાં. ગોકુલજી-રતિ–પ્રીતિ–કરે છે.' તેઓ પરોક્ષ રીતિએ બહુ ઉપયોગી થયા સર્વે રાજા-પ્રજા પ્રકૃતિએ પ્રમુખ કર્નલ લાસાહબે તો પ્રસિદ્ધરીતિએ ઉદયમાન યુરોપમાં અ...હતો. તેઓ તો ગોકુલજીભાઇના

મિત્રોને પોતાના મિત્ર અને શત્રુને શત્રુ જેવા ગણતા અને પૂર્ણ પક્ષપાતી ગણાતા. ક. લાસાહબની સ્વજન ઉપરની મમતા તો કંઈ આશ્ચર્યકારિકા હતી. શ્રીભાવનગરરાજ્યમણ્ડલ રા. રા. ગૌરીશંકર, સામલભાઈ આદિ એ પક્ષમાં હોય એ કહેવાની તો અપેક્ષા જ નથી.

ક. ઍન્ડરૂસનની, અયોગ્યતાથી સુરાષ્ટ્રપ્રાન્તમાં બહુ અવ્યવસ્થિતિ થઇ હતી. તેઓ રજા ઉપર જતાં મિ. જે. બી. પીલ આવ્યા. તેઓ આવતાં સ્થિતિ સારી થવા માંડી હતી. એવામાં ક. ઍન્ડરૂસન રજા ઉપરથી આવ્યા અને મિ. પીલ પાછા ગયા. ત્યાં પૂર્વથી અધિક અવ્યવસ્થા ચાલવા માંડી. કેટલાક સારા ગૃહસ્થો ઉપર વૈર લેવાય છે એમ લોકો માનવા લાગ્યા. અને તેમાં કોનો કોનો ભોગ થશે એ વિષે અનેક લોકપ્રવાદ ચાલવા માંડ્યા. સારા મનુષ્યો શંકાશીલ રહેવા માંડ્યા. કુટિલ પ્રાણીઓનું બલ વધતું ગણાવા લાગ્યું. અને તે સાથે એવી વાર્તા ચાલી કે ક. ઍન્ડરૂસન પોતાના અધિકારનાં વર્ષ વધરાવવા પ્રયત્ન કરી વગ લગાડે છે, ઇત્યાદિ. તે સન્ધિમાં મુંબઇનાં ઇંગ્લિષ વર્તમાનપત્રોમાં ક. ઍન્ડરૂસન વિરુદ્ધ લેખો આવવા માંડ્યા. ક. ઍન્ડરૂસન તેથી અધિક ક્લેશ પામવા લાગ્યા. અને તપી જઇ આવા આશયનું પ્રસિદ્ધ બોલવા લાગ્યા કે 'મનસુખરામ, ગગાઓઝા, જાર્ડીન અને કંપની' ની પ્રેરણાથી વર્તમાનપત્રોમાં એ વિરુદ્ધ લખાય છે. પણ વિલાયતમાં મારો ભાઇ અધિકારી છે અને મારી વગ એવી છે કે હું ધાર્યું કરી શકીશ' ઇત્યાદિ

પરંતુ તેઓનાં વર્ષ વધ્યાં નહિ. સ. ૧૯૩૧ ના આરભમાં તેઓના સમયનો અન્ત આવતાં અધિકાર છોડવો પડ્યો.

કર્નલ ઍન્ડરૂસનસાહબ વિષે આરભમાં સૂચવ્યું છે તેમ અન્તે પણ કહેવું જોઇયે કે, તેઓ સ્વભાવે માયાળુ અને ઉદાર હતા. ભોળા સ્વભાવને લીધે તેઓ ભમાતા હતા તેથી તેઓના વારામાં સારા ગૃહસ્થોને વિડબના આવી પડતી. પોતે વિલાયત ગયા પછી આ લેખક ઉપર એક પત્ર લખ્યું હતું તેમાં રા. ગોકુલજીભાઇ વિષે પોતે કરેલી ભૂલ સમજ્યા હતા, એમ સ્પષ્ટ જણાતું હતું. અને તેઓને વિષે બહુ સારા સ્નેહાંકિત વિચાર દર્શાવ્યા હતા. એ પત્ર નીચે પ્રમાણે છેઃ—

"*4th July 1877,*
LAKEFIELD,
INVERNESS, SCOTLAND.

MY DEAR MR. MANASOOKRAM,

* * * * * * *

Will you please write to Gokulji ZÂlâ for me and say I only knew from Bapoomia's letter that he had been made a Rao Bahadur at the Dehlie Assemblage. Had I known this earlier * * * I would have congratulated him sooner. * * * * Please tell Gokulji that I still consider him as my friend and will be very happy to do anything I can to assist the Nawab to the utmost of my powers. * * *

Anything I can do I will very willingly help the State and old friends and of that they may rest assured. I bear no ill will against any one and have received too many kindnesses and marks of friendship from all to do so.

Remember me therefore to all at Junagar and with best wishes to yourself,

I remain,
Yours very truly,
(Sd.) ANDERSON. COL."

કર્નલ અંન્ડરૂસનનું પછીથી આ દેશમાં કંઇ વ્યાપાર સંબન્ધમાં આવવું થયું હતુ, ત્યારે આ લેખકનું તેઓને મલવું થયું હતું, તે વેલા સમક્ષ પણ જૂનાગઢના રા. રા. ગોકુલજીભાઈ આદિ અધિકારીઓ વિષે ઉચ્ચ ભાવ દર્શાવી પોતે પ્રથમ કરેલી ભુલ વિષે પશ્ચાત્તાપ કરતા પ્રતીત થતા.

"उत्पन्नपश्चात्तापस्य बुद्धिर्भवति यादृशी ।
तादृशी यदि पूर्वं स्यात् कस्य न स्यान्महोदयः" ॥

એ રાજનીતિજ્ઞ ચાણાક્યનું કથન યથાવત છે. '(કંઇ અનુચિત કાર્ય કર્યા પછી) પશ્ચાત્તાપ ઉત્પન્ન થઇ તેની જેવી બુદ્ધિ

થાય છે, તેવી બુદ્ધિ પૂર્વે-પ્રથમથી-થાય તો કોનો મહાઉદય ન થાય?'

મિ. જે. બી. પીલ પોલિટિકલ એજન્ટ. ગવર્નરનું સુરાષ્ટ્રપ્રાંતમાં આવવું.

સં. ૧૯૩૧ ના આરંભમાં મિ. જે. બી. પીલ સ્થાયી પોલિટિકલ એજન્ટ નિયોજાયા અને સુરાષ્ટ્રપ્રાન્તમાં પુનઃ આવ્યા. એ જ વર્ષના માર્ગશીર્ષમાસમાં મુંબઇના ગવર્નર સર ફિલિપ વોડહાઉસ સુરાષ્ટ્રમાં પ્રવાસ કરવા મુંબઈથી નીકળ્યા. રાજકોટમાં રાજસભા (દરબાર) ભરવાની હતી તેથી સર્વે રાજાઓને આમન્ત્રણ હતાં. ખુ. નવ્વાબસાહબ પણ રાજકોટ આવ્યા હતા. રા. રા. ગોકુલજીભાઇને પણ સાથે લાવ્યા હતા. તેઓએ એક જુદા તંબુમાં ઉતારો રાખ્યો હતો. રાજપ્રસંગમાં બહુ ભળતા નહિ. તેઓને બોલાવતા ત્યારે અગત્યનું કૃત્ય હોય તો જતા. શેષ સમયમાં પોતાના તંબુમાં બેશી સારા સારા ગ્રન્થોનું અવલોકન કરતા. પૂર્વેની રીતિપ્રમાણે આ લેખકે તેઓની સાથે જ નિવાસ રાખ્યો હતો. રાજ્યનીતિ ઉપર દૃષ્ટિ કરતાં આ લેખકનું હિત શામાં છે તેની ચિન્તા પોતે કરી કહેતા કે,—તેઓના પોતાના સહવાસ કરતાં બીજા અમુક ગૃહસ્થોનો વિશેષ સમાગમ રાખવો ઉચિત છે. ઇત્યાદિ.

દીવાનજીસાહબ સાલેહભાઇની સૂક્ષ્મબુદ્ધિ અને સારા વિચારની એક ઉપકથા રાજવર્ગીયોના બોધ સારૂ અત્ર લખાય છે.

એક પ્રસંગે તેઓ સાહબ અને આ લેખક એકાન્તમાં અનેક વિષયો ઉપર વાર્ત્તા કરતા હતા. તેમાં પ્રસંગવશાત્ તેઓએ કહ્યું કેઃ—"આપણા રાજ્યકારભારમાં ફેરફાર થયો તેમાં મનુષ્યોની પરીક્ષા કરવાનો બહુ સારો સમય આવ્યો. જે ગોકુલજીભાઇના મનુષ્યો ગણાતા હતા, તેઓમાંના કેટલાક મને વહાલા થવાની નીચ આશાએ મારી પાસે આવી ખુશામત કરે છે, અને કેટલાક મારાં વખાણ અને ગોકુલજીભાઇનું વાંકું પણ બોલે છે. પરંતુ એવાઓની જે વાઞ્છા છે તેથી વિપરીત જ વિચાર મારા મનમાં આવ્યા છે. મને એમ લાગે છે કે તેવા સમયપૂજક મનુષ્યો કંઇ જ કામના નહિ. મારા અધિકારમાં ફેરફાર થતાં મારી પણ એ જ વલે કરે. આ અવસરે હું કોઈના ઉપર પણ પ્રસન્ન થયો છું તો તે તમારા જેવા ઉપર થયો છું, કે જેમણે એકનિષ્ઠા જ રાખી છે. સમજુ મનુષ્યો તો એવાની સાથે જ સ્નેહમમતા બાંધવા ઇચ્છે અને તેમને જ ધન્ય કહે. જો કદાપિ કોઈ સહાય લેવાનો

કાલ આવે તો તેવાથી જ લાભ થાય. અમે અરબલોકો તો એવા
છિયે અને એવા ઉપર જ ફિદા થઇયે." ઇત્યાદિ આશયનું આ
લેખકને બહુ સન્તોષ થાય અને કોઇને પણ સારા માર્ગમાં ઉત્તે-
જન મળે એવું તેઓ બોલ્યા હતા. એ પ્રસંગે રા. ગૌરીશંકરજી
આદિ પણ રાજકોટ પદ્ધાર્યા હતા. તેઓની સાથે મિલન થયું હતું.
પર તુ કંઇ શકા આણવાનું કોઇને કારણ થાય, એમ કલ્પી, એ
વેલા ગોકુલજીભાઇ બહુકરી મળવા હલવાનું ઓછું રાખતા.
ક. ઍન્ડરસનને અધિકાર ભોગવવાનાં વર્ષ વહ્યાં નહિ અને
મિ. પીલ આવ્યા તે સમયથી સુરાષ્ટ્રપ્રાન્તમાં સર્વત્ર પ્રચવાક્ય
પ્રચલિત થયાં કે અવે સુજ્ઞ ગોકુલજી આદિની પીડાકારિ ગ્રહદશા
દૂર થઇ અને અવે તેઓનો પુનરુદયસમય સમીપ છે. પ્રાતઃ-
કાલ થતાં અન્ધકાર અને નિશાચરો નાશી જાય તેમ મિ. પીલ
આવ્યા પછી અન્ધેરમાં કુટિલ માણસોએ એજન્સીને ઘેરી લીધી
હતી તેઓ નાશવા લાગ્યા અને ત્યાંના વાયુચક્રમાં સ્વચ્છતા આવી.

रा. रा. गोकुलजीभाइ तथा जमादार सालेहहिन्दीनो सहकारभार.

રાજકોટથી ગવર્નરસાહબ જૂનાગઢ આવ્યા. ત્યાં મિ. પીલ
પણ સાથે હતા. તેઓ મજેવડી દરવજ્જાના માઢ ઉપર ઉતર્યા
હતા. આ લેખક તેઓને પૂર્વોક્ત મળવા ગયો ત્યાં પ્રકીર્ણ વાર્તા-
ઓમાં જૂનાગઢ રાજ્યના કારભાર સંબન્ધિની વાર્તા પણ આવી.
તે વિષયે ચર્ચા થઇ. રા. રા. ગોકુલજીભાઇ જેવા દક્ષ[1] તથા વિ-
ચક્ષણ[2] પુરુષને વિનાકારણ દ્વેષી અને સ્વાર્થી લોકોએ પ્રપચ
રચી કેવે પ્રકારે દૂર કરાવ્યા હતા એ વૃત્તાન્ત મિ. જાહ્ન જાર્ડિન
આદિ સંભાવિત ગૃહસ્થોના મુખથી તેઓના જાણવામાં-તેઓ
મુંબઈમાં આવ્યા ત્યારથી જ-હતો. તેઓ સાધુવૃત્ત મહાશયો ઉ-
પર સ્નેહમમતા રાખીને બહુ સમભાવ દર્શાવતા. રા. રા. ગોકુલજી-
ભાઇની પ્રધાનપદે પુનઃ સ્થાપના સંબન્ધિની સૂચના થતાં તે
વેલા તો તેઓ કંઈ આશાજનક વચન વધા નહિ. પરતુ મેઘદૂત
માં કાલિદાસ કવે છે તેમ કંઈક એ શુભ પ્રસંગમાં અનુભવ્યું.

"निःशब्दोपि प्रदिशसि जलं याचितश्चातकेभ्यः ।
प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव ॥ १२ ॥

---

૧ પ્રત્યુત્પન્ન કાર્યોમાં સદ્ય યથાવત્ પ્રતિપદવાને-જાણવાને-નિર્ણય-
કરવાને-સમર્થ તે. ૨ યથોચિત લૌકિક અલૌકિક સર્વ ક્રિયાઓમાં કુશલ.

'To thee the thirsty Chátakas complain,
Thy only answer is the falling rain;
And still such answer from the good proceeds
Who grant our wishes not in words but deeds.'
H. H. WILSON.

'(હે સૌમ્ય મેઘ! આ મારૂં બન્ધુકૃત્ય છે તે તેં વ્યવસિત છે શું? હું કરીશ એમ નિશ્ચિત કર્યું છે શું?-તારા પ્રીતિવચનથી તારી ધીરતાને હું કલ્પતો નથી-તારા તૂષ્ણીંભાવથી-ન બોલવાથી-અસ્ગીકાર નથી કર્યું એમ હું કલ્પી શકતો નથી.) તું યાચિત થયે સતે નિઃશબ્દ-ગર્જનારહિત-થઈને પણ ચાતકોને જલ દઉંછું. (તે યુક્ત જ છે) કારણ કે 'પ્રણયી વિષે' નામ યાચકો વિષે 'ઈપ્સિતાર્થક્રિયા જ' નામ અપેક્ષિતઅર્થનું સંપાદન જ સત્પુરુષોનું પ્રતિવચન છે.' અર્થાત્ નીચ જન કહે છે પણ કરતા નથી, સુજન વદતા નથી પણ કરે છે.

નીચેના વૃત્તાન્તથી જણાશે કે પ્રસંગ આવતાં તત્કાલ જ રા. રા. ગોકુલજીભાઈની પુનઃ સ્થાપનામાં સદુપકારફલ-સંપત્તિમાન્[1] મિ. પીલ સમર્થ સાધન થયા. પછી મધ્યાહ્નોત્તર વઝીર બહાવદ્દીનભાઈ, દીવાન સાલેહભાઇ, રા. રા. નૃસિંહભાઇ અને આ લેખક મિ. પીલને મલવા તે જ સ્થાને ગયા. ત્યાં પ્રથમ કેટલોક વિનયવિવેકનો વાર્તાલાપ થયો. અને પછી—દીવાનજી સાલેહભાઈએ મિ. પીલ સાહબને કહ્યું કે,—'અમારે ક. એન્ડર્સનના આગ્રહને લીધે કારભારમાં ફેરફાર કરવો પડ્યો હતો. બાકી અમારે ગોકુલજીભાઇથી કોઇ વિશેષ નથી. તેઓના ઉપર ખુ. નવાબસાહબનો પૂરો વિશ્વાસ છે. મારામાં કઈં પણ યોગ્યતા આવી હોય તો તે રા. રા. ગોકુલજીભાઈ જેવા નાગરોના સહવાસનું ફલ છે. માટે તમારી ઇચ્છા પ્રમાણે કરવા અમે તત્પર છીએ. રા. રા. ગોકુલજીભાઇ ભલે દીવાન થાય.'

ઇત્યાદિ આશયનું કહેતાં, મિ. પીલે તેઓને અભિનન્દન આપ્યું અને ઉત્તરમાં આ આશયનું કહ્યું કે, 'આપના સદ્ભાવ અને વિચાર સારા છે. ગવર્નરસાહબ પણ અત્ર છે. તેઓને આપનો વિચાર જણાવીશ. તેઓ પ્રસન્ન થશે. આપ રીતિસર લેખ

[1] સત્પુરુષોનો ઉપકાર કરવો એ જ છે ફલ જેનું એવી સંપત્તિવાલા.

મોકલજો. આપના સર્વના જૂનાગઢરાજ્યને લાભકારક વિચાર જોઇ જાણી આપના વિષે મારૂં ઉચ્ચ મત થયું છે. રાજ્યમાં યોગ્ય અને સમર્થ ગૃહસ્થો હોય છે તો જ રાજા પ્રજાને લાભ થાય છે.' પછી અન્ય પ્રકીર્ણ વાર્તાલાપ થયા અને અમે આજ્ઞા માગી.

પછીથી એ સંબન્ધમાં પ્રત્યેકના મનમાં પોતપોતાની દૃષ્ટિ અનુસાર અનેક મનોવિકાર થાય એ સ્વાભાવિક હતું તેમ થયું. લોકોમાં અનેકા વાર્તાઓ ચાલવા માડી. બહુ ભાગમાં 'અન્તે ધર્મે જય' એમ બોલાવા માડ્યું.

જૂનાગઢમાં જે દર્શનીય હતું તે જોઇ સર્વ સાહબલોકો તો પછી ગયા. રાજમણ્ડલે આ લેખકને ત્યાં રાખ્યો. જ. સાલેહ્ભાઇ તો રા. ગોકુલજીભાઇને સ્વતન્ત્ર પ્રધાનપદ પાછું દેવા રાજી હતા. પરં તુ જ. સાલેહ્ભાઈના નામથી જેઓના કામ (અભિલાષ) પૂરા થતા હતા તેઓએ અનેકશંકા અને વિઘ્નો દેખાડવા માડ્યાં તેથી પછી કેટલાક નિબંધ બાંધી સાલેહ્ભાઈ અને ગોકુલજીભાઈ સહપ્રધાન થઈ તે બેએ એકત્ર કારભાર કરવાનું પ્રથમ ઠરવ્યું. વચલા સમયમાં ગોકુલજીભાઇ અને રાજ્યના બીજા સહાયકારી અધિકારીઓ વચ્ચે અન્તર પડી ગયું હતું, તેનું સમાધાન થાય એવા ઉપાયો યોજવા સારૂ પૂર્ણ પ્રયત્ન કરી આ લેખકે જૂનાગઢ છોડ્યું.

સુગ્ન ગોકુલજીભાઇનો વિચાર તો કારભારના વિક્ષેપના સન્ધિમાંથી જ નિવૃત્તિ ભોગવવાનો હતો. પરં તુ કેટલાંક કારણથી તેમ કરવું તેઓના મિત્રોને ઉચિત ન લાગ્યાથી એમ સંકલ્પ થયો હતો કે,–કારભાર મૂકાવ્યો ત્યારે નિવૃત્તિ લીધી એમ કહેવાય તે કરતાં, કારભાર સ્વેચ્છાથી મૂકીને નિવૃત્તિ લેવી, એ બહુ પ્રકારે રુતર છે. અન્ય જનોને અનુસરવા સારૂ એ એક ઉદાહરણ રહેશે તેથી લાભ થશે. એ સંકલ્પને અનુસરી, તેઓની પુનઃ સ્થાપના થયે તેઓએ નિવૃત્ત થવાનો વિચાર પણ તે સમકાલે જ તેઓના મનમાં હતો. પરં તુ એક વેળા ઉપાધિમાં પડ્યા પછી તેમાંથી મુક્ત થવું એ બહુ જ વિષમ કર્મ થઇ પડે છે. અનેક સંબન્ધના બન્ધથી મનુષ્ય પછી વિવશ થઈ જાય છે. ગોકુલજીભાઇને તેમ થઈ પડ્યું હતું.

---

રા. રા. ગોકુલજીભાઇનાં પત્રો.

"મુ. ગોરખમઢી, ચૈત્ર વદિ ૧૨ રવિ.

"રાજશ્રી મનઃસુખરામ સૂર્યરામજી.

"તમારાં પત્રો ઉત્તરોત્તર પ્રસંગે આવ્યાં કરે છે. કમ ફુરસદે પત્ર લખી શકતા નથી તે માફ કરશો. ભાણુજીને તાકીદ રાખી છે, તે આપના તરફ હકિકત લખ્યાં કરતા હશે. વડોદરા પ્રસંગ વિષેમાંથી શીખામણનાં તમારાં પત્રનો સાર મેં. સાલેહુભાઈ સાંભળે છે..........................હવે કાંઈ રચતું નથી. ફૂટકારાના પરિણામના અન્દેશાથી ઔદાસીન્ય (રહે છે) એટલે પત્ર સમાચાર લખવા ઉમંગ રહેતો નથી. સાલેહુભાઇને માન બાબત (મારી પ્રાર્થનાથી સાહબ) ત્યાં લખનાર છે. પ્રસંગ ચાલતાં પોતે (સાલેહુભાઇ) વિરક્તતા બતાવે છે. નિશ્ચલ સ્થિતિ વિના અમારે ગલે લેવા મન નથી. કોઈ પ્રકારે મુક્તતા થાય એ વધુ અભિલષિત છે..............હવે તો પંચદશી વાક્યવત્ મન છેઃ—

"भुंक्ते विष्टीगृहीतवत् (વેઠે પકડેલા મનુષ્યની પેઠે જ્ઞાની પ્રારબ્ધ ભોગવે છે.) મનની એ દશા બની ગઈ છે. માટે સાહાય્ય થાય તો કરજો..........................................
મન ઉત્થિત થયું છે.............. .......કૃપા છે તે રાખવી.
સં. ૧૯૩૧ ના ચૈત્ર વદિ ૧૨ રવિ. વિ. ગોકુલજીના સા. ન."

---

"રા. રા. મનઃસુખરામ સૂર્યરામ. શ્રીમુબઇ.

"શ્રીજીર્ણગઢથી વિ. ઝાલા ગોકુલજી સપત્તિરામના નમસ્કાર. અત્ર કુશલ છે તત્રાસ્તુ. વિશેષ લખવાનું કે,—હાલમાં અત્ર સત્સંગ સમાગમમાં आत्मपुराण વચાય છે. અગ્યારમો અધ્યાય ચાલે છે. એ અધ્યાયમાં ઉપનિષત્ ૧૧ ની વ્યાખ્યા છે તેની વિગત.

१ जाबाल. २ गर्भ. ३ ब्रह्म. ४ परमहंस. ५ हंस. ६ आरुणेय. ७ क्षुरिका. ८ अमृत. ९ नादमहत्. १० आत्मप्रबोध. ११ कैवल्य. એ રીતે અગ્યાર ઉપનિષત્ છે. તે સર્વે અમારે વાચવામાં બહુ જ ઉપયોગી છે માટે એ ઉપનિષદોનો આપે ખચિતપણે શોધ કરવો. તેમ જ આ પત્ર વ્યાસજી જયકૃષ્ણજીને વચાવી અમારા સાષ્ટાંગ નમસ્કાર કહી એ ઉપનિષત્ જેમ બને તેમ મેળી કરી અમને મોકલવા વિનતિ કરશો. એ ગ્રંથો છાપેલ

મળે તે લેતાં બાકીના લખાવી મોકલવાની પણ ભલામણ કરશો. એ વિષયમાં આપ તથા વ્યાસજીને પૂરી ચીવટ રાખવા વિનતિ છે. કથાના આરંભમાં गर्भोपनिषद्ની વ્યાખ્યા ચાલે છે, માટે તે તુરત આવી પૂગે તેમ કરશો. ભૂલવું નહિ.

"હાલમાં શ્રી ભગવદ્ગીતા શંકરાનન્દી ટીકાસહિત ત્યાં છપાય છે......તે ગ્રંથ લેવા. એ જ વિનતિ. સં. ૧૯૩૧ ના જ્યેષ્ઠ સુદિ ૬." વિ. ગોકુલજીના ન."

आत्मपुराणनी प्रसिद्धि.

આ લેખકને સાધુ શાસ્ત્રિસ્વામીએ–આનન્દગિરિએ–આગ્રહથી સૂચના કરી હતી કે એ आत्मपुराणનો ગ્રન્થ બહુ સારો છે તે પ્રસિદ્ધ થાય તો સુબોધમાં બહુ ઉપયોગી થઈ રહેશે. રાજસ્થાનિકસભાના કાર્ય સારૂ કારભારીમંડલ મુંબઈ આવ્યું હતું તે પ્રસંગે આ લેખકે તેઓના આગળ પ્રાર્થના કરી હતી કે એ ગ્રન્થ મુદ્રિત થાય તો પુણ્યનું કર્મ છે. રા. રા. સામલદાસ તથા ગોકુલજીભાઈને પણ કોઈ બીજા મહાત્માઓએ પૂર્વે એમ જ કહ્યું હતું, તેથી તેઓના મનમાં તુરત તે વાર્તા ઉતરી. અને તેમાં નાણાં આપવા અંગીકાર કરયું. ત્રણ ભાગ સામલભાઇના અને એક ભાગ ગોકુલજીભાઇનો એમ ચાર ભાગે નાણાં આપતાં એ ઉપયોગી બોધક સુન્દર ગ્રન્થ ગણપત કૃષ્ણાજીના મુદ્રાયન્ત્રમાં મુદ્રિત થયો. રા. રા. સન્તોષરામ દેશાઇ તથા ગૌરીશંકરજીએ મળી સંસ્કૃત योगवासिष्ठ મુદ્રાઙ્કિત કરાવવો એમ પણ ઠરયુ હતું. પરંતુ તે કૃત્ય સિદ્ધ ન થયું. અન્તે તે ગ્રન્થ ગણપતકૃષ્ણાજીવાળાએ પોતે જ અહુણા પ્રસિદ્ધ કરયો છે. સદ્ગત ગોકુલજીભાઇએ आत्मपुराणનું વ્યાખ્યાન કરવા માડ્યું, ત્યારે તેઓને લાગ્યું કે, તેના સમર્થ કર્તા शंकरानन्द મહાત્માએ જે જે ઉપનિષદ્ની શ્રુતિના શ્લોક બાંધ્યા છે, તે તે શ્રુતિઓ પણ તે જ પત્રમાં કોઇક સ્થલે લખવામાં આવી હત તો તે વિશેષ ઉપયોગિની થઈ પડત. પોતે જે ગ્રન્થ વાચતા તે ગ્રન્થમાં સ્વહસ્તે તે શ્રુતિઓ લખી છે. દ્વિતીયાવૃત્તિમાં તેનો ઉપયોગ કરવા સંકલ્પ હતો.

એ વર્ષના શ્રાવણમાસમાં ગોકુલજીભાઈ રાજકોટ પધારવાના હતા. રા. રા. સામલદાસનું પણ ત્યાં ગમન થવાનું હતું.

તેઓ ઉભયની કૃપામમતા આ લેખક ઉપર બહી હોવાથી સમાગમમાં તેને પણ ઇચ્છતા. રા. સામલભાઇએ પોતાને રાજકોટ જવાનું અને 'દર્શનનો લાભ લેવા'નું જે પત્ર લખ્યું હતું તે પત્ર નીચે પોતે ગોકુલજીભાઈ લખે છે કેઃ—

रा. रा. गोकुलजीभाइलिखितपत्रोमांथी उद्धार.

"રા. મનઃસુખરામજી.

"આપ આ પત્રથી જાણશો. હું સુદિ ૧૫ રવિ રાજકોટ પહોંચીશ. સામલભાઈ પણ વદિ ૨ જે આવશે. આપને મેં છેવટ પત્ર લખ્યો છે તે સારૂ વિચાર કરવા તમને મળવા ચાહે છે... ખુ. નવાબસાહબને પધારવા તથા બંગલા વિગરે વિચાર સારૂ પણ તમથી બને તો વદિ ૨ જે રાજકોટ પધારવા મહેરબાની કરવી, તો બહુ ઉત્તમ પ્રસંગ છે. તે છતાં કાંઈ કારણસર ન અવાય તો સલાહ સહિત આપ પત્ર લખશો. એ જ. વિ. સં. ૧૯૩૧ ના શ્રાવણ સુદિ ૭ રવિ. હું સોમવારે અહિંથી ચાલી ધીરે ધીરે રાજકોટ જઇશ. વિ. ગોકુલજી."

---

"વડીલશ્રી ગૌરીશંકર ઉદયશંકર. સેવામાં.

"શ્રીરાજકોટથી વિ. ઝાલા ગોકુલજી સંપત્તિરામના સા. દંડવત્ પ્રણામ પહોંચે. વિશેષ વિનતિ આપના તરફથી સામલભાઈના પત્રે ત્યાં सूत्रभाष्यादि શ્રવણ (ના) વૃત્તાન્ત જાણી સન્તોષ થયો છે.

"ગઇ કાલના આપના લખાણમાં भगवद्गीताના પચમ અધ્યાયમાં शंकरानन्दस्वामीનું બોલવું દીક્ષિતજીને મળતું આપે લખ્યું, તે પૂર્વાપર સમજી લખાવ્યું હોય એમ હુંને લાગ્યુ નહિ. આપનું પત્ર આવતાં એ અધ્યાય લઈ વાચ્યું ત્યાં આરંભમાં જ સ્વામીએ સ્પષ્ટ વિભાગ લખેલ છેઃ—અર્જુનનું પ્રશ્ન આમ છે કેઃ અવિદ્વતકર્તૃક સંન્યાસ, (અને) કર્મયોગ-(એ બે)માં શ્રેયસ્કર કિયું? જેથી (સિદ્ધ છે કે) ઉપક્રમમાં જ અવિદ્વાન્ ઉપરની આ તકરાર છે.

"હવે, આપ જાણોછો (જ) જે અમે પણ જે પ્રસંગમાં દીક્ષિતજીને ઉત્તર આપિયે છિયે તે શાસ્ત્રવાક્યથી જ છે. અને
૨૪

શાસ્ત્રમાં જે લખ્યું છે તે યથાર્થ છે. માત્ર તેની વ્યવસ્થા જાણવી એ ગુરુગમ્ય છે. બાકી વૈયાકરણ દીક્ષિતજી જેવા શબ્દનો શાસ્ત્રાર્થ કરી શકે છે.

"અમે પણ કર્માનુષ્ઠાન અને તજ્જન્ય ચિત્તશુદ્ધિ, સાધનસંપત્તિ, વિવિદિષા (સંન્યાસ),[1] વિદ્વત્સંન્યાસ,[2] ઈત્યાદિ સર્વ અમારે પણ માન્ય છે. અમારી તકરાર એટલી જ છે જે, અસ્મદાદિ અવસ્થાવાનને અપરોક્ષ જ્ઞાન થાય જ નહિ, એ અભિનિવેશ દીક્ષિતજીનો માની શકાતો નથી. વળી આગળ એ અધ્યાય જોઇ લખશું. કૃપા છે તે રાખવી. સ્વામિશ્રીની સેવામાં શા. પ્ર. શ્રાવણ વદિ ૬. લિ. ગોકુલજી."

કંઈ કામપ્રસંગથી આજ્ઞા અનુસાર રાજકોટ જઈ સજ્જન સમાગમનો લાભ લેવા આ લેખકને બની શક્યું નહિ. સામળભાઇના સમાગમમાં ગોકુલજીભાઇ પ્રસન્ન રહેતા. આ લેખક ઉપરના તે સમયના એક પત્રમાં લખે છે કે—"શાન વર્ષનો દુકાલ-કલિયુગ-જતાં અહિં (રાજકોટમાં) સત્યુગ વર્તે છે... ત્યાં (મુંબઇમાં) હજી...સત્યુગની ગણત્રી જ નથી એવી સ્થિતિ સમજાય છે. એમ હશે તો કેટલું વિપરીત. કાઠિયાવાડની કમનસીબી... અમે પોતાને વાસ્તે નિશ્ચિન્ત છઉં પણ...જેરાની ગોબત અમને શુ પસંદ આવે. અદ્ભુત જમાનાથી ભાગી જવું એવસ્કર લાગે છે. (પરંતુ) પ્રારબ્ધની સહાયતા નથી.

"સામળદાસભાઈના નિરન્તરસહવાસ, આપનું પ્રસંગોપાત્ત સ્મરણ, તથા કેટલાક મનોરાજ્યથી આજકાલ નિરન્તર ખુશીથી વ્યવહાર ચાલે છે.

"जगत्में सत्संग ज सुखनुं साधन तथा सत्य सुख दें-नार है

"હવે એક વખતે બહુ પડતું મૂકો. મુંબઈ તે (સામળદાસ) આવી શકે એમ નથી, તેના સાહેબ આવતા નથી. સેનાભાઇ પધારશે. અમે મન કર્યો પણ સામળભાઈના સાહેબ આવતા નથી. ઈશ્વરેચ્છા આપનાં દર્શન .......ન થયાં તે તો થશે. મારૂં મન વિજયાદશમ સુધી, પ્રથમ આવવા છે........"

---

૧ જ્ઞાનેચ્છાથી જ્ઞાન પૂર્વે સન્યાસ ૨. જ્ઞાન થયા પછી સન્યાસ

## धि प्रिन्स आव वेल्स आ देशमां आवतां सर्वनुं मुंबई आववुं.

એ વર્ષ સંવત્ ૧૯૩૧ ના અન્તમાં આપણી મહારાણીના યુવરાજ 'ધી પ્રિન્સ આવ વેલ્સ' ભરતખણ્ડમાં પદ્ધારવાના હતા. તેથી આ પ્રાન્તના રાજાઓને મુંબઇ રાજધાનીમાં આમન્ત્ર્યા હતા. તદનુસાર ખુ. નવ્વાબસાહબ પણ સ્થલમાર્ગે અમદાવાદ થઇ મુંબઇ પદ્ધાર્યા. તેઓનો ઉતારો ગોવાલિયાતલાવ ઉપરના એક સુશોભિત બંગલામાં હતો. ગોકુલજીભાઇ સાથે જ હતા. તેઓનો ઉતારો તે બંગલા સંમુખના એક બીજા બંગલામાં હતો. રા. નૃસિંહભાઇ તથા આ લેખક પણ તે સહવાસમાં હતા. દીપોત્સવીના દિવસો પણ તે સન્ધિમાં આવ્યા હતા. એ સર્વ મહોત્સવ મુંબઇમાં કર્યા.

## कच्छ राज्यकारभार अने रा. मणिभाइ कच्छप्रधान.

એ સમયે કચ્છના તત્રભવાન્ મહારાવશ્રી પ્રયાગમલ્લજી પોતાના પ્રધાન રા. કૃષ્ણાજી ઉપર અસન્તુષ્ટ થઇ રૂઠ્યા હતા; અને રાજ્ય સારૂ પ્રામાણિક, ન્યાયી, બુદ્ધિમાન્, શક્તિમાન્, રાજભક્ત, નીતિધર્મજ્ઞ, સુશીલ એ આદિ ગુણગણાલંકૃત પ્રધાન શોધતા હતા. તેઓનું મન રાવબહાદુર મણિભાઇ વિ. યશભાઇ ઉપર ઠરવા માડ્યું હતું. ભુજના પોલિટિકલ એજન્ટ કર્નલ પારસાહબને અને રા. મણિભાઇને જૂનાગઢમાંથી પરિચય થઇ મમતા બંધાઇ હતી. રા. મણિભાઇની બહુ પ્રકારની યોગ્યતા જોઇ ક. પાર તેઓ ઉપર બહુપ્રીતિ રાખતા. તેઓની પુષ્ટિ મળે એ સ્વાભાવિક જ હતું. બીજા પણ બેચાર સારા ગૃહસ્થો એ પદને સારૂ અર્થી અને આશાવાન્ હતા. રા. મણિભાઇને ભુજરાજ્યનું પ્રધાનપદ સ્વીકારવા સૂચના થઇ ત્યારે તેઓએ સ્વાભાવિકી રીતિએ પોતાના ગુણગ્રાહી, સંવર્ધક અને ઉપકારક ગોકુલજીભાઇનું મત લેવા ઇચ્છ્યું. મણિભાઇના અભ્યુદયના એ માંગલિક સમાચાર સાંભળી ગોકુલજીભાઇ પ્રસન્ન થયા. કેટલાક અનુભવના પ્રસંગો કહી એ અધિકાર સ્વીકારવા અનુમત આપ્યું. રા. રા. મણિભાઇના ગુણની પ્રથમપરીક્ષા કર્યાનું અભિમાન પોતે રાખતા. અને જ્યારે મણિભાઈ ભુજના પ્રધાન સ્થપાયા ત્યારે ગોકુલજીભાઈનાથી અધિક સન્તોષાનન્દ કોઇને પણ નહિ થયો હોય.

ગોકુલજીભાઇ કઠિન પરીક્ષક—જેને ફારસીમાં 'મુષ્કલ પસંદ' કહે છે—તેવા હતા, સામાન્ય ગુણવાન્ મનુષ્ય ઉપર તેઓનો સામાન્ય ભાવ જ રહેતો. તેઓનાં સ્નેહમમતા બહુ પ્રકારે ગુણવાન્ અને યોગ્ય પુરુષો ઉપર જ વધતાં. અને તેવા જગત્‌માં વિરલ હોય છે, તેથી તેઓની મમતાની મર્યાદા થોડી હોય એ સ્વાભાવિક હતું, પણ તે જેટલામાં હતી ત્યાં ગાઢા હતી.

એ જ વર્ષમાં રા. રા. ધીરજલાલ મથુરાદાસ મરણ પામ્યા હતા. રા. રા. પ્રાણલાલજીને મળી સમભાવ દેખાડી અને શોકશમન કરી કરાવીને નિરુપાય પ્રસંગમાં ઈશ્વરેચ્છાને શરણ થવાનો બોધ કરવા અને દુઃખિત મનનું સાન્ત્વન કરવા ગોકુલજીભાઈ સં. ૧૯૩૨ ના આરંભમાં સુરત ગયા હતા. ત્યાંથી પોતાની જન્મભૂમિ ભણી પદ્ધાર્યા.

### रा. गोकुलजीभाइनुं राजप्रसंगे गोपनाथ जवुं.

રાજસ્થાનિકસભા સ્થપાઈ હતી તેના પ્રમુખ ક. લાસાહબે જૂનાગઢ રાજ્યવિરુદ્ધ કેટલાંક નિર્ણયપત્ર આપવા ધારેલું છે, એમ ગોકુલજીભાઈના જાણવામાં આવેથી, તેઓ આતુર થયા અને સમક્ષ મળી ન્યાયમાર્ગ દેખાડાવીને રાજ્યલાભ કરાવવા તેઓને બહુ ઉત્કંઠા થઈ હતી. તે કારણ સારૂ ક. લાસાહબની અશ્વારીમાં જવા તેઓ ધારતા હતા. એ વર્ષમાં તેઓ તથા પોલિટિકલ એજન્ટ મિ. પીલ પણ ભાવનગર રાજ્યના ગોપનાથ નામે સ્થલમાં હતા; રા. સામલદાસનું નિમન્ત્રણપત્ર પણ હતું, તેથી તેને તથા મિ. પીલ અને ક. લા એ ઉભય ગૃહસ્થોને અને બીજા મિત્રમણ્ડલને મળવા સારૂ ચૈત્ર-વૈશાખમાં શ્રીગોપનાથ પ્રતિ તેઓ ગયા. જે રાજ્યકાર્યાદિ સિદ્ધ કરવાની આકાઙ્ક્ષાથી શ્રીગોકુલજીભાઈ શ્રી ગોપનાથ પદ્ધાર્યા હતા તે સર્વે અભીષ્ટ સફલ થયાં.

"सद्य एव सुकृतां हि पच्यते कल्पवृक्षफलधर्मि कांक्षितम्."
रघुवंश ११५.

'સુકૃતિઓનો (પુણ્યકારીનો) કાંક્ષિત (મનોરથ) (સદ્યફલપ્રદરૂપ સ્વભાવ છે જેનો એવો) કલ્પવૃક્ષધર્મી હોય છે, તે તત્કાલ પાકે છે (તુરત ફલપ્રદ થાય છે.)' સુકૃતિ ગોકુલજીભાઇને એ પ્રસંગે તેમ થયું હતું.

સુરાષ્ટ્રપ્રાન્તમાં કહેવાયું કે ગોકુલજીભાઈ જેવા કુશલ પ્રધાનની પુનઃ સ્થાપના થઈ તો રાજ્યગ્રાસની ભારે હાનિમાંથી સુરાષ્ટ્ર બચી ગયું. ત્યાં રા. રા. ગૌરીશંકરજીના સહવાસનો લાભ થયો, જેઓ લખે છે કેઃ—'મે. પીલસાહેબની અશ્વારીમાં સં. ૧૯૩૨ માં ગોપનાથ મુકામે એકઠા રહ્યા હતા. ત્યાર પછી મહુવામાં પણ મળેલા હતા. ત્યાં વેદાન્તનો પ્રસંગ ચાલતો હતો.' આ સ્થલે પરમમિત્ર સામલદાસનો પણ સમાગમ વિશેષ રહેવા માડ્યો. મિ. પીલસાહબના અને ક. લાસાહબના તો સુજ્ઞ ગોકુલજીભાઈ માનિતા ગણાતા તેવી જ તેઓ સ્નેહમમતા રાખતા. શરીરપ્રકૃતિ પણ સારી રહેતી અને સ્નેહિજનોના સહવાસથી મન પણ પ્રસન્ન તથા પ્રફુલ્લિત રહેતું.

### रा. गोकुलजीभाइ तथा सामलभाइना समागममां विनोद.

એ અવસર વિષે રા. સામલદાસજી તેઓની પ્રસિદ્ધ છટા પ્રમાણે મનોરંજક, સ્મરણીય અને બોધકારક પ્રસંગ લખે છે કેઃ—

"સંવત્ ૧૯૩૨ ના વૈશાખમાં રા. ગોકુલજીભાઈ પોલિટિકલ એજન્ટ મે. પીલસાહેબની સ્વારીમાં ગોપનાથ (મહાદેવજીના નામથી ઓળખાતા ગામમાં) આવ્યા હતા. ત્યાંથી મારા આમન્ત્રણથી મારી ભેળા જ દરબારી બંદરબોટમાં બેશીને જલમાર્ગે ઘોઘે જતાં, માર્ગમાં સ્વધર્મસંબન્ધી કેટલીક ચર્ચા થઇ હતી. તેમાં તેમણે श्रीमद्भगवद्गीताના વાક્યોને આધારે, વેદાન્તમતના પોતાના સંપૂર્ણ નિશ્ચયની સાથે વર્ણાશ્રમના ધર્મપ્રમાણે જ વર્તવસંબન્ધી ઘણા વિસ્તારથી વ્યાખ્યા કરી હતી. અને તે જ પ્રમાણે પોતે અગ્નિહોત્ર ઘર આગળ રાખીને વેદવિહિત ધર્મનું આચરણ કરતા હતા.

" વળી એ જ માર્ગમાં તુલસીદાસકૃત रामायणના ઉત્તરાકાણ્ડનો ભાગ આરંભથી મેં વાચેલો. જેમાં श्रीरामचन्द्रजी ઉપર તેમના નાનેરા ભાઇ ભરતજીના અપૂર્વ સ્નેહ અને ભક્તિભાવનું વર્ણન કરેલું છે. તે કથાભાગ સાંભળતી વેળા રા. ગોકુલજીભાઈનાં નેત્રમાંથી જલની ધારા થયેલી હતી, અને જગતમાં સર્વે કુટુંબાદિકના સંબન્ધ કરતાં નિર્મલ મનવાળા મિત્રના સ્નેહના

સંબન્ધની મહત્તા વિષેનો પોતાનો અભિપ્રાય સદૃષ્ટાન્ત કહી બતાવ્યો
હતો.

"મારા નવા ઘરનું વાસ્તુ કરવાને પ્રસંગે તેઓ પધારયા હતા
તે કાર્ય સમાપ્ત થયા પછી રા. ગોકુલજીભાઈ તથા હું અને અ-
મારા દરબારી એજન્ટ રા. સન્તોષરામ માધવજી ત્રણે જણ એક
ઘોડાગાડીમાં બેશી પાછા ગોપનાથ જતા હતા. માર્ગમાં રા.
ગોકુલજીભાઇએ મને કહ્યું કે,—'પ્રાચીન ઇતિહાસોમાંથી કોઈ વાર્તા
કહી બતાવો તો આ માર્ગ નિર્ગમન થવામાં આપણે વિનોદ થશે.'
તે ઉપરથી જોધપુરના મહારાજા યશવતસિંહજીને દીલ્હિના
બાદશાહ ઔરંગજેબ સાથે થયેલી લઢાઇઓ, તથા એજ
બાદશાહ સાથે મહારાજા યશવતસિંહજીના કુમાર અજિત-
સિંહજીએ ઘણી લાંબી મુદત સુધી બહારવટુ કરીને તથા સંગ્રામો
કરીને છેવટ પોતાનું જોધપુર સંસ્થાનનું રાજ્ય સ્વાધીનમાં લીધું
તે; અને તે અજિતસિંહજીની ભેળા દુર્ગાદાસ નામના પ્રખ્યાત
રાજપુત્રે ઘણી જ હીમત રાખીને સ્તુતિપાત્ર શૂરવીરપણાથી
લઢાઈઓ કરેલી, તે સંબન્ધી વૃત્તાન્ત, અમારા દરબારના કવિ
પતાભાઈ નામના ચારણ પાસેથી મેં સાંભળેલો અને તે વૃત્તાન્ત-
ને મળતી જ વિગત કર્નલ ટાડસાહબે પોતાના ટાડ રાજપૂત-
સ્થાન નામના પુસ્તકમાં છાપેલી છે તે, વિગતવાર કહી
બતાવી. તે સાંભળી આપણા હિંદુસ્થાનના ક્ષત્રિય રાજવંશીઓની
હીમત તથા શૌર્ય અને દુઃખ સહન કરવાની શક્તિ આદિ સદ્-
ગુણો વિષે રા. ગોકુલજીભાઈએ ઘણો જ સન્તોષ બતાવી કહ્યું કેઃ—
'આપણા ગ્રન્થકારો લખી ગયા છે કેઃ—वीरभोग्या वसुन्धरा[1] ॥
(વીર પુરુષોને જ ભોગવવા યોગ્ય પૃથ્વી છે) એ વાક્ય યથાર્થ છે.
ઈશ્વર પાસે માગિયે છિયે કે, 'આપણા ભરતખંડના પ્રાચીન રાજ-
વંશીઓમાં જે સદ્‌ગુણ હતા તેવા જ સદ્‌ગુણોની વૃદ્ધિ, આપણા
(અર્વાચીન) દેશીય રાજ્યકર્તાઓમાં કરે'. ઈત્યાદિ.

---

૧ એ શ્લોક નીચે પ્રમાણે છેઃ—
" नाहं कस्य कुले जाता नाहं कस्य पतिव्रता ।
हयखुरैः सम्प्रहारैर्वीरभोग्या वसुन्धरा ॥ "

"એ વાર્ત્તાના પ્રસંગમાં મેં એક શ્લોક કહ્યો કેઃ—

" सुवर्णपुष्पितां पृथ्वीं चिन्वन्ति पुरुषास्त्रयः।
शूरश्च कृतविद्यश्च यश्चजानाति सेवितुम् " ॥

"એ શ્લોકનો અર્થ અમારા એજન્ટ સન્તોષરામના પૂછવાથી મેં ગુજરાતી ભાષામાં એવી રીતે કહી બતાવ્યો કે-' સુવર્ણથી ફુલેલી પૃથ્વીનો લાભ ત્રણ જણ લઇ શકે છે-એક શૂરવીર, બીજો વિદ્યાભ્યાસ જેણે કરેલો હોય તે, અને ત્રીજો જે સેવા કરી જાણે તે.' એ સાંભળીને સન્તોષરામે રમૅાજ તરીકે કહ્યું કેઃ— આગળ કવિલોક ચાહે તેમ બોલી ગયા હોય, પણ હાલના વખતમાં શૂરવીરપણું કોઇ રાખતો હોય તેને સુવર્ણમય પૃથ્વી મળવાના લાભનો સંભવ થઇ શકતો નથી. અને આગળના સમયના ક્ષત્રિય રાજાઓની માફક હાલ શૂરવીરપણું કઇં કામ આવે તેમ જણાતું નથી." વગેરે ટીકા કરી. તેના ઉત્તરમાં રા. ગોકુલજીભાઈએ એ શ્લોકના અર્થનું નીચે પ્રમાણે સ્પષ્ટીકરણ કરી બતાવ્યું હતું કેઃ—

"हालना समयानुसार ए श्लोकनो तात्पर्यार्थ मारा मनमां एवा प्रकारनो आवे छे केः—राज्यकर्त्ता क्षत्रियोमां त्रण प्रकारना गुणो होवा जोइये. तेमां प्रथम शूरवीरतानो, बीजो विद्याभ्यासनो, अने त्रीजो 'प्रजानी' सेवा एटले संरक्षण करवानो. एवा त्रण प्रकारना गुणथी भरेला आपणा भरतखण्डना देशीयराजाओ थशे त्यारे, मेँ पोते, महोटी पदवीना अधिकारीओना मुखेथी सांभळ्युं छे के,-नामदार ब्रिटिष् सरकारना केटलाक उच्च पंक्तिना कारभारीओना एवा विचार छे केः-"तमारा देशीय राजाओ राज्य करवाने संपूर्ण योग्यतावाळा थया छे, एम युरोपियन अधिकारीओने निश्चय थशे, त्यारे सकल भरतखण्डनुं राज्य आ देशना ज राज्यकर्त्ताओना स्वाधीनमां रहेवा दइने ब्रिटिष् राज्यभणीथी सर्वोपरि सत्तारूपे पण तेओना उपर दृष्टि राखवानी अगत्य रहेशे नहि." ए प्रमाणेना विचारोनी साफल्यता पूर्वोक्त श्लोकमां जणावेला भविष्यना राज्यकर्त्ताना सद्गुणोपर आधार राखे छे."

"ઇત્યાદિ નિરૂપણ કરીને સન્તોષરામના મનને સન્તોષ પમાડ્યો હતો. આ પ્રસંગ ઉપરથી રાજશ્રી મોસુફના મનમાં દેશીય રાજ્યોનું હિત થવા ઉપર (તથા બ્રિટિષ્ રાજ્યના ઉદ્ધાર ભાવ ઉપર) કેટલી બધી ચાહેના તથા વિચારો હતા તે સ્પષ્ટ રીતે જણાઇ આવે એમ છે."

રા. સામલભાઇના નવા ઘરના વાસ્તુ પ્રસંગે ભાવનગરના મહારાજા તખ્તસિંહજીએ પણ ત્યાં પધાર્યા હતા. તેઓની સાથે ગ ‿.જીભાઇને એ પ્રસંગે સહવાસ રહ્યો. તેઓના સારા ગુણો જોઈ પોતે બહુ પ્રસન્ન થયા હતા. અને તે વર્ત્તમાન નીચેના પત્રમાં તેઓની નિત્યની રીતિપ્રમાણે સંક્ષેપમાં લખ્યાં હતાં.

रा. रा. गोकुलजीमाङ्हण् घोघेयी लिखितपत्र.

"રાજશ્રી મનઃસુખરામ સૂર્યરામ. મુંબઈ.

"શ્રીઘોઘાબંદરથી લિ. ગોકુલજી સંપત્તિરામના નમસ્કાર. વિશેષ વિ. આપનાં પત્ર ગઈ કાલે ગોપનાથ મુકામે અમને પહોતાં છે. સર્વે પત્રની પહોંચ આ પત્રથી જાણશો..

"રાજશ્રી સામલદાસભાઇએ નવું મકાન અહિં બંધાવતાં તેની સાથે વાસ્તુ કરવા ગઈ કાલે અહિં આવેલ છું. પાંચ રોજ રહી આવતે મંગલવારે અહિંથી ભેળા મહુવા તરફ જવા વિચાર છે. ત્યાંથી અમે ઘર તરફ જઇશું. હવા સારી હશે તો ઉનાવેરાવલ માર્ગે જશું નીકર સીધે માર્ગે જશું.

...... .............................................................

"તમે જાણો છો જ. અમે પત્ર ઉત્તર લખવામાં આળસુ છું. પણ અને તો સલાહ માન્ય કરવા આતુર છિયે. બાકી હાલનો અમારો પ્રવૃત્તિનો વ્યવહાર વેઠ આવી ફસાઈ ગયેલા મનુષ્યવત્ છે. મનથી ઉત્સાહ બે પ્રકારથી નથી. ..................................................

"સામલદાસભાઇના નવા મકાનમાં મહારાજા શ્રીતખ્તસિંહજી સાથે સામલદાસ તથા અમે ભેળા રહ્યા છિયે. આપ આ પ્રસંગમાં નથી એ ખામી દેખાય છે.........મહારાજા સાહેબ બહુ સાદે મીજાજ તથા શાન્તપ્રકૃતિ, તેમ જ સારી સમજણવાળા, માયામમતા પૂરી પોતાનાં સર્વે માણસ તરફ. રા. સામલદાસ તથા વિઠલદાસને પોતાના ગણે તેમાં તાજુબ નથી, પણ અમને પણ તે જ રીતે સન્તોષ આપે છે. તે સાહબની ખુબીની મ્હોટી વાત તો એ કે હલકી કશી સોબત નથી. રયાસતની વાત ઉપર સમજ, પ્યાર, તથા દરેક ઉત્તમ વાકફકારી મેળવવાનું વલણ વગેરે (જોઇ) ઘણી રીતે મહારાજા સાહબના સમાગમથી સન્તોષ પૂરો થયો છે. કુશલ. સં. ૧૯૩૨ ના વૈશાખ સુદિ ૪ ગુરૂ. લિ. ગોકુલજીના ન."

મિ. પીલસાહબ જેવા પ્રતાપી અધિકારીની પ્રસન્નતા અને મમતાના લાભમાં એટલું જ ગોકુલજીભાઇ ઇચ્છતા હતા કે, પોતે પોતાની પ્રાસા સમૃદ્ધિસહિત નિવૃત્ત થઈ શકે, તથા સારા ગૃહસ્થો ઉપર મિ. પીલની મમતા વધે અને તે દ્વારા દેશનું અને બહુ લોકનું કલ્યાણ થાય.

જ. સાલેહ્‌હિન્દીના કેટલાક સારા ગુણને લીધે તેઓના ઉપર ગોકુલજીભાઇની બહુ મમતા રહેતી એ વાર્તા આપણે પૂર્વે જાણી છે. પોતે જાણેલા ગુણો મિ. પીલસાહબને જણાવી, તથા જૂનાગઢ રાજ્યની કેવી સેવા કરી તેઓ ઉપયોગી થયેલા છે, તે સર્વે સ્પષ્ટ બતાવી, તેઓને યોગ્ય માન મળવા સરકારમાં લખવા વિનતિ કરી. તેપ્રમાણે મિ. પીલસાહબે સરકારમાં લખી યોગ્ય માન આપવા સૂચના કરી. એથી ગોકુલજીભાઈ સન્તોષ માનતા હતા.

### दिल्हीदरबार संबन्धमां प्रवासादि.

આવતે વર્ષ 'દિલ્હી દરબાર' થવાનો હતો તેની સામગ્રી આ વર્ષમાં સજ્જ થવા માંડી. તે કૃત્યમાં કારભારીઓને રોકાવું પડ્યું. આશ્વિનમાસમાં રા. ગૌરીશંકરજી ઉપર તેઓનું એક પત્ર છે તેમાં લખે છે કેઃ—

" પરમ કૃપાવાન્ વડિલ શ્રી ૫ ગૌરીશંકર ઉદયશંકર.

" સેવામાં વિનતિ જે દિલ્લીખાતે જવા પ્રસંગમાં સલાહ લેવા હું બાળાચરડી આવેલ તે ખબર જૂનેગઢથી સામલભાઈ ઉપર લખેલ છે, પણ તે મુંબઇ પધારેલા એ ખબર પાછળથી જાણ્યા છે. અહિં આવતાં–આપના તરફ સાહબ પધારશે—એમ પણ કહેતા હતા. માણસ ૪૨૫ નોધ થયાનું પણ કહેવું છે. અવે એ ખબર અમારે ત્યાં થતાં તે પણ ગડગચો કરશે.

..............................................

" હાલમાં અમે યોગવાસિષ્ઠ તૃતીય ઉત્પત્તિપ્રકરણ વાચું છું. પણ એ પ્રકરણ આપ આગળ દીક્ષિતજીએ વાચ્યું હશે તે શી રીતે એ જાણી શકતો નથી. મહાન્ અગાધ યુક્તિ છે. શંકરાનન્દી ટીકા સંબન્ધી એક ઉત્તર આપનો લેણો છે તે અવકાશે લખીશ. આપ શરીર ઠીક હશે તો, પધારશો. અમે તો સહગમન લાભની પ્રાર્થના મનથી રાખી છે. એ જ વિનતિ. કૃપા રાખવી. ચિ. વજલભાઈ વિ. ને નમસ્કાર. લિ. સેવક ગોકુલજીના સા."

હસ્તિનાપુરમાં પૂર્વે રાજસૂય યજ્ઞ થયો હતો. કંઈક અંશે તેવા પ્રકારનો સંવત્ ૧૯૩૩ ના પોષમાસમાં તા. ૧ જાન્યુઆરી ૧૮૭૭ ને દિને દિલ્હીમાં એક સાર્વભૌમરાજ્યદર્શક રાજમેલો કરીને મહારાજ્ઞીને "એમ્પ્રેસ" "રાજરાજેશ્વરી," "અધીશ્વરી" કે "ચક્રવર્તિની"નું પદ ધારણ કરવાની ઇચ્છા થઈ. તદનુસાર સર્વે રાજાઓને ત્યાં તેડાવ્યા હતા.

ખુ. નવાબસાહેબ મુખ્ય પ્રધાન ગોકુલજીભાઈ આદિ પોતાના સર્વ મણ્ડલને લઇ માર્ગશીર્ષમાસમાં જલમાર્ગે મુંબઇ પધાર્યા અને 'સ્પેશિયલ ટ્રેન' મૂકાવી માર્ગશીર્ષ કૃષ્ણપક્ષ ૧૪ દિને મુંબઈથી દિલ્હી ભણી પ્રવર્ત્યા.

દિલ્હીમાં બાહુ વિસ્તારવાળા પટગ્રહો-તંબુઓ-નાખી તેમાં સર્વેને વસવાનું થયું હતું. ભરતખણ્ડના બહુકરી સર્વ દેશીય રાજાઓ અને બ્રિટિષ્ રાજ્યના મુખ્ય અધિકારીઓ ત્યાં એકસ્થ થયા હતા, તેથી ત્યાંની સર્વ મેદિની ભરાઈ હતી. એ બ્રિટિષ્ મહોત્સવના પરિણામ વિષે લોકોમાં મતભેદ રહ્યો છે. પરં તુ ભરતખણ્ડના ઉપરિવર્ગના લોકોને એકસ્થલે જોવાનો અને તેઓનામાંના ભેદ જોઈ તુલના કરવાનો એ સારો પ્રસંગ હતો.

कामनन्दकीय नीतिसार ગ્રન્થમાં રાજાના મુખ્ય ગુણ કહ્યા છે કેઃ-

"त्यागः सत्यञ्च शौर्यञ्च त्रय एते महागुणाः ।
प्राप्नोति हि गुणान्सर्वानेतैर्युक्तो नराधिपः ॥"

'(રાજાના) ત્યાગ (ઉદારતા,) સત્ય, અને શૌર્ય, એ ત્રણ મહાગુણો છે. એ ગુણોએ કરી યુક્ત જે રાજા છે તે સર્વે ગુણોને પામે છે'

એમાંનો એકે યથાર્થ ગુણ કોઈ રાજાનામાં પ્રસિદ્ધ ન હતો. રાજતેજ તો જણાતું જ ન હતું. વૈશ્યની વિભૂતિ,-જે રત્ન, સુવર્ણ, પશુ આદિ પૂર્વે ગણાતી, તે-માત્ર રાજાઓ પાસે જોવામાં આવતી. સર્વ પ્રકારે રાજાઓની વિપરીતદશા જ દૃષ્ટિએ પડતી. સ્ત્રીવર્ગના સામાન્ય શરીરને શોભાવનાર શૃંગાર ધારણ કરી રાજાઓએ પોતાનાં શરીર શોભાવ્યાં હતાં ખરાં, પણ સૂક્ષ્મદૃષ્ટિમાન્ સ્વાભિમાનીઓના મનને તેવા શૃંગાર અંગાર જેવા થઈ પડતા હતા. તેમાં કેટલાક બાલરાજો હતા તેઓમાં વિદ્યાભ્યાસથી રાજ-

ગુણનાં બીજ પોષણ પામી તે ખુલશે એમ કઇંક ઝાંખી આશા થતી હતી. રાજ્યનો ઉદય થવામાં મુખ્ય સાધન જે યોગ્ય રાજપુરુષો તે તો દુર્લભ જ હતા. એવી દેશીય રાજ્યની સ્થિતિ જોઇ ગોકુલજીભાઈ ખેદ પામતા.

દિલ્હીમાં અને તેની આસપાસ જે જીર્ણસ્થાનકો હતાં તે સર્વે જોયાં. પૂર્વે ઇન્દ્રપ્રસ્થ હતું તેનાં ખંડેર-જીર્ણ સ્વલ્પ ચિહ્ન-હાલના દિલ્હી પાસે જ છે એમ ગણાય છે ત્યાં પણ અમે જોવા ગયા હતા. તે જોતાં વિચારસંગતિથી મનમાં અનેક તરંગો ઉઠતા હતા.

રા. ગોકુલજીભાઈના ગુણજ્ઞ અને સંવર્ધક કર્નલ કિટિંજ આસામદેશના ‘ કમીશનર ’ હતા, તેઓ પણ એ પ્રસંગે દિલ્હીમાં આવ્યા હતા. પરાકાષ્ઠાએ તેઓનું સ્થાનક શોધી કહાડીને રા. ગોકુલજીભાઇ, નૃસિંહભાઈ, સાલેહ્ભાઇ અને આ લેખક ત્યાં ગયા. સાહબ ફરવા ગયા હતા ત્યાંથી થોડીવારે આવી પહોંચ્યા. બહુ વર્ષ વીતિ ગયેલાં અને શરીરમાં બહુ અન્તર પડી ગયેલું તેથી અન્યોન્ય ત્વરિત વર્તિ-વિતર્કી-ન શક્યા. પરંતુ અમારા મણ્ડલમાંથી ગોકુલજીભાઇએ અનુમાન કરયું કે, જે સાહબો આવે છે તેમાંથી અમુક કીટિંજસાહબ હશે, તેઓએ જ પાસે આવતાં સ્નેહથી ઉભરાતા અન્તઃકરણથી પોકારાઇ જવાયું કે ‘ગોકુલજી.’ એમ કહેતામાં ઉભય ગૃહસ્થો પાસે આવી પહોચ્યા અને બહુ પ્રેમથી દૃઢ કરાલિંગન કરયું. ક. કીટિંજસાહબ પછી સર્વેને પોતાના પટસ્થાનકમાં લઈ ગયા.

મુખમાંથી વચનામૃત નિઃસરતાં હતાં તેને નેત્રનો સ્નેહ અને મુખની પ્રસન્નતા પુષ્ટિ આપી બહુ મનોરંજક અને આકર્ષક કરતાં હતાં. કીટિંજસાહબે ગોકુલજીભાઇને સર્વ સમાચાર પૂછ્યા અને સન્તોષ બતાવ્યો, પછી અમને ઓળખી લીધા. ત્યાર પછી પોતાના નીચેના યુરોપીય અધિકારીઓને ઓળખાવ્યા તથા આસામનાં જંગલી મનુષ્યોને સુધારી સાથે લાવ્યા હતા તેઓને બોલાવી બતાવ્યા. ખુ. નવ્વાબસાહબને મળવા આવવાનો સમય ઠરાવ્યો. અનેક પ્રકારના વાગ્વિનોદમાં સમય જતો રહ્યો તે જણાયો પણ નહિ. વેલા વીતિ ગયાનું સ્મરણ સાહબને મનુષ્યો બેચાર વાર કરાવી ગયા ત્યારે બલાત્કારે વિછૂટે એમ છૂટા પડ્યા.

દિલ્હીમાં ભાવનગરના મહારાજાનો ઉતારો પણ પાસે હતો; તેથી રા. ગૌરીશંકરનું તથા સામલભાઈનું નિરન્તર મળવું થતું અને અનેક પ્રસંગો છેડાઈ ચર્ચાઓ ચાલતી.

### દિલ્હી દરબાર પછી પ્રવાસમાં યાત્રાઓ.

દિલ્હીથી ઉત્થાન થયાની પૂર્વે બેચાર દિવસમાં ગોકુલજીભાઈને સંકલ્પ થયો કે, હરિદ્વાર-જેને માયાપુરી કિંવા ગંગાદ્વાર પણ કહે છે-ત્યાં જવું. પ્રુ. નવાબસાહેબની આજ્ઞા લઈ વિ. સં. ૧૯૩૩ ના પોષ વદિ ૬ ને દિને ત્યાં જવા નિકળ્યા. શહરાનપુર સુધી લોહમાર્ગે (રેલવેમાં) જવાનું હતું. ત્યાંથી 'ટમટમ' નામે એક ઘોડાની વહેલમાં જવાનું હતું. માર્ગમાં શ્રીગંગાનદીની પ્રણાલ-નેહેર-આવે છે. રૂરકી આગળ તે જોઈ કૈલાસ, વૈકુણ્ઠ આદિ નામક ગ્રામો વટાવી ગંગાદ્વારના મુખ આગળ આવ્યા. ત્યાંનું સુશોભિત દર્શન કંઈ અલૌકિક હતું. ઉચ્ચ પર્વત ઉપર વૃક્ષવનસ્પતિનાં મહાવૃંદ આકાશે અડકીને એવાં આકારી થયાં છે કે, સ્વર્ગભૂમિનું દ્વાર હોય એમ જણાય.

રાત્રિનું જાગરણ, આખા દિવસના પ્રયાણનો પ્રયાસ, સૂર્યનો તાપ, એથી થકિત થઈ જઈ શરીર બહુ શિથિલ અને શિરમાં વેદના થઈ હતી. પરંતુ માયાપુરીમાં જઈ મિષ્ટ અને શીતલ ગંગાજલનું પાન કરતાવાંત જ શિરોવેદના તો દૂર થઈ ગઈ. ગોકુલજીભાઈએ તો શરીરને દંડવત્ શ્રીગંગાજીમાં નાખી ગંગાસ્નાન પણ કર્યાં. તે સમયે ગંગાજલમાં હિમ-બરફ-બંધાઈ ગયું હતું તેથી એવી શીતલતા હતી કે અમારી તો સ્નાન કરવાની શ્રદ્ધા ન રહી. પછી સૌ પ્રસાદ લઈ સૂતા. પ્રાતઃકાલમાં ઉઠી ગંગાજી ઉપર ગયા. ત્યાં સુન્દર ઘાટ બાંધ્યા હતા. અનેક રાજાઓની ધર્મશાલાઓ આસપાસ આવી રહી હતી. ગંગાતીરે યાત્રાલુ અને સ્થાનિક લોકો આવવા માંડ્યા હતા. અમે પુરોહિત સાથે તીર ઉપર ગયા. મુણ્ડન કરાવ્યું એટલામાં તો તહાડથી ઠરી જ ગયા. સ્નાન તો શેષ જ હતું. ર્વત ઉપરથી સપાટ ભૂમિ ઉપર પદ્ધારતી ગંગાના નિર્મલ જલના પ્રવાહમાં હિમ પણ વહેતું હતું, અને શીતતા અતિશયા હતી. શરીરના ભાગે જલસ્પર્શ થતો તે સ્થલનું સ્પર્શઇન્દ્રિય અચેતનવત્ થઈ જતું. તાપવા સારૂ અગ્નિ પ્રજ્વલિત કર્યો હતો તે પણ વારંવાર શાન્ત

થઇ કજલી જતે, તે અન્યવિષયનું તે કહેવું જ શું. એવી સ્થિતિમાં પણ નૈષ્ઠિક ગોકુલજીભાઇએ તો મુણ્ડન કરાવી સ્નાન કર્યું અને તેવા જલમાં રહી દેહશુદ્ધિને વિધિ કરવા માણ્ડ્યો. રા. નૃસિંહપ્રસાદે સ્નાન તો કર્યું પણ જલમાં ટકાયું નહિ. આ લેખકે બલાત્કારે પ્રવેશ કરી એકવાર સ્નાન કર્યું પણ ત્વરિત સંકલ્પ કરી બીજીવાર સ્નાન કરી બહિર્ નીકળતા વાન્ત જ તેને મૂર્છા થઇ. અગ્નિથી અને વસ્ત્રાદિથી તેના શરીરને ગર્મ કરે શુદ્ધિ આવી. પરં તુ ગોકુલજીભાઇએ તો વિધિ એવા અસહ્ય શીતલ જલમાં રહીને જ કર્યો. બહિર્ આવી તીર્થશ્રાદ્ધાદિ કર્યાં. ત્યાંથી કુશાવર્ત્તમાં ગયા. ત્યાં પણ પાછું ગોકુલજીભાઇએ તો સ્નાનાદિ કર્યું. ભોજનોત્તર તુરત ત્યાંથી નીકળી ચાલ્યા. દિલ્હીમાંથી ખુ. નવ્વાબસાહબને નીકળવાનું હતું તે જ દિને ત્યાં આવી સંમિલિત થયા. ત્યાંથી આગ્રે આવ્યા. ત્યાં યમુના નદી ઉપર એક ઉતારામાં ઉતરીને ફતેહપુરશકરી, તાજમહાલ, આદિ અકબર બાદશાહ અને તેના વંશજોનાં બંધાવેલાં ભવ્ય સ્થલો જોયાં. પાષાણનું રૂપુ સોનુ કેમ થાય છે, એ દિલ્હીનાં 'દીવાને આમ' અને 'દીવાને ખાસ' આદિ રાજમન્દિરો નિરખી, પ્રત્યક્ષ જોયું. તેની સુન્દરતા વર્ણી જાય એમ નથી. પાષાણમાં સુવર્ણ રૂપુ આણી કોઈ ચોરી ન જાય માટે પાછુ અભય પાષાણ રૂપ જ રાખવું એ યુક્તિ અહિં દીઠી. આગ્રેથી મધુપુરી-મથુરા-જવાનો વિચાર હતો, પણ તે માઘમાસના દિવસમાં પણ ત્યાં વર્ષા થઈ તેથી ત્યાં ન જવાયું. માઘ સુદિ ૯ ને દિને કાનપુર થઈ શ્રીઅયોધ્યાજી ગયા. ત્યાં સરયૂનદી પણ પોતાનો પૂર્વાકાર અને પૂર્વસ્થાન મૂકી વિરૂપા થઈ ગઈ છે તો બીજા પદાર્થો વિષે તો કહેવું જ શું. અમર રઘુકુલની નગરી પોતાના સ્વામીની સાથે પોતે પણ સતી થઈ હોય એમ જણાય છે. તેઓનું અમર નામ છે તેવું અયોધ્યાનું પણ માત્ર નામ જોવામાં આવ્યું.

ત્યાંથી કાશીમાં આવ્યા. ત્યાં થોડા દિવસ પડાવ કરી કલકત્તે ગયા. ત્યાંનાં મુખ્યસ્થાન જોયાં. ત્યાં પાછા વાઇસરાય -ઉપરાજ-લાર્ડ લિટનને મળ્યા. કલકત્તામાં એક વૈષ્ણવ શેઠ દામોદરદાસ નામે વસે છે. તેના પૂર્વજો પૂર્વે આ દેશમાંથી ત્યાં ગયા હશે, તેથી તેને આ દેશના લોક ઉપર મમતા બહુ રહે છે. તે શેઠે પોતાને ત્યાં કલકત્તાના પ્રતિષ્ઠિત દેશીય ગૃહસ્થોને એકત્ર કરી ત્યાં ખુ.

નવાબસાહુબને આમન્ત્યા અને સત્કાર કરચો 'હિંદુ પેટ્રિઅટ' નામે જે પ્રખ્યાત સમાપરિ ઇંગ્રેજી પત્ર કલકત્તામા નીકળે છે, તેના પ્રતાપી સમર્થ તન્ત્રી કૃષ્ણદાસપાલને ગોકુલજીભાઇ આદિ અમે મળવા ગયા હતા તેઓના કેટલાક સત્યમૂલક મહાપ્રબલ લેખથી તેઓ વિષે અમારો બહુ ઉચ્ચ ભાવ હતો તેથી અવશ્ય તેઓને મળ વાની ધારણા હતી, તે પ્રમાણે મળતા અન્યોન્યને પ્રસન્નતા થઈ

નૈષ્ઠિક ગોકુલજીભાઇનો સડ્કલ્પ હતો કે, પિતાનુ ગયાશ્રાદ્ધ કરી આવવુ તેથી કલકત્તામાથી ખુ ન નામસાહુબની આજ્ઞા લઇ તેઓ તથા રા નૃસિંહપ્રસાદ અને આ લેખક માઘ વદિ ૮ ને દિને નીકળ્યા જ્યોતિર્લિંગમાના ઝાડખણ્ડી વૈદ્યનાથ-જેઓને-રાવણે મહાબલ સારૂ પ્રાર્થ્યા હતા અને પોતાના નવશીર્ષ ચઢાવ્યા હતા, અને દશમુ શીર્ષ ચઢાવતા જે મહાદેવે પ્રસન્ન થઇ મહાબલ આપ્યુ અને વૈદ્યરૂપે જેઓએ નિજને સમર્પેલાં નવે મસ્તક પાછા સ્વસ્થ કર્યા, તેથી જેઓનુ નામ વૈદ્યનાથ પડ્યુ છે-એમ કથા છે-તે વૈદ્યનાથનુ સ્થાનક ગયાજીના માર્ગમા જ આવે છે, તેથી ત્યા ગયા ત્યાથી માઘકૃષ્ણપક્ષની ૧૧ ને દિને શ્રીગયાજી ગયા ત્યા મહાશિવરાત્રી સુધી રહી શ્રાદ્ધાદિ મુખ્ય સર્વ ધર્મકર્મ કર્યા ફલ્ગુ નદી ઉપરથી આરભીને રુદ્રપદ, બ્રહ્મપદ, વિષ્ણુપદ સુધી ક્ષીરના નવ શ્રાદ્ધ કર્યા પછી કાર્તિકપદથી તે કશ્યપપદ સુધી ૧૮ શ્રાદ્ધ ચરવૂડ઼ીના કર્યા, અને તેને અન્તે ગજકર્ણસ્તભે તર્પણ કરયુ પછી રામગયા અને સીતાકુડમા સ્નાન કરી ગયાલોચનમા ગયાશિરથી આરભી બીજા નવ શ્રાદ્ધ કરચા અન્તે લક્ષ્મીકુણ્ડમા સ્નાન કરી અક્ષયવટે[1] ક્ષીરનું શ્રાદ્ધ કરયુ ત્યાથી પછી ગાયત્રીકુણ્ડ ઉપર હવિ તણ્ડુલનુ શ્રાદ્ધ કરી સમાપ્તિ કરી જેમ સિદ્ધપુરમા માતૃષોડશી ભણાય છે, તેમ ગયાજીમા પિતૃષોડશી ભણાય છે ઉભયને સમજી સાભળે તો ગમે એવુ કઠિન અન્ત કરણ પણ ભેદાયા અને ઓગ ળ્યા વિના રહે જ નહિ એવી માતાપિતાના ઋણુ ય અને અનુપમ ઉપકારની સત્યતા મનોવેધક રીતિએ તેમા સુચી છે ગયાજીમા

---

૧ એ સ્થાનકે બોધિવૃક્ષ નીચે સિદ્ધાર્થે તપ કરયુ હતુ ત્યા તેને જ્ઞાનની પ્રાપ્તિ થઇને તેઓ સમાધિમાથી પ્રબુદ્ધ (ઉત્થાન થતા જાગૃત) થયા તેથી તેઓ બુદ્ધ નામે પ્રસિદ્ધ થયા એમ વૃત્તાન્ત છે

નાગરીજ્ઞાતિની ગોરાણી અદ્દુણા (વિ. સં. ૧૯૩૩-૩૭ માં) નારાયણુદાઇ નામે છે.

યાત્રાને અન્તે યજમાનના હસ્ત પુષ્પમાલાથી બાંધે છે તે, દણ્ડ દઇ, ગુરુદક્ષિણા લઈ, આશીર્વચનને અન્તે ભય (ભયો) કહી છોડે છે. તે દક્ષિણા માગતાં તે બાઇએ આવા આશયનું કહ્યું :—

"અવે તમે મારા સ્વાધીનમાં છો. રીતિપ્રમાણે હું માગું તે તમે આપો ત્યારે જ આ પુષ્પમાલનું-સાધારણ રીતિએ કોમલ, પણ આ વેલા વજ્ર જેવું કઠિન-બન્ધન છે તેમાંથી છૂટી શકશો. તો પણ બલાત્કારે તમને દંડ દઈ ધન હરી નિર્દય અને નિષ્ઠુર થવા ઇચ્છતી નથી. હું પણ ઉદાર છું. તમે યાત્રાએ આવવા નીસરયા ત્યારે સ્વેચ્છાથી જે સંકલ્પ કરયો હોય તે ધન મને આપો. એટલી જ મારી આજ્ઞારૂપે પ્રાર્થના છે. હું મારે મુખે માગું, તે, તમારા સંકલ્પથી અધિક હોય તો હું લોભી ગણાઉં, ન્યૂન હોય તો અભાગિની ગણાઉં, એમ ઉભયપક્ષે સન્દેહાસ્પદ આ પ્રસંગ છે. માટે હું ઉદારતાથી, તમારી ઉદારતા ઉપર વિશ્વાસ રાખી, ઉપર પ્રમાણે આજ્ઞા કરૂં છું." તેની બોલવાની યુક્તિ અને છટા જોઇ અમે પ્રસન્ન થયા હતા.

જે દિવસે ખુ. નવ્વાબસાહબ કલકત્તેથી નીકલી ગયાજી પાસેના પટનાના 'સ્ટેશન' ઉપર આવનાર હતા, તે દિવસે અમે તે સ્ટેશને પહોંચ્યા અને તે સંઘાતમાં સંમિલિત થઇ ગયા. પછી સર્વ મણ્ડલ પ્રયાગ, જબાલપુર-જબલપુર-થઇ મુંબઇ આવ્યું. ત્યાંથી ફાલ્ગુન શુક્લપક્ષના આરંભમાં ખુ. નવ્વાબસાહબ મણ્ડલસહિત જલમાર્ગે વેરાવલ ભણી સિધાવ્યા. આ લેખકને ત્યાં તેના પુત્ર ચિ. તનસુખરામનો અ. સૌ. સીતાલક્ષ્મી સહ શુભ વિવાહોત્સવ ઠરયો હતો તેથી તે નડીયાદ ગયો.

**રા. રા. ગોકુલજીભાઇનું જૂનાગઢ જઇ રાજપ્રસંગે પાછું મુંબઇ આવવું.**

જૂનાગઢ સંસ્થાનના આશ્રિત માંગરોળના શેખે, તે રાજ્યના પોતાના ઉપરના અધિકાર વિષે વિવાદ ઉઠાવ્યો હતો. તે કાર્યના સંબન્ધમાં જ્યેષ્ઠમાસમાં ગોકુલજીભાઇએ પાછા મુંબઇ પદ્ધારયા. એ વિષયનો વિવાદ બહુ વર્ષેથી ચાલતો. એ વિષે રાજ્યના સર્વ અધિકારીઓને ચિન્તા અને ઉદ્વેગ રહેતાં. ગોકુલજીભાઇ મુખ્ય

તેથી તેઓને તે પ્રમાણે ચિન્તા રહેતી. આ વેલા સૌમ્ય મિત્ર બક્ષીજી મથુરાદાસજીને સાથે આણ્યા હતા. એ પ્રસંગમાં મુંબઇમાં બહુ દિવસ રા. રા. ગોકુલજીભાઈનું રહેવું થયું હતું.

વચ્ચે મૂલગુરુ સચ્ચિદાનન્દનાં દર્શન લેવા સુજ્ઞ ગોકુલજીભાઈ આદિ અમે સર્વ થોડા દિવસ નાદોદ જઈ આવ્યા. ત્યાં શંકરકૃત આર્યાનું ગાન એક સાધ્વી સ્ત્રીએ એવા સરસ મધુર કંઠથી કર્યું હતું કે તેનું શ્રવણ થતાં મન એકાગ્ર થઇ સુખી થયા વિના રહે જ નહિ. અષ્ટાવક્ર નામે પુસ્તકનું વ્યાખ્યાન ગોકુલજીભાઇએ એ વેલા સ્વામી સમીપે ત્યાં કર્યું હતું.

આ અવસર પ્રવાસમાં જો કે એકવાર મુંબઇમાં તેઓને ક્રોધાવેશ આવી ગયો હતો પણ ગોકુલજીભાઈના બીજા બહુ દિવસો આનન્દમાં નિર્ગમન થતા. અનેક મનોરાજ્ય કરવામાં આવતાં. તેમાં મુખ્ય કરી આપણા પ્રખ્યાત ગ્રન્થકર્ત્તા રણછોડભાઈ સાથે વાગ્વિનોદ વિશેષ થતો. રંક ઉપર કેવા અન્યાય થાય છે, તે સારૂ શા શા ઉપાયો યોજવા જોઇએ; અન્યાયી રાજાનો અન્તે નાશ થાય છે, તે વેલા વિદ્વાન્, નીતિમાન્ અને સારા રાજાઓના સ્વાધીનમાં રાજ્ય આવે, અને તેઓ સારા કારભારી રાખી રાજ્ય ચલાવે તો પ્રજા કેવી સુખિની થાય, અને રાજાને આ લોક પરલોકનાં કેવાં ઉત્તમ સુખ મળે એ આદિ વિષયો ચર્ચાતા. અવકાશના સમયમાં મહાભારતમાંથી સુજ્ઞ ગોકુલજીભાઈ રાજનીતિ વાચતા.

એક દિવસ એમ પણ વિચાર કર્યો હતો કે સુરાષ્ટ્ર વિષે અનેક સંસ્કૃત, પ્રાકૃત, અને પરદેશીય ગ્રન્થોમાં જે કથન કરવામાં આવ્યું છે તેનો સંગ્રહ કરી એક પુસ્તક પ્રકટ કરવું.

પ્રિયેષ્ટિ કરી સોમયાગ કરવાનો પોતાનો સંકલ્પ હતો. તેનો વિધિ જાણવા વિસ્મયજનક સ્મરણશક્તિમાન્, સાર્થક પ્રજ્ઞાચક્ષુ શ્રીજીર્ણદુર્ગજન્મા શ્રીમાન્ ગટ્ટુલાલજી પાસે અમે ગયા હતા. ત્યાં અનેક શાસ્ત્રોના પ્રસંગ નિકળ્યા હતા. શ્રીગટ્ટુલાલજીનું અનેક શાસ્ત્રોમાં મુખ જોઈ તેઓની અનુપમ શક્તિ વિષે બહુ ઉચ્ચ મત થયું હતું. વિદ્યા જ્યાં પૂર્ણ હોય છે ત્યાં વિનય પણ સ્વભાવે હોય છે જ, એ શ્રીગટ્ટુલાલજીમાં પ્રત્યક્ષ જોયું. તેઓના અનુપમજ્ઞાન સાથેનો વિનય અને નમ્રતા પણ પ્રશંસનીય છે.

पञ्चदशी, ईशाद्यष्टोपनिषद् આદિ બહુ ઉપયોગી ગ્રન્થોનું હિન્દી ભાષામાં શબ્દશઃ સુન્દર પ્રત્યયાન્તર કર્તા પ્રખ્યાત પણ્ડિત પીતામ્બરજીને મલવાની ગોકુલજીભાઇને ઇચ્છા હતી. જ્યેષ્ઠ કૃષ્ણ ૩૦ ને દિને પણ્ડિતજી આવ્યા. પીતામ્બરજીનું અન્તર્ જેવું પ્રકાશિત અને નિર્મલ છે, તેવું બાહ્ય શરીર નથી રાખતા, તેથી તેઓ આવ્યા તે સમયે ઓળખાયા નહિ. તેઓ તો અમને શાના જ ઓળખે! અમે સર્વે ભોજન કરી ઉઠ્યા હતા અને વાગ્વિનોદ કરતા હતા, ત્યાં આવી એક અક્ષર પણ બોલ્યા વિના પણ્ડિતજી વચ્ચોવચ બેઠા. અમને સર્વને આશ્ચર્ય લાગ્યું કે આ મૂર્ત્તિ કોણ હશે! પછી નામ પૂછતાં જાણવામાં આવ્યું કે, તે તો પણ્ડિત પીતામ્બરજી જ છે. પછી ગોકુલજીભાઈ અને પીતામ્બરજીનું સંભાષણ ચાલ્યું. પરસ્પરની વિદ્વત્તા જોઇ ઉભયને આનન્દ થયો, અને અમને બોધ થયો.

ગોકુલજીભાઈ આ વાર નડિયાદ ઉતરી આ લેખકનું ગૃહ પુનઃ પાવન કરી જૂનાગઢ સિધાવ્યા.

---

## प्रकरण. १३.

### राजकोटमां प्रदर्शनसमये भाषण.

એ જ વર્ષમાં રાજકોટમાં 'પ્રદર્શન' ખુલવાનું હતું. તા. ૧૫ મી આગસ્ટે તેની ક્રિયા થઈ. અખિલ સુરાષ્ટ્રનાં રાજ્યો ભણીથી તે પ્રદર્શનના વ્યવસ્થાપક મણ્ડલનો, તેના શ્રમ સારુ, ઉપકાર માની તેના કાર્યની સિદ્ધિ સારુ અભિનન્દન આપવા, ગોકુલજીભાઇને વિનવવામાં આવ્યું હતું. એઓએ પોતાની પ્રસિદ્ધ છટા પ્રમાણે ગુજરાતીમાં ભાષણ કરી સભાને સન્તોષ આપ્યો. ગોકુલજીભાઇએ પ્રમાણે કરીને અંકિત કરેલા પ્રામાણિક અને કુશલ દેશાઈ હરિદાસ વિ. વિહારિદાસ તે વેલા પણ વઢવાણ રાજ્યના પ્રમુખ અધિકારી હતા. તેઓએ એ અવસરે ઇંગ્લિષ્ ભાષામાં ભાષણ કર્યું હતું. બંને ભાષામાં ઉભય ગૃહસ્થનાં ભાષણ સાંભળી સર્વનાં મન રંજન થયાં હતાં. તેમાં મુખ્યત્વે કરીને લાર્ડ લિટ્ન, જે કવિ અને આ દેશના ઉપરાજ હતા તેઓ-

એ સિમલામાં પ્રદર્શન ઉઘાડતાં એક સમયોચિત રસિકઉપકથા કહી હતી, તે રા. હરિદાસે તે સમય ઉપર કહી દેખાડી તેથી વિશેષ ગમત થઈ હતી.

કવિ લાર્ડ લિટન પ્રદર્શનનો પડદો ઉપાડતાં બોલ્યા હતા કેઃ—

"પૂર્વે ગ્રીસ દેશમાં એક ન્યાયાધીશ પાસે એક સુરૂપવતી તરુણસ્ત્રી ન્યાય માગવા આવી. તે પડદાન્તરમાં હતી, અને તેની વતી તેનો પક્ષવાદી તેની વાર્ત્તા ન્યાયાધીશને જણાવતો હતો. તેનો મુખ્ય ભાગ સંક્ષેપમાં કહિ તે બોલ્યો કે, 'તે સુન્દરસ્ત્રી વિષે વિશેષ કહેવા કરતાં અવે હું એક ઉત્તમ ઉપાય છે તે કરૂં છું કે, તેના પર જે પડદો છે તે ઉઘાડું છું; જેથી તેનું સૌન્દર્ય આપ પ્રત્યક્ષ જોઈ શકશો અને પછી તમારે એક શબ્દ પણ સાંભળવાનો શ્રમ નહિ પડે.' એમ કહીને તે પક્ષવાદીએ પડદો ખશેડ્યો. તે જ રીતિએ હું પણ આ પ્રદર્શનરૂપી સુન્દરસ્ત્રીનો પડદો ખશેડું છું અને પછી ન્યાય કરવાનું તમને સોંપું છું." ઇત્યાદિ.

રાવબહાદર મણિભાઇ જૂનાગઢ ન ગયા, તેથી બીજા ગૃહસ્થને મોકલવા ગોકુલજીભાઈની ઉઘરાણી ચાલતી જ હતી. પણ બહુ પ્રકારે યોગ્ય ગૃહસ્થ મળવા દુર્લભ તેથી કોઇને મોકલી શકાયા ન હતા. અન્તે રા. જવેરીલાલ લલ્લુભાઇને મોકલવાનું ઠરસું. તેઓ બહુ રીતિએ યોગ્ય લાગ્યા. અમે સર્વે રાજકોટ હતા તે સન્ધિમાં જ તેઓ ત્યાં આવી જૂનાગઢ ગયા. તેઓની પાત્રતા અને ગુણ જોઈ ગોકુલજીભાઇને તેમ જ જૂનાગઢના આખા રાજમણ્ડલને સન્તોષ થયો હતો. સુરાષ્ટ્રવાસી અને ગુર્જરત્રવાસી દેશીયોને ભિન્ન ગણવા એ અલ્પદૃષ્ટિ છે. એ બે દેશ અને તેના દેશીયો બહુ કારણથી એક જ છે એમ સ્પષ્ટ છે. પૂર્વે સુરાષ્ટ્ર નામથી જ કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાત દેશો ઓળખાતા એ ઇતિહાસવેત્તાને સિદ્ધ છે. પરંતુ અણુજા એ ત્રણે દેશના કેટલાક લોકો અસમજથી અને સ્વાર્થથી એક બીજાને કોઇવાર જૂદા ગણે છે, એ ખેદકારક છે. સમજુઓએ દીર્ઘદૃષ્ટિથી એ ભ્રાન્તિ દૂર કરી ઉદારતા દર્શાવવી જોઇયે. ગોકુલજીભાઈની એ વિષયમાં ઉદારદૃષ્ટિ હતી. તેઓ સર્વને દેશીય જ ગણતા.

એ વર્ષમાં રા. ગ. ગૌરીશંકર ઉપર શાસ્ત્રગ્રન્થમાં અને ભાવ-

નગરના મહારાજા વિષે જે પત્રમાં લખેલું તે ભ્રાગ્રો અત્ર ઉતાર્યાં છે.

मुग्ध गोकुलजीभाइलिखित पत्रो.

"પરમકૃપાર્ણવ વડીલ રાજશ્રી ૫
ગૌરીશંકર ઉદયશંકરની સેવામાં,

"વિજ્ઞપ્તિ જે આપનું કૃપાપત્ર દીક્ષિતજીના ઉતારેલ ખરડા સાથે આજરોજ પહોંચ્યું છે. દીક્ષિતજી શરીરની ઉત્તરાવસ્થાએ પહોંચ્યા છે, તો પણ સંશયને કયે દહાડે મુકશે એ સમજાતું નથી.

"अन्यथा शास्त्रगर्त्तेषु इत्यादि[1] ॥

विहाय शास्त्रजालानि यत्सत्यं तदुपासयेत्[2] ॥

संशयात्मा विनश्यति[3] ॥ का बुद्धिः कोयमाभासः[4] ॥ बुद्ध्यादीनां स्वरूपं यो विविनक्ति स तत्त्ववित् स एव मुक्तः[5] ॥"

"ज्ञानमेकं सदा भाति सर्वावस्थासु निर्मलम् ।
मन्दभाग्या न जानन्ति स्वरूपं केवलं बृहत्[6] ॥"

"श्रद्धस्व तात! श्रद्धस्व[7] ज्ञानरूपो भगवानात्मा त्वं प्रकृतेः परः[8]"॥

"ઇત્યાદિ શાસ્ત્રસિદ્ધાન્ત દેખાય છે. દીક્ષિતજીએ પૂર્વોક્ત વાક્યો ઉપર શ્રદ્ધા રાખી,

"अहमस्मि सदा भामि (कदाचिन्नाहमप्रियः ।
ब्रह्मैवाहमतः सिद्धः सच्चिदानन्दलक्षणः"[9]॥)

---

૧. સમજણ વિના શાસ્ત્રના ગર્તોમાં (ફસી જવાય એવાં સ્થલોમાં) પડે છે.

૨. શાસ્ત્રજાલનો ત્યાગ કરી જે સત્ય છે તેને (મુમુક્ષુએ) ઉપાસવું.

૩. સંશયયુક્ત જેનું ચિત્ત છે તે મનુષ્ય નાશ પામે છે.

૪. કયી બુદ્ધિ અને કયો આ આભાસ (એ ન સમજવું એ અવિવેક છે.)

૫. બુદ્ધિઆદિઓના સ્વરૂપનું જે વિવેચન (પૃથક્કરણ) કરી જાણે છે તે તત્ત્વવેત્તા છે, તે જ મુક્ત છે.

૬. સર્વ અવસ્થાઓ વિષે નિર્મલ એક જ્ઞાન જ સદા પ્રકાશે છે. તે કેવલ બ્રહ્મસ્વરૂપને મન્દભાગીઓ જાણતા નથી.

૭. હે તાત! શ્રદ્ધા કર શ્રદ્ધા કર.

૮. પ્રકૃતિથી પર જ્ઞાનરૂપ ભગવાન્ (સચ્ચિદાનન્દ ઐશ્વર્યવાન્) આત્મા (તે) તું છું.

૯. હું છું, હું સદા પ્રકાશું છું, કદાચિત્ હું અપ્રિય નથી, એથી સચ્ચિદાનન્દ લક્ષણ છે જેનું એવું બ્રહ્મ જ હું સિદ્ધ છું.

ઇત્યાદિ રીત્યા કાંઇ પણ વિચારનો આરંભ કરવો જોઇએ."

"एकद्वित्रिक्षणेनैव विकल्पस्य निरोधनम् ।
क्रमेणाभ्यस्यतां यत्नात् ब्रह्मानुभवकांक्षिभिः[1] ॥
जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपञ्चं यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते[2] ॥
बुद्धेर्जागरणं स्वप्नः सुषुप्तिरिति वृत्तयः ।
ता येनैवानुभूयन्ते सोऽध्यक्षः पुरुषः परः[3] " ॥

"ઇત્યાદિ વિચારારૂઢવૃત્તિ કરશે તો પછી સંશય રહેશે નહિ. એમ શાસ્ત્રના સિદ્ધાન્ત લાગે છે.

"अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद्दिनेदिने ।
पश्यन्नपि न चेद्ध्यायेत् कोऽपरोस्मात्पशुर्वद[4] ॥
(भिद्यते हृदयग्रन्थिः) छिद्यन्ते सर्वसंशयाः ।
(क्षीयन्ते चास्य कर्माणि) तस्मिन्दृष्टे परावरे[5]" ॥

"ઇત્યાદિ શાસ્ત્રશૈલી લાગે છે. તેને મૂકીને સંશયકોટિમાં ચિત્તને ભમાવવું એ નિષ્ફલ છે.

"अज्ञानं ज्ञातुमिच्छेद्यो मानेनात्यन्तमूढधीः ।
स तु नूनं तमः पश्येद्दीपेनोत्तमतेजसा[6] " ॥

---

૧. લઘુવાક્યવૃત્તિમાં કહ્યુ છે કેઃ—જેઓને બ્રહ્માનુભવની આકાંક્ષા છે એવાઓએ એક બે ત્રણ ક્ષણોએ કરી પણ વિકલ્પનો નિરોધ યત્નથી ક્રમે કરીને અભ્યસવો.

૨. "જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિઆદિ પ્રપંચને જે પ્રકાશે છે, તે બ્રહ્મ હું છું, એમ જાણી સર્વ બન્ધથી (જ્ઞાની) મુક્ત થાય છે.

૩. જાગરણ, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની વૃત્તિઓ છે, તેઓ જેણે કરીને અનુભવાય છે તે, અધ્યક્ષ પરમ (સાક્ષીરૂપ પરમાત્મા) પુરુષ, છે.

૪. દિવસેદિવસે અનાત્મબુદ્ધિની શિથિલતા એ જ ધ્યાનથી ફલ થાય છે. એ જોતે સતે પણ જો ધ્યાન ન કરે તો એથી બીજો પશુ કોણ તે કહો?

૫ તે પરાવર (બ્રહ્મને) દીઠેથી એના (જ્ઞાનીના) હૃદયનો ગ્રન્થિ ભેદાઇ જાય છે, સર્વે સંશયો છેદાઈ જાય છે, અને (સંચિત તથા ક્રિયમાણ સર્વે) કર્મોનો નાશ થઇ જાય છે.

૬. જે અત્યન્તમૂઢબુદ્ધિમાન્ પ્રમાણે કરી-જ્ઞાને કરી-અજ્ઞાનને જાણવા ઇચ્છે છે, તે તો નિશ્ચય ઉત્તમ તેજવાળાદીપે કરી અંધકારને જુવે (એવું વિપરીત છે.)

"ઇત્યાદિ. દીપથી અન્ધકાર જોવા બરાબર (એમની) તકરાર છે.

"साक्षात्कृतेत्वधिष्ठाने समनन्तरनिश्चितिः ।
अध्यस्यमानं नास्तीति[1]" ॥

"માટે વિચારજન્ય સાક્ષાત્કારથી જ સંશયાદિ(ની) નિવૃત્તિ, અને મૈત્ર્યાદિ[2] ગુણાદિ લક્ષણની સિદ્ધિ લાગે છે.

"મનોનાશ દ્વિપ્રકાર લખ્યો તે યથાર્થ છે. પણ તે ચિત્તભૂમિકા-પર્યવસાયી[3] છે. ચતુર્થભૂમિ જે સત્ત્વાપત્તિ તેની ઉત્કર્ષતાથી અસંસક્તિ,[4] એ જ મનોનાશ.

"चित्तमाशानिधानं हि यदा नश्यति राघव[5]" ॥

"એ વાક્ય લખ્યું છે તે અસંસક્તિને લાગુ પડે છે. જેથી દીક્ષિતજીએ अहं ब्रह्मास्मि એ નિદિધ્યાસનનો પ્રારંભ કરવો, તો દૃઢ નિદિધ્યાસનથી, તેની ઉત્કર્ષ અવસ્થા–મનોનાશ–સાક્ષાત્ થવા સંભવ છે.

"श्रद्धालुर्व्यसनी योत्र निश्चिनोत्येव सर्वथा[6]" ॥

"ઇત્યાદિ રીત્યા (દીક્ષિતજી) કરે તો જણાય તેવું છે. નિકર બીજી રીતે સમાધાન અશક્ય છે.

"યોગવાસિષ્ઠ પ્રકરણ(માથી) વિશ્વામિત્રના વાક્યારંભથી જનક-શુક-સંવાદનાં વાક્ય લખ્યાં તે વાક્ય તો યથાર્થ. પરંતુ (તેની) સંગતિ આ સ્થલે લાગુ નથી. (કારણ તેમાં) 'સંશય ન થાય એ જ્ઞાનની રક્ષા' ઈત્યાદિ બતાવ્યું છે. તે અસ્મદાદિને સંશય કોઇ પ્રકારે સંભવ નથી. શુકજીને સંશય એ જ અદૃઢતાનુ કારણ બતાવ્યું છે. સંશયનિવર્ત્તક શ્રવણ તે જ દીક્ષિતજીએ કર્તવ્ય છે, એમ લાગે છે. રામચન્દ્રજીને વસિષ્ઠજીનો સંપૂર્ણ બોધ તે (સ

---

૧ અધિષ્ઠાનનો સાક્ષાત્કાર કરે સતે તો તત્કાલ અધ્યસ્તમાન વસ્તુ (સકારણ પ્રપંચ) નથી એમ નિશ્ચય થાય છે. ૨ મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષા ૩ ચિત્તભૂમિકાના છેડામાં છે ૪ આસક્તિનો અભાવ ૫ આશાનો ભંડાર જે ચિત્ત તેનો જ્યારે નાશ થાય ત્યારે હે રામ! ૬ બ્રહ્માનન્દગત યોગાનન્દ ૧૧ મા પ્રકરણનો ૧૨૦ મો શ્લોક— શ્રદ્ધાલુ અને વ્યસની ('ગમે તેમ કરી સંપાદન કરીશ' એવા નિશ્ચયવાળો) જે પુરુષ છે તે એ (ક્ષણિક સમાધિ) વિષે અવશ્ય નિશ્ચય કરે છે જ

શયનિવર્તક શ્રવણ) પછે છે. અને તેમાં પણ લોકવ્યવહાર સામું ન જોઇ વિચારના ઘણા પ્રકારે કહ્યું છેઃ—

"कर्त्ता बहिरकर्त्तान्तर्लोके विहर राघव[1]"।

"ઈત્યાદિ. પૂર્વાભ્યાસાપેક્ષિત સર્વ પ્રાપ્તિ છે, એમ લાગે છે. માટે પ્રારબ્ધયોગને શરીરસ્થિતિ સોંપીને, तच्चिन्तनादिपर જેમ બને તેમ રહેવું. એ જ ઉપાય અમને લાગે છે. તે વિના,

"प्रारब्धकर्मनानात्वाद् (बुधानामन्यथाऽन्यथा।
वर्त्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पण्डितैः)[2]"॥

"તે ગુંચવારામાં ચિત્તવૃત્તિને રાખી, જ્ઞાની છે તેને,—લક્ષણ કેમ દેખાતાં નથી,—એ સંશય (દીક્ષિતજી કરે છે તે):—

"गुञ्जापुञ्जादि दह्येत नान्यारोपितवह्निना।
(नान्यारोपितसंसारधर्मानेवमहं भजे[3])"॥

"ઇત્યાદિવત્ છે.

"स्वस्वनिश्चयतो बद्धो मुक्तोहं चेति मन्यते[4]"॥

"યાવજ્જીવ શાસ્ત્રવ્યસની, નામે પણ દીક્ષિતજી, તેને ઉત્તર લખવો એ સૂર્ય આગળ દીપવત્ છે. પણ સ્વબુદ્ધિગત દોષ, દેખાડ્યા વિના, નિરાસ ન થાય. અર્થાત્ स्वबुद्धिसाफल्याय (પોતાની બુદ્ધિની સફલતાને અર્થે) આ જરા વધું લખ્યું છે તે ક્ષમાપનપૂર્વક નિવેદન કરશો. એ જ વિનતિ. ત્યાં સ્વામિશ્રી

---

૧. હે રામ! બહિરૂથી તો કર્તા પરંતુ અન્તરૂથી અકર્તા, એમ આ જગત્માં ચાલ.

૨. પઞ્ચદશીના ચિત્રદીપ પ્રકરણ ૬ નો ૨૮૭ મો શ્લોકઃ—(શરીરના વ્યાધિની પેઠે રાગદ્વેષ પણ પ્રારબ્ધકર્મનું ફલ છે. માટે તેથી મુક્તિને પ્રતિબન્ધતા નથી, એમ બોધ કરવા કહે છે કેઃ—) પ્રારબ્ધકર્મ નાનાપ્રકારનાં છે, તેથી જ્ઞાનીઓનું જૂદું જૂદું વર્તન હોય છે, તેઓના વિલક્ષણ વર્તને કરી પણ્ડિતોએ શાસ્ત્રના અર્થમાં ભ્રમાવું નહિ

૩. પઞ્ચદશી તૃપ્તિદીપનો ૨૫૯ શ્લોકઃ—જેમ બીજાએ (વાનરાઓએ) આરોપેલા અગ્નિવડે ચણોઠીના ઢગલા આદિ બળતા નથી, તેમ અન્યે (બીજા અબુધ લોકે) આરોપિત કરેલા (સંસારના) ધર્મોને હું ભજતો નથી.

૪. હું બંધાયલો છું અને છૂટો છું એ પોતપોતાના નિશ્ચય પ્રમાણે મનાય છે.

ચિદ્ઘનાનન્દ, બલદેવાનન્દજી, દીક્ષિતજી, (આદિ) સર્વે સજ્જન મણ્ડલીને મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પહોંચે. કૃપા છે તેવી રાખી નિરન્તર આપ કામ સેવા લખાવતા રહેશો. અહિના અમારા વૃત્તાન્ત રા. સામલભાઇ નિવેદન કરશે. મહારાજાસાહબ તખ્તસિંહજી-સાહબની યોગ્યતા વિષે મિ. મેકનાટન વગેરે યુરોપીયનને મુખથી પ્રશંસા સાંભળી તેથી, તથા મારા ઉપર પૂરી કૃપા રાખી સમીપ આવાગમન થયાથી, અતીવ સન્તોષ થયો છે. આપ જેવા મહાત્માના પ્રસાદલભ્ય એ વાત માનું છું. એ જ વિનતિ. સં. ૧૯૩૩ ના શ્રાવણ સુદિ ૭ બુધે. વિ. સેવક ગોકુલજીના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારશો."

---

"વડીલ કૃપાનિધાન રાજશ્રી ગૌરીશંકર ઉદયશંકરની સેવામાં,

"શ્રીરાજકોટથી વિ. ઝાલા ગોકુલજી સંપત્તિરામના સા. પ્રણામ સ્વીકાર થાય. વિશેષ વિનતિ જે આપનું કૃપાપત્ર સુદિ ૨ નું લખાવેલ પહોંચ્યું. વાંચી દર્શનતુલ્ય સન્તોષ થયો.

"દીક્ષિતજી, 'शंकरानन्दी' ના સાધનાધ્યાયના મંગલવાક્યથી સાધનકલાપનો[1] સંભવ માને છે, તેમાં અમે ના કહેલ નથી. શાસ્ત્રવાક્ય વ્યવસ્થાપૂર્વક બધે યથાર્થ છે. માત્ર શાસ્ત્રવાક્યથી (શાસ્ત્રપ્રમાણે સાધનકલાપ તેઓ ન દેખે તેથી,) કૃતકૃત્યતા માનવામાં વાંધો લેતા હશે, તે જ અમે ભૂલ ગણિયે છિયે. કેવલ શાસ્ત્રથી જ (કૃતકૃત્યતા) થાય તો દીક્ષિતજીને પ્રથમ થવી જોઇયે. તે પૂરા શાસ્ત્રવેત્તા છે. પણ શ્રોત્રિયનેષ્ઠી ગુરુ, અને શિષ્ય-પ્રજ્ઞાનું મુખ્યપણું નિશ્ચય છે. તે સારૂં શાસ્ત્ર સ્પષ્ટ લખે છે. "ज्ञानमेकं सदा भाति[2]" । "बहुव्याकुलचित्तानाम्[3]॥" "अव्या-

---

૧. સમુદાય. ૨. જ્ઞાન એક સદા ભાસે છે. પૂર્વે પૃષ્ઠ ૨૯૫માં એ શ્લોક સંપૂર્ણ છે. ત્યાં જોઈ લેવો. ૩ જેનાં ચિત્ત બહુ વ્યાકુલ છે. ૪. જેની બુદ્ધિ અવ્યાકુલા (શાન્તા) છે (ત્યાં) મોહ.

કરશો. શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્યસ્વામિશ્રી બ્રહ્મદેવાનન્દજી તથા ચિદ્ઘનાનન્દજીએ સ્મરણમા લઇ લખાવ્યુ તેથી અતિ ઉલ્લાસ થયો મારા સાષ્ટાંગ દંડવત્નમન સહિત 'ॐनमो नारायणाय' નિવેદન કરશો એ મહાત્માના સમાજમા બ્રહ્મગીતાદિ નૂતન ગ્રન્થોના શ્રવણનો લાભ નિરન્તર આપ લ્યો છો એ અહોભાગ્ય મારુ હજુ ભાગ્યમા પાતી પડી શકતી નથી"

रा रा गोकुलजीभाइ अने गवर्नर सर रीचर्ड टेम्पल

સંવત્ ૧૯૩૪ ના આરંભમા મુંબઈના પ્રવાસી પ્રાન્તપતિ (ગવર્નર) સર રિચર્ડ ટેમ્પલ વેરાવળ માર્ગે જૂનાગઢ જવાના હતા. તેઓની આગતાસ્વાગતા કરવા મે. પાટવીકુમારશ્રીને સાથે લઇ ગોકુલજીભાઈ વેરાવળ સુધી સામા ગયા હતા. ગવર્નરસાહેબ બહુ જ થોડા મનુષ્યો સાથે રાખી પ્રવાસ કરતા હતા. સાથે મિ બક્લાન્ડ નામે અમાત્યને (પ્રાઇવેટ સેક્રેટરીને) રાખતા વેરાવળથી ગવર્નર સાહેબે ગોકુલજીભાઇને પોતાની સાથે ગાડીમા લીધા ગવર્નરસાહેબ અને તેઓના અમાત્ય બન્ને ઉરદુ અને ફારશી જાણતા હતા ગોકુલજીભાઇ તો તેમા પ્રવીણ જ હતા તે ભાષામા પરસ્પરનો સંવાદ ચાલ્યો તેથી સર્વેના મન રંજન થયા ગોકુલજીભાઇએ લાગ જોઈ 'વાતમા વિનતિ' કરવાનુ કહેવાય છે તેમ કર્યુ સાગરશાળનો પ્રસંગ છેડી તે વિષે ગવર્નરસાહેબને પૂરી સમજ પડી મિ પીલઆદિ અધિકારીઓ પણ બીજા વાહનમા સાથે હતા દિલ્હીદરબાર વેળા ગોકુલજીભાઇને 'રાવબહાદર'નુ માનદર્શક ઉપનામ મળ્યુ હતુ તેનો લેખ રાજરાજેશ્વરીના પ્રતિનિધિ લાર્ડ લિટનનો લખેલો આવ્યો હતો, તે આ પ્રસંગે સભા વચ્ચે ગવર્નરસાહેબે સ્વહસ્તે ગોકુલજીભાઇને આપી પ્રશંસા સાથે અભિનન્દન આપ્યુ એક બે દિવસ જૂનાગઢમા ભમી પછી તુરત જ ગવર્નરસાહેબ, જેતપુર જઈ આવી, પોરબંદર ભણી દોડ્યા જતી વેળા ગોકુલજીભાઇની વિદ્યા, બુદ્ધિ, અનુભવ, અને પ્રામાણિકતાની ખુબ નવાબસાહેબ આગળ પ્રશંસા કરી ગોકુલજીભાઈ વળાવવા સારૂ થોડે દૂર ગયા હતા ત્યા આજ્ઞા લેતે દેતે ગવર્નર સાહેબે કહ્યુ કે-મિ પીલે તમારા વિષે મને બહુ ઉચ્ચ મત દર્શાવ્યુ હતુ તે જ પ્રમાણે જોઈ હુ પ્રસન્ન થયો છુ આ દેશમા ગૌરીશંકર, તમે અને—એ ત્રણ જણ વિષે મારૂ સારૂ મત છે ગોકુ

લજીભાઈ કહેતા કે, પ્રાન્તપતિએ જે ત્રીજું નામ દીધું, તે એવાનું હતું કે તેઓએ કરેલી પ્રશંસાથી માન ગણવું કે અપમાન એ સન્દેહાસ્પદ થઈ પડ્યું. ગૌરીશંકર જેવાની સાથે ગણના થાય એ સન્તોષ આપે, પણ ત્રીજા નામવાળા સાથે પાછી ગણના રહી, એ વિષમ લાગ્યું. એમ થયેથી એવા મ્હોટા અધિકારીની કરેલી પ્રશંસાથી વ્યવહારદશાની દૃષ્ટિએ મનને સન્તોષ કે અભિમાન આવવું જોઇયે, તે ન આવ્યું.

ગુણિજનગણનાસમયે અનામિક પણ નામિકમાં ગણાય ત્યારે તેનું સૌન્દર્ય ન્યૂન થાય છે એ ખરૂં છે.

રા. રા. ગૌરીશંકરજીને સી. એસ. આઇ. (C. S. I.) 'ભરતખણ્ડના તારાના સંગી'નું ઉપનામ આપણાં રાજરાજેશ્વરી વિજયિનીએ-વિક્ટોરિયાએ-આપ્યું હતું. એક રાજસભા ભરી તેની શુભક્રિયા માનસહિત કરીને પદ અર્પવાનું રાજકોટમાં ઠરવું હતુ. તે અવસર ઉપર ગોકુલજીભાઇ પણ ત્યાં ગયા હતા અને સન્તોષભાગી થયા હતા. રા. રા. ગૌરીશંકરજી લખે છે કેઃ-"એ સમયે વેદાન્ત વગેરે પ્રકરણ ઘણું ચાલતું." બુદ્ધિમાન્ સજ્જનોનો સમય શાસ્ત્રસેવનમાં સમર્પાયછે એ સત્ય છે.

એ જ સન્ધિમાં ભાવનગરના મહારાજ તખ્તસિંહજીએ જૂનાગઢ પધાર્યા હતા. રા. રા. સામલભાઈ તેઓના સહચારી હતા તે જાણી ગોકુલજીભાઈ તુરત જૂનાગઢ આવ્યા. ત્યાં સત્સમાગમનો આનન્દ પરિપૂર્ણ થયો. સુસ્નેહીના સમાગમહેતુક સુખાગમ હોય છે.

रा. रा. सामलभाइलिखित एक स्मरणीय प्रसंग.

એ અવસર વિષયે વિદ્વાન્, રસિક, સ્નેહમર્મજ્ઞ, પરમસ્નેહી સામલભાઇ લખે છે કેઃ—

"સંવત્ ૧૯૩૪ ના પોષમાસમાં નામદાર મહારાજા તખ્તસિંહજી તથા કર્નલ પારસાહબની સાથે મારે જૂનાગઢ જવું થયું હતું. તે સમય રા. ગોકુલજીભાઇને અગાશ મહારાજાથી તખ્તસિંહજી સાથે ઘણા દિવસ સુધી સહવાસ તથા સમાગમ રહેલો તે દરમ્યાન રાજ્યથી મોઢુક્ના મુખથી નીતિ તથા ન્યાયની ઘણી

વાતો સાંભળેલી. અને તેઓની વખાણવા લાયક રાજભક્તિ મહારાજશ્રી મોરારકના જોવામાં આવેલી. તેનો સન્તોષ મહારાજશ્રીએ તે વેળા બતાવેલો એટલું જ નથી પણ હાલ (સંવત્ ૧૯૩૬) સુધી ઘણા પ્રસંગે પોતે રાજશ્રી મોરારકની વર્તણુકની પ્રશંસા કરે છે.

"જૂનાગઢથી ભાવનગર આવવા સારૂ જ્યારે રા. ગોકુલજીભાઈ પાસે મેં આજ્ઞા માગી ત્યારે તેમણે જે એક શ્લોક કહેલો તે હું આ નીચે લખું છું. પરંતુ (એક યથાભુતા સત્યવાર્તા કહેવી જોઇયે કે) તે શ્લોક મને આ વૃત્તાન્ત લખતા સુધીમાં, જે જે કાલે સ્મરણમાં આવે છે તે તે કાલે, રાજશ્રી મોરારકના સ્નેહસંબન્ધના અતિસન્તોષને લીધે, મારા ચિત્તને તેમના વિયોગજન્ય અતિખેદ થયા વિના રહેતો નથી. તેમણે કહેલો શ્લોકઃ—

"[1]मागा इत्यपमङ्गलं व्रज पुनः स्नेहेन हीनं वचः ।
तिष्ठेति प्रभुता यथारुचि कुरु छेपाप्युदासीनता ॥
नो जीवामि विना त्वयेति वचनं संभाव्यते वा न वा ।
तन्मां शिक्षय मित्र यत्समुचितं वाक्यं त्वयि प्रस्थिते[2]॥"

"આ શ્લોક જાણે અમારા બંનેના શરીરસંબન્ધી (જૂનાગઢમાં) છેલા મલનને વાસ્તે જ તેમણે કહેલો હોય એમ અનુમાન થઇ શકે છે.

"એવા પરમપ્રિય સ્નેહીના વિયોગજન્ય દુઃખી જને કહેલો શ્લોક જે આ નીચે લખું છું તેનો આશય મારા વિચાર પ્રમાણે યથાર્થ લાગે છે.

---

૧. એક પ્રિયમિત્રના વિયોગકાલે તેનો મિત્ર તેને કહે છે કેઃ—'આ વેલા 'જા મા' એમ કહું તો અમંગલ થાય, વલી 'જા' કહું તો તે સ્નેહ વિનાનું વચન છે, 'રહે' કહું તો પ્રભુતા ગણાય, 'ગમે તેમ કર' એ પણ ઉદાસીનતા છે, 'તમારા વિના હું નહિ જીવું' એ વચન સંભવે કે નહિ, (કારણ એ ઈશ્વરાધીન છે. એમ સર્વ પ્રકારે સંકટમાં આવી પડવું થયું છે તો) હે મિત્ર! તું પ્રસ્થિત સતે-તારા વિયોગકાલે-જે વાક્ય કહેવાને સારૂં ઉચિત હોય, તે, મને શિખવ.' ૨. અન્તમાં બીજો એવો પણ પાઠ છે કે, 'प्रस्थातुकामे त्वयि' सुभाषितावली. અંક. ૧૦૪૧ માં અન્ય પાઠાન્તર નીચે પ્રમાણે છેઃ—

मा गा इ ને સ્થાને मा याही; पुनः સ્થાને किल; हीनं સ્થાને शून्यं; छेपा સ્થાને ध्वंवा; मित्र સ્થાને नाथ; वाक्यं સ્થાને वक्तुं.

"माभूत्सज्जनसङ्गो यदि सङ्गो मा पुनः स्नेहः ।
स्नेहो यदि मा विरहो यदि विरहो मा पुनश्च जीवितम्[1] ॥

"એ જ વિનતિ. સામલદાસ."

સજ્જનના સ્નેહનાં સુખ સમજનાર સજ્જનોને સામલભાઇનું લખવું સ્વાભાવિક વાસ્તવ લાગ્યા વિના નહિ રહે. એ વિષય સ્વાનુભવપ્રમાણે સમજાય છે એથી અત્ર તેનો વિસ્તર કરવાનું મન છતાં નથી કર્યો, કારણ સ્નેહનું વર્ણન કરતાં શાણપણ અને વિવેક વેગળાં જતાં રહે છે. તેમ થવા દેવા અત્ર અનુકૂલતા નથી.

ભાવનગરના મહારાજાએ સ્વપુર જઈ ગોકુલજીભાઈ ઉપર સ્વહસ્તે પત્ર લખ્યું હતું. તેથી સન્તોષાન્વિત થઈ ગોકુલજીભાઈ રા. રા. ગૌરીશંકરજીને લખે છે કેઃ—

सुज्ञ गोकुलजीभाइलिखित पत्रो.

"સ્વસ્તિશ્રી ભાવનગર મહાશુભસ્થાને સકલગુણનિધાન વડીલ મુ. શ્રી ૫, ગૌરીશંકર ઉદયશંકર. સેવામાં જૂનાગઢથી વિ. ગોકુલજી સંપત્તિરામના દંડવત્ પ્રણામ સ્વીકારવા. આપનું કૃપાપત્ર મહારાજા સાહબના ખાસ દસ્તખતના પત્રમાં સારી બરદાસ્ત અહિં ખાતે રહ્યાનું લખેલ તે વગેરે બાબત, તથા સ્વામિશ્રી કૈલાસપર્વતજીનું પત્ર આવતાં બીડાવ્યું, તે વાંચી નિહાયત ખુશી હાંસલ થઇ છે. સ્વામિશ્રીનું પત્ર પાછું આ પત્રાન્તર બીડું છું. આપ પત્ર લખાવો તેમાં મારા તરફથી ઉચિત સમાચાર નમનપૂર્વક લખાવશો. હું આપની સેવામાંથી ચાલી ટેવણી પ્રમાણે અહિં પૂગ્યો. મહારાજસાહબની ખુબી પત્રે લખી શકાય તેવી નથી. પ્રજાનાં સુભાગ્યને લીધે એ રીતે સારે મીજાજ સરદાર થયા છે. તે સાહબના સમાગમથી અમે સહુ રાજી થયા છિયે. આપે યોગવાસિષ્ઠ પ્રકરણ મોકલવા લખ્યું તે સમાગમે મોકલીશ. બાકી કુશલ છે. કૃપા છે તેવી રાખી કામ, સેવા, પત્ર, લખાવતા રહેશો.
સં. ૧૯૩૪ ના પોષ સુદિ ૬. વિ. ગોકુલજી."

---

૧ સત્સંગનું સુખ સમજનાર એક રસિકજન કહે છે કેઃ—'સજ્જનનો સંગ જ ન થાઓ, જો સંગ થાય તો પાછો સ્નેહ ન થાઓ, કદાપિ સ્નેહ થાય તો (પછી) વિયોગ ન થાઓ, વિયોગ થાય તો પાછું જીવવાનું ન હો.'

"વડીલ રાજશ્રી ગૌરીશંકર ઉદયશંકર. સેવામાં,

"વિનતિ જે આપની સૂચના મારી પાસેથી लघुयोगवासिष्टना પ્રકરણ મોકલવાની હતી, તે પ્રમાણે स्थिति, उपशम, એ બે પ્રકરણનું પુસ્તક શાસ્ત્રીજી હરિદત્ત વિ. કરુણાશંકર જોડે મોકલાવ્યું છે, તે પહોંચશે. હવે એક निर्वाण પ્રકરણ મારી પાસે છે તે વાચેથી, મંગાવવા પ્રમાણે, મોકલાવીશ. શાસ્ત્રી ન્યાયપ્રકરણ, વ્યાકરણ, બહુ સારી રીતે જાણે છે.

"હાલમાં હું પ્રાન્તના સાહબ પાસે બગસરે બેચાર દિવસ સારૂ આવ્યો છું. આપણી હાસ્પિટલ વિગરેની તપાસ સારૂ ડાકટર ઠરાવી તેને સારૂ ફંડ આપવા અહિં લખાણ આવેલ છે. સહુના મત પ્રમાણે ઉત્તર દેશું. શરૂમાં સહજ વાત દેખાય. (પણ) પછે લાકડાં થઇ પડે છે. તોપણ એક મતથી (જેમ ઠરે તેમ) થવું જોઇયે. બાકી કુશલ છે. આપની કુશલતા કૃપાપત્ર કામકાજ લખાવતા રહેશો. કૃપા છે તે રાખશો. સં. ૧૯૩૪ના પોષ વદિ ૧૩.

વિ. સેવક ગોકુલજીના સા. દંડવત્ પ્રણામ સ્વીકારશો."

---

## रा. रा. गोकुलजीभाइनुं भावनगर आववुं.

એ જ વર્ષના ચૈત્રમાસમાં ભાવનગરના ઠક્કુર મહારાજ રાવલશ્રી તખ્તસિંહજીને સ્વરાજ્ય સ્વાધીન થવાનું હતું, તેનો શુભવિધિ થવાનો હતો. તે પ્રસગે સભાવિત ગૃહસ્થોને આમન્ત્ર્યા હતા. ગોકુલજીભાઇના ઉપર તો મહારાજાશ્રીની ગાઢમમતા હતી તેથી તેઓ અવશ્ય કરી આવ્યા હતા. આ લેખક પણ તહિં ગયો હતો. એ મહોત્સવમાં ગોકુલજીભાઈ શિષ્ટ ગણાઈ સર્વપ્રકારે પૂજાતા હતા. મહારાજાના, ગૌરીશંકરજીના, અને સામલદાસજીના નિકટસ્નેહી, ખુ. નવ્વાબસાહબના પ્રતિનિધિ, મિ. પીલસાહબ પોલિટિકલ એજન્ટના સવિશેષ માનીતા, અને વલિ પોતાના બહુ સદ્‌ગુણોથી લોકના પ્રિય, એટલે સર્વરીતિએ બહુજનોનું મન તેઓના ઉપર આકર્ષાતું. એવા પ્રસગોમાં ઉદય પામતા જનોને વિશ્વાસુ મિત્રોના ઉપદેશની બહુ અગત્ય પડે છે. ગોકુલજીભાઈ તે ઉત્તમ કાર્યે સારૂ બહુ રીતિએ યોગ્ય હતા મહારાજને ત્યાંનો મહોત્સવ સન્તોષકારક થઈ પૂર્ણ થયો.

ગોકુલજીભાઈ, સામલભાઈ, અને આ લેખકનો સંગમ થતાં જે શ્રોત્રસુખા કથા, વાગ્વિનોદ, મનોરાજ્ય, અને જ્ઞાનગોષ્ઠીઓ થતી તે, અને તેનો સન્તોષાનન્દ, લખ્યાં લખાય એમ નથી, તેથી તે વિષયે મૌન રાખવું જ ઉચિત ધાર્યું છે.

એ સહવાસમાં ગોકુલજીભાઈ કહેતા કેઃ—"હવે વિરુદ્ધ ભાસતા બે સંભવનો મારે અભિલાષ છે. સામલભાઈનો અભ્યુદય, અને અમારૂં નિઃશ્રેયસ." અર્થાત્ સામલભાઇને કાર્યભાર, અને પોતાને નિવૃત્તિનું સુખ.

અમારાં ત્રિણ જનનાં શરીર જે એ કાલે છૂટાં પડ્યાં, તે અન્તકાલ હતો એવી શંકા પણ કોઇના મનમાં ક્યાંથી જ હોય? નિવૃત્તિની સુખશાન્તિ ભોગવવા સર્વેએ થોડાં જ વર્ષમાં એક સ્થલે ભેગાં વસવું અને સ્વગુણાર્પક સુજ્ઞ ગોકુલજીભાઇના જ્ઞાન-ભણ્ડારના સુખપ્રદ અમરકર ધનના ભાગી થઇ તે ભોગવવું એમ જ સદા વિચાર રહેતો.

"अर्था हसन्त्युचितदानविहीनलुब्धम् ।
भूम्यो हसन्ति मम भूमिरिति ब्रुवाणम् ॥
जारा हसन्ति तनयानुपलालयन्तम् ।
मृत्युर्हसत्यवनिपं रणरङ्गभीरुम् ॥"

सुभाषितरत्नभाण्डागार. सामान्यनीति. ९५६.

'વિચાર કરતાં વિધિ હસે, કવચ પેરતાં કાલ,
ધરણી ધન દાટે, અસતી, પતિ રમાડે બાલ.'

એ એક તલસ્પર્શી દૃષ્ટાનું કથન યથાર્થ છે. અમે મનોરથ-પ્રિયતમ વેદાન્તવિચાર, મનગમતાં મનોરાજ્ય, અને મનભાવના મનોવિનોદ કરતા હતા. તે કાલે અદૃષ્ટ દૈવ હસે તો તે હસતો હશે એમાં અવે શંકા નથી લાગતી, કારણ એક વર્ષથી પણ પહેલાં અમારામાંના મુખ્યના શરીરનો અન્ત આવશે એમ શંકા આણ-વાને કરવું પણ કારણ ન હતું. આ સંસારના અતિશય ચપલ વિષયો ઉપર વિશ્વાસ મુકી, ખોટાં સારાં કર્મ કરતા પહેલાં બહુ ચિન્તા અને સંભાળ રાખવાની અગત્ય છે.

એ ગમયનો એક પ્રસંગ અને અનિવારિતરૂપ થયો છે એવી

ન્ત્ર પ્રકટ થાય છે. અમુક રાજકાર્યપ્રસંગમાં સંબન્ધવાન્ જનો વિદ્યમાન હોય છે ત્યાં સુધી તે મન્ત્ર પ્રકટ કરવામાં અનેક અચિન્તિત આરોપ થવાનો સંભવ હોય છે. તેથી તેવા પ્રસંગ, તે મન્ત્રના ફલભોક્તા વિદ્યમાન હોય ત્યાં સુધી પ્રકટ ન કરવા એવી નીતિ છે.

તત્રભવાન્ રાવલ શ્રીતખ્તસિંહજી તીવ્ર ઇચ્છા દેખાડતા હતા કે રાજ્યાધિકાર સ્વતન્ત્ર તેઓને હસ્તગત થાય કે ત્વરિત જ રા. રા. સામલભાઇને રાજ્યનું પ્રધાનપદ આપવું. એ કાર્યની સિદ્ધિ સારૂ પોતે પ્રયત્ન કરવા અને કરાવવા રા. સામલભાઇની અનુમતિ માગતા. રા. ગોકુલજીભાઇ અને આ લેખક, એ સ્વતન્ત્ર રાજ્યાધિકારની પ્રાપ્તિના મહોત્સવ પ્રસંગે ભાવનગર જવાના હતા. તે સમયે મહારાજશ્રીના એ અભિપ્રેતાર્થ સંબન્ધમાં એકાન્ત સુમન્ત્ર કરવો ઠર્યો હતો. તદનુસાર ઊહાપોહપૂર્વક સમ્યક્ વિચાર થઇ નિર્ણય થયો કે, 'સુસ્થિત વ્યવસ્થાને પ્રબલ કારણ વિના હલાવવી એ બુદ્ધિમત્તાનું શુભ લક્ષણ નથી.' એ નિર્ણય સર્વસંમત થયો.

### प्रथमथी आदरपूर्वक अभ्यासवा योग्य सहज नियम. सन्ध्यावन्दन.

યથાસંભવ સર્વજનોને એવા સન્ધિના સમયમાં બહુ મનોરથ, મનોવિકાર, અને સૂક્ષ્મ પ્રસંગો પ્રાપ્ત થાય છે. તેમાં રાગદ્વેષને વશ થઇ, જેઓ કાર્ય કરી નાખે છે તેઓને પ્રાયશઃ પશ્ચાત્તાપ જ ભોગવવો પડે છે. એ સુવિચારને જ મનમાં રાખીને આપણા આર્ય પૂર્વજોએ પોતાની પ્રજાની બાલ્યાવસ્થામાંથી જ તેઓના અન્તઃકરણમાં આવશ્યક મહાનિયમોના સંસ્કાર નાખી મૂકવા સારૂ અમુક સન્ધિસમયો સ્થાપ્યા છે. આપણા ભારતવર્ષના વર્ણાશ્રમી લોકોમાં જે ઉપવીતસંસ્કાર મહોત્સવપૂર્વક કરવામાં આવે છે, તેમાં જ અભીષ્ટસિદ્ધિપ્રદ એક મહાનિયમ, સ્નેહિસંબન્ધી સમક્ષ ગુરુજન પોતાની પ્રજાને લેવરાવે છે કે,–તેઓએ કાલના સન્ધિમાં કંઇ અજ્ઞાત અપરિચિત કાર્ય ન જ કરવું, કિન્તુ સંકલ્પપૂર્વક, જ્ઞાત પરિચિત શુભ કાર્ય–સ્નાનસન્ધ્યા–શુદ્ધિ–ઈશ્વરઉપાસના–આદિમાં જ સન્ધિકાલ રોકવો, અર્થાત્ પરિચિત સત્કાર્ય જ કરવું. અને તે સંકલ્પપૂર્વક જ કરવું. મતિપૂર્વિકા કૃતિ–Thought precedes action–'જાહિં વિચારપૂર્વક આચાર

હિ, તર્હિ કાર્યસિદ્ધિ નિર્ધાર હિ.' એ મહાનિયમ સદા લક્ષમાં રાખવો.
એ લક્ષથી જ અદ્યાપિપર્યન્ત ધર્મકાર્યોમાં પ્રથમ સંકલ્પ કરવામાં-
પાણી મૂકવામાં-આવે છે. તેમાં પોતાના અધિકારનું, સાધનનું, દેશ-
કાલઅર્થફલાદિનું સ્મરણ હોય છે.

ખેદજનક વૃત્તાન્ત આ છે કે, યથાશક્તિ ચિન્તાનો; શ્રમનો,
તથા દ્રવ્યનો વ્યયપૂર્વક ઉત્સવ કરી સન્ધ્યા[1] નામ આત્માપરમા-
ત્માના એકત્વજ્ઞાને કરી તેઓનો ભેદ વિભગ્ન (કરવો) તે-સર્વ
કામોને પરિત્યજીને અદ્વૈતપરમમાં સ્થિતિ-એ આદિ પરમેશ્વરના
ઉપાસનનો માત્ર એક નિયમ પોતાની પ્રજાને લેવરાવવામાં આવે
છે, તે માત્ર એક નિયમ જ પલાવી તે પ્રજાને શિક્ષણ આપવા-
નું કે,–'જે નિયમ લેવો તે શિષ્ટસંમતિથી વિચારપૂર્વક લેવો, પણ
તે દેહાન્ત થતા સુધી મુકવો નહિ;' એ એક જ નિયમમાં પણ
પ્રિય પ્રજાને સુદૃઢ સુસ્થિતા કરવાનું લક્ષ ગુરુજનો રાખતા
નથી તેથી પોતાના પ્રયત્ન અને પ્રજાનું હિત નિષ્ફલ થાય છે.
એ ગૃહીત નિયમમાં સ્થિત રહેવાનો જેને અભ્યાસ પડે છે, તે પછી જે
જે નિયમ લેશે તે તે પાલશે એવો લોકોને વિશ્વાસ પડવા
કારણ થાય છે. તેવા નિયમપાલકની-વચનપાલકની-પ્રતિષ્ઠા
બહુ વધે છે. સર્વજનો તેવાનો વિશ્વાસ કરી શકે છે, તેવાનો અનેક
પ્રકારે અભ્યુદય થાય છે.

જે ચારિત્ર (Character), ચરિત્ર, સુસ્વભાવ, શુભલક્ષણ,
શુભગુણાદિ કથાય છે, તે, નિયમ પાલવાથી-વચનપાલક થવાથી,
આવે છે. જેનો સુખેકરી અન્ત છે તે સ્વન્ત વદાય છે. ચારિત્ર
સ્વન્ત છે. નિયમપાલક થવામાં અભ્યુદયજનક અનેક લાભ છે તેમ
સતે સન્ધ્યાદિનો એક નિયમ પણ પોતાની પ્રજાને બહુ આડંબર-
થી આપીને પછી તે નિયમને પ્રજા પાસે પલાવવા પ્રાયશઃ સ-
મજુ અસમજુ સર્વ ઉપેક્ષા રાખે છે, એ શોચનીય છે. ગૃહીત
નિયમ પાલવાનું પ્રથમથી જ શિક્ષણ આપવાનો જે ઉદ્દેશ તેથી
વિપરીત જ થાય છે. તે નિયમ પાલવામાં માત્ર થોડુંક જલ અને
થોડા જ ક્ષણ આપવા પડે એવો તે અન્તે સુખસંપાદક નિયમ
બહુ સુલભ છે. તેમ સતે બીજા જ દિવસથી તેનો ભંગ થાય છે,

---

1 तैत्तिरीयारण्यक॰ पृष्ठ ४६४.

અને તેમ થવા દેવામાં આવેછે. એથી, 'નિયમભંગ કરવો એ બહુ જ હાનિકારક છે,' એ પ્રજાના લક્ષમાં રહેતું નથી. તેથી નિયમપાલક-વચનપાલક-થવાના આવશ્યક પ્રયત્નથી તે પ્રજા દુર્ભાગિણી રહે છે; અને તેના હાનિકારક પરિણામ તેને પોતાને તથા સંબન્ધમાં આવનાર બહુજનોને સહેવા પડે છે.

બીજા દશા ઉચ્ચારાયને સારૂ નહિ તો માત્ર શરીરપ્રકૃતિનું આરોગ્ય રહેવા શૌચસ્નાનાદિ કરવાનો, વિકારજનક સન્ધિમાં કરેલાં કાર્યો બહુ વિકારકર થાય છે તેથી વંચવાનો, અને નિયમ-તે પણ પ્રતિજ્ઞાપૂર્વક લીધેલો નિયમ-તેને પાળવાનો, ઉદયજનક અભ્યાસ થવા, પ્રજાને આગ્રહપૂર્વક નિયન્ત્રિતા કરવી એ પ્રજાના હિતેચ્છકોનો અનિવાર્ય ધર્મ છે.

સન્ધ્યાવન્દનમાં પ્રાણાયામ (શ્વાસની અને પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ-રોધ) કરવાનું હોય છે. તેથી પણ શરીરને બહુ લાભ થાય છે. વ્યાયામથી (કસરતથી) જે લાભ થાય છે તે વ્યાયામમાં થતા પ્રાણાયામના-શ્વાસોચ્છ્વાસના-જ છે એમ આધુનિક શારીરશાસ્ત્રીઓનું મત છે. તે સન્ધ્યાવન્દનના પ્રાણાયામથી પણ થાય છે. શરીર નીરોગી રહેવા સ્વચ્છ પ્રાણવાયુનું (Oxygen) ભક્ષણ આવશ્યક ગણાય છે. સન્ધ્યાવન્દન સમયે સ્નાનાદિ કરીને સ્વચ્છસ્થાનને ગન્ધપુષ્પધૂપાદિ સુગન્ધી પદાર્થોએ વાસિત કરી તેમાં સુખાસને બેશી, પૂરક પ્રાણાયામથી સ્વચ્છ પ્રાણવાયુ અન્તર્માં લેવો, કુંભક પ્રાણાયામથી તેને ત્યાં સ્થંભાવીને ત્યાંના અસ્વચ્છ ભાગને પૃથક્ કરવો, અને પછી રેચક પ્રાણાયામથી તે મલિન ભાગને બહિર્ કહાડી નાંખવો; એ પ્રાણાયામનું પ્રત્યક્ષ પ્રયોજન પ્રતીત થાય છે. યથાશક્તિ પ્રાણાયામમાં વર્ધમાન થયે તેના ફલરૂપ અન્ય પણ-વિવેકજ્ઞાન કિંવા બુદ્ધિસત્ત્વના પ્રકાશના પાપ-અશુદ્ધિ-રૂપ આવરણનો ક્ષય; ધ્રુવાસ્મૃતિની પ્રાપ્તિ,-આદિ અનેક લાભો થાય છે. કેવલ શરીરને થતો લાભ જે નવી રીતિ પ્રમાણે સર્વમાન્ય છે-તે સારૂ પણ સન્ધ્યાનું અંગ જે પ્રાણાયામ તે કેટલો ઉપયોગી છે એ વિચારકોને પ્રત્યક્ષ થશે. આપણા પૂર્વજોના પ્રત્યેક સંપ્રદાયમાં અનેક સંકેતો ગુણો તથા લાભો હોય છે. આપણે તેનો સદુપયોગ શોધી તે પ્રમાણે વર્તવાનું જ માત્ર શેષ છે.

પૂર્વોક્ત મુખ્ય નિયમ સાદર પાલીને પછી જે જે કાર્યો કર્તવ્ય હોય તે તે સંબન્ધમાં પ્રથમથી જે જે વિચાર કર્તવ્ય છે તે તે લક્ષમાં રાખી કાર્યસિદ્ધિઅર્થે પ્રયતમાન થવું એ ફલસંપાદક થાય છે.

રાજ્યકાર્યની સિદ્ધિ સારૂ વક્ષ્યમાણ વિષયો ઉપર વિચારો પ્રથમથી જ કર્તવ્ય છે, તેનો નિર્દેશ નીચેના શ્લોકમાં કર્યો છે. તેઓમાંના જે જે વિચારો યથાસંભવ જે જે ગૃહીને લાગતા હોય વા વલગતા હોય તેણે તેણે તે તે ભાગ લક્ષમાં રાખી કર્મ કરતા પૂર્વે તે તે સંકલ્પ યથાશક્તિ કરવા અને પછી કર્મ આરભવાં એ બહુ પ્રકારે ઇષ્ટસાધક છે અને આપત્બાધક છે.

કાર્ય પૂર્વે સંકલ્પ કરવાના વિષયો.

"कोऽहं कौ देशकालौ समविषमगुणाः केऽरयः के सहायाः।
का शक्तिः कोऽभ्युपायः फलमिह च कियत् कीदृशी दैवसंपत्॥
संपत्तौ को निबन्धः प्रविदितवचनस्योत्तरं किं नु मे स्यात्।
इत्येवं कार्यसिद्धावबहितमनसां सम्पदो हस्तसंस्थाः॥ १२८॥
धर्मः प्रागेव चिन्त्यः सचिवगतिमती सर्वदालोचनीये।
प्रच्छाद्यौ रागरोषौ मृदुकठिनरसौ योजनीयौ च काले॥
ज्ञेयं लोकानुवृत्तं वरचरनयनैर्मण्डलं वीक्षणीयम्।
आत्मा यत्नेन रक्ष्यो रणशिरसि पुनः सोऽपि नापेक्षणीयः॥१२९॥"

'કાર્યસિદ્ધિમાં સાવધાન ચિત્તવાન્ (મનુષ્યો) આવો વિચાર કરે છે કે,—'હું કોણ છું, દેશકાલ એ બે કેવા છે, સમવિષમ ગુણવાન્ શત્રુઓ કોણ છે, સહાયો કોણ છે, (મારી) શક્તિ કેવી છે, ઉપાય શો છે, ઈહાં (કરવાના કાર્યમાં) ફલ કેટલું છે, કેવા પ્રકારની દૈવસંપત્ છે, સંપત્તિમાં કયો નિબન્ધ-પ્રતિબન્ધ, રોધ-છે, જણાવાયલા વચનવાળો હું તેનું ઉત્તર શું હોય (પૂછવામાં આવે તો ઉત્તર શું આપવું), એવી રીતિએ કાર્યની સિદ્ધિના વિષયમાં જેઓનાં મન અવહિત-સાવધાન-છે,-તે મનુષ્યોને સંપત્તિઓ હસ્તગતા છે.

'પ્રથમ જ (સર્વના સુખનો આધાર) ધર્મ ચિંત્ય-વિચારવા યોગ્ય છે, (રાજાએ) સર્વદા સચિવની ગતિ અને મતિ-કાર્યભારીના બહિર્ વ્યાપાર તથા અન્તર્ વ્યાપાર એ બે આલોચનીય-દૃષ્ટિ રાખવા યોગ્ય-

१. मातृकाविलास, विद्याविर्माव.

છે; રાગ અને રોષ એ બે પ્રચ્છાદ્ય,-વિશેષ કરી ઢાંકી રાખવા યોગ્ય-છે; યથાકાલે મૃદુ કઠિન-કોમલ કઠિન-રસો યોજવા યોગ્ય છે; વરચરોરૂપ-નિપુણ અનુચરોરૂપ-નયનદ્વારા લોકના અનુવર્ત્તનને-આચરણને-જાણવા યોગ્ય છે;(સ્વતઃ-પોતે-) મણ્ડલને વિશેષ કરી જોવા-જાણવા-યોગ્ય છે; આત્મા (શરીર) યત્ને કરી રક્ષવા યોગ્ય છે; પરંતુ રણને અગ્રે તેની (આત્માની) પણ અપેક્ષા કરવી યોગ્ય નથી.'

સુજ્ઞ ગોકુલજીભાઇનાં પત્રો.

એ ભાવનગરના સુખસમાગમ પશ્ચાત્ સુજ્ઞ ગોકુલજીભાઇએ આ લેખકને મલવા સારૂ બે વાર સંકલ્પ કરયા હતા પણ આ લેખકના દુર્ભાગ્યે તે સિદ્ધ ન થયા. તેઓ સામલભાઇને આષાઢમાસમાં લખે છે કેઃ—

"પરમસ્નેહી ભાઇશ્રી સામલદાસ પરમાનન્દદાસજી,

"સેવામાં વિજ્ઞપ્તિ આપનું પત્ર રાજશ્રી બાપાલાલ હસ્તક પુગ્યું. આપે કારણસર શનીવારે રાજકોટ જવા નિશ્ચય કરયો તે ઠીક છે. તે પ્રમાણે અમે આવી પહોંચશું. હરકત નહિ હશે તો આપણે બીજે ઉતારે (એકઠા) ઉતરીશું. તેમ જ મનઃસુખભાઇને તાર કરવા ભાણજીભાઇને લખ્યું છે. આપે પણ (મનઃસુખભાઇને) લખ્યું હશે. તે એક વાર તા. ૧ લી ઉપર વઢવાણ આવી ગયા છે, માટે પાછા આળસ ન કરે એમ લખજો. બાકી કુશલ. વડીલશ્રીની સેવામાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. સં. ૧૯૩૪ ના આષાઢ સુદિ ૧૦ ભોમ. વિ. ગોકુલજીના નં૦"

એ રા. રા. બાપાલાલ વિ. માણિકલાલની ન્યાયાર્જનતા તથા પ્રામાણિકતા ગોકુલજીભાઈના જાણવામાં હતી. તથા તેઓને બીજી રીતિએ પણ સારા ગણતા હતા તેથી તેઓના ઉપર પ્રસન્ન હતા. તેથી પૂર્વોત્તર પત્રમાં તેઓનું નામ સવિશેષ લખેલું જણાય છે. નહિ તો એવા નામ લખવાદિના વિષયમાં ઉપેક્ષા રાખવાની તેઓની રીતિ હતી.

---

"(સંવત્ ૧૯૩૪) શ્રાવણ શુદ્ધિ ૧૦ બુધ.

"પરમકૃપાલુ વડીલ શ્રી ૫

ગૌરીશંકર ઉદયશંકર. સં. ભાવનગર.

"સેવામાં વિનતિ જે આપનું કૃપાપત્ર આજ રોજ રા. બાપા-

લાલ હસ્તે પુચ્યું. વાચી પરમ આનન્દ થયો. મહારાજા દીક્ષિતજીએ અમારી વિનતિનું ઉત્તર કૃપા કરી લખાવ્યું તેથી જ એમ લાગ્યું જે દીક્ષિતજી વાચે છે તે 'વિણિગ્રહીતવત્'[1] છે. વાંક્યનું સ્વારસ્ય લક્ષમાં લેતા નથી. નીકરઃ—

"श्लोकार्द्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः" ॥[2]

એમ વાચ્યું છે. તો કોટિ ગ્રન્થના સારનો સમાવેશ આ વાક્યમાં જ છેઃ—"(ब्रह्म सत्यं जगन्मिथ्या) जीवो ब्रह्मैव नापरः ॥[3]"

"હવે જીવ પરોક્ષ છે કે અપરોક્ષ છે એ શા વાસ્તે ન વિચારાય, અને અપરોક્ષ જ્ઞાનમાં શંકા (શા વાસ્તે) લેવાય !! પણ તુકારામના વાક્યની પેઠે લાગે છેઃ—'ज्याणे संशयाची मक्षिका भक्षिली, तया भोजनाची रुचि कैसी.' એ કંઈ અપૂર્ણ વાક્ય સાંભરે છે, તે પ્રમાણે "संशयात्मा विनश्यति." એ રીતિએ મનનો સંશય મટી શકતો નથી. તે વારે, પ્રત્યક્ષમાં પરોક્ષ માની, અનિશ્ચિત રહે છે. એ આપને ખુલ્લું લાગશે. ક્ષણભંગુર દેહ છે એમ ધારી સ્વનિશ્ચય દૃઢ કરવો તો પોતે જ અપરોક્ષ છે. પરોક્ષ જ હોય તો કૃતિસાધ્ય અપરોક્ષ માનવું અનિત્ય છે. તથાપિ સંશયથી નિશ્ચય નથી કરતા તે કરે તો, બહિર્દૃષ્ટિરૂપ ભ્રમણ લાગે નહિ. શરીરસ્થિતિ તો પ્રારબ્ધાધીન છે. તેને વાસ્તે શાસ્ત્રકાર સ્પષ્ટ લખે છેઃ—

"न चात्रैतद् वारयितुमीश्वरेणापि शक्यते ।
अवश्यंभाविताप्येषामीश्वरेणैव निर्मिता ॥[4]"
"प्रारब्धकर्मनानात्वात्" (પૃષ્ઠ ૨૯૮ જુવો.)
"सर्वथा वर्त्तमानोपि (स योगी मयि वर्त्तते)[5] ॥"

---

૧. વેંઢે પકડાયેલા જેવું. ૨. જે કોટિ ગ્રન્થોવતે કહ્યુ છે તે, અર્ધ શ્લોકવતે કરીશ, કહું છું. ૩. (જગત્ મિથ્યા છે અને બ્રહ્મ જ સત્ય છે.) જીવ બ્રહ્મ જ છે, અપર-બીજો-નથી. ૪. पञ्चदशी तृप्तिदीपः—(આ લોકમાં પ્રકૃતિ અથવા પ્રારબ્ધ કર્મેથી થતી ઇચ્છા) તે ઈશ્વરે પણ વારવાને શક્ય નથી (શ્લોક ૧૫૪) એમ કહેથી ઈશ્વરની ઈશ્વરતાની ન્યૂનતાનો પ્રસંગ આવે તેનું નિવારણ કરવા કહે છે કેઃ—) કારણ તે(ભાવિભાવ)ની અવશ્યભાવિતા પણ ઈશ્વરે જ નિર્માણ કરી છે (શ્લોક ૧૫૭). ૫. શ્રી ભગવદ્ગીતા અધ્યાય ૬, શ્લોક ૩૧. (સર્વાત્મૈકત્વદર્શી અથવા સમ્યગ્દર્શી) તે યોગી સર્વ પ્રકારે વર્તતો સતો પણ તે મારામાં વર્તે છે. તે નિત્યમુક્ત છે.

ઇત્યાદિ અનન્તવાક્ય સંશયનિવર્તક છે. અધિકાર પ્રાપ્તિ સારૂ શાસ્ત્રમાં—"संन्यस्य श्रवणं कुर्यात्[1]" એમ વેદવાક્ય છે. તેનો લક્ષ્ય એમ છે જે સર્વસ્વ ત્યાગ કરીને પણ સ્વરૂપબોધ નિશ્ચય કરવો. એમ બોધનિશ્ચયમાં શાસ્ત્રનો કટાક્ષ છે. આમ અભિનિવેશ નથી જે,–સંન્યાસ વિના બોધ થાય જ નહિ. એમ હત તો વિદ્વત્સંન્યાસ-પ્રક્રિયા લખત જ નહિ. પણ તેમ નિશ્ચયાર્થે આગ્રહ વિના, તેનો ( શાસ્ત્રનો ) બીજો અર્થ નથી. શાસ્ત્રમાં દાનની આવશ્યક્તા લખી છે ત્યાં:—"श्रद्धया देयमश्रद्धया देयं ह्रिया देयं भिया देयं[2] ॥" એ વાક્યો દાનની આવશ્યકતા સૂચવે છે, તેથી સાત્વિક દાનવિધિનો નિષેધ નથી, એમ સર્વવાતનો વ્યવસ્થાપૂર્વક નિશ્ચય કરવામાં પુરુષાર્થતા છે. એક રીતિના અભિનિવેશમાં પુરુષાર્થતા નથી. શાસ્ત્ર હિતોપદેશક છે. વિચારકર્તાએ હિતમાં તાત્પર્યવૃત્તિ હરેક રીતે જોવી. **શ્રીભગવદ્ગીતા**નાં વાક્યો તથા શ્રીશંકરાનન્દસ્વામી-ની ટીકા જોઈ ઉત્તર લખવા લખાવ્યું છે તે ગ્રન્થો આ સમય સમીપ નથી; પણ અમે સ્વહસ્તે સંપૂર્ણ લખી તે વિચારેલ છે. તેનો સિદ્ધાન્ત પણ દૃઢ નિશ્ચયપર છે.

"સાધનકલાપ, સાધનફલભૂતસિદ્ધાવસ્થા, એ સર્વે યથાર્થ છે. જેને શાસ્ત્રલિખિત રીતે સ્વરૂપગત અકર્તૃત્વ નિશ્ચય છે, તેને વાસ્તે કશો પ્રતિબન્ધ લખેલ નથી.

" शरीरवाङ्मनोभिर्यत् कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः[3] ॥"
" कर्मण्यकर्म यः पश्येत्[4] ॥"

"ઇત્યાદિ યથાર્થ નિશ્ચય કરવાનું છે. એ નિશ્ચય જેને નથી તેને સારૂ યથાર્થ ઉપાય લખ્યા છે. ચિકિત્સાવત્ શાસ્ત્રગત અ-

---

૧. સર્વનો ત્યાગ કરીને શ્રવણ કરવું જોઈયે. ૨. શ્રદ્ધાવતે આપવું કે અ-શ્રદ્ધાવતે આપવું, લજ્જાવતે આપવું કે ભયવતે આપવું. ગમે તેમ પણ દાન કરવું. ૩ ભગવદ્ગીતા અધ્યાય ૧૮, શ્લોક ૧૫. ( ૧ ) અધિષ્ઠાન શરીર, તથા ( ૨ ) કર્તા ઉપાધિ લક્ષણભોક્તા ( ૩ ) શ્રોત્રાદિક કરણ, ( ૪ ) પ્રાણાદિ, અને (૫) આદિત્યાદિ દેવતા, એ પાંચે હેતુથી જે ધર્મ્યે અથવા અધર્મ્યે કર્મને શરીર, વાણી, અને મનવતે તે નર આરંભે છે, તે કર્મનાં પૂર્વોક્ત શરીરાદિ એ પાંચ કારણ છે. (એ કર્મોમાત્રના પૂર્વોક્ત પાંચ હેતુ છતાં, અસંગ શુદ્ધ આત્માને, કર્તા છે એમ જે જુવે છે તે દુર્મતિ, અકૃતબુદ્ધિત્વથી, ઉપદેશથી અસંસ્કૃતબુદ્ધિને લીધે, યથાર્થ જોતા નથી.) ૪. ભગવદ્ગીતા અ. ૪, શ્લોક ૧૮. કર્મમાં જે અકર્મ જુવે છે.

નેકયુક્તિ છે. જેને જેવો રોગ તેની ચિકિત્સા કર્તવ્ય છે. માટે દીક્ષિતજીએ પોતાનો સંશય મૂકવો. " जीवो ब्रह्मैव नापरः " એ વારંવાર વિચાર કરવો. પોતાનો સંશય બીજા ઉપર આરોપવો નહિ. તેથી કંઈ ફલ નથી. જ્ઞાનીનાં લક્ષણ શાસ્ત્રકારે લખ્યાં છે તેમ, પ્રારબ્ધયોગથી ન્યૂનાધિક છે. એક જ અભિનિવેશ નથી, માટે નિશ્ચયમાં ન્યૂનતા ન રાખવી.

" प्रवृत्या वा निवृत्या वा देहादिगतयाऽस्य किम्[1] ॥ "

"એ જ વિનતિ, ક્ષમાપનપૂર્વક યથામતિ લખ્યું છે.

..................................................

"વ્યવહારપ્રસંગ. રા. સામલદાસભાઇને માર્ગમાં વર્ષાદની હરકત થઇ. હાલ વર્ષાદ બહુ છે. જૂનાગઢમાં ૬૩ ઇન્ચ પડી ચૂક્યો. અહિં ૪૦ ઉપર છે.

"'રાજસ્થાનિક સભા'માં સ્પેશિયલ અપીલો લઈ ( પ્રથમના ) હુકમ ફેરવવાની રીત ન થવા સહુએ નિશ્ચય રાખવો. બાકી મરજી પ્રમાણે પાંચ દશ વર્ષે વધારે કરવા હરકત નથી.

"( માંગરોલના શેખ સંબન્ધમાં કમીશન એટલે તેનો ) માંગરોલનો નિશ્ચય હુકમ ગુપ્ત રાખી ( સર્વ પત્રો ) સરકારમાં મોકલનાર છે. અને થોડા દિવસમાં પૂરૂં થશે એટલે જૂનાગઢ જવા વિચાર છે.

"મે. લા સાહબે જે હુકમો કર્યા છે તે ફેરવવા વકીલોનો આગ્રહ ( છે ) અને એ કાઠિઓને બહારવટે જઈ હુલડ કરવા સુધી પ્રેરણા કરી નનામા કાગળ લખે છે, જેને દાખલ કર્યા તે ચાકર મટી સામાવાળા થાય છે. અને કરે છે. ( સર્વના ) હિતમાં વિપરીત એ જ છે.

" સ્વામિશ્રીની સેવામાં સા. પ્ર. મે. સામલદાસભાઈ તથા વિજયશંકરભાઈ તથા પ્રભાશંકરભાઇને નમસ્કાર. દીક્ષિતજીને નમસ્કાર.

લિ. ગોકુલજીના સા. પ્રણામ."

---

૧. પંચદશી તૃપ્તિદીપ શ્લોક ૨૮૩:-(જે પુરૂષ, એવા અતિશય બોધે કરી વિયોગ પામતો નથી ) તેને દેહાદિગત પ્રવૃત્તિએ કરી કે નિવૃત્તિએ કરી શું છે? અર્થાત્ તેણે કરી તેને ઇષ્ટ કે અનિષ્ટ કંઇ નથી.

## प्रकरण १४.

### उपसंहार.

સંવત્ ૧૯૩૫નું વર્ષ—જે સુજ્ઞ ગોકુલજીભાઇના ઉપર સ્નેહમમતા રાખનારને એ પરમપુરુષાર્થપ્રાપ્તપુરુષની વિદેહમુક્તિ થવાથી તે અશોચ્ય સતે વ્યાવહારિકી દૃષ્ટિએ વિયોગજન્ય શોકદાયક થયું-તે શોકકર વર્ષનો આરમ્ભ કરતા પૂર્વે ઉપસંહારરૂપ કેટલુંક લખવાની અગતિ છે. તેમાં મુખ્યત્વે કરીને જે વૃત્તાન્તનો બહુ વર્ષમાં વિસ્તાર છે તે; ચરિત્રનિરૂપ્ય અને ચરિત્રનિરૂપક વચ્ચે પરસ્પર જે વાર્ત્તાઓ થયેલી અને વિષયો ચર્ચાયલા, પરં તુ જેનાં વર્ષ સ્મરણમાં ન રહેવાથી હાલ ખચિત ન થઇ શક્યાં તે વિષયોમાંથી અહુણા લખી શકાય એવા વિષયો, અને તેવાં પત્રો; કેટલાક શેષ રહી ગયેલા તે અને અન્તે લખવા જેવા પ્રસંગો; તથા એ સર્વેના સંબન્ધમાં થયેલા વિચાર; એઆદિ સંક્ષેપમાં લખવાની ધારણા છે.

આ ત્રિગુણાત્મક જગત્‌માં ત્રિગુણાત્મક અન્તઃકરણયુક્ત મનુષ્ય જે જે વિચાર ઉચ્ચાર અને આચાર કરે છે, તેઓમાં એ ત્રિગુણમાંનો કોઇ એક ગુણ પ્રાધાન્યે કરી વા તારતમ્યે કરી હોય છે, અને પછી તેઓ સર્વેનું મિશ્રણ ઓતપ્રોત[1] હોય છે, એ, સચ્છાસ્ત્રવેત્તાઓ યથાર્થ જાણે છે. અને આ લેખના આરંભમાં સૂચવ્યું પણ છે. એ પ્રકાર દૃષ્ટિમાં રાખતાં સુજ્ઞ ગોકુલજીભાઇમાં સત્ત્વગુણના અંશો અધિક હતા એ આપણા જોવામાં આવ્યું છે. હીર, શણ, અને સૂત્ર એ ત્રણ પદાર્થોનું કોઇ વસ્ત્ર બન્યું હોય તેમાં જેના અંશ અધિક હોય છે તેના નામે બહુકરી તે વસ્ત્ર ઓળખાય છે. ગોકુલજીભાઇમાં માનવ રજોગુણ અને તમોગુણ પણ મનુષ્યપ્રકૃતિને લીધે હોવા જોઇયે તેમ હતા, પરં તુ સત્ત્વગુણનું પ્રાધાન્ય હોવાથી તેઓને, પૂર્વોક્ત ન્યાય પ્રમાણે, સત્ત્વગુણી કહેતાં બાધ નથી. એ સર્વ સમજુઓ સ્વીકારશે. સત્ત્વગુણનાં કાર્ય કેવાં સુખદ છે, અને બીજા ગુણોનાં કાર્ય આરંભમાં કદાપિ નહિ તો પરિણામે પણ કેવાં દુઃખમોહપ્રદ છે એ સત્ય, બુદ્ધિમન્ત મનુષ્યોને, વિવેકથી જોતાં, સર્વ પદાર્થોમાંથી અને સર્વ મનુષ્યોનાં ચરિત્રોમાંથી, સ્પષ્ટ જણાય છે. આપણે જે જે જાણિયે અને અનુ-

---

૧ વ્યાપેલ, ઉભા અને આડા જેમ ઉભા આડા સૂત્રના તાંતણા ઓતપ્રોત' થઇ કપડું થાય છે, પણ મૂલમાં સૂત્ર જ છે.

ભવિયે તેના ત્રણ વર્ગ કરીને, સત્ત્વગુણ ગ્રહણ કરવાનો, અને બીજા ગુણોનો ત્યાગ કરવાનો,પ્રયત્ન કરવો એ અન્તે બહુ સુખશાન્તિકારક છે.

## सुज्ञ गोकुलजीनी दिनचर्या.

ગોકુલજીભાઇનો કાલ સત્ત્વગુણના આચાર વિચારમાં જ અધિક જતો. તેઓ રાત્રિના નવ દશ વાગે સૂતા. અને પાછલી રાત્રિના ચાર વાગે ઉઠતા. અને એ અરાક હોરા ( hour અવર ) માંથી પ્રાતઃકાલની બ્રાહ્મમુહૂર્તની બે હોરાઓ તો જ્ઞાન, સન્ધ્યોપાસન, દેવાર્ચન, બ્રહ્મયજ્ઞ આદિ આહ્નિકમાં જતી. પ્રાતઃકાલે છથી આઠ સુધી સુજ્ઞ ગોકુલજીભાઈ વેદાન્તના ગ્રન્થનું વ્યાખ્યાન કે અવલોકન કરતા. આઠથી દશસુધી ગૃહકાર્ય વિષે કંઇ જાણવું જોવું હોય તે, પ્રાકૃત વર્તમાનપત્રો કે ગ્રન્થો વાચવા તે, કોઇને મળવું હલવું હોય તે, ઇત્યાદિ વ્યાવહારિક પ્રકીર્ણ કાર્ય તેઓ કરતા. ભોજનોત્તર દશથી અગિયાર વાગતામાં જામો પહેરી રાજકાર્યમાં પ્રવેશ કરતા. તેઓ કહેતા કેઃ—" ઝુલડી પહેરૂં ત્યાંથી રાજ્યની ચિન્તા અને કામ કરવા માટે છું, તે ઝુલડી ઉતારતા સુધી તેમાં જ તત્પર રહું છું." બીજા સમયે સાધારણ રાજપ્રસંગની વાર્તા કરવા કોઈ આવતું તેને સ્પષ્ટ કહી દેતા કે,–" જુવો પેલો જામો ખુંટી ઉપર છે. તે ચિહ્ન ધારણ નથી કરતું ત્યાં સુધી એવી વાત સાંભળવાનો સમય નથી." કોઇ વાદિપ્રતિવાદીની ગુપ્તવાર્તા તો સાંભળતા જ નહિ. તેને સ્પષ્ટ કહેતા કે,–' સત્યને સન્તાડવામાં સાર નથી. માટે તમે સાચા હો તો તે ઉપર વિશ્વાસ રાખી ખુલ્લી વાત કરો." એ રીતિ દેશીય રાજ્યમાં સર્વને વિલક્ષણ લાગતી. પણ ગોકુલજીભાઈ જેવા નિઃસ્પૃહી અને સત્યપૂજકને બહુ ઉપયોગિની તેમ સુખદાત્રી હતી.

તેઓ ચાર પાંચ વાગતા સુધી રાજકાર્યમાં ગુંથાતા. તેઓ નિયમ પ્રમાણે ક્રમે કરી કાર્ય કરતા. જ્યાં સુધી જે કાર્ય કરે ત્યાં સુધી તે કાર્યમાં જ ચિત્ત રાખતા પરંતુ તે કાર્યમાંથી ઉઠયા પછી તે વિષેના રાગદ્વેષ રાખી તેની ચિન્તા ન વિંઢાળતા. રાજ્યકાર્ય કરી રહ્યા પછી અવકાશ મળે તો તેમાં પ્રાકૃત ગ્રન્થો વાચતા, પત્રો લખતા, અને કોઈ યોગ્ય મનુષ્ય આવી મળે તો તે સાથે વાર્તાલાપ કરતા. ઘરે આવી 'ઝુલડી' ઉતારી કે પછી રાજકાર્યની વાર્તા જ નહિ. સમજુ અને અનુભવી મનુષ્યોનો આવો ધારો

હોય છે કેઃ—કાલના વિભાગ કરી, સ્થાપિત સમયે એકાગ્રચિત્તે યોજેલું કર્મ કરવું. એક કાલે એક જ કાર્ય કરવું. વ્યગ્રચિત્ત રાખી અનેક કર્મ આરંભવાં નહિ; કારણ તેમ કરે એકે કર્મ યથાર્થ થતું નથી. ગોકુલજીભાઈ નિયમિત વેલાએ નિયમિત કર્મ કરવાનો નિયમ પાલતા. તેઓની વૃદ્ધિ થવામાં એ શુભનિયમ એક સાધન થયું હતું.

રાજદ્વારથી ગૃહે આવ્યા પછી થોડો વિરામ લેતા. પછી પાછું ગ્રન્થાવલોકન, કિં વા, કોઇ સજ્જન પણ્ડિત સમીપ હોય તો, શ્રવણ ચાલતું. સાયંસન્ધ્યાવન્દનાદિ કરી ભોજન લઈ નવ પછી અને દશ પહેલાં સૂતા. બહુ કરી ઉપર પ્રમાણે તેઓનો નિત્યનિયમ હતો. નૈમિત્તિક કારણથી તેમાં ભેદ પડે તે જૂદી વાર્તા છે. એ પ્રમાણે તેઓની દિનચર્યા હતી. સંક્ષેપમાં વિચારકો વદે છે તેમ "अवन्ध्यं दिवसं कुर्यात् दानाध्ययनकर्मसु"—'દાન અને અધ્યયનરૂપ કર્મોમાં દિવસને (સજ્જનો) અવન્ધ્ય[1] કરે છે,' તેમ તેઓ કરતા. "शुभैराप्नोति देवत्वम्" એ જીવન્મુક્તિગ્રન્થમાં સૂચવ્યું છે, તે પ્રમાણે શુભ કર્મોએ કરી ગોકુલજીભાઇ દેવત્વ પામ્યા હતા.

કારભારીરૂપે અધિક ઉપાધિ રાખવો હોય તો રાખી શકાય એમ હતું. પણ તેઓની વૃત્તિ, જેમ બને તેમ ઓછો ઉપાધિ રાખવા ઉપર રહેતી. તેઓ સરલતાને–સાધુ જીવન અને ઉચ્ચ મન-(Plain living and high thinking) ને બહુમાન્યા ગણતા. કારભારની ચંચલતાનું યથાર્થરૂપ તેઓના સમજવામાં હતું તેથી તેનું મિથ્યા અભિમાન તેઓને કદા પણ ન થતું. બાહ્ય ઉપાધિની મિથ્યા શોભાના દંભની સહાયતા ગુણરહિત લોકને ઉપયોગિની છે. પણ જેઓ ગુણવાન્ છે તેઓને અને આડંબરને સદા છેટું રહે છે. વિનય, અગર્વ, સરલતાઆદિ જ ગુણિજનનાં ભૂષણ છે.

તેઓની બુદ્ધિની તીવ્રતા એવા ઉત્તમ પ્રકારની હતી કે જે વિષયમાં તે પ્રવેશ કરતી ત્યાં તલિયે પહોંચી જતી. રાવબહાદર મણિભાઈ જેવા સ્વભાવસિદ્ધબુદ્ધિમાન્ અને સુશિક્ષિત તથા બહુ ઉદ્યોગી ગૃહસ્થને પણ તે તલસ્પર્શિબુદ્ધિ જોઇ એવું આશ્ચર્ય લાગ્યું હતું કે સીમા નહિ. તેઓ લખે છે કેઃ—

---

1. વાંજણો નહિ, સફલ.

## रा. रा. मणिभाइए लखी मोकलेल वृत्तान्त.

"ઘણીવાર મેં રા. રા. ગોકુલજીભાઇને ઘણા મ્હોટા અને ભારે કામના પત્રો અને પત્રકો સમજતાં અને વાચતાં જોયલા. થોડીવારમાં તે સર્વેનો સાર સમજી તે વિષેનો પોતાનો વિચાર બહુ સમજણથી સ્પષ્ટ રીતે એવો સારો કહેતા અથવા લખતા કે,—મેં ઘણા યુરોપીયન અનુભવી ન્યાયાધીશો અને રાજ્યકારભારીઓને તેવા કામમાં જોયા છે તેમના કરતાં,—રા. ગોકુલજીભાઈ કોઈ રીતે પાછળ પડે નહિ. તેમનું મસ્તક ચોખ્ખું હતું અને કામ સમજવાની અને કરવાની શક્તિ અસાધારણ હતી. તેમના વિચાર દૃઢ હતા. પોતાની જાતે પીડા વેઠી પોતાના સ્વાર્થ સામું ન જોતાં, રાજ્યનું સારૂં કરવા પાસ તેમનું લક્ષ ઘણું રહેતું. તેમના કારભારના સમયમાં પરરાજ્ય સાથેની તકરારોમાં જૂનાગઢને જે ન્યાય મળી જે ભારે લાભ થયા છે તે જેવા તેવા નથી. સંખ્યાબંધ ગામો, ગ્રાસ અને બીજા ભારે હકો તેમના વારામાં જૂનાગઢને પ્રાપ્ત થયા છે. એ રા. ગોકુલજીભાઇ જેવા કારભારીની કુશલતા અને યોગ્યતાનું ફલ હતુ.

તેમનું પ્રામાણિકપણું એટલું બધું પ્રસિદ્ધ છે કે તે વિષે તો બોલવાની કશી અગત્ય જ નથી......................તેમની શાસ્ત્ર સંપત્તિ પણ કંઇ ચમત્કારી હતી. પ્રાતઃકાલે જરા વાર તેમની પાસે બેસાથી પણ ઇશ્વરસબંધી બહુ સારી અસર મન ઉપર થયા વિના રહેતી જ નહિ.

"તેઓમાં બુદ્ધિ સાથે ઉદ્યોગ પણ બહુ હતો. તેમના વિચાર ઉદાર હતા. દેશનો, દેશીય રાજ્યનો, અને આપણા લોકની સાંસારિક સ્થિતિ અને નીતિનો, સુધારો કરવા સંબન્ધમાં, અને બીજા લોકોપયોગી વિષયો ઉપર મારે ગોકુલજીભાઈ સાથે વાતો બહુ થતી. તેમાં તેમના વિચારો મને ઉત્તમ લાગતા.

"આપણો અને પછી આપણુ મણ્ડલના ગૃહસ્થોનો રાજ્ય પ્રકરણમાં પ્રવેશ થયો એ મૂલ આપણા ગોકુલજીભાઈના કલ્યાણકારી પ્રતાપથી જ થયો છે, અને તે મહાપુરુષનો ઉપકાર આપણે જેટલો માનિયે એટલો ઓછો છે, એ તમને લખવાની અગત્ય નથી."

**रा. रा सुज्ञ गोकुलजीभाइना वारामां सुराष्ट्रसंस्थानने लाभ**

ગોકુલજીભાઈના વારામાં આયભાગની સારી વ્યવસ્થાદિથી સુરાષ્ટ્રસંસ્થાનની ઉપજ એટલી બધી વધી કે, પૂર્વે જેટલી કોરી[1] આવતી તેટલા રૂપૈયા આવવા માડ્યા. ગાયકવાડ જેવા મહારાજા સાથેના, મોરવી જેવા ઠાકુર સાથેના, અને માંગરોળના શેખ આદિના સાથેના પક્ષમાં—જેમાં લાભ અને મમત ઉભય હતા—તેઓમાં જે સારો જય મળ્યો તે પણ તેઓના વારામાં જ. ગાયકવાડી સંસ્થાન સાથે, સુરાષ્ટ્રપ્રાન્તમાં આવેલા ગિર નામે વિસ્તીર્ણ પ્રદેશના સ્વામિત્વ વિષયે, જૂનાગઢ સસ્થાનને વિવાદ ચાલતો હતો. તે શતશઃ યોજનના વિસ્તારવાલો ભૂમિભાગ હતો. સુરાષ્ટ્રરાજ્યનો પ્રતાપ, પ્રખ્યાત, અમરજી દીવાને સ્થાપ્યો અને તે પછી કેટલાંક વર્ષપર્યન્ત તે સચેત રહ્યો. પછી તર્હિ સ્વાર્થી અને નિર્બલ પ્રધાનો થતાં જૂનાગઢ સંસ્થાને બહુ દેશ ખોયો અને બહુ હાનિ ભોગવી. "दुर्मन्त्री राज्यनाशाय" એ યથાર્થ છે. વડોદરા રાજ્યના સમર્થ અધિકારીઓએ ડબાવેલા ગિરના ભૂમિભાગ પ્રસંગમાં એક ' કમિશન ' દ્વારા નિર્ણય કરવાનું મુંબાઇના પ્રાન્તપતિએ ઠરાવ્યું. કર્નલ લેસ્ટર તે નિયોગના અધિકારી નિયોજાયા. રા. રા. ગોકુલજીભાઇના બુદ્ધિબલથી તથા તેઓની સુજનતા, સાધુતા, સત્યતા, આદિ આર્ય કુલિન ગુણોથી ક લેસ્ટર જેવા સારા અધિકારી પાસે ન્યાય મેલવવો એ સુલભ થયું. બુદ્ધિમાન્ સુશિક્ષિત ગોકુલજીએ એ વિવાદના સ્વપક્ષનો વિષય એવા પ્રકારથી ન્યાયાધીશ સમીપ મૂકયો કે, તેમાં જય મલ્યા વિના રહે જ નહિ અને તેમ થયું. જૂનાગઢ સસ્થાનને ગિરનો પ્રદેશ ગાયકવાડ જેવા સમર્થ રાજા પાસેથી પાછો મલ્યો.

સુરાષ્ટ્રપ્રાન્તમાં આવેલા મોરવી સસ્થાનના ઠક્કુરથી ઉપર ' જોરતલબી' નામે જે રાજ્યકર હતો, તે પ્રસંગ પણ રા. રા. ગોકુલજીભાઈના વારામાં જ ચાલ્યો હતો. તે વિષયે સંવત્ ૧૯૨૫ ના વર્ષમાં પૃષ્ઠ ૧૭૮ માં લખાયું છે. તે સંબન્ધમાં મુંબાઇ સરકારથી તો જે વિરુદ્ધ થયું હતું તે ફરશું નહિ. પરં તુ

૧. એક કોરી આશરે ચાર આનાની થાય છે

મુંબઇ પ્રાન્તપતિના નિર્ણય વિરુદ્ધ 'ધી સેક્રેટરી ઑવ સ્ટેટ ફૉર ઇન્ડિયા'ને–લણ્ડન રાજધાનીસ્થ–ભરતખણ્ડના રાજ્યમન્ત્રીને–'અપીલ' કરી પુનર્વિચાર સારૂ નિવેદન કરતાં ત્યાંથી ન્યાય મલ્યો. તે પણ રા. રા. ગોકુલજીભાઇએ સજ્જનોના સહાયથી સ્વપક્ષને ઉત્તમ પ્રમાણે દર્શાવી જે નિવેદનપત્ર લખાવ્યું હતું તેના પ્રતાપથી જ હતું.

જૂનાગઢના રાજ્યના આશ્રિત માંગરોલના શેખ સાહબ જૂનાગઢ રાજ્યથી સ્વતન્ત્ર થવા બહુ પ્રયત્નવાન્ હતા. તેઓએ રાવસાહબ વિશ્વનાથ નારાયણ મણ્ડલિક જેવા સમર્થ પક્ષવાદીનું સાહાય્ય લીધું હતું. અને બહુ ધનનો વ્યય કરી પોતાનો પક્ષ સબલ કર્યો હતો. તે પ્રસંગમાં પણ જૂનાગઢ સંસ્થાનને અન્તે ન્યાય મલી માંગરોલનું રાજ્ય જૂનાગઢને સ્વાધીન ગણાયું. તે રા. રા. ગોકુલજીભાઇના સદ્ગુણ અને સદાચારનું જ ફલ હતું.

જૂનાગઢનું રાજ્ય પ્રખ્યાત થયું અને ખુ. નવ્વાબસાહબના માનમાં જે ભારે વૃદ્ધિ થઇ તે પણ એઓના વારામાં જ. ન્યાયવિભાગ, વિદ્યાવિભાગ, વ્યાપાર, નિર્માણ,' માર્ગ, લોકોપયોગી ભવન; એ આદિ બહુ ભાગમાં સુધારો ચાલ્યો છે તે તેઓના વારામાંથી જ.

किरातार्जुनीयમાં કહે છે કેઃ—

"किमिवास्ति यन्नसुकरं मनस्विभिः ?"

'એવું શું છે કે જે મનસ્વીઓએ સુકર નથી?' બુદ્ધિમાન્‌પુરુષને કશું અજેય, અકર કિંવા અલક્ષ્ય, છે નહિ.

### रा. रा. गोकुलजीभाइ अने जूनागढना अन्य राजकार्यकर्तो.

એ સર્વ રાજ્યકાર્યની રચનામાં અને તેથી મળતી શોભામાં એઓના સંગી વઝીર બહાવદ્દીન, ખાનબહાદર સાલેહુહિંદી અને રા. રા. નૃસિંહપ્રસાદ પણ વિભાગી છે, એ તો પૂર્વેથી જ ગતાઃ છે. પણ વિશેષમાં રા. નિહાલચંદ રૂપશંકરનું નામ પણ

"ઑપ્રિં॰ એને ગોકુલજીભાઇના સ્થાનિક પ્રતિનિધિ હતા. પ્રકરણમાં પ્રવેશ ગયો તેઓની રીતિએ સમજાવી સન્તોષી રાકારી પ્રતાપથી જ થયો ( પ્રવાસમાં હોય ત્યારે સ્થાનિક ભાર પણે જેટલો માનિયે એટલો રાજકાર્યના અન્તરૂના ભાગ સંબન્ધઅગત્ય નથી."

માં અને સાધારણ સર્વ કાર્ય વિષે ગોકુલજીભાઇ તેઓને લીધે નિશ્ચિન્ત હતા. પ્રસંગોપાત્ત તેની પ્રશંસા પણ કરતા. સુરાષ્ટ્રરાજ્યની પ્રજા,-વ્યાપારી, ખેડુત અને એવા જ બીજા ગામડાના લોકો,-ગોકુલજીભાઇની સરલતા, નિરભિમાન, સર્વે પ્રકારની પ્રામાણિકતા અને પ્રસન્નમુખમુદ્રા જોઇ, તેઓના ઉપર બહુ રાજી રહેતી. પરં તુ રાજકર્મકરવર્ગની અધિકસંખ્યા તેઓ પ્રતિ જોઇયે એવી પ્રસન્ના ન રહેતી. તેનાં બહુ કારણ હતાં. પણ મુખ્ય આ કે, બહુજનોના ન્યાયાર્જન તથા પ્રામાણિકતા વિષે રા. રા. ગોકુલજીભાઇના મનમાં શંકા રહેતી, તેથી તેઓના ઉપર અભાવ રાખતા. તેનાં કારણ શોધી ઉપાય યોજવા જોઇયે તેમ ન કરતાં. કેવલ અભાવ બતાવી તિરસ્કારીને અટકી પડતા. એથી તેવા મનુષ્યોનો અભાવ તેઓના ઉપર રહે એ સ્વાભાવિક હતું. તેનું પરિણામ આ થતું કે, રાજ્યસેવકો ઉત્સાહથી રાજકાર્યો ન કરતા. પરસ્પર ભેદ વધી, એકતાલ ન રહેતો, અને વિરોધ વધતો.

અધિકારનાં કર્મ સાથે તેના પ્રમાણમાં ધનની પ્રાપ્તિ નથી હતી તો, મનુષ્ય ન્યાયાર્જક રહી શકે એ દુર્ઘટ છે. અધિકારના પ્રમાણમાં ઉપજ પણ જોઇયે. એ વાર્તા ઉપરિઓએ સદા લક્ષમાં રાખવાની છે. યોગ્યપ્રાપ્તિ સતે જે અન્યાયાર્જક-અપ્રામાણિક-થાય તેને શિક્ષા પણ કરવી જોઇયે. એ રીતિ ઉત્તમા છે. ગોકુલજીભાઇ રાજ્યપ્રસંગમાં જોઇયે એવા ઉદાર ન હતા. સર્વ પાસેથી ન્યાયાર્જનતા તથા પ્રામાણિકતા ઇચ્છતા, પણ તે રાખવા તેઓને સારૂ વેતન આપીને સમર્થ ન કરતા. એ એક તેઓની ખામી ગણાતી. તેથી એઓના જેવું સ્થાન ભોગવનાર પ્રધાન ઉપર તેવા લોકોનો ઉચ્ચ સદ્ભાવ હોવો જોઇયે તેટલો ન હતો. એથી તે સંબન્ધમાં ઉપકાર કરવાથી અને સન્તોષ આપ્યાથી જે સુખસન્તોષ મળે છે, તે યથેચ્છ તેઓ ન ભોગવી શકતા. સામાન્યતઃ તો એવી સ્થિતિ હતી. પરં તુ થોડાક તરી આવેલા ન્યાયાર્જક પ્રામાણિક સાધુ ગૃહસ્થો સંબન્ધમાં તેમ ન હતું. તેવા સદાચારી ગૃહસ્થોનું કલ્યાણ કરવા પોતે ઇચ્છતા અને તેઓના વિષે ઉચ્ચ મત રાખતા. બહુ મનુષ્યોસંબન્ધી ઉચ્ચ વિચાર નહિ તેથી થોડાનું જેટલું કલ્યાણ કરવા ઇચ્છતા

તેટલું કરી શકતા નહિ. તેમ કરવા જતાં અનેક અન્તરાય ન-ડતા એટલે તે વાર્તા મૂકી દેતા.

પોતે કહેતા કેઃ—'મનુષ્યોને રાજી રાખતાં આવડતું નથી એમ બહુજનો મારા ઉપર કલંક મુકે છે. પણ તેમાં મારો દોષ નથી; તે મનુષ્યો જ એવાં છે કે મારૂં મન વધતું નથી. બાકી જે 'સારા છે તેઓને તો હું વધારૂં છું જ. મારે પોતાનું પારકું કોઈ નથી. જે સદ્‌ગુણી તે મારો સંબન્ધી' એવા પ્રસંગમાં રા. ત્રિકમજી નિર્ભયરામઆદિનાં નામ દેતા. રાજ્યપ્રસંગમાં આ-વેલા જૂનાગઢમાંના નીચે લખેલા ગૃહસ્થો ઉપર તેઓની થોડીઘણી મમતા રહેતી, એ પ્રસંગોપાત્ત જાણવામાં આવ્યું છે. રા. રા. ગિરિજાશંકર ત્રિકમજી ઝાલા, પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા, અ-મરજી આનન્દજી કચ્છી, દ્વારિકાદાસ મથુરાદાસ બક્ષી, સારંગધર મૂલશંકર, રાજારામ મોતીરામ, શિવપ્રસાદ મદનજી, સુંદરજી કુબેરદાસ મહેતાજી, વલ્લભજી આચાર્ય, જટાશંકર હરજીવન વહોરા, બાપુભાઇ પ્રભુદાસ, દલપતરામ, ઝવેરચંદ, મેલાભાઈ, શેઠ ઘરમાલ ગાંગજી, દેવચદ દેવજી, ઇત્યાદિ.

તેમાં કેટલાક તેઓના કુટુંબી તથા સંબન્ધી હતા, પણ અન્યનો તો તેવો કશો સંબન્ધ પણ ન હતો.

### राजपुरुषोमां उदारतानी आवश्यकता.

બાલ્યાવસ્થામાંથી ધનસંબન્ધી સંકોચને લીધે જે મન ઉપર છાપ પડી ગઇ હતી તે આપણે જાણ્યું છે. તેનો આકાર ઘસાઇ ગયો ન હતો. તેથી, રાજ્યના પ્રધાનરૂપે જેવી ઉદારતા જોઇયે તેવી ન હતી એમ બહુના જોવામાં આવતું. એક પ્રસંગે એક કુશલ અને પ્રખ્યાત પ્રધાન સર. ટી. માધવરાવની બહુ પ્રશંસા ચાલતી હતી. તેની બહુ પ્રકારની યોગ્યતા છતાં તેનામાં ઉદારતા ન હોવાથી તે પ્રધાનના સર્વ ગુણો ઉપર છાયા પડે છે, અને રાજાનો ભણ્ડાર ભરવા સાથે પ્રજાનું કલ્યાણ કરવાનો પ્રધાનનો ધર્મ છે, તેમાં દોષ આવે છે. એ આદિ કહેવામાં આવતાં, પોતે ચેતી ગયા અને બોલ્યા કે, 'એ વાત મને ઉપદેશ દેવા થતી જણાય છે. પણ અમારો વાંક નથી. યોગ્યતા વિના ઉદારતા બતાવવાનો પ્રસંગ આવતો નથી.'

રાજ્યસંબન્ધીઓને અનેક કારણોથી સંપત્તિ વિપત્તિઓ આવે છે.

"सर्वस्य हे सुमतिकुमती संपदापत्तिहेतू" –

'સર્વને સુમતિ એ સંપત્તિનો હેતુ છે અને કુમતિ એ આપત્તિનો હેતુ છે.' સુમતિમાનને સંપત્તિ પ્રાપ્ત થાય તેના વિભાગ નીચે પ્રમાણે કરી આનન્દ અનુભવવા એક નીતિજ્ઞ વદે છે તે યથાયોગ્ય છેઃ—

"पञ्चधा विभजन्वित्तमिहामुत्र च मोदते ।
धर्माय यशसेऽर्थाय आत्मने स्वजनाय च" ॥

'ધર્મ સારૂ, યશ સારૂ, અર્થ સારૂ, પોતા સારૂ, અને સ્વજન સારૂ એ પાંચ પ્રકારે વિત્તને વિભાગીને સુબુદ્ધિમાન્ આ લોકમાં અને પરલોકમાં આનન્દ અનુભવે છે.' 'ઉદાર મહાત્માને કંઈ પણ અદેય છે નહિ.' એ ચિરસ્મરણ યોગ્ય વાક્ય સુમતિહેતુકસંપત્તિમાનોએ અન્તર્માં ઉલ્લેખી રાખવું ઉચિત છે. ઉદાર કાર્યભારી વસ્તુપાલ સંબન્ધમાં તેના ચરિતમાં લખે છે કેઃ—

"स एव दिवसः श्लाघ्यः सैव वेला प्रशस्यते ।
गृहस्थस्य गृहं यत्र कश्चित्कार्यार्थमाश्रयेत्" ॥

वस्तुपालचरितकाव्ये.

'ગૃહસ્થના ગૃહ પ્રતિ કાર્ય સારૂ કોઈ આવી આશ્રય લે તે જ દિવસ શ્લાઘ્ય–પ્રશંસનીય–છે અને તે જ વેલા વખાણાય છે.' યાચકનાં દર્શન કરી જે ઉદારો આનન્દ પામે છે તે ધન્ય છે. રાજકાર્યકારીએ તો ધનધાન્યે સહ સ્વસુખનું પણ પરને દાન કરી પરમોદ્ધાર અને લોકપ્રિય થવું એમાં જ રાજ્યાધિકારનું સાફલ્ય પ્રભુતા તથા ચરિતાર્થતા છે. તે જ વાસ્તવિક અભિનન્દમાન છે.

રા. રા. ગોકુલજીભાઇમાં રાજભક્તિનો ગુણ અતિશય હતો. તે 'શામધર્મ'–સ્વામિધર્મ–એટલો બધો ફાલ્યો હતો કે બીજા કેટલાક ઉપયોગી ગુણો ઉપર તેણે વણછો પાડ્યો હતો. રાજભણ્ડાર ભરનાર પ્રજામાંનો વણિક્વર્ગ–જે ખેતી, પશુપાલન, વ્યાપારાદિ કરે છે–તેઓ ઉપર પોતે પ્રસન્ન રહેતા, તેમ તે ભાગ પણ પ્રતિપ્રસન્ન રહેતો, કારણ પ્રીતિ અને પ્રસન્નતા એ પ્રાયશઃ પરસ્પરમાં જન્મ પામે છે. પરંતુ ગ્રાસીઆ આદિ લોકો રાજી ન રહેતા. ગોકુલજીભાઈના મનમાં વસી ગયું હતું કે પૂર્વેના અન્ધેરમાં તે લોકો ખુ. નવ્વાબસાહબનું બહુ દબાવી પડ્યા છે.

ન્યાયકર્ત્તા મનુષ્યનું મન રાગદ્વેષરહિત અને પક્ષસંબન્ધી સંસ્કારરહિત સ્વચ્છ હોવું જોઇયે, એમ હોય તો જ પક્ષકારોનાં પ્રમાણો

તોલી ન્યાય યથાર્થ થાય. પરસ્પર પ્રજાની પ્રાર્થનામાં ગોકુલજીભાઇના નિર્ણય નિર્મલ ન્યાયી નીકલતા. પરંતુ જહિં રાજ્ય પક્ષકાર હોય તહિં યથેચ્છ નિર્મલ ન્યાય સદા પ્રતીત ન થતો. રા. રા. ગોકુલજીભાઈ ખુ. નવ્વાબસાહબના પ્રતિનિધિરૂપે પક્ષવાદીની પંક્તિમાં હોય ત્યાં સુધી સ્વપક્ષનો રાગ સ્તુતિપાત્ર મનાય, પણ ન્યાયકર્ત્તારૂપે કંઇ કરવાનું હોય ત્યારે તે ગુણ, દોષરૂપ થાય છે. ઉત્તમ દૃષ્ટાન્તના અભાવે તથા સદાના પરિચયને લીધે એ અન્તર તેઓના લક્ષમાં ક્વચિત્ જ આવતું.

વિશેષતઃ લોકોને દાંભિક દેખી ઉદ્ભવેલા અભિપ્રાયના પરિણામે વિશ્વાસના અંશની પણ ન્યૂનતા તેઓનામાં દેખાતી. રાજકીય કાર્યના સંબન્ધમાં આવનાર રાજકાર્યકર મનુષ્યોને સુધારવા સારુ પ્રયત્ન ન કરતાં, તેઓનો દોષ દેખે કે તુરત રોષ આણી અપમાન કરી કહાડી મૂકતા. તેથી મનુષ્યોનો પ્રીતિભાવ વધતો નહિ. લોકો જાણતા હતા કે તેઓનું અન્તઃકરણ દયાલુ છે તેથી અન્તે હાનિ થવાની નથી, એટલે તેઓનું ભય પણ તેઓ બહુ ન રાખતા. જગતમાં ભય કે પ્રીતિથી ખેંચાઈ લોકો અધીન થાય છે. એ બેમાંનું એકે ગોકુલજીભાઈ ભણીથી લોકો ન દેખતા. એટલે તેનું પરિણામ આ થતું કે, મનુષ્યો દૂરના દૂર રહેતા. જેમ થયેથી રાજકારભારીરૂપે સિદ્ધિ પામવામાં વિઘ્ન નડે એ સ્વાભાવિક છે. રાજકારભારીએ તો ધનમાનાદિએ બહુજનોનાં મન આકર્ષવાની અપેક્ષા છે. 'મોર પીછે રળિયામણો' કહેવાય છે એ રાજ્યકાર્યમાં તો બહુ જ ખરૂં છે.

રાજ્યના પ્રધાન મન્ત્રીનાં અનેક કર્તવ્યો છે. તેમાં રાજાને સુમન્ત્ર આપવા અને

"यो यत्र कुशलः कार्ये तं तत्र विनियोजयेत्" ।

તે 'જે કાર્યમાં જે કુશલ હોય તેને તે કાર્યમાં વિશેષે કરીને ભરવાનો' એ મુખ્ય છે.

આવે છે."he great secret of Government is to distinકે, 'એ વાત different characters of men, to select નથી. યોગ્યતા l-ent purposes, and allot each to the

રાજ્યસંબન્ધીએ્h is most suited to his talents."

"सर्वस्य हे सुमत Telemachus p. 415.

## उदयमान मनुष्यने पुरोहितनी आवश्यकता.

ગોકુલજીભાઈના રાજપ્રસંગી અંગમાં એવી એવી કેટલીક ખામિઓ હતી તેનાં કારણ બહુ હતાં. પ્રથમ તો તેઓને આરંભમાં જે મનુષ્યો સાથે પ્રસંગ પડતો તે મનુષ્યો યોગ્ય ન હોવાથી કેટલીક રીતિનીતિ એવી આવી પડી કે તે જો સારા મનુષ્યો સાથે પ્રસંગ હત તો આવત જ નહિ. ઉદય પામતા ગૃહસ્થને તેના દોષ અને ન્યૂનતા દેખાય તે તે જ પ્રસંગે સૂચવી તેમાંથી નિવારનાર સમીપમાં એક સમસ્થિતિમાન્ પુરોહિત મિત્રની આવશ્યકતા છે. તેમ જ બીજા પ્રતાપી ગૃહસ્થો તે મણ્ડલમાં કે સ્થાનમાં હોય તેઓના સારા મતની તેને અપેક્ષા રહે છે, તેથી પણ રોકાવાનો અર્થ સરે છે. અર્થાત્ પુરોહિત મિત્ર તથા સંભાવિત ગૃહસ્થોનો સહવાસ ઉદયીને ઉપકારક અને આવશ્યક છે. સંક્ષેપમાં તેને પ્રસંગોપાત્ત અનિષ્ટ પ્રવાહમાંથી રોકનાર કંઇ પણ નિરોધક સબલ સાધનની અપેક્ષા છે. અધિકાર ઉપર આવનારને રાજી રાખવા બહુજનો ઇચ્છે છે, તેથી તેને મુખે સર્વ મીઠું બોલે છે. પરંતુ પાછલ તેવા પુરુષોના દોષ જોઇ તથા ખોલી તે દોષોને વચમાં લાવી તે કાલાશદ્વારા, તે ઉદયીના તેજ સામું તેઓ જૂવે છે, અને વાંકું બોલે છે. એવા સન્નિધિમાં વિશ્વાસ્ય પુરોહિત મિત્ર, કે સત્સમાજના સારા ગૃહસ્થોના ઉચ્ચ અભિપ્રાયની ઇચ્છા, તે રૂપ અંકુશ ઉદયીને લાભકારક થઇ રહે છે. જ્યાં બેમાંથી એકે પ્રતિષેધ સમીપમાં નથી હતો ત્યાં, ઉભયને—ઉદય પામનારને અને તેના પ્રતાપમાં આવનારને—હાનિ થાય છે. સમર્થ મિત્રનો સ્વભાવ હોય છે કે, મિત્રને તેના દોષ દેખાડી તેમાંથી નિવારવો, અને લોકને તેના ગુણ દેખાડી આકર્ષવા. જે સ્થાનમાં સમજુ અને સમર્થ સમાજ હોય છે ત્યાં ઉદયમાન મનુષ્યો સ્વાભાવિક રીત્યા તે સમાજના સારા અભિપ્રાયની વાઞ્છના રાખે છે, તેથી તેને સન્માર્ગ જ સચરવાની આવશ્યકતા થાય છે. એવા હિતકર નિરોધથી સર્વને લાભ થાય છે. પરંતુ તે સમીપસ્થ હોવાની અગત્ય છે. દૂરના મિત્રો કે દૂરનો સમાજ દોષને દૂર કરવામાં યથેચ્છ ઉપયોગી થઈ શકતા નથી.

ગોકુલજીભાઈના વારામાં સુરાષ્ટ્રનું રાજ્ય બહુ પ્રકારે ઉચ્ચે

તરી આવ્યું એ ખરૂં છે, તોપણ તેઓના જેવા પ્રામાણિક, વિદ્વાન્, બુદ્ધિમાન્, અને રાજપ્રજા સર્વેના શુભઇચ્છક પુરુષના પુષ્ટિકારક પ્રતાપ નીચે જેટલું તે રાજ્ય પ્રતાપિ થવું જોઈએ તેટલું થયું નથી, તેનું કારણ માત્ર આટલું જ છે કે,–દુર્ભાગ્યે રાજ્યનાં સર્વ અંગનો એક રાગ ન થઈ શક્યો. રાજપ્રકૃતિના એક રાગથી ચિત્ત દેવાઈ સર્વ પંક્તિના લોક આકર્ષાઈ રાજપ્રજાનું કલ્યાણ કરવા અધિક યત્ન થયો હત તો, ગોકુલજીભાઈના સમયમાં સુરાષ્ટ્રનું રાજ્ય અન્યદેશીય રાજ્યનું ઉપમાન થાત. કારણ ગોકુલજીભાઈની કુશલતા, મહાશયતા, અને સુજ્ઞતા રાજ્યને ઉચ્ચગામી કરે એવી હતિયો.

રાજપુરુષરૂપે ગોકુલજીભાઈનામાં ન્યૂનતા દેખાતી તે બોધ લેવા સારૂ લખી છે તો તે સારૂ જ રાજઉપાધિ દૂર રાખી, એક ગૃહસ્થરૂપે તેઓના સદાચાર ઉપર દૃષ્ટિ કરતાં જે જણાતું તે પણ લખવું યોગ્ય છેઃ—

### गृहस्थरूपे रा. रा. सुज्ञ गोकुलजीभाइ-

પાસે બહુ ધન ન છતાં બ્રહ્મભોજન કરાવવામાં, યોગ્ય વિદ્વાનોને દક્ષિણા આપવામાં, સત્કર્મ કરવામાં, અને સારાં કાર્યમાં ઉત્તેજન આપવામાં, તેઓ ઉદાર હતા. સંક્ષેપમાં ગૃહસ્થનું લક્ષણ લખે છે કેઃ—

"दूरादतिथयो यस्य गृहमायान्त्यवारिताः ।
स गृहस्थ इति प्रोक्तः शेषास्तु गृहरक्षकाः" ॥

'જેના ગૃહમાં દૂરથી અતિથિઓ અવારિત આવે છે, તે ગૃહસ્થ એમ કહેવાય છે. શેષ રહ્યા તેઓ તો માત્ર ગૃહરક્ષકો છે.' એ ગૃહસ્થનું લક્ષણ ગોકુલજીભાઈમાં પ્રતીત થતું. યોગ્ય અતિથિઓનો સત્કાર કરવા તેઓ યથાશક્તિ તત્પર રહેતા. તેઓને નિર્લોભ તો સદા પ્રકાશતો. ચાલતી રીતિ પ્રમાણે રાજલેખ ( રૂક્કો લેનાર મનુષ્યો લેખકનું ( દફતરીનું ) દાપું ગણી, પોતાના લાભ પ્રમાણે લેખકને કંઇક આપતા, તે રીતિએ ગોકુલજીભાઈ રાજલેખક–દફતરી–થયા ત્યારેપણ તેઓને આપવા જતા. પરંતુ ગોકુલજીભાઈ સ્પષ્ટ 'ના' કહી કશું લેતા નહિ. તેઓ કહેતા કે,— 'મારૂં દારિદ્ર્ય તમારા ક્ષુદ્રધનથી જાય એવું નાતું નથી. તેને તો ઉદ્યોગ અને રાજધન મા[illegible] જ મરશે. માટે હું તમારૂં

ધન લેનાર નથી.' એથી સર્વને આશ્ચર્ય લાગતું. કોઈ પ્રસંગે પણ તેઓમાં લોભ પ્રતીત થતો નહિ.

विद्वान् गोकुलजीभाइना विनयादिगुणो.

સુજ્ઞ ગોકુલજીભાઈની વિદ્યા સફલા થઈ હતી. વિદ્યાથી ઉત્તરોત્તર થતાં ફલો તેઓને પ્રાપ્ત થયાં હતાં. હિતોપદેશમાં ઉપદેશે છે કેઃ—

"विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।
पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम् "॥ ६ ॥

मित्रलाभ. ३

'વિદ્યા વિનય દે છે, વિનયથી પાત્રતા પ્રતિ આવે છે (વિનયી લોકોમાં સંમાનિત થાય છે), પાત્રતાથી ધન પામે છે, ધનથી ધર્મને પામે છે,–ધર્મનું ઉપાર્જન કરેછે,–ધર્મથી સુખ પામે છે–ધર્માત્મા સુખના ભોક્તા થાય છે.'

એ યથાવત્ છે. અગ્રણિ સુરાષ્ટ્રરાજ્યના મુખ્ય પ્રધાન રૂપે સુરાષ્ટ્રપ્રાન્તમાં સર્વોપરિ ગણાતા પદમાં તેઓ સ્થિત હતા. તોપણ મહાશયને વર્ણતાં એક કવિ વદે છે તેમ તેઓ દીનજનો ઉપર દયાલુ હતા, તેઓને શ્રીમદ અલ્પ પણ સ્પર્શી શકયો ન હતો. પરોપકાર કરવામાં જ તેઓ વ્યગ્ર હતા, યાચિત સતે તેઓ હર્ષિતા હતા, અને જગતના વિકારોમાં તેઓ સ્વસ્થ હતા. યદ્યપિ એવા અનેક ગુણોએ અલંકૃત હતા, તથાપિ તેઓની પ્રસિદ્ધિ કરવા ઉત્સુક ન હતા. પરંતુ સદ્‌ગુણો સન્તાઈ રહેતા નથી એ સત્ય છે. વિદ્વાન્ ગોકુલજીભાઇને અવશ્યતાથી અધિક પ્રવૃત્તિ ગમતી ન હતી તેથી પોતાનાં પ્રવૃત્તિનાં કાર્યોને દીપાવવા અને લોકમાં પ્રસિદ્ધ કરવા-કરાવવા યત્ન કરતા નહિ. ઉપજીવિકા સારૂ માત્ર અધિકારનું કર્મ કરવું પડતું તે કરતા પણ તેઓની સદ્‌વૃત્તિમાં સદા આમ રહેતું કેઃ—

"दद्यान्नावसरं किञ्चित् कामादीनां मनागपि ।
आसुप्तेरामृतेः कालं नयेद्वेदान्तचिन्तया "॥

'(જ્ઞાની પુરુષ) કામ-ઇચ્છા-આદિઓને કિઞ્ચિત્ અવસર જરા કે પણ ન દે, અને ઉઠયાથી તે સૂતા સુધી, એમ છેક મરણ સુધીનો કાલ વેદાન્તવિચારે કરી ગાળે.' એ વિચાર ઉત્તમ છે.

**મહાત્માની પ્રકૃતિમાં વિકૃતિ મહત્ કારણ વિના થતી નથી.**

એક દિવસ એક ગંભીર ગૃહસ્થના સ્વભાવની વાર્તા ચાલતી હતી. તેમાં નિરૂપણ કરવામાં આવ્યું કે તે ગૃહસ્થનામાં હર્ષ કિંવા શોક ક્વચિત્ જ દીઠામાં આવે છે. તે પ્રસંગે ગોકુલજીભાઈએ કહ્યું કે:—યોગવાસિષ્ઠમાં એ વિષયે બહુ સુંદર પ્રસંગ લખ્યો છે. શ્રીરામચન્દ્રજીએ વિદ્યાભ્યાસ કરી તીર્થયાત્રા કરી આવી રાજમંદિરમાં વસવા પધાર્યા. તે વારે પોણાસોળ (૧૫॥।) વર્ષનું તેઓનું વય થયું હતું. પછી તેઓ ચિન્તાગ્રસ્ત થઈ એકાન્ત સેવવા લાગ્યા અને તેઓનું શરીર કૃશ પ્રતીત થવા માંડ્યું. ગુણગણનિધાન રામચન્દ્રજીની એવી સ્થિતિ જોઈ રાણીઓ સહ દશરથરાજા ચિન્તાપરવશ થયા, અને પરમ પ્રીતિપૂર્વક પૂછવા લાગ્યા કે,—હે સૌમ્ય! આવી મહતી શી ચિન્તા થઈ છે; વારંવાર પ્રશ્ન થતાં રામચન્દ્રજી ઉત્તર આપે કે—'કંઇ છે નહિ.' પોતાનું દુઃખ તેઓ દૂર કરી શકે એમ નથી. એવો રામચન્દ્રજીનો અભિપ્રાય હતો. કારણ શ્રીરામચન્દ્રજી આ સદા દુઃખદાયક સંસારનું સ્વરૂપ જોઈ મનમાં વિષાદ અને ગ્લાનિ પામ્યા હતા. તેઓની મુખમુદ્રા તદનુસાર જણાતાં, તેઓના પિતા દશરથરાજાએ, તેનું કારણ ન કહ્યાથી, વક્તાઓના મધ્યે શ્રેષ્ઠ વસિષ્ઠજીને પૂછ્યું કે,—'રામની એવી દશા કેમ થઈ હશે? તેના ઉત્તરમાં વસિષ્ઠજી વદે છે કેઃ—

> "कोपं विषादकलनां विततं च हर्षम्।
> नाल्पेन कारणवशेन वहन्ति सन्तः॥
> सर्गेण संहृतिजवेन विना जगत्याम्।
> भूतानि भूप न महान्ति विकारवन्ति"॥
>
> योगवासिष्ट वैराग्यप्रकरण पञ्चम सर्ग श्लोक १५.

'હે ભૂપ! જેમ ઉત્પત્તિ (થવાની હોય) અથવા સંહારનો વેગ (હોય) એ વિના, જગત્માં મહાભૂતો વિકારવાળાં નથી થતાં; તેમ અલ્પ કારણના વશે કરી કોપ, શોકનું ગ્રહણ કરવું કે બહુ હર્ષ, એઓને સન્તો વહતા નથી.'

પોતાને જે બહુ રુચિકર ન હોય એવું કાર્ય કરવાની અગતિ લાગતી ત્યારે તેઓ રા. સામલભાઇને અને આ લેખકને પ્રસંગોપાત્ત કહેતા કે, 'અમે તો અમનસ્ક છિયે. અમારૂં મન તમે છો. તમને યોગ્ય લાગતુ હશે તો અમે કરીશું.'

તેઓ જગતના વ્યવહારમાં તેમ જ કુટુંબના વ્યવહારમાં ચિત્તને બહુ ન પરોવતા. તેમ થયે અજાણ્યા લોકને પ્રથમ તો સારૂં માઠું લગાડવાનાં કારણો મળે છે, પણ તેવો તેનો સ્વભાવ પડ્યો છે એમ જાણ્યામાં આવતાં અન્તે લોકો તેને અવિવેકી ગણે છે ખરા, પણ પછી સારૂં ખોટું બહુ નથી લગાડતા. એવી નિઃસ્પૃહપ્રકૃતિથી રાગદ્વેષ થવાનાં કારણ બહુ ઓછાં થાય છે, તેથી હર્ષશોક અપિ ન્યૂન થાય એ સ્વાભાવિક છે.

### વૃદ્ધસેવાદિ સદાચારમાં સ્વાર્થપરમાર્થ ઉભય વસે છે.

માતાપિતાઆદિ વૃદ્ધજનોની સેવા કરવી એ ધર્મ તો છે જ, પરંતુ એમાં સ્વાર્થ પણ છે એવું ગોકુલજીભાઈ સિદ્ધ કરતા. તેઓ કહેતા કે શાસ્ત્રકર્ત્તાઓ જેને ધર્મ કહી ગયા છે, તે બહુકરી પૂર્ણ વિચાર કરી કહી ગયા છે. તેમાં જો વ્યવસ્થાથી સમજે તો મનુષ્યમાત્રનો સ્વાર્થ પણ રહેલો છે એમ દેખાય છે. અનુભવ વિના સર્વનાં કારણ બહુજનોના જાણવામાં નથી આવતાં પણ જેમ જેમ અનુભવ વધતો જાય છે અને સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરી તેમાંથી ઉપદેશ જે લે છે, તેને દેખાય છે કે, 'ધર્મ' અથવા 'કર્તવ્ય' ગણાય છે તેમાં સ્વાર્થ-પરમાર્થ ઉભય છે. એ વિચારમાં વાગ્ભટ્ટનું પણ પ્રમાણ મળે છે કેઃ—

"सुखार्थाः सर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ।
सुखं च न विना धर्मात्तस्माद्धर्मपरो भवेत्"॥

'સર્વ ભૂતોની સર્વ પ્રવૃત્તિઓ સુખાર્થી છે એમ મનાયું છે. પરંતુ સુખ ધર્મ વિના છે નહિ. તેથી સમજુ જન ધર્મપર થાય.' ગોકુલજીભાઈ કહેતા કે,-મનુષ્યમાત્ર પ્રજાને ઇચ્છે છે, અને વૃદ્ધ થવાની આશા રાખે છે. તો તેઓ પણ કોઈ સમયે માતાપિતાની અને વૃદ્ધજનોની દશામાં આવશે જ. તેઓએ યુવાવસ્થામાં પોતાનાં વૃદ્ધ માતાપિતાદિની સેવા કરી હશે તો પોતાની પ્રજા તે જોઈ અનુકરણ કરવાનું શીખશે અને તેઓની પણ વૃદ્ધાવસ્થામાં આપણી સેવા કરશે. એથી પોતાનાં માતાપિતાદિ ઉપર પૂજ્યભાવ રાખી તેઓની પ્રેમપૂર્વક સેવા કરી પોતાની પ્રજાને સારૂ દૃષ્ટાન્ત આપવું એ એક ઉપયોગના સમય સારૂ સ્થાપણ રાખી મૂક્યા જેવું છે. આપણી નિરાધાર બાલ્યાવસ્થામાં પ્રેમપૂર્વક કરેલા વૃદ્ધજનોના અસંખ્યેય અને

અનુપમ ઉપકારની કિંચિત્ પ્રતિકૃતિ પણ થાય છે, અને અગતિ વેલા સ્વાર્થે સાધવાનાં સાધન સંપાદાય છે. એમ ઉભય લાભ છે. સદાચારમાત્રમાં ઉભયપક્ષે લાભ હોય છે.

सज्जनो उपरि स्नेहममता.

સજ્જનો સાથે સ્નેહમમતા બાંધવાની ઉત્કંઠા અને યોગ્યતા તો ગોકુલજીભાઈનામાં અનુકરણીય અને યથેચ્છ હતી એ આ ચરિત્રનિરૂપણમાં જ તરી આવે છે, એથી અધિક લખવા અપેક્ષા નથી.

સજ્જનની પરીક્ષા સજ્જન જ કરી શકે, તથા સ્વહૃદયાનુસાર પરહૃદયને લોક વિતર્કે છે; એ આદિ ન્યાયદૃષ્ટિએ પ્રમાણ લેતાં સુજ્ઞ ગોકુલજીનું સૌજન્ય ઉત્તમ પ્રકારનું સિદ્ધ થાય છે.

" स्तिमितोन्नतसंचारा जनसन्तापहारिणः ।
जायन्ते विरला लोके जलदा इव सज्जनाः " ॥ २९ ॥

पञ्चतन्त्र-मित्रभेद.

'જલદો-વર્ષાદ-મેઘ-જેવા સજ્જનો-જેઓનો સ્તિમિત (આર્દ્ર-અચંચલ) અને ઉન્નત છે સંચાર એવા,-અને જનોના સન્તાપોને હરનારા-એવા સજ્જનો આ લોકમાં વિરલ છે.' એ યથાર્થ છે. સુજ્ઞ ગોકુલજી યથાશક્તિ એ વિરલ પઙ્ક્તિના હતા.

" मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः
समानशीलव्यसनेषु सख्यम् ॥ " २८२.

पञ्चतन्त्र-मित्रभेद.

'મૂર્ખોનું મૂર્ખો સાથે, અને સુધીઓનું સુધીઓએ સહ સખ્ય-મૈત્રી-થાય છે. સમાન શીલ વ્યસનો છે જેઓનાં એવાઓમાં જ સખ્ય-મૈત્રી-થાય છે.'

સજ્જનોના પરસ્પર સંબન્ધથી અભ્યુદય થઈ સર્વને લાભ જ થાય છે એમ તેઓ માનતા. રાજપુરુષરૂપે તેઓ માનતા કે વિદ્વાન્ સજ્જનોનો સંગ્રહ કરવો એ તો રાજાઓનું હિતકારક અવશ્ય કર્તવ્ય છે.

યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં સ્મર્યું છે કેઃ—

" व्ययहारान् नृपः पश्येत् विद्वद्भिर्ब्राह्मणैः सह " ॥

'સર્વે રાજ્યવ્યવહારોને વિદ્વાન્ બ્રાહ્મણોએ સહિત (વિદ્વાનોને સાથે રાખી તેઓના અભિપ્રાયઅનુસાર) રાજા દેખે-કરે.' એ યથાર્થ શિક્ષાવચનાનુસાર રાજ્યકાર્યમાં વિદ્વાનોનું સાહાય્ય સુજ્ઞ ગોકુલજીભાઈ સર્વપ્રકારે ઉપયોગિ ગણતા. આપણા શુભ સમયના રાજાઓ એમ વર્તતા તેથી તેઓ સદા વર્ધમાન તથા સ્વતન્ત્ર રહેતા એ પ્રસિદ્ધ છે. તેઓના વારામાં પુરોહિતો, પ્રધાનો, મન્ત્રીઓ, અમાત્યો, આદિ રાજપુરુષો બહુ વિદ્વાન્ હતા એટલું જ નહિ કિન્તુ તેઓમાંથી કેટલાક તો સારા ગ્રન્થકારો પણ થયા છે. વસિષ્ઠવ્યાસાદિ રાજપુરુષો તો વિશ્વવિખ્યાત જ છે. થોડાં જ શતકો ઉપર વાચસ્પતિ, સાયણમાધવ, આદિ ધુરન્ધર ગ્રન્થકારો થયા છે. એ રાજકાર્યભારીઓ હતા. ઉદયમાન દેશોમાં એમ જ હોય છે. અધુના યુરોપમાં અને આપણા બ્રિટિષ્ બેટમાં રાજપુરુષો ગ્રન્થકારરૂપે પ્રસિદ્ધ છે. આ દેશમાં એ પ્રકારનો જીર્ણોદ્ધાર થાય એમ સુજ્ઞ ગોકુલજીભાઈ ઈચ્છતા હતા.

તેઓ યોગ્ય-ગૃહસ્થોપર કેવો ભાવ રાખતા હતા; તેઓને કેવા અમૂલ્ય અને ઉપયોગી ગણતા હતા; અને તેઓનો સહવાસ રાખવા, તેઓને ઉત્તેજન આપવા, તેઓનો રાજ્ય સાથે સંબન્ધ કરાવી પ્રકૃતિમણ્ડલમાં લાવી રાજાપ્રજાનું હિત કરવા, અને તેઓના દૃષ્ટાન્તથી બીજાઓને બોધ આપી સન્માર્ગે પ્રેરવા, તેઓ કેવા ઈચ્છતા હતા, તે આ નામાવલીથી સ્પષ્ટ જણાઈ આવશે. પૂર્વે આવી ગયેલાં નામથી અધિકમાં નીચે લખેલા ગૃહસ્થોને પ્રથમ તારવી કહાડી સુરાષ્ટ્રસંસ્થાનમાં લાવવા તેઓએ વારંવાર પ્રયત્ન કર્યા હતા. કંઈ નહિ ને કંઈ કારણથી તેઓ જૂનાગઢ જઈ શક્યા નહિ, પણ તેઓને રાજ્યપ્રકરણ પ્રતિ વળવાની વૃત્તિના ઉદયનો આરંભ પરોક્ષાપરોક્ષ ગોકુલજીભાઈની ઈચ્છાનુસાર થયેલી સૂચનાથી થયેલો એમાં સંશય નથી. કારણ ગોકુલજીભાઈની દૃષ્ટિ તેઓના ઉપર પ્રથમ ગયેલી પછી જ તેઓ રાજપ્રકરણમાં પડ્યા છે એ નિર્વિવાદ છે.

રા. રા. મોતીલાલ લાલભાઈ, જનાર્દન સખારામ ગાડગીલ, હોરમસજી અરદેશર વાડિયા, અંબાલાલ સાકરલાલ દેશાઈ, કાશિનાથ ત્ર્યંબક તેલંગ, જમસેદજી અરદેશર દલાલ, દીનશા અરદેશર તાલીયારખાન, હરિલાલ દામોદર, ઇત્યાદિ.

રાખવાના લાભ અને મહત્તા સમજતા. બ્રિટિશ્ રાજ્યમાં જે લોકકલ્યાણુની નીતિરીતિથી રાજ્યની સમૃદ્ધિ થતી હોય તે દેશીય રાજ્યોને શીખવવી,' અને દેશીય રાજ્યોની પ્રજાસુખકારિણી નીતિરીતિ હોય તે બ્રિટિશ્ રાજ્યમાં આણી સર્વ પ્રજાને રાજ્યભક્ત કરવી, એમાં આ દેશનું અને સ્વપર સર્વનું હિત છે, અને તેથી બ્રિટિશ્ રાજ્ય, પ્રજાને પ્રિય થઈ, વર્ધમાન થયું છે એમ તેઓ માનતા. સ્વરાજ્યનું સારભૂત હોય તે આપવું, અને પરરાજ્યનું સારભૂત હોય તે લેવું, એ સારૂ દેશીય રાજ્યમાંના બ્રિટિશ્ પ્રતિનિધિઓ એક સેતુરૂપ (Bridge પૂલ) છે. તેઓમાં બહુ પ્રકારની યોગ્યતાની અપેક્ષા છે. તેઓ નીતિજ્ઞ, તેમ જ રાજ્યનીતિજ્ઞ, સુશીલ, બુદ્ધિમાન, સુશિક્ષિત, અનુભવી, સમભાવી, ઉદાર, કુલીન, ઇત્યાદિ ગુણયુક્ત હોવા જોઇએ. તે યોગ્યતા સંપાદન કરવા સારૂ તેઓને પ્રથમ વર્ગોના રાજ્યોમાંના યોગ્ય પ્રતિનિધિઓ નીચે પૂર્વે શિક્ષા સારૂ મૂકવામાં આવતા. ત્યાં કંઇક યોગ્યતા મેળવે ત્યારપછી તેઓનો દેશીય રાજ્યના સંબન્ધમાં નિયોગ કરવામાં આવતો. એ પરિચય અવે ત્રુટી ગયો છે. એ શોચનીય અને અન્તે હાનિકારક છે. ઘણુંખરું તો પ્રાયશઃ બ્રિટિશ્ રાજ્યમાં જેઓનો સમાસ યોગ્યતા ન હોવાથી, નથી થતો, તેઓને દેશીય રાજ્યના સંબન્ધમાં ધકેલી મૂકવામાં આવે છે. તેઓ કોઈ અધિકારીના પુત્ર, જમાતા, કે એવા જ કંઇક સંબન્ધમાં હોય છે, એ જ તેઓની મુખ્ય યોગ્યતા બહુધા હોય છે. તેઓમાંથી કોઈ કોઈ ક્વચિત્ સારા પણ નીકળતા હશે. પ્રાયશઃ દેશીય રાજ્યને સારૂ દૃષ્ટાન્ત દેખાડવા બ્રિટિશ્ જેવા સાર્વભૌમ રાજ્યના પ્રતિનિધિ ગુણાતિશયને લીધે ઉચ્ચ ગણાઈ માનને યોગ્ય થાય એવા હોવા જોઇએ. એમ ન હોવાથી બહુ હાનિઓ થઇ છે અને થાય છે. મહારાણીના મુખ્ય પ્રતિનિધિઓ એ પરસ્પર હિતકારી વિષય ઉપર સત્વર લક્ષ આપશે એમ આશા છે.

### राज्यसेवा संबन्धमां पुनः विचार.

સેવાને ગોકુલજીભાઇ 'શ્વવૃત્તિ' (કુતરાની વૃત્તિ) કહેતા. એવા અધમ છે એ ખોટું નથી. તો પણ મહાશયતા રાખી જે 'રાજ્યસેવા' કરે છે તે 'દેશસેવા' તુલ્ય છે. એથી તે અધમ નથી એમ પણ વિચાર લેવાતો. રાજ્યકર્તાની સ્થિતિ અતિ વિલક્ષણ

છે. તેમાં સ્વામી તથા સેવક ઉભયનાં ધર્મકર્મ એક જ વ્યક્તિમાં સંમીલિત–સમાહિત–થાય છે. કારણ રાજ્યકર્ત્તા છે તે એક પ્રકારે પ્રજાના સ્વામી છે, અને અન્ય પ્રકારે પ્રજાના સેવક અપિ છે. બુદ્ધિમાન્ મનુષ્યે સ્વદેશની સેવા કરવી એ પણ એક ધર્મ છે. રાજ્યસંબન્ધથી દેશની સેવા કરવી સુલભ પડે છે. લોકકલ્યાણ કરવામાં રાજ્યાધિકાર એ એક બલવત્ સાધન છે. સદ્વિચારી, સદાચારી, સદ્ગુણી, વિદ્વાન્, કલાવાન્, સદુદ્યોગી, એવા એવા અનેક ગુણયુક્ત મનુષ્યોને રાજ્યસંબન્ધદ્વારા ઉત્તેજન આપી સન્માર્ગે પ્રેરી શકાય છે. તેવો વર્ગ વધેથી બહુસંખ્યાને સુખ થાય છે. સદ્ગુણો સંવૃદ્ધિ પામે છે અને દુર્ગુણોને ક્ષય લાગી દૂર થાય છે. એ થોડું કલ્યાણકારિ નથી. તેથી રાજ્યાધિકારનો સદુપયોગ કરનારની સેવા અધમા નથી. એમ વિચારીને, બુદ્ધિમન્તો રાજ્યનો આશ્રય પણ ઇચ્છે છે. એક પણ્ડિત કહે છે કેઃ—

" सुहृदामुपकारकारणात् द्विषतामप्यपकारकारणात् ।
नृपसंश्रय इष्यते बुधैर्जठरं को न बिभर्ति केवलम् ॥

'સારાહૃદયવાળાોના (મિત્રોના) ઉપકાર સારૂ, અને દ્વેષીઓ-(શત્રુઓ)ના અપકાર સારૂ બુદ્ધિમાનોએ, રાજાનો આશ્રય ઇચ્છાય છે. કેવલ પેટ તો કોણ નથી ભરતું!' (પશુ, પક્ષી, કીટ, સર્વે ભરે છે.)

પ્રથમ પંક્તિમાં સોળમો અક્ષર પ્ય છે તેમાં ઉકાર વધારી પ્યુ કરી સજ્જનો કહે છે કે શત્રુનાપર પણ 'અપકાર' નહિ કિં તુ 'ઉપકાર' કરવા સારૂ રાજાશ્રય બુદ્ધિશાલી જનો ઇચ્છે છે. એ યથાર્થ છે. સજ્જનો સર્વનું સારૂં જ કરે છે. શિશુપાલવધમાં વદે છે કેઃ—

" उपदेशपराः परेष्वपि स्वविनाशाभिमुखेषु साधवः " ।

'પોતાનો વિનાશ કરવાને સામા થયેલા શત્રુઓમાં પણ સાધુઓ ઉપદેશતત્પર હોય છે.'

વિચારસંગતિથી ઉપરના જેવો બીજો પ્રસંગ સ્ફુરી આવે છે તે આમ છેઃ—

બે સમાન, રંક પણ વિદ્વાન, અને કુશલ મિત્રો હતા. તેમાંથી એકને રાજાશ્રય મળતાં તે અધિકાર ઉપર આવ્યો. પોતા-

ના મિત્રને પોતાના જેવા જ કોઈ ઉચ્ચસ્થાનનો યોગ કરી તેને ત્યાં નિયોજવાના વિચારમાં જ યદ્યપિ તે હતો, તથાપિ તેવો યોગ થતાં વેલા વિતતી હતી, તેમાં પેલા આશ્રયરહિત મિત્રના કુટુંબનું ધૈર્ય ન રહ્યું. તે બહુ પ્રકારે તેને સંતાપવા લાગ્યું. તેથી ઉશ્કેરાઈ તે મિત્રે પેલા અધિકારિ મિત્રને લખી મોકલ્યું કે:—

" प्राप्य चलानधिकारान् शत्रुषु मित्रेषु बन्धुवर्गेषु ।
नापकृतं नोपकृतं न सत्कृतं किं कृतं तेन " ॥

' ચંચલ અધિકારોને પામીને શત્રુઓના ઉપર ' અપકાર ' ન કર્યો, મિત્રોના ઉપર ' ઉપકાર ' ન કર્યો, અને બન્ધુવર્ગો-ઉપર સત્કાર ન કર્યો, તો તેણે શું કર્યું ? ' કંઇ જ નહિ. ચંચલ અધિકાર ક્ષણમાં જતાં રહેતાં તેને પશ્ચાત્તાપ થવાનો.

ઉપરનો શ્લોક વાચી અધિકારિમિત્ર તેનો મર્મ સમજ્યો, પછી બીજી પંક્તિનો પ્રથમ અક્ષર ના તેના ઉપર એક માત્રા વધારી નો કરી તેજ પાછો મોકલ્યો. તે ઉપરથી તેણે એવું સૂચવ્યું છે કે, એ શ્લોક યથાર્થ છે,–પરંતુ મારો વિચાર આમ છે કે, ક્ષણભંગુર અધિકાર પામી શત્રુના ઉપર પણ અપકાર નહિ, પણ ઉપકાર જ કરવો, એ સમજુ પુરુષોનો ધર્મ છે.

" अधिकारपदं प्राप्य नोपकारं करोति चेत् ।
अकारस्यैव लोपः स्यात् ककारो द्वित्वमागतः " ॥

'પામી પદ અધિકારનું જો ન કરે ઉપકાર;
વર્ણ અકાર વિલોપ હિ ઉગરે શેષ ધિક્કાર.'

અધિકારી માત્રે ઉપરના શ્લોકો પોતાના અન્તઃકરણમાં કોતરી રાખવા યોગ્ય છે. એમાં કોણ વાંધો લેશે ?

સામાન્ય સેવા કરનારને એક જ સ્વામી હોય છે. પરંતુ કાર્યભારીને અનેક સ્વામી છે. રાજા, પ્રજા, અને બહુણા બ્રિટિષ અધિકારી એ ત્રણ તો ઉપર ગણાવ્યા. એ વિના સ્વકાર્યના, કીર્તિના, અને સેવકોના પણ સર્વ અધિકારીઓ સેવક છે. તેઓને બહુ પ્રકારે પરવશ રહેવું પડે છે. એ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં સ્પષ્ટ જણાય છે. તેઓ અનેક બન્ધનોથી અનેક પાસ ખેંચાય છે. તેઓની સ્વતન્ત્રતા જાય છે. પણ્ડિત લાર્ડ બેકન કહે છે કે:—'સ્વતન્ત્રતા ખોવા સારૂ સત્તા શોધવી એ વિસ્મયજનક છે,

પણ અધિકારીઓ તેમ જ કરે છે. તેઓ બીજાને વશ કરવા જતાં પોતે પરવશ થઈ જાય છે. તેઓ અન્ય જનો ઉપર અધિકાર ભોગવે છે. પણ પોતાઉપરનો અધિકાર ખુવે છે. પોતે બહુ પરસ્વાધીન થાય છે, એ યથાવૃત્ત તેઓ બુદ્ધિમાન્ છતાં જોઈ શકતા નથી. ચઢવાનું કર્મ કઠિન અને દુઃખદ છે. ઉચ્ચસ્થાન ચિકણું, લપસણું અને ચંચલ છે, ત્યાંથી પડવાની ભીતિ સદા રહે છે, તેથી સુખ ભોગવી શકાતું નથી. અન્તે ત્યાંથી પડનારના લોપ અને કોપ ઉઠીજઈ દયાપાત્ર સ્થિતિ થાય છે. સંકટ સમીપ દેખે તો પણ ઇચ્છે તે વેલા તેઓનાથી દૂર થવાતું નથી. તેઓ એટલે સુધી પરવશ થઈ પડે છે કે, કેવલ અન્યે આરોપેલા સુખદુઃખ ભોગવવામાં જ તેઓનું આયુષ્ય જાય છે. સ્વસ્થ થઇ ખરૂં સુખ સમજવાનો સમય તેઓને આવતો જ નથી. શરીરની કે અન્તઃકરણની વેદનાઓ વેલા પણ નિવૃત્તિમાં રહેવાતું નથી. અન્તર્માં દુઃખ હોય છે તે જ સમયે તેઓ સુખી છે એમ પ્રતીત થાય એવો બહિર્વેશ તેઓએ ધારવો પડે છે. અધિકારનું જુંસરૂં ખાંધ ઉપર હોય છે તેવામાં એવાં કર્મ કરવાં પડે છે કે, પ્રથમ તેવાં કર્મ કરવાની ઇચ્છા જ ન થાય તો ઉત્તમ ગણાય, અને કદાપિ ઇચ્છા થઈ આવી તો તે કરવા શક્તિ ન હોય તો સારૂં.' સંક્ષેપમાં અધિકારમાં એવું અણિ ઉપર કંપતાં રહેવું પડે છે કે સીમા. એવી સ્થિતિમાંઃ—

आठा फदा रहे छे अने त्रास सदा रहे छे.

ઊંડા ઉતરી વિચારપૂર્વક જોનારને પ્રપઞ્ચનાં ઉચ્ચસ્થાનનું—પછી તે અધિકારથી હો, કે ધનથી હો,–બીજું પાસુ જોતાં એવું દુઃખપ્રદ જણાય છે, પરંતુ તેનું મોહક દર્શન એવું બલવત્તર છે કે તે આખા જગતને પોતાના મોહપાશમાં નાખી બીજુ સુજવા જ દેતું નથી. ઉચ્ચસ્થાન સંપાદન કરવાની અનિવાર્યા ઇચ્છા સર્વને સ્વાભાવિકી હોય છે. એથી તેનાં સુખનો અત્ર વિસ્તાર કરવાની અપેક્ષા નથી. કારણ બહુ કરી સર્વેએ તેમાં સ્વભાવથી જ સુખ માનેલું છે. અભિરુચિ કરાવવા જ તેના ગુણ ગાવા પડે એમ નથી.

સમજુ મનુષ્ય ઉચ્ચસ્થાનનો સદુપયોગ કરે છે તો તેમાંથી કલ્યાણકારિ કાર્ય થાય છે. ઉચ્ચસ્થાનમાં બહુ જનને સુખી કર-

વાની શક્તિ આવે છે, ઉચ્ચસ્થાનના પ્રકાશમાં સદ્દગુણો શોભી નિકળે છે, બલવાન્ ગુણો ફલવાન્ થાય છે. ઇત્યાદિને લીધે બહુ પ્રકારે તે વાઞ્છનીય છે. પરંતુ એક સત્યતા સર્વેએ સદા લક્ષમાં રાખવાની અગતિ છે કે:–અધિકાર અને ધન જેવું ચંચલ વસ્તુ બીજું થોડું જ હશે. એથી તેની પ્રાપ્તિના સમયમાં મદાન્ધ ન થવું, અને જેમ બને તેમ સ્વશક્તિઅનુસાર ન્યાય અને કલ્યાણ કરવા ઉપર જ દૃષ્ટિ રાખવી, એ અન્તે સુખકર છે. આ લેખકના મિત્રો અભિમાન આણવા યોગ્ય ઉચ્ચસ્થાને છે. તે સર્વના અનુભવથી નિઃસંદેહ નિર્ણય થયો છે કે, પ્રાપઞ્ચિક ઉચ્ચસ્થાન સદા અસ્થિર છે. શંકા પણ ન આવી હોય એવે સ્થાનેથી અકસ્માત્ ટોકર લાગતાં તે તુરત કાચની પેઠે ત્રુટી પડે છે. એથી વારંવાર કહેવું પડે છે કે, ચપલ અધિકારનું વા વિનાશિ ધનનું મિથ્યાભિમાન રાખી મદાન્ધ ન થવાય એમ સાવધાનતા રાખવી, અને તે આગમાપાયિ વસ્તુના સમયમાં યથાશક્તિ સારૂં થાય તે કરવું. અધિકાર કિંવા ધન પામીને, પછી સમય જોઇ સ્વેચ્છાથી, તેમાંથી દૂર થઈ નિવૃત્તિનું સુખ ભોગવવા જે સમર્થ થાય છે, તે સર્વોપરિ ભાગ્યશાલી ગણાય છે. સુજ્ઞ ગોકુલજીભાઈના ચરિત્રનિરૂપણથી અને તેમાંના પ્રસંગોપાત્ત વિચારોથી આપણા જોવામાં આવે છે કે:—ગમે એવી અનુકૂલા કિંવા પ્રતિકૂલા સ્થિતિ હોય, તોપણ જે પુરુષ સ્વાશ્રય ઉપર વિશ્વાસ રાખીને પ્રથમ પરમેશ્વરી વિદ્યાની ઉપાસના કરી તે યથાશક્તિ સંપાદન કરે છે, અને પછી શરીરસ્થિતિહેતુ યદૃચ્છાલાભે કરી સંતુષ્ટ રહીને યથાભૂતાત્મદર્શનનિષ્ઠ થાય છે, અથવા વિદ્યાનન્દમાં સ્વતન્ત્ર વિચરે છે; કિં વા સદાચારી, કુલશલી થઇ સન્માર્ગે વ્યાપારસેવા આદિ ગમે તે ઉદ્યોગ કરી ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે વર્ત્તે છે, તે અન્તે ઈશ્વરકૃપાથી સિદ્ધ અને સુખી થાય છે જ. ઋગ્વેદના ઐતરેયબ્રાહ્મણમાં ઉપદેશે છે કેઃ—

" आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः " ॥

'બેશી રહેનારનું ભાગ્ય બેશી રહે છે, ઉભા રહેનારનું ભાગ્ય ઉઠી ઉભું થાય છે, પડી રહેનારનું ભાગ્ય સુઈ રહે છે, અને ભાગ્ય ચાલે છે.' એ યથાર્થ છે. જેવી આપણી કૃતિ

તેવું આપણું ભાગ્ય થાય છે. 'પુરુષોને કર્માયત્ત ફલ કહે છે' એ યથાવત્ છે. આપણે જ આપણા ભાગ્યના આપણા કર્મદ્વારા કર્ત્તા છિયે. સારૂ કરનારનુ સારૂ થાય છે, ખોટું કરનારનું ખોટુ થાય છે.

સ્વાશ્રય, ઉત્સાહ, ઉદ્યોગ, વિદ્યા, સ્વતન્ત્રતા, મહાશયતા, એ આદિ ઉન્નતિપ્રદ ગુણોના પ્રતાપથી અને ઈશ્વરકૃપાથી ગોકુલજીભાઈ સ્વદેશમા સર્વોપરિ સ્થાને પહોચ્યા હતા. જગત્મા બર્નેને આવે છે તેમ, તેઓને પણ યદ્યપિ વિપત્તિઓ અને વિરોધો બહુ આવ્યા હતા, તથાપિ 'શાકુન્તલ'માં કાલિદાસ કવે છે, કે 'कदापि सत्पुरुषाः शोकवास्तव्या न भवन्ति' તેમ તે સત્પુરુષ શોકને વસવાયોગ્યનુ સ્થાન થયા નથી. તેઓએ મનભગ ન થતાં સન્માર્ગ રહી સદાગ્રહ અને શૌર્ય રાખ્યુ તો, ઈશ્વરે સહાય થઈ જય આપ્યો. એવાં સત્પાત્રોને ઈશ્વર સદા જય વિજય આપો. તથાસ્તુ

### सुज्ञ गोकुलजीभाइनी शरीरसपत्ति

ગોકુલજીભાઈની શરીરસપત્તિ પણ સારી હતી. તેઓ પાદુકા સહિત પગે ગિરિનાર ચઢી શકતા, શેલડીના સાઠા દાત વતે ખાઈ શકતા, ઉપનેત્ર વિના વાચી લખી શકતા, એમ સર્વ અવયવો સબલ હતા. પાછળથી શરીર સ્થૂલ થયુ હતું પણ ભરજુવાનીમા જેવુ જોઇયે એવુ પુષ્ટ અને બલવત્ જ હતું, અને નીરોગિ પણ તેવુ જ હતુ. તેનુ મુખ્ય કારણ તો આ જ હતું કે આહારવિહારાદિમા તેઓ નિયમપાલક હતા તેઓની પિત્તપ્રકૃતિ હતી, જઠરાગ્નિ પ્રદીપ્ત રહેતો, મિષ્ટાન્ન ઉપર રુચિ રહેતી તેઓની શરીરસુદરતાઆદિ વિષે તો પૂર્વે આવ્યુ છે. તેઓનું અન્ત કરણ જેવુ સારૂ હતુ તેવી જ તેઓની પ્રસન્નમુખમુદ્રા પણ બહુભાગે મનોહરા અને આનન્દદાયિકા હતી. તેઓનુ ચિત્ર આ સાથે છે તેથી અત્ર વિશેષ વર્ણનની અપેક્ષા નથી.

### एकदष्टिए कर्म छे ते ज्ञानने विरोधी नथी

સુજ્ઞ ગોકુલજીભાઈ નિવૃત્તિનુ સુખ બહુ ઇચ્છતા, પરતુ ઉત્તરાવસ્થાના પૂર્વભાગમા જ દેહ મુક્ત થયાથી તે અવસર આવી શક્યો નહિ. અધિકારની અસ્થિરતા તેઓ યથાર્થ સમજતા.

તજ્જન્ય મિથ્યાભિમાન, આરોપ, વા આડંબર તેઓમાં દીઠાં નથી. તેઓએ નિવૃત્તિના સુખનાં સાધનો બહુ એકત્ર કર્યાં હતાં. તેઓનું બ્રહ્મજ્ઞાન તો સર્વોપરિ હતું. તે તેઓના જ પત્રાદિથી આપણે પ્રત્યક્ષ જોઈ જાણી શકયા છિયે. ભારે કર્તવ્ય કર્યા પછી મનને વિરામ આપવા સામાન્ય કર્મ કરવાની પણ અપેક્ષા છે. વૈદોક્ત અગ્નિહોત્ર લીધું હતું એમાં એ પણ એક કારણ હતું. સુરતના પ્રખ્યાત દુર્ગારામ મહેતાજીને અને ગોકુલજીભાઈને સારો પરિચય હતો. દુર્ગારામ મહેતાજી સારગ્રાહી ગૃહસ્થ હતા, અને બુદ્ધિ પણ તીવ્ર અને ઉચ્ચ હતી, તેથી આર્યશાસ્ત્રનો સર્વોપરિ શિરોભાગ જે વેદાન્ત તેના આગ્રહી ઉપાસક હતા. ગોકુલજીભાઈએ અગ્નિહોત્ર લીધું એમ તેઓના જાણવામાં આવતાં તેઓને આશ્ચર્ય લાગ્યું કે, વેદાન્ત જેવું શ્રેષ્ઠ જ્ઞાન સંપાદન કર્યા પછી એમ કેમ કરયું? ગોકુલજીભાઈ તેનું આ પ્રકારે સમાધાન કરતાઃ—

'સમાધિસ્થ યોગી મહાત્માની જૂદી વાર્તા છે, પરંતુ બીજા આપણા જેવાનું મન કંઈ પણ આલંબન વિના રહી શકતું નથી. ઉત્તમ વિષયોના વિચારભારથી તે મન જ્યારે શ્રમિત થયું પ્રતીત થાય ત્યારે તેને વિરામ મળવા લઘુકર્મ ઉપયોગનાં છે. તે સમયે કંઈ પણ કર્મ કરવું જોઇયે, તો અમે શાસ્ત્રવિહિત કર્મ કરવા ધાર્યું છે. તે જ્ઞાનને બાધકર્તા નથી. ગમે તે રુચિકર લઘુકર્મ કરવું એટલો જ ઉદ્દેશ છે. શુષ્ક નામધારી વેદાન્તી લોકો વેદાન્ત યથાર્થ સમજ્યા વિના, કર્મના ત્યાગની અને પુણ્યપાપનો વિવેક છે જ નહિ, એવી, અન્યથા વાર્તા કરે છે, એ કેવલ તેઓનું અજ્ઞાન અને તુચ્છ અન્તઃકરણ દર્શાવે છે. કુકર્મનો ત્યાગ અને કેટલાક પ્રસંગે કેટલાક કારણથી સકામ કર્મનો ત્યાગ કહ્યો છે, તે યથાર્થ છે. પરંતુ વેદાન્તના માર્ગમાં સંચરનારને કોઇ પણ સત્કર્મ કરતાં બાધ નથી. ચિત્તશુદ્ધિઅર્થે તો સત્કર્મ આવશ્યક છે.' ઇત્યાદિ.

### સ્વામિશ્રી દયાનન્દસરસ્વતી. મૂર્તિપૂજા.

એક પ્રસંગે સુરાષ્ટ્રપ્રાન્તના પ્રાયશઃ સર્વ રાજ્યકર્તા સપરિવાર રાજકોટ આવ્યા હતા. અને સારો રાજસમાજ મળ્યો હતો. એ પ્રસંગમાં આર્ય (સર્વપૂજ્ય) શબ્દનો અને અર્થનો જીર્ણોદ્ધાર-- પ્રખ્યાત દયાનન્દસરસ્વતીએ પણ ત્યાં પોતાના પદને

ધસ્યા હતા–પધાર્યા હતા. તેઓનું અને સુજ્ઞ ગોકુલજીભાઈનું મલવું થયું હતું. સ્વામિશ્રી દયાનન્દનો વેદાભ્યાસ અને વક્તૃત્વ સારાં હતાં તે જાણી સુજ્ઞ ગોકુલજીભાઈ બહુ પ્રસન્ન થતા. ઉભય શિષ્ટોને અમુક શાસ્ત્રીય વિચારો ઉપર સંવાદ અપિ થતો. તેમાં મતભેદ પણ પ્રતીત થતો. સ્વામિશ્રીદયાનન્દ પ્રતિમાપૂજાનું, મૂર્તિપૂજાના નામથી બહુ ખણ્ડન કરતા. કોઈ કારણથી સ્વામિશ્રીએ એ ખણ્ડન તે પોતાનો એક મુખ્ય વિષય કર્યો હતો. એ ખણ્ડન ઉપર સ્વામિશ્રી પોતાની અસાધારણી શક્તિનો વ્યય કરતા હતા. તે ન્યૂન કરી કોઈ સદ્વિચારના મણ્ડનમાં તેનો અધિક ઉપયોગ કરે તો સુતર એમ કેટલાક ગૃહસ્થોનો અભિપ્રાય થતો.

એ સ્વામિશ્રીની જન્મભૂમિ સુરાષ્ટ્રપ્રાન્તમાં હોવાથી ત્યાંના લોકોને એ સ્વામિસંબન્ધમાં સદભિમાન થાય એ સ્વાભાવિક હતું.

પ્રતિમાપૂજનસંબન્ધમાં મતભેદ થવા રહેવાનું મુખ્ય કારણ તો તેનો મૂલ આશય યથાર્થ સમજવામાં ઓછો હોય છે, એ જ પ્રતીત થાય છે. આ જગત્‌ના વ્યવહારોમાં લાભ હાનિ ઉભયનું દ્વન્દ્વ સર્વત્ર પ્રતીત થાય છે. તે પ્રતિમાપૂજન ( Religious symbolism ) સંબન્ધમાં પણ છે. આપણા વિદ્વાન્ પૂર્વજોએ એ સંબન્ધમાં પણ સારા વિચાર કર્યા છે, અને દેશકાલાધિકારાનુસાર તે પ્રતિમાપૂજનને ઉપાદેય કિંવા હેય ગણ્યું છે. શિવપુરાણમાં લખે છે કેઃ—

"अग्निस्थं तु द्विजातीनां हृदयस्थं तु योगिनाम् ।
पाषाणेन तु मूर्खाणां ज्ञानिनां सर्वगः शिवः" ॥

शिवपुराण–धर्मसंहिता, अध्याय १० श्लोक ३०९.

'(સર્વગ) શિવ–સર્વવ્યાપક પરમેશ્વર,– દ્વિજાતિઓને તો અગ્નિસ્થ–અગ્નિમાં વસેલો–છે, યોગીઓને તો હૃદયસ્થ–અન્તઃકરણમાં વસેલો–છે, મૂર્ખોને તો પાષાણે કરી–પથ્થરદ્વારાએ—છે, પરં તુ જ્ઞાનીઓને તો શિવ સર્વગ છે–સર્વવ્યાપક છે.'

એથી લોકના અધિકારાનુસારિણી વ્યવસ્થા અનેક પ્રસંગે કરેલી છે. અજી પણ દેશીય પરદેશીય વિવેકીઓ તે જ પ્રમાણે સમજે છે. તે વિષયમાં અતિ દુરાગ્રહ, વિદ્વાનોના સંબન્ધમાં અસ્થાને ગણાય છે.

બુદ્ધિમાનો તેની આમ વ્યવસ્થા કરે છેઃ—

સર્વ ધર્મને ઇશ્વરની પ્રાર્થના વા સ્તુતિ નિર્વિવાદ માન્યા છે. એ પ્રાર્થનાદિ શબ્દરૂપે જેમ કર્ણની પ્રતિમાઓ છે તેમ મૂર્તિ ચિત્રાદિ નેત્રની પ્રતિમાઓ છે. પ્રાર્થનાદિ 'પદપ્રતિમા'–શબ્દની પ્રતિમા–છે, અને મૂર્તિ આદિ 'પદાર્થપ્રતિમા'–પાષાણ, ધાતુ, આદિની પ્રતિમા–છે. વિવેકીઓને ઉભય સમાન છે.

યૂરોપમાં પ્રતિમાપૂજા યદ્યપિ અન્ય આકારમાં તો છે જ' તથાપિ આ દેશમાં છે તેવા આકારમાં ત્યાં નથી. આ દેશમાં છે તેવી રીતિની પ્રતિમાપૂજાનું સ્વારસ્ય સમભાવી વિચારકો જ સમજી શકે છે. ઉપરઉપરનું જોઈ અનુમાન કરનાર વિદેશીયો પ્રતિમાપૂજાને મૂર્તિપૂજા ગણી ધિક્કારે છે, તેનું જોઈ કેટલાક દેશીયો પણ તેમ કરે છે પરંતુ તે યથાર્થ નથી. પ્રતિમાપૂજનસંબન્ધની વ્યવસ્થા તથા ઉદ્દેશ સમજ્યા વિના તેમાં કપોલકલ્પિત અનેક દોષારોપણ કરી, તેને સર્વ અનિષ્ટનું મૂલ ગણી, આતુર થઈ તેને જેઓ બહુ ધિક્કારે છે, તેઓએ યથાર્થ સમજણ સારૂ વિદ્વાન્ કાર્લાઈલના, તથા વિદુષી ઍાની બેસંટના નીચેના વિચાર લક્ષપૂર્વક વાચવાયોગ્ય છે.

"IDOL is *Eidolon*, a thing seen, a symbol. It is not God, but a Symbol of God; and perhaps *one may question whether any* the most benighted mortal ever took it for more than a Symbol. I fancy, he did not think that the poor image his own hands had made *was* God; but that God was emblemed by it, that God was in it some way or other. And now in this *sense*, one may ask, Is not all worship whatsoever a worship by Symbols, by *eidola*, or things seen? Whether *seen*, rendered visible as an image or picture to the bodily eye; or visible only to the inward eye, to the imagination, to the intellect: this makes a superficial, but no substantial difference. It is still a *Thing Seen*, *significant of Godhead*;

an Idol. The most rigorous Puritan has his Confession of Faith, and intellectual Representation of Divine things, and worships thereby; thereby is worship first made possible for him All creeds, liturgies, religious forms, conceptions that fitly invest religious feelings, are in this sense *eidola*, things seen All worship whatsoever must proceed by Symbols, by Idols —we may say, all Idolatry is comparative, and the worst Idolatry is only *more* idolatrous.

"The rudest heathen that worshipped Canopus, or the Caabah Black-Stone, he, as we saw, was superior to the horse that worshipped nothing at all! Nay there was a kind of lasting merit in that poor act of his, analogous to what is still meritorious in Poets' recognition of a certain endless *divine* beauty and significance in stars and all natural objects whatsoever Why should the Prophet so mercilessly condemn him? The poorest mortal worshipping his Fetish, while his heart is full of it, may be an object of pity, of contempt and avoidance, if you will; but cannot surely be an object of hatred. Let his heart *be* honestly full of it, the whole space of his dark narrow mind illuminated thereby, in one word, let him entirely *believe* in his Fetish,—it will then be, I should say, if not well with him, yet as well as it can readily be made to be, and you will leave him alone, unmolested there" pp 112-113

THOMAS CARLYLE, *On Heroes and Hero Worship*

---

વિદુષી આની બેસંટ (Mrs. Annie Besant) વદે છે કે:—

"In all ages of the world, among all peoples, from the savage to the highly civilised, images have been

used in religious worship, and among the latter as a help in meditation. From local and temporary causes this use has been thrown aside by small minorities, but even then in appearance rather than in reality. Thus for about three and a half centuries a small minority of Christians, a section of Protestants, have discarded the use of images; but this is a mere temporary reaction from the superstitions which had grown up in connection with their use. So also the Jews threw aside their use, as a reaction against the ignorant idol worship in surrounding tribes. The Mussalmâns, again, were taught not to use them, in order to break them away from the dark idol worship prevailing amid the surrounding of their great Prophet. And in later days certain Hindu sects–such as the Sikhs, the Ârya Samâja, the Brahma Samâja–have cast aside the use of images in reaction from superstitious forms of idol worship in India.

"It is instructive to notice how the ineradicable tendency to their use has reappeared in these very bodies. The Jew had his Ark, the Mussulmân has his Kaaba, the Sikh has his Grantha; and in the few cases in which a material idol has not re-appeared, a mental one takes its place, as we shall presently see.

"Now wherever a practice is found thus universal and persistent, we may be sure that some fact in nature is its root, and that it should be understood, and purified if necessary, not destroyed. In fact, it cannot be destroyed, and, if its form be shattered, it takes to itself a new one.

The fact at the root of idolatry is that the limited mind of man cannot grasp, cannot understand, the unlimited Brahman, the one Infinite Existence. *That* can only be described by negations—"Not this, not this." The Nirguna Brahman—Brahman without attributes—cannot be thought, nor loved, nor worshipped. The Saguna Brahman—Brahman with attributes—Is'vara, He can be thought, loved, worshipped. Through His attributes we can reach Him, touch Him, feel Him; to Him our aspirations can rise, our hearts can lie at His Feet. Now an idol is an image, which shows symbolically some attribute, or group of attributes, of the Supreme, some Person in whom His attributes are seen. Thus an idol of Vishnu is blue, the colour of the over-arching sky, has four arms, one for each quarter of space, bears the conch for creative sound, the mace for sovereignty, the Chakra for energy, the lotus for spirit and matter, and so on. These great symbolic forms are seen in the higher worlds, and sages, who have seen them there, shape their likeness down here to remind people of the Divine powers and attributes.

"Or the idol may be an image of a Divine man such as S'rî Râma or S'rî Krishna, or of a Being such as Ganes'aji, or Durgâ or Lakshmî In every case, the particular Being is worshipped as a manifestation of the Supreme, One in whom His greatness is specially manifested, but whose human form manifests Him in a way to which the heart can cling.

"Another fact on which idolatry is based is that God is the one Life, the only Life, He is every-

where and in everything, and therefore can be worshipped in anything. A tree, a stone, may serve as a physical representative of God. If a man worship a tree or a stone, as itself, he is ignorant; if he worship God in the *tree or stone*, he is wise and worships rightly. It is idolatry in the bad sense to worship a form instead of the indwelling Life; it is idolatry in the good sense to worship God in everything, and love him in all objects.

"After all, when we worship God, or meditate on Him, we form a mental conception of Him; we think of Him as Creator, Ruler, Father, Guardian, Justice, Power, Love. But this means forming a mental image of Him, a mental idol. Without *some* conception we cannot worship, nor even think of Him. And surely none can pretend that his conception embodies *more than a fragment* of the Divine Nature. But these mental idols are *often* more dangerous than the physical, for no man can confound the physical image with God, whereas many do dimly fancy that their mental conception of God is God."

Mrs. Annie Besant. *The Central Hindu College Magazine* Vol. I. No. 3 p. 65.

सुत गोकुलजीभाइ अने सर दिनकरराव.

એક સમયે ઑટીમાં ગોકુલજીભાઈ અને ગ્વાલિયરવાળા પ્રખ્યાત પ્રધાન સર. દિનકરરાવનો સમાગમ થયો હતો. ગોકુલજીભાઈના વેદાન્તજ્ઞાનવિષયે તેઓએ ખ્યાતિ સાંભળેલી તે ઉપરથી તે વિષયના યથાર્થ સિદ્ધાન્ત તેઓને મુખેથી જાણવા સર દિનકરરાવ ઉત્સુક હતા. વેદાન્તના સિદ્ધાન્તો સર્વોપરિ છે એમ સર દિનકરરાવ માનતા. સુત ગોકુલજીભાઈને મુખેથી તેની ઉત્તમ વ્યવસ્થા સાંભળી સર દિનકરરાવ બહુ સન્તોષાનન્દ પામ્યા હતા.

ગોકુલજીભાઈના વિચાર તો આપણે જાણિયે છિયે. સર દિનકરરાવે, ગોકુલજીભાઈ કહેતા કે, પોતાનો વિચાર જણાવ્યો હતો તેનો આશય આમ હતોઃ—'વેદાન્તમાર્ગ ઉત્તમોત્તમ મને લાગે છે. પરંતુ તે માત્ર વિદ્વાનો અને બહુ બુદ્ધિમાનોના ઉપયોગનો છે. આ દેશકાલમાં સામાન્ય મનુષ્યોને સારૂ ભક્તિમાર્ગ ગણાતો આવ્યો છે તે ઉચિત છે. વેદાન્તનું તાત્પર્ય સમજવું કઠિન છે, તેથી (અહુણાના કાલમાં) તેનું મણ્ડન ખણ્ડન કરનાર ઉભયપક્ષના અજ્ઞાનીઓ બહુ કરી અન્યથા સમજી અનેક કુતર્કો કરે છે.' સર દિનકરરાવ વિચારવામાં વેદાન્ત રાખતા અને આચારમાં ઉપાસના અને ભક્તિ કરતા.

### कर्म उपासना अने ज्ञाननो क्रमसमुचय.

વારંવાર કહેતાં દોષ નથી કે, પ્રથમ તો વેદાન્તનું ઉત્તમોત્તમ જ્ઞાન સંપાદન કરવા યોગ્ય થવું એ જ કઠિન છે. વેદાન્તજ્ઞાનને પાત્ર થવા સારૂ આરંભમાં કર્માદિ બહુ સાધન અને તજ્જન્યા સમૃદ્ધિઓની આવશ્યકતા છે. યથાર્થ વેદાન્તના જિજ્ઞાસુ પુરુષોના વિચાર અતિઉદાર અને વિસ્તૃત હોય છે. તો જ તે અધિકારી ગણાય છે.

तैत्तिरीयारण्यके 'वार्तिकसारे' પૃષ્ઠ ૪૬૮ માં વદે છે કેઃ-

"साधनं कर्म तेनैतत्साध्यं ब्रह्मात्मवेदनम्"॥

'કર્મરૂપ સાધન છે તેણે કરી, બ્રહ્માત્માનું વેદન એ રૂપ સાધ્ય છે.' સર્વ સદ્‌ગુણ, સદાચાર, અને સત્કાર્ય, અનેક કારણથી, તે મહાત્મા વેદાન્તીની પ્રીતિનાં પાત્ર છે. વેદાન્તના સિદ્ધાન્તમાં પણ એક સ્થલે કહ્યું છે કેઃ-

"यावदायुस्त्रयो वन्द्या वेदान्तो गुरुरीश्वरः।
आदौ ज्ञानप्रसिद्ध्यर्थं कृतघ्नत्वाऽपनुत्तये" ॥

'જ્યાં સુધી આયુષ્ હોય ત્યાં સુધી સત્શાસ્ત્ર, ગુરુ, અને ઈશ્વર, એ ત્રય વન્ધ-નિરન્તર ઉપાસવાયોગ્ય-છે. આદિમાં (જ્ઞાન થયા પૂર્વે) જ્ઞાન થવા સારૂ, (અને એ ત્રયની કૃપાથી જ્ઞાન થાય છે, તેઓને જ્ઞાન થયા પછી ન સેવેથી કૃતઘ્નતાનો દોષ થાય તેથી,) તે

કૃતઘ્નતા દૂર કરવા સારૂ (જ્ઞાન થયા પછી શરીર છૂટતા સુધી પણ તેઓની સેવા કરવી યોગ્ય છે.)'

એ ઉપરથી સિદ્ધ થાય છે કે કર્મ-ઉપાસનાનો ત્યાગ કરવા વેદાન્તનો આગ્રહ નથી. એટલું જ નહિ, કિંતુ તેના અનુષ્ઠાનની આજ્ઞા છે. માત્ર વ્યવસ્થાપૂર્વક સમજવામાં જ ભૂલ થાય છે. શ્રી ભગવદ્ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કેઃ

"नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः" ॥

'અશેષથી કર્મોને ત્યજવાનું દેહાત્માભિમાનવાને શક્ય છે નહિ.' તેથી જે કર્મના ફલનો ત્યાગ તે જ ત્યાગ છે, એવો વેદાન્તનો અભિપ્રાય છે. કર્મત્યાગનો અભિનિવેશ નથી તો, ઉપાસના, ભક્તિના ત્યાગનો તો શાનો જ હોય. એ વાર્તા સ્પષ્ટ સમજાવા સારૂ વેદાન્તના પ્રસ્થાનત્રયમાંની શ્રીભગવદ્ગીતાના તાત્પર્યની વ્યવસ્થા નીચે પ્રમાણે વિદ્વાનો કરે છેઃ-

### श्रीभगवद्गीताना तात्पर्यनी व्यवस्था.

કેવલ મુમુક્ષુજનોને, કાર્યપ્રપઞ્ચસહિત અનાદિઅવિદ્યાની નિવૃત્તિદ્વારા વિદેહકૈવલ્યરૂપ ફલની પ્રાપ્તિ સારૂ, આત્માપરમાત્માનો અભેદ પ્રતિપાદન કરીને અદ્વૈતરૂપ અમૃતની વૃષ્ટિ કરનારી, શ્રીકૃષ્ણભગવાન્ અને અર્જુનના સંવાદરૂપ સસશત શ્લોકવતી ગીતામાં ઉપનિષદ્નામા બ્રહ્મવિદ્યા, શ્રીવ્યાસભગવાને પ્રતિપાદિતા-સ્થાપિતા કરી. તે ગીતાનું મહત્ પ્રયોજન આ છે કેઃ—

અજ્ઞાન સહિત સર્વ પ્રપઞ્ચનો અભાવ અને સચ્ચિદાનન્દસ્વરૂપનો આવિર્ભાવ થયે 'બ્રહ્મ જ જીવ અને સકલ જગત્' એવી અખણ્ડરૂપસ્થિતિ એ જ મોક્ષ,-જે મોક્ષનાં વિષ્ણુનું પરમપદ આદિ અનેક નામ શાસ્ત્રમાં છે,-તે મોક્ષની પ્રાપ્તિ સારૂ કર્મ, ઉપાસના, અને જ્ઞાન, એ ત્રણે દ્વારમાં જવાનું છે. અને તે જ કારણ સારૂ વેદના ત્રિકાણ્ડ છે. તેમ જ, અષ્ટાદશ (૧૮) અધ્યાયરૂપા ભગવદ્ગીતાના ૬+૬+૬ અધ્યાયનાં ત્રણ ષટ્કો કરી, યથાક્રમથી, કર્મ, ઉપાસના, તથા જ્ઞાન, પ્રતિપાદન કર્યાં છે. તેમાં ષટ્ અધ્યાયના પ્રથમ ષટ્કમાં કર્મનિષ્ઠાનું કથન કર્યું છે. ષટ્ અધ્યાયના દ્વિતીય ષટ્કમાં ભગવદ્ભક્તિનિષ્ઠારૂપ ઉપાસનાનું કથન કરેલું છે; અને ષટ્ અધ્યાયના તૃતીય ષટ્કમાં જ્ઞાનનિષ્ઠાનું કથન

કરવું છે. મધ્યના ષટ્કમાં સ્થિતા જે ભગવદ્દભક્તિનિષ્ઠા છે, તે ભગવદ્દભક્તિનિષ્ઠા કર્મનિષ્ઠાની પ્રાપ્તિમાં અને જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિમાં જે પ્રતિબન્ધક પાપરૂપ વિઘ્ન છે, તે સર્વનો નાશ કરનારી છે, તેથી તે ભગવદ્દભક્તિનિષ્ઠા, કર્મ તથા જ્ઞાન, એ ઉભયમાં અનુગતા છે. તેથી તે ભગવદ્દભક્તિનિષ્ઠા ત્રણ પ્રકારની ગણાય છેઃ—૧ કર્મમિશ્રા, ૨ શુદ્ધા, ૩ જ્ઞાનમિશ્રા. ગીતાના કર્મકાણ્ડરૂપ પ્રથમ ષટ્કમાં કર્મોનું નિરૂપણ તથા તેના ત્યાગના પ્રકારનું નિરૂપણ કરી, અનેક પ્રકારની યુક્તિથી त्वं પદના અર્થરૂપ કૂટસ્થ શુદ્ધ આત્માનું નિરૂપણ કરવું છે; ગીતાના ઉપાસનાકાણ્ડરૂપ દ્વિતીય ષટ્કમાં ભગવદ્દભક્તિનું વર્ણન કરી અનેક પ્રકારની યુક્તિથી तत्पदના અર્થરૂપ પરમાત્માનું નિરૂપણ કરવું છે; અને જ્ઞાનકાણ્ડરૂપ તૃતીય ષટ્કમાં અનેક યુક્તિથી તે શોધિત तत् પદાર્થ અને त्वं પદાર્થના અભેદરૂપ મહાવાક્યોનો અર્થ નિરૂપણ કર્યો છે. એ રીતિએ કર્મ, ઉપાસના, અને જ્ઞાન એઓનો પરસ્પર સંબન્ધ છે.

### वेदान्तग्रन्थोनुं तात्पर्य ज्ञानमां छे.

વેદાન્તના ગ્રન્થોનું તાત્પર્ય તો જ્ઞાનમાં જ છે. પરંતુ અધિકારીના મનના સમાધાન સારૂ સૃષ્ટિક્રમ, કર્મ, ઉપાસના, આદિ સર્વ વિષયસંબન્ધી સાંખ્ય–યોગ–મીમાંસાદિ શાસ્ત્રોની પ્રક્રિયાઓનો ઉપયોગ પ્રસંગોપાત્ત વેદાન્તશાસ્ત્રમાં કરાય છે અને મનોહર સુંદર વિચારો લખાય છે. મતમતાન્તરથી તેમાંના કોઈ વિચાર કોઇને અનુકૂલ ન પણ લાગે. તે સમયે તેના વિચારકોએ આમ ન સમજવું કે તેવા વિચારમાં મતભેદ થયો એટલે આપણે વેદાન્તના અધિકારી ન રહ્યા. કારણ વેદાન્તનો હેતુ સૃષ્ટિક્રમાદિ સિદ્ધ કરવા વિષયે નથી, તેથી તે વિષયમાં પ્રસંગોપાત્ત મણ્ડનખણ્ડન આવે છે તે, અધિકારીના સમાધાનમાત્ર સારૂ, તે તે પ્રસંગના અધિકારી ઉપર દૃષ્ટિ રાખી તે તે સમયાનુસાર કરવામાં આવે છે.

વેદાન્તનો મુખ્ય હેતુ અને તાત્પર્ય–પારમાર્થિક જ્ઞાન પ્રકટિત કરવું–એ જ છે.

પારમાર્થિક વસ્તુનું જ પારમાર્થિક જ્ઞાન હોય. પરમાર્થ એક પરમાત્મા જ છે. તે જ માત્ર ત્રિકાલ અબાધ્યરૂપ સત્ય હોવાથી તેનું જ્ઞાન જ સદા નિર્વિવાદ નિર્ણીત અને એક જ હોય છે.

અવિનાશી પરમેશ્વરને જે (સમ્યગ્દર્શી) જુવે છે તે જ જુવે છે, (અન્ય લોકો તો વિપરીત જ જુવે છે).' અવિદ્યા-નિમિત્તક ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનો સંયોગ એ જ જન્મનું કારણ છે. તે અવિદ્યાદિસંસાર-બીજની નિવૃત્તિદ્વારે જન્મના અભાવરૂપ પરમ ફલ સમ્યગ્દર્શીને મળે છે.

અર્થાત્ પરમાત્મા-પરમેશ્વર-જ સર્વે જગતનું ઉપાદાન છે. જેમ ઉપાદાન મૃત્ સુવર્ણ આદિ વિના ઘટ કુણ્ડલાદિ વસ્તુઓનું અદર્શન છે, તેમ ઉપાદાન પરમાત્મા વ્યતિરેકે કાર્ય-કંઇ-વસ્તુ-છે જ નહિ એથી જગત્કારણ પરમાત્માને સ્વાત્મત્વે કરી દેખતાં સર્વે જગતને અપિ સ્વાત્મત્વે કરીને જ સમ્યગ્દર્શી દેખે છે.

નિઃશેષઅજ્ઞાનઘાતિ તથા આનન્દાપ્તિરૂપ પરમપુરુષાર્થ-હેતુક વેદાન્ત છે, તેનું સાક્ષાત્ પરમફલ-અદ્વિતીય બ્રહ્માત્મતત્ત્વ-ની અભિવ્યક્તિ કરાવવી—એ છે.

એમ સર્વે ભૂતોમાં જ્યાં પરમેશ્વરનાં જ-પરમાત્માનાં જ દર્શન છે ત્યાં, કર્મ, ઉપાસના અને જ્ઞાન, એ ભેદના ઝગડાનો અવકાશ જ ક્યાં છે! વેદાન્તની દૃષ્ટિમાં સર્વે સવળું અને અનુકૂલ જ ભાસે છે. 'જ્ઞાનીનો ગમો તે જેમ નાખે તેમ સમો, અજ્ઞાનીનું બુધું તે જેમ નાખે તેમ ઉંધું.' વેદાન્તનું તાત્પર્ય અનુપમ પરબ્રહ્મ પરમેશ્વરે સહ એકતામાં જ રમમાણ થઈ જવાનું છે. તારૂં મારૂં અને મતભેદ એ માત્ર ભ્રાન્તિકાલમાં જ છે. વિવેક થઈ ઈશ્વરકૃપાથી દૃષ્ટિ સવળી થતાં યથાર્થ દર્શન થઈ એકતા-અભેદ-અને આનન્દ જ વર્તે છે.

"उदिते परमानन्दे नाहं न त्वं न वै जगत्"॥

સ્વાત્મનિરૂપણમાં શંકરભગવાન્ વદે છે કેઃ—

"दन्तिनि दारुविकारे दारु तिरोभवति सोऽपि तत्रैव ।
जगति तथा परमात्मा परमात्मन्यपि जगत्तिरोधत्ते"॥९४॥

ભાવાર્થ—લાકડાનો હસ્તી બનાવ્યો હોય, તે કાષ્ઠની વિકૃતિ જ છે, તેને બાલકો હસ્તીના આકારની બુદ્ધિએ કરી જુવે છે, તેનું ઉપાદાન મૂલ લાકડું છે, એ ભાન બાલકની બુદ્ધિને થતું નથી, એટલે તે લાકડાનો વિચાર ઢંકાઈ જઈ, હસ્તીનો વિચાર તરી આવે છે; તેને અને તેને જ પાછી લાકડાનો કટકો છે એવી વિવેકબુદ્ધિ

આણી સમજુ મનુષ્ય જુવે તો, તેમાંનું પૂર્વે ભાસતું હસ્તીરૂપ હતું તે ઢંકાઈ જાય છે. ઉપાદાન લાકડું ભાસે છે. એ જ રીતિએ આ જગતને સૃષ્ટિ છે એવી બુદ્ધિએ જોતાં, તેનું વિવર્તોપાદાન સત્યસ્વરૂપ અધિષ્ઠાન સચ્ચિદાનન્દ પરમાત્મા બ્રહ્મ છે તે તિરોધાન પામીને, અજ્ઞાન દશામાં, દેખાતું નથી, અને સર્વે ભિન્ન ભિન્ન, બાધ્યબાધક અને પરસ્પર વિરોધિ જગતસ્વરૂપ ભાસે છે. પરંતુ અવિદ્યાનો નાશ થઈ વિવેકબુદ્ધિ આવેથી દૃષ્ટાન્તમાં જેમ હસ્તી જતો રહી કાષ્ઠનો કટકો જેવો યથાર્થ ભાસે છે, તેમ દાર્ષ્ટાન્તમાં પણ ભેદાત્મક જગત્ જતું રહી પરમાત્માનું યથાર્થ દર્શન થાય છે.

શિવરહસ્યોક્ત પ્રખ્યાત મહિમ્નસ્તોત્રમાં પુષ્પદન્તે નિર્ગુણ ઈશ્વરના ગુણના મહિમાનું ગાન અતિ સુંદર રીતિએ ગાઈ, તે રસિક વાણીરૂપ જે સુગન્ધિ પુષ્પો તેઓની કુસુમાઞ્જલિ સમર્પીને શંકરના પાદપંકજનું પૂજન કર્યું છે, તેમાંથી સુજ્ઞ ગોકુલજીભાઈના મુખથી પ્રફુલ્લિત થઈ નિસરેલું એક અમૂલ્ય અને અનુપમ પુષ્પ આરમ્ભમાંથી અને એક તેવું જ પુષ્પ એ જ સ્તોત્રના અન્તમાંથી લઈ વાચકના મસ્તકને સુવાસિત કરી પુષ્ટિતુષ્ટિ આપવા અત્ર મૂકી આ વિષયની સમાપ્તિ લાવવામાં આવે છેઃ—

"त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषाम् ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव" ॥ ७ ॥

'જેમ સર્વે જલાશયનાં જલ (અનેક માર્ગે થઈ) અન્તે સમુદ્રને પામે છે તેમ, વેદત્રય, સાંખ્ય, યોગ, પશુપતિમત, વૈષ્ણવમત, એમ ભિન્ન ભિન્ન અષ્ટાદશ પ્રસ્થાનમાં[1] પેલું, આ, કે એ, પથ્ય–સારૂં–છે (એમ માની) રુચિઓની વિચિત્રતાને લીધે નાના પ્રકારના સરલ વા કઠિન માર્ગને સેવતા લોકોને, (હે સચ્ચિદાનન્દસ્વરૂપ પરમેશ્વર!) એક તું જ ગમ્ય (પામવા–જાણવા–યોગ્ય) છું.'

"असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे ।
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ॥

---

૧. પ્રસ્થાનમાં સર્વે શાસ્ત્રો આવી જાય છે, પૃષ્ઠ ૯૮ માં જોવું.

लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानामीश पारं न याति " ॥ ३२ ॥

' કાલા પર્વત જેટલા કાજલની શાઈ, સાગર જેવા પાત્રમાં ભરાય તેરૂપ મશીધાની–ખડીયો–દુવાત; દેવના વૃક્ષો મધ્યે શ્રેષ્ઠની કલ્પતરુની–શાખારૂપ લેખિની–કલમ; આ પૃથ્વીરૂપ પત્ર–કાગલ;– ( એવી અત્યન્ત અસાધારણ સામગ્રી ) ગ્રહીને સર્વકાલ સુધી શારદા–સરસ્વતી–જો લખે, તદપિ, હે ઈશ્વર! તારા ગુણોનો પાર પામે નહિ !!' એવા અસંખ્યેય અગણિત અકથ્ય ગુણગણો પરમેશ્વરના છે. તેઓનો તો કોઈ મનુષ્યે પાર પમાય એમ નથી. માત્ર પરાવિદ્યાના પ્રકાશથી યથાર્થ દર્શન થયે પરમપુરુષાર્થની સંપ્રાપ્તિ છે. તે સિદ્ધ કરી લેવા મુમુક્ષુઓએ સદા પ્રયતમાન રહેવું.

प्रस्थानभेदમાં મધુસૂદનસરસ્વતીએ સ્થાપિત કર્યું છે કેઃ–
"सर्वेषां शास्त्रप्रस्थानानां भगवत्येव तात्पर्यं साक्षात् परम्परया वा"

'સાક્ષાત અથવા પરંપરા વતે સર્વે ( આસ્તિક નાસ્તિકનાં ) શાસ્ત્રોનાં પ્રસ્થાનોનું તાત્પર્ય પરમેશ્વરમાં જ છે' એ યથાર્થ છે. એમ ગોકુલજીભાઈ વારંવાર વદતા.

---

सुज्ञ गोकुलजीभाइलिखित पत्रो.

" પરમસ્નેહી રાજશ્રી મનઃસુખરામજીની સેવામાં.

"આપનાં પરમાર્થ સંબન્ધિ પ્રશ્નોત્તર લખતાં મનને અતિ આહ્લાદ લાગે છે. કારણ આ સમયમાં સાત્વિકપણે એવા વિચારવાન્ પ્રશ્નકર્ત્તા તથા વક્તા પણ દુર્લભ જ છે. તે ઉપર કઠની શ્રુતિ—" आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा [१] " ॥
સ્મૃતિ–"आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः [२]"
ઇત્યાદિ. સહર્ષ હૃદયથી યથામતિ વિનતિ છે.

---

૧. એ આત્માના વક્તા અને એ આત્માના લબ્ધા–પામનાર, (એ ઉભય ) કુશલ–દુર્લભ–છે.

૨. ( ભગવદ્ગીતા, અધ્યાય ૨, શ્લોક ૨૯ મો. ) દુર્વિજ્ઞેય એ આત્માને કોઈ આશ્ચર્યવત્ જુવે છે, તથા એને અન્ય–કોઈ–આશ્ચર્યવત્ વદે છે અર્થાત્ આત્મા દુર્બોધ છે, એમ અભિપ્રાય છે.

"પ્રારંભમાં, આવેલ પત્રમાં આપનું લખવું એ રીતે છે કેઃ— 'સંપ્રદાય પ્રમાણે આત્મસ્વરૂપ સમજ્યામાં આવ્યા છતાં, તથા તે સાક્ષાત્ સચ્ચિદાનન્દસ્વરૂપ છે એમ જાણ્યા છતાં, તજ્જન્ય આનન્દ સદા રહેતો નથી, અને મિથ્યા પદાર્થો મનને ખેંચી શકે છે.' ઇત્યાદિ લખી પછી તે સારૂ જ્ઞાનની નિર્બલતા નહિ, પણ મનની કાચપ માની આપ સમાધાન કરી, હવે તેના ઉપાયરૂપ પ્રશ્ન કરો છો; તે વિષે લખવું નીચે પ્રમાણે છે.

"પ્રથમ સંપ્રદાય પ્રમાણે જાણવું (એ) અવશ્ય છે. તે વિના મનની કાચપને લીધે, સાક્ષાત્ અપરોક્ષતા સિદ્ધ થતી નથી. એમ લાગે છે,... ... ... ... ... ... ... ... ... ... ... તો શાસ્ત્રમાં, સંપ્રદાય એટલે રીતિપૂર્વક મળેલી વિદ્યા, એવો સ્થૂલ તાત્પર્યાર્થ છે. હવે રીતિ શું તે (પણ) શાસ્ત્રમાં છે. ઉપદેશસહસ્રી ગદ્યમાં પ્રારંભમાં શ્રીશંકરનું વાક્ય છે કેઃ—मुमुक्षूणां श्रद्दधानानामर्थिनामर्थाय[1] (उपदेशविधिं व्याख्यास्यामः) એવા શબ્દ છે. મુમુક્ષુ એટલે મોક્ષની અનન્ય ઇચ્છાવાન્. અપરોક્ષાનુભૂતિમાં (મુમુક્ષુતા વિષે લખે છે કેઃ)

"संसारबन्धनिर्मुक्तिः कथं मे स्यात्कदा विभो ।
इति या सुदृढा बुद्धिर्वक्तव्या सा मुमुक्षुता[2]" ॥

श्रुतिः । "शान्तो दान्त उपरतस्तितिक्षुः श्रद्धान्वितो भूत्वाऽत्मन्येवात्मानं पश्येत् ॥ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् । समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्[3]" ॥

"એ વાક્યનું તાત્પર્ય એમ લાગે છે જે, પ્રારંભમાં અધિકારપ્રાપ્ત શિષ્ય, તેમ જ શ્રોત્રિનેષ્ઠિ ગુરુ (એ ઉભય) દ્વારા બોધ હોવો જોઇયે, અને એ રીતે હોય તો પછે જ્ઞાનની પ્રબલતા

---

૧. મુમુક્ષુના, શ્રદ્ધાવાન્ના, (એ શાસ્ત્રના અર્થના જ્ઞાનના) અર્થવાન્ના, (એઓના અર્થને સારૂ-ઉપકાર સારૂ) (ઉપદેશવિધિ કહીયે છિયે.) ૨. હે પ્રભો! આ સસારના બન્ધથી મારી નિર્મુક્તિ કેમ અને ક્યારે થાય એવી જે સુદૃઢાબુદ્ધિ તે મુમુક્ષુતા કહેવાયોગ્ય છે. (શ્લોક ૯ મો) ૩. શાન્ત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ, શ્રદ્ધાન્વિત થઈને આત્મામાં જ આત્માને જુવે. તે આત્માને જાણવા સારૂ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પ્રતિ સમિત્પાણિ થઈ (મુમુક્ષુએ-શિષ્યે-)સંમુખ જવું.

દેખાણા વિના ન જ રહે. તેમાં જેટલી ન્યૂનતા તે પણ નડતર થયા વિના નથી રહેતી.

" હવે શિષ્યનો અધિકાર શાસ્ત્રમાં–સૂત્રભાષ્યાદિ સમ્પ્રદાયી ગ્રન્થોમાં–પ્રારંભમાં જ સ્પષ્ટ લખે છે. 'ચતુષ્ટયસાધનસંપત્તિ[1].' એ વિધિવત્ સ્વધર્માચરણથી થયેલ જોઇયે. शंकरवाक्य.

" वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां[2] ।
( तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् )॥"
" कषाये कर्मभिः पक्के ततो ज्ञानं प्रवर्तते " ॥ इत्यादि.[3]

" હવે ગુરુમાં શ્રોત્રિયતા એટલે શ્રુત્યર્થજ્ઞાતૃતા, તેમ જ " યથાર્થ સ્વરૂપનિષ્ઠા, એ પણ યથાર્થ હોવાં જોઇયે.

" उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः[4]" ॥

' શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ( ગુરુની પણ એમ આવશ્યતા છે ) એ રીતે સંપ્રદાયપૂર્વક બોધ હોય અને પાછો તેનો અભ્યાસ જોઇયે. તે સારૂ પણ શાસ્ત્રમાં પરિપૂર્ણ આગ્રહ વાક્યો છે.

सूत्रं—"आवृत्तिरसकृदुपदेशात्[5]" ।
"शांकरकृत वाक्यवृत्तौ.
" अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम्[6]" ॥

---

૧. વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ ( શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન ) અને મુમુક્ષુતા.

૨ 'पञ्चरत्नमालिका' વા 'उपदेशपञ्चक' નામે સ્તોત્રનું એ પ્રથમ વાક્ય છે. તેમાં આજ્ઞા કરે છે કેઃ—( તમો કરી ) સાઙ્ગવેદનું નિત્ય અધ્યયન કરાઓ, તેમાં કહેલાં કર્મ સારી રીતિએ અનુષ્ઠાન કરાઓ, અને તેણે (વેદોક્ત કર્મેવડે ) ઈશ્વરની પૂજા કરાઓ, અને કામ્ય કર્મને વિષે બુદ્ધિ ત્યજાઓ.

૩. ( અન્તરના રાગદ્વેષાદિ ) મલ તે કર્મોએ બળી ગયાપછી જ્ઞાન પ્રવર્તે–આવે–છે.

૪. ( ગીતાના ૪ થા અધ્યાયના ૩૪ મા શ્લોકનો ઉત્તરાર્ધઃ)—જ્ઞાનીઓ અને તત્ત્વદર્શીઓ ( આચાર્યો ) યથાર્થ જ્ઞાનનો ઉપદેશ તને કરશે.

૫. ઉપદેશ પછી વારંવાર આવૃત્તિ–શ્રવણ, મનન, નિદિધ્યાસન,–કરવાં.

૬. 'અહંબ્રહ્મ' એમ વાક્યના અર્થનો બોધ જ્યાં સુધી દૃઢ થાય ત્યાં સુધી શમાદિ ( સાધન ) સહિત થઈ શ્રવણાદિકને અભ્યાસે–વારંવાર કરે.

(અપરોક્ષાનુભૂતિમાં કહે છે કેઃ—)

"नित्याभ्यासादृते प्राप्तिर्न भवेत्सच्चिदात्मनः।
तस्माद्ब्रह्म निदिध्यासेत् जिज्ञासुः श्रेयसे चिरम्[1]"॥
"आसुप्तेरामृतेः कालं नयेद्वेदान्तचिन्तया[2]"।

"ઇત્યાદિ અભ્યાસ સારૂ આગ્રહ છે. તે આપણો અભ્યાસ કેવા પ્રારંભનો, સંપ્રદાયનો, તથા શી રીતનો, જારી છે, તે વિચારવું. पञ्चदशी

"वासना दीर्घकालीना दीर्घकालनिरन्तरम्।
सादरं चाभ्यस्यमानं सर्वथैव निवर्त्तते[3]"॥

"સર્વથા પદથી ખરી પ્રતિજ્ઞા જાણવી. તે (જ્ઞાનાભ્યાસ) દીર્ઘકાલ અપેક્ષિત છે.

"कालेन परिपच्यन्ते कृषिगर्भादयो यथा।
तद्वदात्मविचारोऽपि शनैः कालेन पच्यते[4]"॥

જેથી અપ્રતિબદ્ધ સાક્ષાત્કારમાં અભ્યાસ અપેક્ષિત છે.

"હવે સ્વાનન્દ, પરમાનન્દ, બ્રહ્માનન્દ, ઇત્યાદિ, વાક્યથી જણાય, અને ક્ષણિક વૃત્તિમાં પણ લાગે, (પરંતુ) તે (કંઈ) સાક્ષાત્કાર નથી. 'દૃઢ અપરોક્ષ સાક્ષાત્કાર' અભ્યાસજન્ય જ છે. અને તેમ (અભ્યાસજન્ય) છે તો પછે જ્ઞાનની પ્રબલતા જણાયા વિના ન જ રહે. એમ મારા મનમાં તો દૃઢ છે.

"ઉપર લખેલી વાતોમાં જે જે વાતની જેટલી ન્યૂનતા તેટલો જ નડાવ આગળ આવે છે. હવે મારૂં કહેવું એમ નથી જે ઉપર પ્રમાણે યોગ ન હોય તો તેથી હઠવું, અને તે માર્ગે ન ચાલવું. પણ યાદ રાખવું કે શાસ્ત્રોક્તિ શું છે (અને) આપણી વર્ત્તણુક શું છે.

"સચ્છાસ્ત્રરુચિ, સત્સમાગમ, અને સ્વરૂપસંબન્ધી વિચારો-

---

૧. શ્લોક ૧૦૧. નિત્યના અભ્યાસ વિના સચ્ચિદાત્માની પ્રાપ્તિ નથી થતી. તેથી શ્રેયસ્સારૂ—કલ્યાણસારૂ—બ્રહ્મનો નિદિધ્યાસ જિજ્ઞાસુ સદા કરે. ૨. જાગ્રત્થી તે સૂતા સુધી એમ મરણપર્યન્તનો કાલ વેદાન્તના ચિન્તન વતે ગાળે. ૩. દીર્ઘકાલીના વાસના છે તે, સાદર નિરન્તર દીર્ઘકાલ સુધી (જ્ઞાનનો) અભ્યાસ કરતાં સર્વથા-અવશ-નિવૃત્ત થાય છે. ૪. पञ्चदशीના નવમા ધ્યાનદીપનો ૩૭ મો શ્લોક,) જેમ ખેતી અને ગર્ભ, આદિઓ કાલે કરીને પાકે છે (ફલવાન્ થાય છે), તેમ આત્મવિચાર પણ ધીરે ધીરે કાલે કરીને પાકે છે. જ્ઞાનરૂપ ફલ આપે છે

દય, એ પણ પૂર્વકૃત પુણ્યજન્ય અન્તઃકારણ શુદ્ધિનું લક્ષણ છે. તેથી પણ વધી શકાય છે. (એ) સંભવ છે. જેમ કોઈ આજની રીતિપ્રમાણે 'કાલેજ' માં નથી ભણ્યો પણ અભ્યાસ સમાગમથી વધી શકે છે. તે સારૂ શાસ્ત્રકારોએ અતિ આગ્રહપૂર્વક પુરુષાર્થ કરવા લખ્યું છે. વાસિષ્ઠના मुमुक्षुप्रकरणमां પુરુષાર્થ સ્પષ્ટ વર્ણવેલ છે. તેથી (એમ અનુમાન થાય છે કે) જે સત્શાસ્ત્રાભિરુચિ છે એ પણ પ્રારબ્ધયોગ છે. જેથી મનને હઠાવવા સારૂ ઉપર લખ્યું નથી. માત્ર મનની કાયપ શા સારૂ રહે છે તે કારણ (જાણવા)સારૂ (લખ્યું) છે.

"હવે આપનો પ્રશ્ન-'સદાએ સુખાકાર વૃત્તિ રહેવા ઉપાય શા કરવા' એ સંબન્ધી છે. તે ખાતે યથામતિ લખું છું.

"મૂલ સ્વરૂપસુખને જ અજ્ઞાનકૃત આવરણ છે. 'રજતભાગ-કાલે શુક્તિનું' વિશેષસ્વરૂપ ઢંકાઇ સામાન્ય સ્વરૂપ ચાકચાકચભાવ રહે છે. पञ्चदशीः—

"नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम् ।
असङ्गाऽऽनन्दताऽऽद्येवं कूटस्थेपि तिरोहितम्"[3] ॥

"તે સુખસ્વરૂપનો સાક્ષાત્કાર થાય તે વારે મન બીજા પદાર્થમાં સુખ માની ભટકે નહિ. જેમ નીલપૃષ્ઠશુક્તિ જણાયા પછે રજતાભાસ લાગે નહિ. એ સુખસ્વરૂપ અભિમુખ થવા શાસ્ત્રમાં મુમુક્ષુની બુદ્ધિ અનુસાર બે માર્ગ લેવા લખ્યું છે. पञ्चदशी ध्यानदीपे.

"बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्न हि ।
योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥
अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् ।
सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः"[4] ॥

---

૧. રૂપાના ભાસ ૨. શીપનું, છીપનું ૩. (ચિત્રદીપનો ૩૫ મો શ્લોક છે) ('ભ્રાન્તિકાલે મોતીની શીપમાં રૂપાનો ભાસ થાય છે ત્યારે) જેમ શીપમાં કાળુ પૂઠું અને ત્રિકોણ આકાર ઢંકાયલાં છે, એમ કૂટસ્થ આત્મામાં પણ અસંગતા અને આનન્દતા આદિ ઢંકાયલાં છે.'

૪. (નવમા ધ્યાનદીપના ૧૩૨-૧૩૩ મા શ્લોક:)-જેનાં બહુ વ્યાકુલ (ચપલ) ચિત્ત છે તેઓને વિચારથી તત્ત્વજ્ઞાન થતું નથી. તેથી તેઓને યોગ (કરવો એ) મુખ્ય છે. કારણ તેણે કરી બુદ્ધિનો દર્પ (વિક્ષેપ) નાશ થાય છે

"એમ યોગ અને વિચાર એવા બે ઉપાય લખે છે.

"योग એટલે ભગવદ્ગીતાદિમાં લખ્યા પ્રમાણે

"शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया।
(आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत्[1] "॥)

"ઇત્યાદિ એકાન્તસેવનાદિ.

"विचार (નામ) શમાદિ સહિત શ્રવણાદિની આવૃત્તિ (વારંવાર અભ્યાસ.)

"એ બે પક્ષમાં જેવી મનની અવસ્થા તેવા ઉપાયે કરી, પોતાની પરિપૂર્ણ સુખરૂપતા કરામલકવત્ સાક્ષાત્કાર કરવી એ કામ છે. અને તેની અવશ્ય કર્તવ્યતા, તથા હઠવાનો વિચાર ન રહેવા શાસ્ત્રમાં ભાષ્યકારાદિએ બહુવિધિ આગ્રહ લખ્યો છેઃ—

"आयासस्तावदल्पः स्यात् सुखं मोक्षमिहैव तु।
तथापि परमाद्वैतं नैव वाञ्छन्ति मानवाः[2] ॥
ज्ञानमेकं सदा भाति सर्वावस्थासु निर्मलम्।
मन्दभाग्या न जानन्ति स्वरूपं केवलं बृहत्[3]" ॥ सदाचारे.

"एकद्वित्रिक्षणेनैव विकल्पस्य निरोधनम्।
क्रमेणाभ्यस्यतां यत्नाद् ब्रह्मानुभवकांक्षिभिः[4]"॥ लघुवाक्यवृत्तौ.

"આપ તો સર્વ પ્રકારે સુજ્ઞ છો. આપ સ્વરૂપમાં નિશ્ચય રાખી એક ક્ષણથી માંડી જેટલો બને તેટલો નિત્યાભ્યાસ રાખશો. એ કાયરપણાનો ઉપાય. તે સદોષ પ્રારબ્ધયોગથી જાણી લખું છું. નહિકર બને તો સર્વસ્વ ત્યાગથી પણ આ શરીરે વિદ્યા પ્રાપ્ત કરવા શાસ્ત્રના પ્રત્યક્ષ લેખો છે. પણ પ્રારબ્ધવેગ અતર્ક્ય છે, તે સામું ન જોઈ પુરુષાર્થપર વૃત્તિ રાખવી.

---

(૧૩૨). જેઓની બુદ્ધિ અવ્યાકુલા (શાન્તા) છે, અને મોહ નામ અજ્ઞાનજનિત અભ્યાસમાત્રથી જેઓનો આત્મા ઢંકાયલો છે, એવા પુરુષોને 'સાંખ્ય' નામવાળો વિચાર મુખ્ય છે અને તે ઝટ સિદ્ધિ આપનાર છે. (૧૩૩).

૧. અર્થ માટે પૃષ્ઠ ૧૬૧ સું જુઓ.

૨. સદાચારનામે ગ્રન્થમાં કહે છે કેઃ—'પ્રથમ તો તેમાં આયાસ અલ્પ છે, અને સુખે (અનાયાસે) અહિં જ મોક્ષ થાય છે. તથાપિ માનવો પરમ અદ્વૈત નથી જ વાઞ્છતા! (એ આશ્ચર્યની વાર્તા છે.) ૩. અર્થ પૃ. ૨૭૫ માં જુઓ. ૪. અર્થ પૃ. ૨૯૬ માં જુઓ.

ભગવદ્વાક્ય આમ પણ છેઃ—

"नहि कल्याणकृत्कश्चित् दुर्गतिं तात गच्छति[1]"।

અષ્ટાવક્રમાં—"मुक्ताभिमानी मुक्तो हि बद्धो बद्धाभिमान्यपि।
किंवदन्तीह सत्येयं या मतिः सा गतिर्भवेत्[2]"॥१०॥

पञ्चदशी—"अनुभूतेरभावेऽपि ब्रह्मास्मीत्येव चिन्त्यताम्[3]।
अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्म किं पुनः"॥१५५॥

"यथाऽगाधनिधेर्लब्धौ नोपायः खननं विना।
मल्लाभेऽपि तथा स्वात्मचिन्तां मुक्त्वा न चापरः"॥१५३॥

"માટે સ્વરૂપવિચાર દૃઢતા આસ્થાથી કર્તવ્ય છે. પછી મરજી. એ જ વિનતિ. આપની રીતે શૈલીપૂર્વક લખવા ટેવ નથી, પણ ક્ષમાથી માની લઈ વલી પ્રશ્નોત્તર લખેથી ઉપકૃત થઇશ.

વિ. ગોકુલજીના નમસ્કાર."

---

"આષાઢ સુદિ ૧, રવિ, જૂનાગઢ.

"રાજમાન્ય રા. મનઃસુખરામ સૂર્યરામ, શ્રીમુંબઈ.

"આપનું કૃપાપત્ર હાલ આવતાં, વાચી, પરમાર્થવિચારની જિજ્ઞાસા જાણી ખુશી થઈ છે. ............................

'तरति शोकमात्मवित्[4]' તેનું તાત્પર્ય—આત્મવિત્ સર્વ શોકને શી રીતે તરે છે—એ આપનો સન્દેહ છે. તેનો નિર્ણય યથામતિઃ—'આત્મ' શબ્દ પોતા વાચી છે. જગત્માં કોઈ પોતાનો

---

૧. (ગીતાના ૬ઠ્ઠા અધ્યાયનો ૪૦ મો શ્લોક.) હે તાત (પાર્થ) કોઈ કલ્યાણકૃત્ નામ શુભ આચરણ કરનાર દુર્ગતિને નથી પામતો.

૨. '(મુક્તત્વનું અભિમાન જેને છે તે) મુક્તાભિમાની મુક્ત છે, અને (બંધાયલાનું અભિમાન જેને છે તે) બદ્ધાભિમાની બદ્ધ-બંધાયલો-છે. 'જેવી મતિ તેવી ગતિ થાય છે.' એ પ્રસિદ્ધ જનશ્રુતિ કિંવા-એવી ઘણાં લોકવાણી છે. તે સાચા નામ અબાધિતાર્થ છે (બન્ધમોક્ષ એ આભિમાનિક છે, વાસ્તવ (નથી.)'

૩. (નવમા ધ્યાનદીપમાં કહે છે કે):—'(જ્ઞાન વિષે અસમર્થ પુરુષે ધ્યાન કરવું. તે પુરુષ) અનુભવનો અભાવ હોય તો પણ 'બ્રહ્માસ્મિ' એવું ચિન્તન કરે. કારણ કે ધ્યાનથી અસત્ (વસ્તુ) પણ પમાય છે, તો નિત્ય પ્રાપ્ત જે બ્રહ્મ તે પમાયા વિષે તો પછી કહેવું જ શું? તે તો પમાય જ. (૧૫૫) જેમ અગાધ (ભૂમિમાં નીચે દાટેલા) ભંડારના લાભ વિષે ખનન વિના (બીજો) ઉપાય નથી, તેમ મારા લાભમાં પણ સ્વાત્મચિન્તન વિના અપર ઉપાય નથી.' (૧૫૩.)

૪. 'આત્મવિત્ શોકને તરે છે.' सामवेदनी छान्दोग्योपनिषद्‌માંથી.

વિચાર કરતા નથી કે—પોતે કોણ છે? અગર વિચાર કરે તો તે વસ્તુ પ્રત્યક્ષ નથી કે જેથી જગતમાં રહેલી વસ્તુની રીતે નજરે દેખાય. માત્ર તે જાણવાનું ખરૂં સાધન વેદવાક્ય છે. તેમાં કહ્યા પ્રમાણે લક્ષણ વિચારમાં લઈ, બુદ્ધિ વડે અનુભવ કરે તો,–એ પરતુ પોતે જ છે તેથી પોતાનો તે ખરો અનુભવ થતાં જ—સંસારનો શોક મટી જાય.

"આ જગતમાં સર્વ પ્રાણી સુખને ગોતે છે. અને ભૂલ પણ સુખસંબન્ધી જ છે. સુખ સારૂ સર્વ વ્યવહાર છે. પરંતુ બહારના પદાર્થમાં સુખ ગોતે છે. પણ તેમાં સ્વભાવે સુખ જ નથી. સુખરૂપ પરમપ્રિય પોતે જ છે. અને જ્યાં પુત્રવિત્તમાં પ્રિયતા–સુખ–ભાસે છે, તે (તે સાથે) પોતાના સમ્બન્ધને લીધે જ છે. કોઇના પુત્રવિત્ત ઉપર પ્રીતિ તથા સુખ નથી, પોતાના ઉપર જ છે. આ વિચાર સ્થૂલ છે.' તેથી પણ પોતાની જ પરમપ્રિયતા સિદ્ધ થાય છે. જે સુખ, ઇન્દ્રિય તથા વિષયના સંયોગથી ભાસે છે તે, તે પણ, પોતાનું પ્રતિબિમ્બ બુદ્ધિવૃત્તિમાં પડે છે તેથી જ છે. પઞ્ચદશીઃ—

"विषयेष्वपि लब्धेषु तदिच्छोपरमे सति ।
अन्तर्मुखमनोवृत्तावानन्दः प्रतिबिम्बति"[1] ॥
"यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः ।
तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानन्दोऽनुमीयते"[2] ॥

"ઇત્યાદિ. પોતાને પ્રથમ જાણે તો (પછી) પોતાની વ્યાપકતા ભાસવી (તે) ભેળી જ છે. શ્રુતિમાં બ્રહ્મલક્ષણ (આમ વર્ણવ્યું છે કે):–

"सत्यं ज्ञानमनन्तं ब्रह्म[3]" ॥ "विज्ञानमानन्दं ब्रह्म[4]" ॥ ઇત્યાદિ

૧. (બ્રહ્માનન્દગત યોગાનન્દમાં શ્લોક ૮૯ મો):—'વિષયો પ્રાપ્ત થતે સતે તેઓની ઇચ્છાનો ઉપરમ થતે અન્તર્મુખ મનની વૃત્તિમાં (આત્મસ્વરૂપ) આનન્દ પ્રતિબિમ્બિત થાય છે. (તેને વિષયાનન્દ, પ્રતિબિમ્બાનન્દ અથવા લેશાનન્દ કહે છે.)'

૨. (એ જ પ્રકરણનો શ્લોક ૯૮ મો.) ('નિરોધ સમાધિના) અભ્યાસના યોગથી જેટલો જેટલો (સમય) અહંકાર વિસ્મૃત થાય તેટલો તેટલો (સમય) સૂક્ષ્મ દૃષ્ટિથી (સાક્ષાત્કારથી) નિજાનન્દ અનુમાનાય છે.'

૩. સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અને અનન્તસ્વરૂપ નામ દેશકાલવસ્તુકૃત ત્રિપરિચ્છેદરહિત આનન્દસ્વરૂપ બ્રહ્મ છે. ૪. વિજ્ઞાનસ્વરૂપ અને આનન્દ સ્વરૂપ બ્રહ્મ છે.

મહાવાક્યથી (તથા) "अयमात्मा ब्रह्म[1]" ॥ "अहं ब्रह्मास्मि[2]" ॥ ઇત્યાદિ (મહાવાક્યથી) બ્રહ્મ તે જ આત્મા એમ સ્પષ્ટ લાગે છે. જેથી સત્, ચિત્, અને આનન્દ, એ લક્ષણ દૃઢ વિચારથી પોતામાં યથાર્થ ઘટાવવાં જોઇયે, તે ઉપર શ્લોકઃ—

"अहमस्मि सदा भामि कदाचिन्नाहमप्रियः।
ब्रह्मैवाहमतः सिद्धः सच्चिदानन्दलक्षणः[3]" ॥

"સત્' રૂપ શા માટે કે,-સદાય હું છું, પોતાનો અભાવ કોઇને નથી એ 'અસ્તિતા'નું લક્ષણ. સદા સર્વને જાણું છું એ 'ચિત્' રૂપતાનું લક્ષણ. કોઈ કાલે પોતાનું અપ્રિય કોઇને ઇચ્છિત નથી, જેથી 'પરમપ્રિય' રૂપ છું, તેથી આનન્દરૂપ છું. એ રીતે 'ત્વં-પદાર્થ'નો નિરન્તર અનુભવ, શાસ્ત્ર તથા ગુરુવાક્ય મેળવીને કરવો. તે ઉપર વાક્યઃ—

"अहं साक्षीति यो विद्याद् विविच्यैवं पुनः पुनः।
स एव मुक्तः सो विद्वानिति वेदान्तडिण्डिमः[4]॥
अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत्।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम्[5]" ॥

"એ આત્મસ્વરૂપ જાણવા સારૂ જ શ્રુતિમાં સંન્યાસ– સર્વસ્વ ત્યાગ–લખ્યો છે. તેનું કારણ અતિસૂક્ષ્મ વસ્તુ, (જે) પોતે (તે) પોતાને ભૂલ્યો છે, અને અન્તઃકરણદ્વારા તેનો જ કેવલ વિચાર કરવો છે. જ્યાં સુધી જગતના સંબન્ધથી અન્તઃકરણમાં બીજા વિક્ષેપ છે ત્યાં સુધી અન્તઃકરણમાં સ્થિરતા નથી, એટલે પોતાનું યથાર્થ સૂક્ષ્મસ્વરૂપ સમજવામાં આવતું નથી. કોઈ યોગભ્રષ્ટ અથવા પુણ્યશીલનાં ચિત્ત વિક્ષેપરહિત હોય છે, તેને તો તુરત વિચારથી જ યથાર્થ ભાસે છે. અને જેમ જેમ આત્મવિચારમાં ચિત્ત સ્થિર થાય છે, તેમ તેમ મનમાં સુખશાન્તિ આવે છે, અને શોક-નિવૃત્તિ થાય છે. જેનું ચિત્ત સ્વસ્થ નથી, તેણે તો સંસારસંબન્ધ

૧. આ આત્મા બ્રહ્મ છે ૨. હું બ્રહ્મ છું ૩. અર્થ પૃ ૨૯૫ માં જુઓ. ૪. ફરી ફરી વિવેક વિચાર કરીને 'હું સાક્ષી છું' એમ જે જાણે છે તે જ મુક્ત છે, અને તે જ વિદ્વાન્ છે એવો વેદાન્તનો ડંકો છે. ૫. અર્થ પૃ. ૩૫૮ માં જુઓ.

ત્યાગ કરવા વિના શોકનિવૃત્તિરૂપ આત્મસ્વરૂપનો અનુભવ કરી શકાતો નથી. એ આત્મવિચાર સારૂ શાસ્ત્રકારે બે ઉપાય લખ્યા છે,- सांख्य અને योग.

"अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम्।
सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः॥
बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्न हि।
योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति"[1]॥

"મુખ્ય વિચાર સારૂ નિઃસંશય સુધી, શાસ્ત્રગુરુની સમીપતા મૂકવી નહિ. કોઈ પ્રકારે મનમાં સંશય ન રહે તે વારે શ્રવણ સિદ્ધ થયું (ગણાય છે.) યુક્તિ અને અનુભવથી મનમાં શાસ્ત્રની વાત આરૂઢ કરવી, તે વારે અસંભાવના મટી દૃઢ નિશ્ચય થાય તેનું નામ मनन. અને એ નિશ્ચિતાર્થમાં એકાગ્રવૃત્તિ થાય તેનું નામ निदिध्यासन. એ રીતે વિચારથી શ્રવણાદિ પરિપક્વ થઈ આત્મ-સાક્ષાત્કાર થાય, તેને સંસારશોક રહે જ નહિ. જેની વૃત્તિ શ્રવણા-દિકમાં દૃઢ નથી તેણે, એકાગ્રવૃત્તિ કરવા સારૂ યોગ કરવો જોઇયે. એ યોગ શી રીતે કરવો તે श्रीभगवद्गीताના અધ્યાય છઠ્ઠામાં સંપૂર્ણ છે. આત્માનું અભાન છે તે જ સર્વને અન્તઃકરણમાં ભૂલ થઈ છે. ભૂલથી અન્યથા ભાન થવા સંભવ છે. જેમ (ભ્રાન્તિ-કાલે) શુક્તિમાં બે રૂપ છે–સામાન્ય અને વિશેષ. શુક્તિનું સામાન્યરૂપ ચાકચકય (તેનું જ્ઞાન) તે રજતાદિ ભ્રમનું સાધક છે, અને નીલ-પૃષ્ઠ ત્રિકોણાદિ (તે શુક્તિનું) વિશેષરૂપ (તેનું જ્ઞાન) તે રજ-તાદિ સર્વ ભ્રાન્તિનું બાધક છે. એ દૃષ્ટાન્ત પ્રમાણે પોતાની ચિદ્રૂપતા અજ્ઞાનની સાધક છે, બાધક નથી. વિચારે તો સર્વને, ચૈતન્ય વડે, 'સાક્ષી હું છું, હું બ્રહ્મ જાણતો નથી,' એવું સામાન્ય જ્ઞાન ભાસે છે; પરં તુ નિર્મલ ચિત્ત વિના પોતાની અસંગરૂપતા અને સુખ એ વિશેષ (રૂપ) ભાસતું નથી. જો પોતાનું પરમાનન્દરૂપ ભાસે તો શોક રહેવા સંભવ જ નથી. માટે જે રીતે પોતાની પરમાનન્દતા ભાસે તેમ કરવું. પોતાની યથાર્થ પરમાનન્દતા સાક્ષાત્ થતાં જ શોકતરણ નિઃસંદેહ છે. તે ઉપર भगवद्वाक्य.

---

૧. અર્થ પૃષ્ઠ ૩૬૦-૩૬૧ માં જુઓ.

"यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति[1] ॥
सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते[2] "॥

"ઇત્યાદિ. ઉત્તમ અધિકારીને વિચારથી જ સાક્ષાત્કાર છે. યોગ કરવાની જરૂર નથી. એ ઉપર माण्डूक्यकारिका.

" आत्मसत्यानुबोधेन न संकल्पयते यदा ।
अमनस्तां तदा याति ग्राह्याभावे तदग्रहम्[3]" ॥

મન્દાધિકારીને મનનો નિગ્રહ જરૂર કર્તવ્ય છે. તે ઉપર माण्डूक्यनुं જ વાક્ય.

" मनसो निग्रहायत्तमभयं सर्वयोगिनाम् ।
दुःखक्षयः प्रबोधश्चाऽप्यक्षया शान्तिरेव च[4]" ॥

---

૧. અર્થ પૃ. ૩૬૨ માં જુઓ. ૨. પૂર્વોક્ત અધ્યાયના ૨૧-૨૨ મા શ્લોકનો પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધઃ—જે ઇંદ્રિયગોચર વિષયજનિત નહિ, પણ બુદ્ધિથી ગ્રહણ કરવાયોગ્ય એવું અનન્ત સુખ, એ (આત્મતત્ત્વના) સુખમાં રહેનાર મહત્ દુઃખ વતે પણ ચલતો નથી.

૩ गौडपादीयकारिका अद्वैताख्य तृतीय प्रकरण, શ્લોક ૩૨–અખણ્ડ ઉપનિષદ્ શ્લોકાંક ૧૧૧. આત્મા જ સત્ય છે, જે સત્યના (શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશઅનુસાર) બોધે કરી, (સર્વે આત્મા જ છે એમ જાણે અન્ય સંકલ્પ્યના અભાવથી) જે કાલે (મન) સંકલ્પતું નથી, તે કાલે 'અમનસ્તા' નામ અમનોભાવ પામે છે. ગ્રાહ્યના (દૃશ્ય દ્વૈતના) અભાવે સતે તે મન 'અગ્રહ' નામ ગ્રહણવિકલ્પનાવર્જિત થાય છે. 'એ અમનોભાવ' વદાય છે.

૪. તત્ત્વદૃષ્ટિના અસ્પર્શયોગને વર્ણી પશ્ચાત ગૌડપાદ પૂર્વોક્ત પ્રકરણના જ શ્લોક ૪૦–૧૧૯ માં વદે છે કેઃ–(જેઓને બ્રહ્મસ્વરૂપ વ્યતિરેકે કરી નામ બ્રહ્મ વિના,—રજ્જુસર્પવત્, મન અને ઇન્દ્રિયાદિ કલ્પિત જ છે–પરમાર્થથી વિદ્યમાન નથી– તે બ્રહ્મસ્વરૂપોને અભય (નામ) મોક્ષાખ્યા અક્ષયા શાન્તિ સ્વભાવથી જ સિદ્ધ છે) પૂર્વોક્ત તત્ત્વદૃષ્ટિથી અન્યયોગીઓ, જેઓ સન્માર્ગગામી છે, જેઓની હીન-મધ્યમ-દૃષ્ટિ છે, જેઓ આત્મવ્યતિરિક્ત આત્મસંબન્ધિ મનને અન્યત્ (જુદું) જુવે છે, તે 'આત્મસત્યાનુબોધરહિત' સર્વે યોગીઓને મનના નિગ્રહને અધીન 'અભય' મોક્ષ-છે, દુઃખક્ષય તથા પ્રબોધ તથા અક્ષયા શાન્તિ પણ (મનના નિગ્રહને અધીન જ છે).

"ઇત્યાદિ. પોતાના મનમાં સ્વરૂપ વિચારથી, શોકનિવૃત્તિ થાય છે, કે નહિ, તેના સાક્ષી આપણે જ છિયે. હવે એ મનનો શોધ કરી સાંખ્ય એટલે શ્રવણાદિ વિચાર, અને યોગ એટલે મનની એકાગ્રતા એ બેમાંથી વૃત્તિના અધિકાર પ્રમાણે એક ઉપાય કરવો એ આપણું કામ છે. અને સુખ સાક્ષાત્કાર થતાં શોકનો નાશ તો પ્રત્યક્ષ જ છે.

"અપરોક્ષાનુભૂતિમાં વૃત્તિથી સુખાનુભવ સારૂ સ્પષ્ટ વાક્ય છે.

"ये हि वृत्तिं विहायैनां ब्रह्माख्यां पावनीं पराम् ।
तत्तु वृथैव जीवन्ति पशुभिश्च समा नराः[1]" ॥ ઇત્યાદિ.

"समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं गिरा तदा तदेतदन्तःकरणेन गृह्यते[2]" ॥

"यद्यप्यसौ चिरं कालं समाधिर्दुर्लभो नृणाम् ।
तथापि क्षणिको ब्रह्मानन्दो निश्चाययत्यसौ[3]" ॥

"श्रद्धालुर्व्यसनी योऽत्र निश्चिनोत्येव सर्वथा[4]" ॥

"માટે ગુરુશાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખી જે ઉપાય કરે છે તેને સન્તરણ ભાસે છે. એ જ વિનતિ. પુનઃ લખશો.

વિ. ગોકુલજીના ન."

અત્ર સુજ્ઞ ગોકુલજીભાઈનાં ઉપદેશપત્રો સમાપ્ત થાય છે. ધન્ય છે એવાં સદ્બોધક પત્રોના લેખક, જેની સૂક્તિના સેવનથી મનુષ્ય સુકૃતી થાય છે.

બુદ્ધિમાન્ કૃતકૃત્ય સુજ્ઞ ગોકુલજીભાઈ બ્રહ્મવિદ્ હતા. મનુષ્યની મહત્તાનું તારતમ્ય બુદ્ધિના તારતમ્ય પ્રમાણે પ્રાયશઃ હોય છે. મનુષ્યના ઉત્તમાંગના સ્વલ્પ ઉપરિ પ્રદેશમાં બુદ્ધિનું સ્થાન

---

૧ શ્લોક ૧૩૦.—જે મનુષ્યો બ્રહ્મ નામની એ પરમ પાવની વૃત્તિને ત્યાગે છે તે પશુઓ સમાન નરો તો વૃથા જ જીવે છે.

૨ પઞ્ચદશીના બ્રહ્માનન્દગત યોગાનન્દ પ્રકરણમાં શ્લોક ૧૧૮ લખી શ્રુતિ ઉતારી છે તેઃ—સમાધિ વડે (રજસ્તમોગુણરૂપ) મલ ધોવાયલા છે જેના એવાને અને આત્મા વિષે નિવેશિત ચિત્ત છે જેનુ એવાને જે સુખ થાય છે તે વાણી વર્ણી શકતી નથી, તે સમયે તે સુખ આ અન્તઃકરણે કરીને જ ગ્રહણ થાય છે. (એવું અલૌકિક આત્મસુખ છે.)

૩. અર્થ પૃ. ૧૫૧ માં જુઓ. ૪. અર્થ પૃ. ૨૯૭ માં જુઓ.

ગણાય છે. બુદ્ધિ સ્વતઃ બહુ સૂક્ષ્મા સતે તેમાં અમિત પદાર્થો-નો સમાવેશ થાય છે. બુદ્ધિમાં આ ભૂગોલના જલસ્થલ તથા પ્રાણિપદાર્થાદિનો સમાવેશ થાય છે એટલું જ નહિ કિન્તુ દૃશ્ય કલ્પ્ય અગોલોનો સમાવેશ પણ તેમાં પ્રતીત થાય છે. બુદ્ધિરૂપ રત્નાકર-માંથી અનેક વિચારરત્નો ઉદ્ભવે છે તો તે તે ધારણકર્તાના હિતાહિતનાં સાધન થાય છે. બુદ્ધિનું એવું વિલક્ષણ માહાત્મ્ય છે. બુદ્ધિ પોતે પ્રમાણમાં સ્વલ્પા સતે તેમાં બૃહતનો સમાવેશ કરી શકે છે. ઈશ્વરની અદ્દ્ભુત રચનાનું, બુદ્ધિ એ વિસ્મયકારક લિઙ્ગ છે. એ બુદ્ધિમાં-સુમતિમાં-ધર્મરૂપ બીજનું પતન થઈ તેનાં સુફલ થાય છે ત્યારે જ તે સફલા થઇ ગણાય છે અને કૃતાર્થા થાય છે. આપણા ભરતખણ્ડી લોકોની મહત્તા હતી અને અવે થશે એ, બુદ્ધિના પ્રતાપથી જ. એથી બુદ્ધિને-સુમતિને-નિર્મલા અને નિશ્ચલા રાખવા સંપૂર્ણ પ્રયત્ન કર્તવ્ય છે. સુજ્ઞ ગોકુલજીને તે બુદ્ધિતારતમ્ય-ના પ્રસાદથી જ મહત્તાની પ્રાપ્તિ થઈ હતી. બુદ્ધિનો મહિમા અતર્ક્ય છે. બુદ્ધિએ કરી પ્રસાવિત કાર્ય અવશ સિદ્ધિને પામે છે. ભગવાનને-ઈશ્વરને-જે સુકૃતી સન્તોષે છે તે પ્રીતિપૂર્વક ભજતા ભક્તને ભગવાન્ બુદ્ધિયોગ દે છેઃ—

"ददामि बुद्धियोगं तम् ॥ गीता १०—१०.

બુદ્ધિ સહ યોગે કરી જ્ઞાન-સમ્યગ્દર્શન-પ્રાપ્ત થાય છે તે ઈશ્વર-પ્રસાદનું જ ચિહ્ન છે.

યથાદર્શિતાર્થે વેદાન્તશાસ્ત્રને જાણીને બુદ્ધિમાન્ થયેલા, તથા વિશિષ્ટજન્મપ્રસૂત બ્રાહ્મણે જે (લૌકિક વૈદિક) કર્તવ્ય છે તે, કરેલાં છે જેણે, તથા ભગવત્તત્ત્વને વિદિતે સતે જે જે કર્તવ્ય તે તે સર્વ જેણે કરેલાં થાય છે તે પ્રકારે પણ કૃત્ય કરેલાં છે જેણે, એવા કૃતકૃત્ય મહાત્મા સુજ્ઞ ગોકુલજીભાઈનું પવિત્ર જીવનચરિત્ર બહુ પ્રકારે મનનીય અને અનુકરણીય છે.

સુજ્ઞ ગોકુલજીભાઇ, કલ્યાણકર્તા યોગનું ફલ જે સમ્યગ્દર્શન તે, પૂર્વ જન્મમાં પામ્યા વિના 'યોગભ્રષ્ટ' થઈ, શુચિના અને શ્રી-માન્‌ના ગૃહમાં આ જન્મ પામ્યા હોય, એમ તેઓની પ્રકૃતિથી પ્રતીત થતું. પૂર્વ જન્મમાં કરેલા અભ્યાસના સંસ્કારદ્વારા બુદ્ધિ સહ સંયોગને લાભીને, સંસિદ્ધિનિમિત્ત બહુ પ્રયત્ન કરી બુદ્ધિ-માન્ કૃતકૃત્ય તેઓ બ્રહ્મવિદ્ થયા હતા.

### त्रिविध ब्रह्मविद्.

ब्रह्मविद् ત્રિવિધ હોયછે. (૧) જનક અર્જુનાદિ સમ આરબ્ધ-કર્મવશથી રાજ્યાદિમાં જે અધિકારી હોઈ મૂઢવત્ તાત્કાલિક હર્ષ-શોકથી અભિભૂત થાય છે, તે लोकव्यवहारप्रधानब्रह्मविद्, કથાય છે. (૨) ધીર થઈને ઇન્દ્રિયોને જીતીને તદા તદા પ્રસક્ત હર્ષશોકને વિવેકથી પરિત્યજે છે, તે विवेकप्रधानब्रह्मविद् કથાય છે. (૩) જેને હર્ષશોકનો પ્રસંગ જ છે નહિ તે समाधिप्रधान-ब्रह्मविद् કથાય છે.

સુજ્ઞ ગોકુલજીભાઈ 'લોકવ્યવહારપ્રધાનબ્રહ્મવિદ્' હતા. જનકસમ પ્રસંગોપાત્ત અમુક અંશે તેઓની વૃત્તિ પ્રતીતા થતી. जीवन्मुक्तिविवेक નામે ગ્રન્થમાં वासनाक्षयनिरूपण નામ દ્વિતીય પ્રકરણના અન્તમાં જનકનું આચરણ વર્ણ્યું છે કેઃ—

"'किमुपादेयमस्तीह यत्नात्संसाधयामि किम् ।
स्वतःस्थितस्य शुद्धस्य चितः का मेऽस्ति कल्पना ॥
नाभिवाञ्छाम्यसंप्राप्तं संप्राप्तं न त्यजाम्यहम् ।
स्वस्थ आत्मनि तिष्ठामि यन्ममास्ति तदस्तु मे' ॥
इति सञ्चिन्त्य जनको यथाप्राप्तक्रियामसौ ।
असक्तः कर्तुमुत्तस्थौ दिनं दिनपतिर्यथा"॥

'સ્વતઃ સ્થિત શુદ્ધચૈતન્ય હું તે મારી (મારે) શી કલ્પના છે? ઈહાં (આ જગતમાં મારે શું ઉપાદેય છે? યત્નથી હું શું સાધું? અપ્રાપ્તને હું વાંછતો નથી, (તેમ) પ્રાપ્તને હું ત્યજતો નથી. હું તો સ્વસ્થ થઈ આત્મામાં જ સ્થિત છું. (પ્રારબ્ધથી પ્રાપ્ત) જે મારૂં હોય તે મારે હો. એમ સમ્યક્ વિચારીને અસક્ત જનક-રાજા, જેમ દિનપતિ સૂર્ય (અધિકારેથી પ્રાપ્ત) દિનને-દિવસને-(કરવારૂપ યથાપ્રાપ્ત ક્રિયા કરે છે તેમ), યથાપ્રાપ્ત ક્રિયાને કરવાને ઉઠયા.'

### ब्रह्मविद् गोकुलजीभाईनुं ब्रह्मीभूत-विदेहकैवल्य-थवुं.

ચરિત્રનિરૂપ્યના શરીરનો અન્ત જે વર્ષમાં આવ્યો તે સં. ૧૯૩૫ ના શોકપ્રદ વર્ષનો પણ અવે આરંભ અને અન્ત સાથે થાય છે.

અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિને લીધે દુષ્કાલ ગયા પછી લોકોને જ્વરાદિ રોગોએ પીડવા માડ્યા હતા. જૂનાગઢમાં તો જ્વરે

ત્રાસ વર્ત્તાવ્યો હતો. તે જ્વરે ગોકુલજીભાઈના શરીરને પણ પોતાના પાશમાં લીધું હતું. પ્રથમના તાપે શરીરને શુષ્ક કરી છેક નિર્બલ કરયું હતું. બીજી વારનો તો કાલજ્વર જ હતો. તેમાં દેશીય વૈદ્યનું ઔષધ ચાલતું હતું. કેટલાંકને એમ લાગ્યું કે હાથફેર સારૂ અવે 'ડાકટર'નું ઔષધ કરે તો સારૂં. પણ કહે છે કે, તેઓના ક્રોધી સ્વભાવને લીધે કોઈથી તેઓને એ કહી શકાયું નહિ. સર્વેને ભય લાગ્યું કે માનશે નહિ, અને ક્રોધ કરશે. ડાકટર અમીદાસને પણ થોડો તાવ આવતો હતો. તેઓને રા. જવેરીલાલ લલુભાઈ ઠક્કરે સૂચના કરી કે, 'તમે ગોકુલજીભાઈની પાસે ચાલો.' ડાકટરને પણ ભય લાગ્યું કે અપમાન કરશે પણ ઔષધ નહિ ગ્રહણ કરે. એમ ધારી તેઓએ પણ ઉદાસીનતા રાખી. પરંતુ એ સર્વનાં અનુમાન વાસ્તવ ન હતાં. રા. જવેરીલાલે જઈ ગોકુલજીભાઈને કહ્યું કે,–'ડાકટરને પ્રકૃતિ બતાવવી યોગ્ય છે.' ગોકુલજીભાઈએ હા કહી કહ્યું કે,–'લાવજો.' એટલામાં તો રોગનું બલ વધતું ચાલ્યું. એવે સમયે કોઈ અધિક અનુભવી અને આપ્ત સ્નેહી વા સંબન્ધી પોતાને માથે ભાર લઈ યોગ્ય લાગે તેમ કરાવે છે. એવો યોગ ત્યાં ન હતો એમ કહેવાયું. ગોકુલજીભાઈના શરીરે ઉષ્ણતા એટલી બધી વધી પડી કે તેનો પ્રકોપ થયો. દાડિમનો રસ પીવાની અતિઆતુરઉત્કણ્ઠા બતાવે, પણ વૈદ્ય તેમ કરવાની ના કહે. એમ થતાં અસહ્ય શોષ પડવા માડ્યા. માર્ગશીર્ષ સુદિ ૩ ને દિને સામલભાઈ ઉપર અને આ લેખક ઉપર પત્ર લખાવ્યા; અને સુદિ ૪ તા. ૨૭મીના બાર વાગે આ લેખક ઉપર પોતે તાર મૂકયો કે "મને તાવ ચઢયો છે, તત્કાલ એક સો ઉત્તમ મસ્કતી દાડિમ મોકલી દ્યો. ઔષધ સારૂ જોઇયે છિયે." એઓના ભણીથી એ તાર અન્તનો જ હતો.

થોડા કાલ પછી સન્નિપાતનાં લક્ષણ જણાવા માડ્યાં. એ સમાચાર વઝીર બહાવદ્દીનને તથા ખા. સાલેહુદ્દિનને પહોચતાં, તેઓનાં શરીર પણ સારાં ન હતાં તોપણ તેઓ તુરત આવ્યા. તેઓની સાથે આદરસત્કારથી ગોકુલજીભાઇએ વાર્તા કરી. પણ થોડીવાર પછી ભયંકર ચિહ્ન જણાવા લાગ્યાં. એવા પ્રસંગે રા. નિહાલચંદ કુશલ ગણાતા તે પણ ત્યાં આવ્યા. શરીરની નિર્બ-

લતા અને રોગની પ્રબલતા પ્રત્યક્ષ દેખાવા માડી. એવો કાલ સમજનારાઓની આશા ત્રુટવા માડી.

માર્ગશીર્ષ સુદિ ૫ ભૃગુવાર તા. ૨૮ મી નવેમ્બર સન ૧૮૭૮ ની રાત્રિના આરંભમાં ૮–૯ વાગે, ભગવતી શ્રુતિ વદે છે તેમઃ–

**'પ્રારબ્ધના ક્ષયવશથી દેહત્રયના ભંગને પામી, ઉપાધિથી વિનિર્મુક્ત થઈ, (ગોકુલજીભાઇનો અવિદ્યાકૃત-દેહાદિ-પરિચ્છેદ-શૂન્ય સચ્ચિદાનન્દસ્વરૂપ પ્રત્યગ્ આત્મા) પરમાત્મામાં, ઘટાકાશવત્ (લીન થયો અને તે) પરિપૂર્ણતારૂપા વિદેહમુક્તિ (સ્વરૂપાવસ્થાન છે તેને પામ્યા).'**

સુજ્ઞ ગોકુલજીભાઇને તેઓના કુટુંબમાં પ્રથમથી રા. પુરુષોત્તમરાય ઉપર અન્તર્‌થી અધિક પ્રેમ હતો. તેની આશાજનિકા યોગ્યતા જોઈ પોતે બહુ પ્રસન્ન થતા. અને કોઈક દિવસ 'ઝાલા કુટુમ્બ'માં તે એક નામાંકિત ઉઠશે એમ અનુમાન કરતા. ઝાલાકુલપ્રદીપ સુજ્ઞ ગોકુલજીના અવતાર સમકાલે સંવત્ ૧૮૮૦ માં તેઓના પિતામહ ઇન્દ્રજી ઝાલા તથા ઇન્દ્રજી ઝાલાના જ્યેષ્ઠ ભ્રાતા ગોવિન્દજી ઝાલાનો રાજ્યકારભાર થઈ, ઉદય થયો હતો, તે જ પ્રમાણે દેશદીપક સુજ્ઞ ગોકુલજીને સુરાષ્ટ્રના રાજ્યકાર્યભારની પ્રાપ્તિ સંવત્ ૧૯૧૭ માં થઇ તે પછી થોડા જ માસમાં ઝાલાકુટુમ્બને કુલદીપક પુરુષોત્તમરાય ઝાલાની પ્રાપ્તિ થઈ. એ પ્રસંગથી અને અન્ય પણ ગ્રહાદિ તથા બુદ્ધિપ્રભાદિ અનેક કારણોથી સુજ્ઞ ગોકુલજીભાઈનું અનુમાન હતું કે ચિરંજીવ પુરુષોત્તમરાય ઝાલાકુલમાં એક પ્રતાપી રાજપુરુષ થશે, અને તદનુસાર વચનો પણ તેઓના મુખમાંથી પ્રસંગોપાત્ત નિઃસરતાં. મહાત્માઓના સાત્ત્વિક અન્તઃકરણમાંથી ઉદ્‌ભૂત વચનો સફલ થાય છે એ તો પ્રસિદ્ધ જ છે[૧]. રા. રા. પુરુષોત્તમરાયજીને હસ્તે જ ગોકુલજીભાઈના કૃતકૃત્ય શરીરને અગ્નિદાહ દેવામાં આવ્યો. અગ્નિહોત્રના કુણ્ડોના

---

૧ આ દ્વિતીયાવૃત્તિસમયે સાત્વિક દૂરદર્શીનું એ વચન સિદ્ધતાને પામ્યું છે. રા. રા. પુરૂષોત્તમરાય, પોતાની કુલીનતા, બુદ્ધિમત્તા, શૂરતા, ઉદારતા, રાજ્યભક્તિ, પ્રકૃતિપ્રજારઞ્જનતા, દેશકાલાધિકારોચિતજ્ઞતા, પ્રતિભાનવત્તા, આદિ સારા ગુણોથી, સંક્ષેપમાં રાજનીતિશાસ્ત્રથી તથા શસ્ત્રથી–બુદ્ધિબલથી અને અંગબલથી–બહુપ્રકારે સુરાષ્ટ્ર રાજ્યને ઉપયોગી થઈ, લૌકિક અને ચાતુર્યવાન વ્યવહારે પ્રજાના રઞ્જનાદિમાં સમર્થ થયા છે. અહુણા સુરાષ્ટ્રમાં તેઓ

અગ્નિ અને યજ્ઞના પાત્રાદિ સર્વ સંભાર સ્મશાનમાં લેવાઈ, પુરુષાર્થ સિદ્ધ કરેલા એ દેહની તે અગ્નિહોત્રના અગ્નિમાં સાંગોપાંગ વિધિપૂર્વક પૂર્ણાહુતિ દેવાઈ. રાજ્યના કારભારી છતાં દેહ છુટ્યો, એવું જૂનાગઢમાં ક્વચિત્ જ બને છે. પણ ગોકુલજીભાઈને તેમ થયું. તેઓ અવસાનકાલે કારભારી જ હતા તેથી તેઓના દેહને રાજ્યનું પ્રધાન અંગ ગણી, તદનુસાર તે શબ સાથે સર્વરાજવિભૂતિઓ પણ સશોકમાન દર્શાવવા સ્મશાનમાર્ગમાં ચાલતી હતી. પૂર્ણકલામાં દેહ છૂટ્યો એમ ગણી, સર્વ મનુષ્યો, ગોકુલજીભાઈના પિંડને તો બહુ ભાગ્યશાલી ગણવા લાગ્યા, પણ તેઓનાં સ્નેહી સંબન્ધીઓને હાનિનો અને શોકનો પાર ન રહ્યો.

'સ્નેહમૂલાનિ દુઃખાનિ'

દુઃખોનાં મૂલો સ્નેહ છે, એ કથન છે તે યથાર્થ છે.

સુજ્ઞ ગોકુલજીભાઈને અને આ લેખકને જે સ્નેહમમતા હતાં તેથી અધિક ન જ હોય. એમ હતું તેથી તેના પ્રમાણમાં તેને શોકદુઃખ કેવું થયું હશે, તે, તેનું અને તેવાંનું મન જ જાણી શકે.

---

સર્વમાન્ય અગ્રગણ્ય છે. રાજાપ્રજાનો તેમ જ સાર્વભોમ રાજ્યના પ્રતિનિધિ-પોલિટિકલ એજન્ટનો, રા. રા. પુરુષોત્તમરાયે પોતાની યોગ્યતા વડે, એવો હૃદય અભિપ્રાય સંપાદન કરયો છે કે અવધિ. વિક્રમ સંવત્ ૧૯૪૭ ના વૈશાખમાં રા. રા. હરિદાસજી જૂનાગઢ રાજ્યના પ્રધાનપદથી મુક્ત થતાં મુ. નવાબ સાહબે અને પછી વિક્રમ સંવત્ ૧૯૫૫ માં મુ. નવાબ સાહબે અને સિવિલ્ પોલિટિકલ એજન્ટ કર્નલ હન્ટરે સ્વેચ્છાથી રા. રા પુરુષોત્તમરાયજીને જૂનાગઢ સંસ્થાનના પ્રધાનનું સર્વોપરિ પદ અપ્રાર્થિત આપવા નિમન્ત્રણ કર્યું હતું; પરંતુ કેટલાંક રાજ્યકલ્યાણનાં જ કારણથી રા. રા. પુરુષોત્તમરાયે એ બહુમાનદ અધિકાર સુરતમાં સ્વીકારવાની, આભાર દર્શાવી, ના કહીને નિષ્કામતા, નિઃસ્વાર્થતા, દક્ષતા, અને ઉદારતા, આ લેખકસમક્ષ પ્રત્યક્ષ દર્શાવ્યાં છે. તે યથાભૂત સત્યનું સાક્ષિત્વ અત્ર પ્રસિદ્ધ કરવું એ પ્રાપ્ત થયું છે.

એક રાજ્યનીતિજ્ઞ પણ્ડિત વદે છે કેઃ—

"अन्तःसारैरकुटिलैः सुस्निग्धैः सुपरीक्षकैः ।
मन्त्रिभिर्धार्यते राज्यं सुस्तंभैरिव मन्दिरम् "॥

'જેમ સારા સ્તંભોએ મન્દિર ધારાય છે તેમ અન્તરમાં સારવાન્, અકુટિલ-સીધા, સુસ્નિગ્ધ-સારી પ્રીતિવાલા, સારી રીતે પરીક્ષા કરનાર મન્ત્રીઓથી રાજ્ય ધારાય છે.' અર્થાત્ રાજ્યનો આધાર એવા મન્ત્રીઓ ઉપર છે એ યથાર્થ છે.

વ્યવહારવિવેકી રા. રા. નિહાલચંદભાઈએ આ લેખકને તુરત તાર કર્યો કેઃ—'અહો! ગોકુલજીભાઈએ ગઈ રાત્રે દેહ છોડયો.' આ અતિ કષ્ટકર સન્તાપકારક સમાચારનો તાર વાચતાં એ આકસ્મિકા અને અચિન્તિતા ઘટના સાચી છે, એમ પ્રથમ તો અસજ્જ મન યદ્યપિ માની શક્યું નહિ, તથાપિ પછી ચિત્તને મૂર્ચ્છા આવી તે શુદ્ધિરહિત થઈ ગયું. તે અવસ્થામાંથી નિકળતાં શોકને અધીન થવું થયું. શોકાધીન થતાં તે જેટલા વિકાર કરવા સમર્થ છે તેટલા કરી, તેણે અન્તઃકરણને સર્વ સંસ્કાર કર્યા.

સુજ્ઞ ગોકુલજીભાઈના અન્ય બહુ સ્નેહીસંબન્ધીઓના મનમાં પણ શોકને વાસ કરવાનું મળ્યું. એ વાર્તા પરિશિષ્ટમાંનાં થોડાં પત્રોથી સ્પષ્ટ થશે.

સુજ્ઞ ગોકુલજીભાઈ તો પરમ પુરુષાર્થ સિદ્ધ કરી, બહુ સુવાસ મૂકી, વિદેહકૈવલ્ય થયા. શાસ્ત્ર ઉચ્ચારે છે કેઃ—

"ब्रह्मविद् ब्रह्मैव भवति"॥

---

ઉપક્રમાદિકમાં પ્રસંગોપાત્ત સજ્જીવનચરિતના મહિમાના તથા મહોપકારિતાના નિર્દેશ કરાયા છે, એથી આ ઉપસંહારમાં તે સંબન્ધમાં તેની એક પારમાર્થિક દૃષ્ટિ અપિ સંભવે છે તેનું દિગ્દર્શન માત્ર અત્ર સમર્પાય છે.

શ્રીમદ્ભગવદ્ગીતા અધ્યાય ૧૦ માં ગાય છે કેઃ—

"यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम्" ॥ ૪ ॥

શ્રીકૃષ્ણ વદે છે કેઃ—(આ લોકમાં) 'વિભૂતિમત્' નામ વિસ્તાર બુદ્ધિઆદિના ઉપાદાનત્વે કરી વિવિધ ભવન, વૈભવ, તેણે યુક્ત, અથવા 'શ્રીમત્ ઊર્જિત' નામ શ્રીલક્ષ્મીએ સહિત ઉત્સાહયુક્ત જ જે જે 'સત્ત્વ' નામ વસ્તુ,પ્રાણી, તે તે 'મમ તેજોંશસંભવ' નામ ઈશ્વરના તેજનો અંશ (એક દેશ) એમાંથી છે સંભવ જેનો, એવું જ તું જાણ. અર્થાત્ યત્ર યત્ર વિભૂતિ આદિ અતિશય હોય તે તે ઈશ્વરના અંશ છે. એમ ઉપાસ્યતા અર્થ પ્રેરણા છે.

સજ્જનોના સત્ત્વગુણપ્રધાનકાર્યોપાધિ અન્તઃકરણમાં વિશુદ્ધસત્ત્વકારણોપાધિ સર્વાન્તર્યામી સર્વાત્મા ઈશ્વરના અંશ અધિક

વ્યક્ત થાય છે; અને તેવા ઉત્તમ ગુણો ભાવરૂપ હોવાથી નિરાકાર સતે સજ્જનો સંગે આકારવાન્ પ્રતીત થાય છે. અને યોગ્ય અન્ય અન્તઃકરણો ઉપર તેઓની છાયા પડી પ્રતિબિમ્બિત થયે તેઓને પણ સુંદર ગુણયુક્ત કરે છે. એવું અનુપમ સ્વગુણાર્પક સજ્જનચરિતોનું માહાત્મ્ય છે.

જેઓ શમાદિ ગુણસંપન્ન હોવાથી દેવસમ ગણાઈ 'દેવમનુષ્ય' કથાય છે, તેઓના ગુણનું ગાન તે, ઈશ્વરના ગુણગાન સમ ગણાય છે. કૃતિની સ્તુતિ એ તેના કર્તાની સ્તુતિ તુલ્ય જ મનાય છે અને તેના કર્તાને અધિક નહિ તો સમાન આનન્દ તો આપે જ છે, કારણ કે એવી સ્તુતિ તે કૃતજ્ઞતાપૂર્વિકા હોય છે. સજ્જનોના સદ્ગુણોની સ્તુતિ તે તેના કર્તા ઈશ્વરની સ્તુતિતુલ્યા છે. તેનું શ્રવણ મનન કરનારનેતેના પ્રસાદથી અનેક સુખસંપત્તિના લાભ તથા પુષ્ટિ મળે છે. જગતમાં સજ્જનોની કલ્યાણકારિણી સખ્યા અધિકાધિક થાઓ અને સર્વે જનો સુખી થાઓ એ ઈશ્વર પ્રતિ પ્રાર્થના છે.

# परिशिष्टभाग १.

## मित्रोनां पत्रो तथा अभिप्रायो.

સુજ્ઞ ગોકુલજીભાઈ વિદેહકૈવલ્ય થયાના સમાચાર જાણી સ્નેહિજનોએ આ લેખક ઉપર અનુશોચનનાં, સમભાવનાં, અને સમાધાનનાં પત્રો લખ્યાં છે. તેઓમાંનાં કેટલાંક પત્રો અત્ર ઉતાર્યાં છે. રા. રા. રણછોડભાઈ તથા મણિભાઈ તો સમીપ જ હતા એટલે શોકભાર વહન કરવામાં જ સામીલ હતા તેથી તેઓનાં પત્રો નથી.

### રા. રા. સામલભાઈનું પત્ર.

"ભાવનગર, તા૦ ૨૯ નવેમ્બર સં. ૧૮૭૮, શનિ.

"પરમસ્નેહી ભાઈશ્રી મનઃસુખરામ સૂર્યરામ. મુંબઈ.

"વિનતિ કે ગઈ કાલે જૂનાગઢના તારથી અતિશય દુઃખદાયક, અતિશય ખેદ અને હાનિકારક ખબર, આપણા પરમમિત્ર ગોકુલજીભાઈ વિદેહકૈવલ્ય થયાના મળ્યા. આ વાત સાંભળી અન્તઃકરણના સ્વાભાવિક ધર્મ પ્રમાણે જે પારાવાર કલેશ થાય છે, તે પત્રમાં કોઈ પ્રકારે લખી શકવાની શક્તિ નથી. આપણા બને જણના મનમાં જે અભિલાષ,—અમુક સમય પછે, આપણા સુહૃત્તમ ગોકુલજીભાઈના ઈન્દુતુલ્ય મુખારવિન્દથી વેદાન્તસિદ્ધાન્તનાં વચનામૃતનું પાન કરી લાંબા સમય સુધી તજ્જન્ય સુખ ભોગવવાનો હતો—તે આપણા દુર્દૈવથી નાશ થયો. તે સાથે વ્યાવહારિક પ્રસગમાં તે સન્મિત્રના શરીરથી થતી, થતા લાભની જે હાનિ પહોંચી તેનો વિસ્તાર લખવાની અગત્ય નથી.

"એ માઠા બનાવથી મારા અન્તઃકરણને જે કંઈ લાગે છે તેનાથી આપના ચિત્તને કોઈ પ્રકારે ઓછી લાગણી નહિ જ થાય. આ પત્ર લખતોના દરમ્યાન અતીવ દુઃખના જે જે તરંગો મન ઉપર આવે છે, તેનુ બલ એટલું બધું વૃદ્ધિ પામ્યું છે કે, જેથી હાલ એ સંબન્ધી કંઇ વિશેષ લખવાને પણ ચિત્તમાં જોઇએ તેવી શક્તિ માલુમ પડતી નથી. સર્વ પ્રકારે ભાવિની મુખ્યતા ઉપર વિચાર કરીને મનને સમાધાની તરફ લાવવા શિવાય બીજો કોઈ માર્ગ દૃષ્ટિએ આવતો નથી.

"આપણા ભાઈશ્રી મણિભાઇને પણ આ માઠા બનાવથી ઘણો જ શોક થવાનો પરંતુ નિરુપાય.

વિ. સામલદાસના સા. પ્ર."

"વિ. સે. વિઠ્ઠલદાસ વિ. સામલદાસના સા. પ્રણામ. ઉપરના ખેદકારક બનાવથી અતિશય ખેદ થયો છે. તેમને પુત્ર નથી એ દિલગીરીમાં ઓર વધારો કરતા વાત છે. મગર આપણે ઈશ્વરેચ્છાને તાબે થયા સિવાય ઇલાજ નથી. લાચાર."

---

વઝીરસાહેબ બહાવદ્દીનભાઈ જૂનાગઢ સંસ્થાનના મુખ્ય રાજભારી વિવેકી અને મમતાવાળા છે એ પ્રસિદ્ધ છે. તેઓએ આ લેખકને પ્રથમ તાર મૂકાવ્યો કેઃ–

"Extremely sorry for Gokulajibhâi's death. Sirkâr sustains heavy loss. They will look properly to the interests of all his friends and relatives. Be assured."

'ગોકુલજીભાઈના મરણથી હું અતિશય દિલગીર છું. સરકારને ભારે હાનિ થઈ છે. નિશ્ચય માનજો કે તેઓના સર્વ સ્નેહીઓ અને સગાંઓના સ્વાર્થ ઉપર સરકાર સારી રીતિએ લક્ષ આપશે.'

પછી તેઓનું પત્ર આવ્યું તેમાં લખે છે કેઃ—

"જૂનાગઢ, સં. ૧૯૩૫ ના માર્ગશીર્ષ સુદી. ૯.

"મહેરબાન રાજમાન્ય રાજશ્રી ૫.

મનસુખરામ સૂર્યરામ. મુ. મુંબઈ.

"શ્રીજૂનેગઢથી લી. જમાદાર બહાવદ્દીનભાઈ વિ. હાશમભાઈના સલામ ઘણા ઘણા કરી વાચવા. ઉપરાંત લખવાનું કે, મેહેરબાન મુખ્ય દીવાન સાહેબ રાજશ્રી ગોકુલજીભાઇને પ્રથમ જ્વર આવતો પણ તે કઈ દિવસ થયાં ઉતરેલ, બાદ પાછો ઉથલો મારતાં એ જ કસરની અંદર તેઓ સાહેબની જીંદગીનો અન્ત આવ્યો. આ ઘણા જ ખેદકારક બનાવના બનવાથી મારા દિલમાં કેટલું દુઃખ ઉત્પન્ન થયું હશે, એ ચિતાર આપને આવ્યા વિના રહેશે નહિ. કેમકે તેમની જાતથી કેટલી બેફીકરી હતી. તેમ જ તેઓ સાહેબ આપણા માનવંતા સરકારના કેવા વફાદાર હતા એ સદ્ગુણો આ વખ્ત લખી બતાવતાં મારૂં મન મહા

ખેદયુક્ત થાય છે; એટલે વિશેષ વિવેચન નહિ કરી થોડામાં લખી મને સંતોષમાન થવું જોઇયે.

"તેઓ સાહબે આશરે ૧૮ વર્ષ આપણા માનવંતા સરકારની દીવાનગીરીના અહોદ્દાનું કામ સત્યવાદીપણે ચલાવ્યું. અને સરકારી હકની બેહેતરી માટે મનકર્મવચનેથી જે જે ફીકર રાખી પોતાની ફરજ બજાવી ફતેહમંદી પામ્યા છે, એવો દાખલો ઉદાહરણને માટે મુકાબલે મૂકવા બીજા કોઇનો મળી શકવાનો નથી. તેમ ધર્મિષ્ઠતા અને સત્યતારૂપી આભૂષણ તેઓએ ધારણ કરી પોતાની કીર્તિમાં વધારો કરયો છે, એથી પણ આપણી રયાસતને ઉજ્વલતા વધારે તેમની જાતથી મલતી હતી. પરંતુ દૈવયોગે આ બનાવ સહન થઈ ન શકે તેવો બન્યો, તે પણ મુંગે મોઢે સહન કરવો જોઇયે. એમ યકીન કરી હાલ ઘણી જ ગમગીની અંદર તેઓના વિયોગથી દીલગીર થયેલો છું. ઈશ્વરમરજી એમ હશે એટલે લાચાર.

"મેહેરબાન ગોકુલજીભાઈના ગુજરવા પાછળ તેમની પ્રજા આદિના દુઃખી મનને બની શકયા પ્રમાણે પરિતોષ કરયો છે તદપિ તમોએ પણ પત્ર લખવો.

"દીવાનજી સાહબના કુટુંબ અને તેમના મિત્ર, (તથા) માણસોની આબરૂમાં કંઇ પણ ફેરફાર નહિ કરવા, બલકે તેમની સંભાળગત કાલજી રાખી કરવા ખુદાવંદ સરકારશ્રીની ધારણા છે; જેને માટે અમોએ આપને તાર કરી ખબર આપ્યા છે, અને વળી પણ લખુંછું કેઃ–આપે કોઈ વાતે મનમાં ઉદાસી નહિ લેવી. અને જેવી રીતે હમેશ સરકાર નોકરી ઉલ્લાસથી કરો છો તેવી જ રીતે ઉલ્લાસ રાખી બજાવે જવી. પરમેશ્વર, ખુદાવંદ સરકારશ્રીને સલામત રાખે. તેઓ કોઈ વાતે દીવાનજીના ખાનદાનને અને તેમના મિત્ર અને માણસને ઉદાસી લેવા વખ્ત આવવા નહિ દે. કેમકે દીવાનજી સાહબની ખોટ જે છે તે સરકારને જ છે. બીજાને માટે નથી. માટે અમારૂ થોડામાં લખવું વિશેષ માની દીલ કાયમ રાખવું. અને જે વસ્તુ લાઇલાજ છે તેનો શોક ઓછો કરવા સિવાય બીજો રસ્તો નથી; એમ વિદ્વાનં અને જ્ઞાની મનુષ્યોનું મત છે, તે આ વખ્ત યાદ લાવી સબુર

કરેલું છે. પણ તેઓની વફાદારી અને સદ્‌ગુણો એવા છે કે તે વિસરે તેવા નથી. જે માણસને એક વખત તેઓ સાહબ મળ્યા હશે તો તેઓ પણ તેમના સદ્‌ગુણો વખાણતા હશે; તો એમના હાથથી ઘણાં જ મ્હોટાં કામોનો પરિણામ આવેલ છે, તે હમેશાં રાતદિવસ અમોને યાદ આવ્યા વિના રહેશે જ નહિ. થોડો દુઃખદાયક બનાવ બન્યો નથી.

"આ તરફનું કામકાજ લખવું. કોઈ વાતે જુદાઇ નહિ જાણવી.

"લી. જમાદાર બહાવદ્દીનના માનસહિત સલામ.
લી. પુરુષોત્તમરાયના દંડવત્ પ્ર."

---

રા. રા. હરિદાસ વિ. વિહારિદાસ

પોતાના અંગ્રેજી પત્રમાં લખે છે કેઃ—

"મારા પ્રિય મનઃસુખરામ.

"આપણા શુભેચ્છક, સદ્‌ગુણસંપન્ન અને બહુમાન્ય ગોકુલજીભાઈના દેહ છૂટ્યાના ખેદકારક સમાચાર સાંભળી મને બહુ જ શોક થયો છે. એમના બહુ સારા ગુણોનો હું પ્રશંસક હતો. તેમાં સત્યતા, દૃઢ સ્વભાવ, સરલતા, પ્રામાણિકતા, એકનિષ્ઠા, અને ધાર્મિક અન્તઃકરણ એ અતિશય પ્રત્યક્ષ હતાં. તે એક કુલીન, શક્તિમાન્, વિચક્ષણ, અને બુદ્ધિમાન્ કારભારી હતા. તેને જેઓ ઓળખતા હતા, અથવા તેની પ્રસિદ્ધ નિર્મલ કીર્ત્તિથી એક ખરા મહાન્ પ્રતિનિધિ પુરુષ જેવા જાણતા હતા, તેવા મનુષ્યોથી તેને માન મળતું હતું, એટલું જ નહિ પણ તે પૂજાતા હતા.

"આર્યતત્ત્વજ્ઞાનનું, અને ધર્મનું બહુ સારૂ જ્ઞાન તેઓને હતું, તેથી લોકોનાં અધિકતર શ્રદ્ધા સત્કાર તેના પ્રતિ થતાં. મૃત્યુવશ પ્રાણીરૂપે તેઓનામાં કેટલાક દોષ પણ હતા, પરંતુ તે એટલા થોડા અને સ્વલ્પ હતા, અને સદ્‌ગુણો એટલા બધા અને મ્હોટા હતા કે તે ગુણોની છાયામાં દોષ ઢંકાઈ ગયા હતા.

"કાઠિયાવાડને કેવી હાનિ થઈ છે! જે રાજકીય મણ્ડલના

તેઓ આધાર હતા તે મણ્ડલના મહાજનોને બહુ કાલ સુધી એ-ઓનો વિયોગ વિષમ લાગશે. સુરાષ્ટ્રપ્રાન્તનાં દેશીય રાજ્યોના સામાન્ય સ્વાર્થના એક શક્તિમાન્, નિર્ભય, સાચા રક્ષક તે હતા, તે તેઓએ ખોયા છે. જૂનાગઢના તો તેઓ બહુ વર્ષથી કારભારી હતા તેને જે હાનિ થઈ છે તે વર્ણવ્યા કરતાં કલ્પવી એ સુતર છે.

"મારે જૂનેગઢ જવાનું સન્ધાન ચાલતું હતું તે તમે જાણો છો જ. ..................................................................

"કાઠિયાવાડના પ્રથમ વર્ગના એક બીજા સ્પર્ધી સંસ્થાનના મુખ્ય ગૃહસ્થો એક વાર આ મહા પુરુષના ગુણની અને શક્તિની ઉતરતી ગણના કરતા હતા, પણ ગોકુલજીભાઈનું તેઓના સંબન્ધમાં આવવું થયા પછી, તેઓ જે હાંસિ અને અવજ્ઞા કરતા તેણે જ પછી પ્રીતિ અને પ્રશંસાનું રૂપ ધારણ કર્યું,—એ મેં પ્રત્યક્ષ દીઠું છે. હું ઇચ્છું છું કેઃ-ગોકુલજીભાઈ વિષેનું આ પત્ર તેઓને પુત્ર હોત તેને લખવા વેલા આવી હત તો મને સંતોષ થાત, પરંતુ તેમ નથી તો હું ધારૂં છું કે તમને લખવું એ જ યોગ્ય છે, કારણ કે મરનાર પુરુષ તમારા ઉપર પરમ સ્નેહ રાખતા હતા.

"ઈશ્વર તેઓને અમરશાન્તિ આપો એવી મારી અન્તઃકરણથી પ્રાર્થના છે. સદા તમારો-હરિદાસ વિહારિદાસ."

---

રાવબહાદર ભોલાનાથભાઈનું પત્રઃ-

"અમદાવાદ, તા. ૪ થી દિસેમ્બર સન ૧૮૭૮, બુધવાર.

"પ્રિય ભાઇ મનઃસુખરામ,

"ગઇ કાલે ઝાલાજી (ગોકુલજીભાઈ) ના મૃત્યુની દુઃખદાયક ખબર જાણી મનને અતિ ખેદ થયો. મંદગી સાંભળી ન હતી...... દેહનું અશાશ્વતપણું આવું છે, અને માણુસો અનેક પ્રકારના મનોરથો ધારવામાં તથા ઐશ્વર્યના મદમાં (એવા) વિમોહિત થઈ જાય છે કે,—પરકાલ વિષે વિચાર કરવાનો અવકાશ મળતો નથી. ઝાલાજી જેવા પવિત્ર મનના, પ્રામાણિક, તથા સરલ સ્વભાવના ઘણા વિરલા માણુસો હશે. મારે આપના યોગથી થોડીવાર સમા-

ગમ થયાથી તેમની મારા ઉપર કૃપા હતી એ સ્મરણ થવાથી ચિત્તને ખેદ થયા વિના રહેતો નથી. તમારે તેમની સાથે અતિ પરિચય તેથી તમને દુઃખ લાગે એ સ્વાભાવિક છે, પણ નિરુપાય વસ્તુનો ઉપાય—વિવેક તથા ઈશ્વરેચ્છાને અધીન થવું એ વિના બીજો કોઈ નથી. ..........................................

"આપનું ચિત્ત હાલમાં વ્યગ્ર હશે તેથી વધારે શ્રમ આપતો નથી. શુભેચ્છક ભોલાનાથ સારાભાઈના સા. નમસ્કાર."

---

રા. બક્ષી મથુરાદાસજી લખે છે કેઃ-

"રા. રા. પરમસ્નેહી મનઃસુખરામ સૂર્યરામ. મુંબઈ.

..............................

"આપણા પ્રિય મિત્રનું (ગોકુલજીભાઈનું) ગુજરવું થયા નન્તર મારો જીવ વ્યવહારમાં ગોઠતો નથી. ભ્રમ થયાં કરે છે, અને ખેદશૂલથી અન્તઃકરણ વિંધાણાં કરે છે. ઘણું મનને સમજાવું છું પણ શાન્તિ થતી નથી.

"આપ વિચારો કે રાજકીય પ્રસંગને સાથ તેના સત્સંગ વડે પરમાર્થ લાભ આપણને પ્રાપ્ત હતો તે હાથમાંથી ગયો, એ કેવી અફસોસી છે. વખતે તમારી સોહોબતથી જીવને ચંડક રહે, પરંતુ તમો લંકાના સુવર્ણવત્ છો. ભગવદ્ ઇચ્છા.

..........................................

"વિ. મથુરાદાસ ભગવાનદાસના સાષ્ટાંગ નમસ્કાર."

---

મિ. જે. બી. પીલસાહેબે ઇંગ્રેજી ભાષામાં પત્ર લખી રા. ગોકુલજીભાઈ વિષે પોતાનું ઉચ્ચ મત દર્શાવ્યું છે. તેનું ભાષાન્તરઃ—

"પ્રિય મિ. મનઃસુખરામ,

"......ગત દીવાન ગોકુલજી સંપત્તિરામ સાથે અધિકાર રીતિએ ઘણું કામ મારે પડતું, અને તમે સારી પેઠે જાણો છો કે ઘણા અન્તરાયો નડતા. તેઓની પોતાની સ્થિતિ વિષમ હતી, અને હું સદા આમ ધારતો આવ્યો છું કે,–તેઓની રાજનીતિ એકમાર્ગી જ હતી; અને જૂનાગઢ સંસ્થાનનાં જે કાર્યો તેઓના

